## પ. પૂ. શ્રીવાસુદેવાનંદસરસ્વતી સ્વામિ મહારાજના
## જન્મ પ્રસંગના દોહરા
### (મહર્ષિ શ્રીરંગ અવધૂત ગુરુમહારાજના હસ્તાક્ષરમાં)

જોઈ, રાત સ્વપ્નમાં કહે, રહે નિશ્ચિંત;
ભૂતભાવિ ન એહને, માન એહ નિશ્ચિત. ૭૨
અવતારી નર એહના વસે ઉદરમાં જાણ;
તેજ પ્રતાપ ગાન આ ભાસ્કરના માન. ૭૩
થતાં દૃષ્ટાંત એહવો, પરમાનંદે ત્યાંય
ગણેશભટ્ટ કહે, અહા! બડભાગી હું આંહિ. ૭૪
અહો પુણ્ય એ બેઉનું પતિપત્નીનું જાણ,
માટે યોગિવરેણ્ય એ આવ્યા ઉદરે માન. ૭૫
થયાં રમાબાઈ તદા 'અંતર્વત્ની' એમ,
ગણેશભટ્ટ આનંદથી કર સંસ્કાર તેમ. ૭૬
નવ માસ નવ દિન થયા એમ ગર્ભને પૂર્ણ;
દશમ દિવસ આવ્યા તિહાં ચિરસ્મરણીય તૂર્ણ. ૭૭
સત્તરસો છોંતેર શક, સંવત્સર આનંદ,
વિક્રમસંવત સાંભળો કહું સવિસ્તર સંત: ૭૮
ઓગણીસસો દશ નવી, શ્રાવણ માસોત્તમ,
કૃષ્ણપક્ષ રવિવાર જે પંચમી તિથિ સત્તમ; ૭૯
જતાં ઘડી છવ્વીસ ત્યાં સૂર્યોદયથી તેમ,
રમામાત દેદીપ્યમાન પ્રસવે સુપુત્ર પ્રેમ! ૮૦
અશ્વિનીનક્ષત્રે તથા, રામકૃષ્ણસમ એહ,
આત્મમાનુષવેષથી ઈશ અવતરે તેહ!! ૮૧



# ❀ શ્રીવાસુદેવલીલામૃત ❀


**પ્રકાશક:**

**૧. શ્રી અનિલ નંદસુખલાલ શ્રોફ**
'રંગઆશિષ', બંગલો નં.૨,
ચેમ્બૂર ડ્રીમલેન્ડ કો.હા.સો., સૉરેસ રોડ, ચેમ્બૂર, મુંબઇ-૪૦૦ ૦૭૧.
ટેલિ.નં. (૦૨૨) ૨૫૨૦ ૩૬૦૯/૨૫૨૦ ૬૩૯૮

**૨. ડૉ. દિલીપ રણજીતરાય ભટ્ટ**
૭૩૨, વિયા સાન સાઇમન, કલેરમોન્ટ,
કેલિફોર્નિયા-૯૧૭૧૧, ૧૫૭૦ યુ.એસ.એ.
ટેલિ.નં. (૦૦૧) ૯૦૯ ૬૨૧ ૦૩૧૬.



**લેખક:** **શ્રી વાસુદેવ દત્તાત્રેય નંદુરબારકર**
જી-૭, સેક્ટર ૮-એ, નિર્ણય નગર, પોસ્ટ ચાંદલોડિયા,
અમદાવાદ-૩૮૨ ૪૮૧ ટેલિ.નં. (૦૭૯) ૨૭૬૨૩૨૩૭



**ગ્રાફિક્સ:** **શ્રી રવીશ રાજેન્દ્ર ઉપાધ્યાય**
'રાહ-રંગપ્રેમની'
'ગુંજન', ૧૭, અક્ષરકુંજ સોસાયટી, ગોપી-વિદ્યાનગર રોડ,
આણંદ-૩૮૮ ૦૦૧. ટેલિ.નં. (૦૨૬૯૨) ૨૪૯૪૫૫

**મુદ્રક :** **શ્રી સુનિલ ઘોસાળકર**
'ગ્રાફિકા' મુંબઇ-૪૦૦ ૦૦૧. ટેલિ.નં. (૦૨૨) ૫૬૩૩ ૬૫૨૦

**આવૃત્તિ :** **પ્રથમ :**
દિવંગત પૂ.નંદસુખલાલ ઠાકોરદાસ શ્રોફ (શ્રોફકાકા)નો જન્મ શતાબ્દી દિન,
વૈશાખ સુદ ચોથ, સં. ૨૦૬૦, વિનાયકી ચતુર્થી, શુક્રવાર, તા.૨૩-૪-૨૦૦૪.

**દ્વિતીય :**
મહાવદ તેરસ સં.૨૦૬૧, મહાશિવરાત્રી,
મંગળવાર, તા.૮ માર્ચ ૨૦૦૫.

**પ્રત :** ૧૦૦૦. રૂ. ૧૨૫

**શ્રી અવધૂત સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ, નારેશ્વરની અનુમતિથી**

# ભગવાન શ્રી દત્તાત્રેય



માલાકમંડલુરધઃ કરપદ્મયુગ્મે, મધ્યસ્થપાણિયુગલે ડમરુત્રિશૂલે ।
યસ્યસ્ત ઊર્ધ્વકરયોઃ શુભશંખચક્રે, વંદે તમત્રિવરદં ભુજષટ્કયુક્તમ્ ॥



મહર્ષિ શ્રીરંગઅવધૂત ગુરુમહારાજના હસ્તાક્ષરમા શ્રીદત્તાત્રેય સ્તુતિ.

દત્તાત્રેય કૃપાળુ હરે, પાહિ પાહિ મામ્ (૨) ધ્રુ.

તત્પદેપિ ત્વમસિ વ્યાપ્ત, ત્વંપદેપિ ત્વમિહ વ્યાપ્ત; તત્ત્વમસિ-બોધવ્યાપ્ત, પાહિ પાહિ મામ્ (૨) — દત્તાત્રેય
જટાધારે શંખચક્ર, શૂલહસ્ત મોદિવરા, દામોદરાનંદપરા, પાહિ પાહિ મામ્ (૨) — દત્તાત્રેય
દત્ત-ભાસ્કરં બોધતત્ત્વદાયકેશ, રંગરંગાભદરં પાહિ પાહિ મામ્ (૨) — દત્તાત્રેય

આજ્ઞાંકિત

# વાસુદેવનામસુધાના ૧૦ શ્લોકો.
## (મહર્ષિ શ્રીરંગ અવધૂત ગુરુમહારાજના હસ્તાક્ષરમાં)

वासुदेवं परित्यज्य योऽन्यं दैवमुपासते
गंगांबु निर्मलं त्यक्त्वा मृगांबु परिसेवते ॥ १॥ धा
ताहि वा शाधि वा चांब स्वीकुरु दूरमुत्सृज ।
तवैवाहं तवैवाहं तवैवाहं पुनः पुनः ॥ २॥
त्वं चेज्जहासि हे मातः कोऽन्यस्त्राताऽस्ति मामकः ।
चेद्वेताबालवद्बालो माता मातैव सा पुनः ॥ ३॥
नो विद्या नो तपः क्वापि वर्तते मयि निश्चितम् ।
तवास्मीत्येव मे तोषो यन्नाशे मरणं ध्रुवम् ॥ ४॥
माऽस्त्वन्नं भक्षितुं माऽस्तु वस्त्रं वा धारणाय वै ।
मा बोधः किं पुनर्गेहं तेऽस्त्वेकं स्मरणं परम् ॥ ५॥
नो कांक्षे काव्यव्युत्पत्तिं नो वित्तं नो पुनर्यशः ।
प्राप्यं राज्यं तृणं मन्ये त्वद्विना किं सुखं ध्रुवम् ॥ ६॥
एहि मातर्गृहाणार्भं देहि बोधस्तनं परम् ।
धेनोर्विनाकृतं वत्सं धिक् कथं सुखमाप्नुयात् ॥ ७॥
मृषाऽपि वर्तते बंधोऽयं शीघ्रं जहि तं प्रभो ।
त्राहि मग्नं भवे भीमे मामेवं शरणागतम् ॥ ८॥
वासुदेवो यतीड् यत्र तत्र गंगा सुनिश्चितः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ९॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ १०॥



# શ્રીવાસુદેવલીલામૃત

## પ્રાર્થના

લીલા એની કો લહે, સ્વયં ત્રીશ જે એમ?

(શ્રીગુરુલીલામૃત અ.૧૩૪/દો.૧૪૦)

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય પરમગુરુ પ.પૂ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતીજીની દિવ્ય લીલાઓને એકત્રિત કરી લોકકલ્યાણાર્થે ''શ્રીવાસુદેવલીલામૃત'' નામાભિધાન અર્પીને છપાવવાનું ભગીરથ ભગવદ્‌કાર્ય થયું છે.

આવાં દેવકાર્યો સ્વયં આશીર્વાદરૂપ જ હોય છે. 'સ્વયમાશીસ્તુસત્કર્મ.' આવા પ્રસંગે ભગવાનના આશીર્વાદ પણ માગવાના ના હોય પણ ઝીલવાના હોય, જીવવાના હોય, માણવાના હોય. જેની લીલા માટે ભગવત્ સ્વરૂપ ગુરુમહારાજ શ્રી રંગાવધૂતજીએ પણ "લીલા તહારી કો લહે, જ્યાં વેદ પણ મૂગા રહ્યા" તેમ કહ્યું હોય તો આપણું તો શું ગજું?

આવા વરદ ગ્રંથને વાંચી, સમજી, જીવીને જીવનમાં ચરિતાર્થ કરીએ તેમાં જ આપણું શ્રેય છે. આવાં દેવકાર્યમાં સહભાગી બનનાર સર્વ પર ગુરુમહારાજના અમોઘ આશીર્વાદ ઊતરો એવી પ્રાર્થના.

ૐ

લિ.

ગુરુચરણરજ "પ્રેમ"

અવધૂત કુટીર,
મુ. લીંચ- ૩૮૪ ૪૩૫
વાયા: જગુદણ (ઉ.ગુ.)
ટેલિ.નં.:૦૨૭૬૨ ૨૮૨૩૪૩.





## વિદ્યા વારિધિ વાસુદેવ

પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી (ટેમ્બે) સ્વામી મહારાજશ્રીનું નામ દત્તપરંપરાની વિચારધારામાં બહુ માનથી લેવાય છે અને તેઓશ્રીએ કાર્ય પણ એવું જ ઉમદા અને ઉત્તમ પ્રકારનું કર્યું છે તે વિષે ભકતોમાં જ નહીં, વિદ્વાનોમાં પણ બે મત નથી.

આદ્ય શંકરાચાર્ય પછી ભક્તિનાં સ્તોત્રો રચવામાં તેમનો નંબર આવે જ. સાથે સાથે નવું દત્તપુરાણ રચવાનો, દત્તવિચારધારાનાં અનેક પુસ્તકો-સંસ્કૃતમાં તેમજ મરાઠી ભાષામાં રચવાનું શ્રેય તેઓશ્રીને જ જાય છે.

પ્રસ્તુત પુસ્તકમાં તેઓશ્રીની વિવિધ લીલાઓનાં ગાન સાથે તેમણે કરેલું લોકસંગ્રહનું કાર્ય, તેમનું એવું જ શિષ્યવૃન્દ તથા ભારતીય સંસ્કૃતિમાં આપેલું તેઓનું પ્રદાન વગેરે સ્પષ્ટ તરી આવે છે.

તેમણે રચેલી ગ્રંથ સંપત્તિ વિપુલ છે. દત્તપુરાણ વિશિષ્ટ એ રીતે છે કે પુરાણનાં જે લક્ષણો શાસ્ત્રમાં વર્ણવ્યાં છે તે પાંચે પાંચ એમાં સામેલ છે. જુદી જુદી દત્તલીલાને એક જ પુસ્તકમાં ગ્રથિત કરે છે એટલું જ નહીં, એની-દત્તાત્રેયની-ઉપાસના કેવી રીતે કરવી તે વર્ણવતા તેના મંત્ર, તંત્ર વગેરેની પણ સમજૂતી અપાઇ છે. દત્તભક્તોમાં ઓછી જાણીતી વાતોનો પણ એમાં સમાવેશ થયો છે.

દત્તભક્તોમાં મરાઠી શ્રી ગુરુચરિત્ર-સરસ્વતી ગંગાધર કૃત-પ્રસિદ્ધ છે. તેનાં પાઠ, પારાયણોથી અનેકને ચિત્તશાંતિ, મનોકામનાપૂર્તિ, દત્તનાં દર્શન આદિ થયાં છે, થયા કરે છે અને થયા કરશે એવો મહામાલા મંત્ર સમો એ ગ્રંથ છે. સાયંદેવના પૌત્રના પૌત્રએ એ ગ્રંથ લખ્યો છે અર્થાત્ સાત પેઢીનું ભક્તિ-તપ એમાં



ભર્યું પડ્યું છે. તે વરદ ગ્રંથ સર્વને સુલભ બને માટે તેમણે તેનું સમશ્લોકી સંસ્કૃત ભાષાંતર શ્રીગુરુસંહિતાના નામે કર્યું છે. એ ગ્રંથનું સંસ્કૃત એટલું તો સરળ છે કે થોડું ઘણું સંસ્કૃતનું જ્ઞાન હોય તે પણ એને સમજી શકે છે.

મહારાષ્ટ્રીય ભાષા તુ ન સર્વવિષયોચિતા |
અત: સુગમયા દેવવાણ્યેદં તન્યતે મયા || ૬ ||

અર્થાત્ મરાઠી ભાષા બધાને આવડતી હોતી નથી તેથી સુગમ દેવભાષા (સંસ્કૃત)માં એ મારાથી ગ્રથિત થયું છે.

શરુના અધ્યાયમાં જ સ્તુતિરૂપે જે શ્લોકો છે તેમાં પણ કાવ્યાત્મક શૃંખલા સાથે વૈચારિક સંભાષણ પણ મુગ્ધ કરે તેવું છે.

સદાનન્દ તત: કિં તે વદ દેયં મયાઽધિકમ્ |
કિમિચ્છસિ હૃષીકેશ મત્તોઽહં તવ બાલક: || ૧૦૭ |
બાલકો માતુરુત્સઙ્ગમુપવિશ્ય ક્ષુધાતુર: |
દીન: પ્રસારયત્યાસ્યં પયસ: કાંક્ષયા યદા || ૧૦૮ ||
તદા માતા પ્રથમતો યાચતે કિં સુતં પ્રતિ |
તથા માં ગુરુનાથાદ્ય યાચસે કિં દદામિ કિમ્ || ૧૦૯ ||

વળી દરેક અધ્યાયને અંતે બીજા અધ્યાય માટેનો અનુસંધાન કરાવતો શ્લોક પોતાના તરફથી ઉમેરેલો છે :-

છઠ્ઠા અધ્યાયને અંતે :-

ઈતિ સિદ્ધવચોઽભિલાષુક: સ નિશમ્યાપ્યથ નામધારક: |
સ્મ વિપૃચ્છતિ તત્પ્રવક્ષ્યતિ ક્ષિતિદેવો મતિમાન્ સરસ્વતી || ૧૫૪ ||

પોતે લખેલી ટીકામાં પહેલાં દરેક અધ્યાયનો સાર આવે છે.



૧૭મા અધ્યાયનો સારશ્લોક :-

આર્યાવમાનિતોઽદાદાર્યાયે મૂઢવિપ્ર ઇહ જિહ્વામ્ |
સપ્તદશે તત્પ્રેરિત ઇશમવાપ્યાલભત્ તતો જિહ્વામ્ ||

'દ્વિસાહસ્રી' માં ગુરુચરિત્ર માત્ર બે હજાર શ્લોકોમાં કહેવાયું છે જેમાં 'ઉવાચ' મંત્રોની પણ ગણતરી આવી જાય છે. આ ગ્રંથ લખાયો માણગાંવમાં યુવાન વયે અને અંતે સંહિતેયં દ્વિસાહસ્રી એવું ભગવાને લખાવતાં શ્લોકો ગણ્યા તો બે હજાર ન થયા. તેથી ભગવાને કહ્યું કે 'ઉવાચ' મંત્રોને પણ ગણો. આમ બે હજાર થયા!

આ ગ્રંથ ઉપર ટીકા લખવાનું ભગવાને પંદરેક વર્ષ બાદ સૂચવ્યું અને ગ્રંથ નજર સમક્ષ ન હોવા છતાં ટીકા લખાઇ ! આને પ્રભુ જ લખાવે છે તે ગણવું કે સ્વામી મહારાજશ્રીની મેધાશક્તિનો નમૂનો ગણવો એ કહેવું મુશ્કેલ છે. આ ગ્રંથનાં સપ્તાહ પારાયણોથી અનેકની અનેક પ્રકારની કામના પૂર્તિ થઇ છે, થયા કરે છે ને થશે.

અહીં પણ ટીકામાં અધ્યાયનો સારશ્લોક લખેલો જોવા મળે છે. જેમ કે તેરમા અધ્યાયની ટીકાના આરંભમાં :-

ત્રયોદશે વશાં દુગ્ધ્વા મહિષીં રાજસેવિત: |
રક્ષસેદાદ્ ગતિં વિશ્વરૂપં ચ યતયે પ્રભુ: ||

અહીં સ્વામી મહારાજશ્રીએ ભાસ્કરની ત્રણ જણ પૂરતી બનાવેલી રસોઇમાંથી હજારોને જમાડ્યા તે લીલા વિશે લખતાં કહ્યું છે :-

ભાસ્કરોઽયં પ્રિયો ભક્તો યત્પ્રસાદોઽસ્ય નાન્યકે |
ત્રિમાસં સર્વદા તેન પાદસંવાહનાદિભિ: || ૧૯/૨૮ ||



શ્રદ્ધાભક્ત્યૈવ ભગવાન્ સેવિતસ્તત્ફલં ત્વિદમ્ |
ઇત્યુક્તવાન્યે નરાઃ પ્રેમ્ણા તુષ્ટુવુઃ શ્રીગુરું પરમ્ || ૧૯/૨૯ ||

આ ગ્રંથમાં કેટલા સૂક્તિસ્વરૂપ શ્લોકો કે પંક્તિઓ જોવા મળે છે :-

(૧) માતા વન્ધ્યા યતેરપિ |

(૨) પતિસેવનમેવૈકં તારકં નાપરં સ્ત્રિયાઃ |

(૩) ગુરુર્નિરુપમઃ સાક્ષાદ્ બ્રહ્મા વિષ્ણુ શિવાત્મકઃ |

(૪) ન કોડપિ સુખદુઃખદઃ |

(૫) છાયૌપમ્યેન સંસેવ્યો ગુરુસ્તત્ત્વમિદં પરમ્ | વગેરે.

ગુરુભક્તિ શું શું કરી શકે તે એક જ શ્લોકમાં :-

પુત્રં વન્ધ્યાભયં ત્રસ્તો નિઃસ્વઃ સ્વં રોગ્યનામયમ્ |
મુમુક્ષુ સદ્ગતિં યદ્યદ્યસ્યેષ્ટં સ લભેત્ સદા || ૧૧.૫૨ ||

'ઝાલર ખાઇ રીઝ્યો એમ, દીધો સુવર્ણઘટ સપ્રેમ.'

એ કથામાં 'અર્થપૂર્ણં ઘટં લેભે સદ્ગુરોઃ સમ્પ્રસાદતઃ |'

ની ટીકામાં સ્વામી મહારાજ લખે છે :- અર્થપૂર્ણં સ્વર્ણદ્રવ્યપૂર્ણં સમ્પ્રસાદોડયં કથં યતો ધનનિમિત્તોનર્થઃ સ્મર્યતે સત્યં શુચીનાં ભગવન્નિષ્ઠાનાં તુ ધનલાભે યજ્ઞાદિચિત્તશોધકં કર્મ ભવતિ નેતરેષાં વિષયભોગનિષ્ઠાનાં કદર્યાણાં વા અત ઉક્તં સમ્પ્રસાદત ઇતિ ||

આમ ટીકા વિદ્વદ્ભોગ્ય હોવા ઉપરાંત સામાન્ય જનને પણ લક્ષમાં રાખી લખાઇ છે.

એવી જ રીતે સામાન્ય જનતા માટે સત્યનારાયણની કથાની માફક 'સત્યદત્ત કથા' તેઓશ્રીએ આપી છે જેનું વ્રત કરવાથી ધારેલું ફળ મળે છે.



દત્તાત્રેયના સોળ અવતારો થયા તેનું સ્તોત્ર કથા ચરિત્ર 'શ્રી દત્તાત્રેય ષોડશાવતાર ચરિત્રાણિ' ગ્રંથમાં આપ્યું છે અને અંતે એનો સંક્ષેપ પણ આપ્યો છે અને પ્રારંભે તેમની પૂજાના ઉપચાર મંત્રો પણ આપ્યા છે. જનોઇ અર્પણનો મંત્ર જોઇએ :-

બ્રહ્મનામકસૂત્રં તુ બ્રહ્મસૂત્રં પ્રકીર્તિતમ્ |
બ્રહ્મૈવ બ્રહ્મસૂત્રં તદ્ યસ્મિન્પ્રોતં ચરાચરમ્ ||

વેદાંત સ્તોત્રોમાં 'માનસપૂજા'ના મંત્રો છે. તેમાંથી ચંદનનો મંત્ર :-

આહ્લાદનં ચન્દનમુચ્યતે તત્ સત્યર્તરૂપં ન તત: પરં તે |
પ્રેષ્ઠં ત્ર્યધીશાગુણ તેન નૂનમાલેપનં તે પ્રકરોમિ ભક્ત્યા || ૧૧ ||

સ્વામી મહારાજશ્રીએ અનેક સ્તોત્રો લખ્યાં છે. સારા ભારતમાં પરિભ્રમણ કરતાં કરતાં જે દેવાલય, નદી, તીર્થસ્થાન, સંત, આચાર્ય આદિનાં દર્શન થયાં તે તે અંગે પ્રાર્થનાપૂર્વક અભિન્ન ભાવે સ્તોત્ર લખ્યાં છે. ગણેશ, સરસ્વતી, પંચાયતમાં ગણેશ, સૂર્ય, શંકર, શક્તિ અને વિષ્ણુનાં સ્તોત્રો છે. અલગ રીતે પણ શંકર, વિષ્ણુ તથા દેવીનાં અને દશે અવતારોનાં ઘણાં સ્તોત્રો છે. ગંગાદિતીર્થોનાં સ્તોત્રો પણ ઘણાં છે. દત્તાત્રેયનાં તો હોય જ. વેદાંતપરક સ્તોત્રો પણ છે. ઉપરાંત અનેક આરતી પણ છે-મરાઠીમાં અને સંસ્કૃતમાં. વાર અનુસાર પદ, અભંગ આદિનું પ્રમાણ પણ ઘણું છે.

ગણેશને વિનાયક કેમ કહે છે? જુઓ નીચેનો શ્લોક :-

ઈન્દ્રાદિનાં તુ દેવાનાં વિવિધા: નાયકા: ખલુ |
ન નાયકો ગણેશસ્ય કોઽપ્યતોઽસૌ વિનાયક: || ૨.૯ ||

શિખરિણી છંદમાં સ્તુતિ કરતાં લખે છે :-



ગણાધીશો ધીશો હરિહરવિધીશોડભયકરો
ગુણાધીશો ધીશો વિજયત ઉમાહ્ત્સુખકર: |
બુધાધીશો નીશો નિજભજક વિઘ્નૌઘહરણો
મુદાધીશો પીશો યશસ ઉભયર્ધેશ્ચ શરણમ્ || ૪.૮ ||

શ્રીવ્યંકટેશ્વર સ્તોત્રમાં

ન મત્સમો યદ્યપિ પાતકીહ ન ત્વત્સમ: કારુણિકોડપિ ચેહ |
વિજ્ઞાપિતં મે શ્રૃણુ શેષશાયિન્ તં વ્યંકટેશં શરણં પ્રપદ્યે || ૪૩.૮ ||

'અન્નપૂર્ણા સ્તોત્રમ્'માં ૧,૪,૯,૧૨મા અક્ષરોમાં ઊભેથી વાંચતા નીચેના મંત્રો નીકળે છે :-

(૧) શ્રીભગવદવધૂતપદકમલભ્રમરવાસુદેવાનંદ સરસ્વતીભિક્ષુકૃતસ્તવ

(૨) દત્તાત્રેયો હરિ: કૃષ્ણ ઉન્મત્તાનંદદાયક: |
મુનિર્ દિગંબરો બાલ: પિશાચો જ્ઞાનસાગર: ||

(૩) ઐં હ્રીં શ્રીં ક્લીં નમો ભગવતિ માહેશ્વરિ અન્નપૂર્ણે
મમાભિલષિતમંનન્દેહિ દેહિ સ્વાહા ||

(૪) અન્નપૂર્ણે સદાપૂર્ણે શંકરપ્રાણવલ્લભે |
જ્ઞાનવૈરાગ્યસિદ્ધ્યર્થં ભિક્ષાં દેહિ ચ પાર્વતિ ||

આવાં મંત્રગર્ભ સ્તોત્રોની સંખ્યા પણ વિપુલ છે.

નદીસ્તોત્રોમાં નર્મદાલહરી અને કૃષ્ણાલહરી જગન્નાથકૃત ગંગાલહરીની માફક લહરીસ્તોત્રોમાં અનેરી ભાત પાડનારાં છે. બંનેમાં અંતે હારબન્ધ અને ગોમૂત્રિકાબંધના શ્લોકો છે.



'નર્મદાલહરી'ના છઠ્ઠા શ્લોકમાં કહ્યું છે :-

સરસ્વત્યા: સત્યા જલમિહ પુનાતિ ત્રિદિનત:
સ્મ કાલિન્દ્યા નદ્યા અપિ ચ સલિલં સપ્તદિનત:|
મહાભંગા ગંગાખિલદુરિતભંગા સપદિ સા
મહાભાવા રેવા કથમપિ હિ દષ્ટ્વૈવ સહસા ||

'કૃષ્ણાલહરી'માં ધ્રુવપદ છે :-

નમ: શ્રીકૃષ્ણે તે જય શમિતતૃષ્ણે ગુરુમતે |

અંતે ગોમૂત્રિકાબન્ધનો શ્લોક છે :-

કૃષ્ણાં યો વૃણુતે ભક્ત: પદં યાયાન્નિરંતરમ્ |
તૃષ્ણાં યો વૃણુતે ભક્ત: ખેદં યાયાન્નિરંતરમ્ ||

શ્રીદત્તાત્રેય સ્તોત્રોમાં અષ્ટોત્તરદત્તનામ અને દકારાદિસહસ્રનામ સ્તોત્ર છે. ઉપરાંત શ્રીનૃસિંહસરસ્વતી અને શ્રીપાદશ્રીવલ્લભની પ્રાર્થનાનાં સ્તોત્રો પણ છે. શ્રીદત્તભાવસુધારસ સ્તોત્ર ૧૧૦ શ્લોકોનું છે. શ્રીનૃસિંહ સરસ્વતીની પ્રાર્થના કરતાં :-

અજ નમો જનમોહનમોહન: પ્રિય નિયોજય તે નયતે નતે |
ય ઇહ વેદ નિવેદ નિવેદવે ત્યજ પદં જપદં તપદં પદમ્ ||

આખું સ્તોત્ર વર્ણાનુપ્રાસમાં છે જે તેમણે એક સમયે તાત્કાલિક જ રચી કાઢ્યું હતું.

તેઓશ્રીએ કુમારશિક્ષા અને યુવાશિક્ષા, સ્ત્રીશિક્ષા અને વૃદ્ધશિક્ષા નામક શિક્ષાત્રયમ્ નામનો ગ્રંથ લખી કુમારોને, સ્ત્રીઓને, યુવાનોને અને વૃદ્ધોને બોધરૂપ જીવનોપયોગી ગ્રંથો લખ્યા છે.



કાવ્ય સાહિત્યમાં 'ચમ્પૂ' નામનો એક પ્રકાર છે જેમાં ગદ્ય અને પદ્ય ઉભયનો પ્રયોગ થાય અને કથાનક કહેવાય. આવાં કથાનકની રચના 'શ્રીદત્તચંપૂ' ગ્રંથમાં સ્વામી મહારાજે કરી છે. એમાં દત્ત ભગવાનના શિષ્ય-ભક્તો કાર્તવીર્ય, આયુ, અલર્કાદિની વાત છે. સતી શાંડિલી પતિને લઈને જાય છે તે માટે :-

કાન્તાકાન્તાય સા કાન્તા પ્રયાતાકાન્તરે સ્થિતા |
કાન્તારેડવીક્ષ્ય માણ્ડવ્યં શૂલોતં તં વ્યતાડયત્ || ૧.૫ ||

'ત્રિશતી કાવ્ય' નામક ગ્રંથ સાહિત્યની દૃષ્ટિએ પણ ઉત્કૃષ્ટ છે. માત્ર ૩૦૦ શ્લોકોમાં તેઓશ્રીએ ગુરુચરિત્રને ગાયું છે. કાવ્યના ગુણો પ્રસાદ, ઓજસ આદિ ભરપૂર છે. છંદોનો પ્રયોગ ધ્યાન ખેંચે છે તો અલંકારો પણ અત્ર તત્ર સર્વત્ર છે. ટૂંકમાં કહેવું હોય તો આ ગ્રંથ યુનિવર્સિટીમાં બીજા કાવ્યગ્રંથોની માફક અભ્યાસક્રમમાં મૂકવા યોગ્ય છે. જો 'ગંગાલહરી' અભ્યાસક્રમમાં મૂકી શકાય તો 'નર્મદાલહરી', 'કૃષ્ણાલહરી', 'દત્તચંપૂ', 'ત્રિશતી' (કાવ્ય) પણ મૂકી શકાય તેવા ગ્રંથો છે.

'ત્રિશતી'નું મંગલાચરણ જ કેટલું સુંદર છે !

સુશંકરં સન્તમજં ગુરું પરં | પરંપરાદ્યં પ્રણમત્ પુરંદરમ્ ||
દરં હરન્તં પ્રવરં સુસાદરં | ભજેડત્રિજં યોગિવરં નિરંતરમ્ || ૧ ||

નામધારક અત્રિ અનસૂયા વિષે પ્રશ્ન કરે છે તે જુઓ :-

અતનુ: સતનુ: કુત આસ તનુસ્ ત્રિતનુર્નૃતનુ: કથમત્રિજનુ: |
ઇતિ પૃષ્ટ ઉવાચ સ તચ્ચરણં મતિજુષ્ટમવેક્ષ્ય જગચ્છરણમ્ || ૧.૨૨ ||

અંબાએ ગર્ભ ધારણ કર્યો તે વિશેનો શ્લોક :-

દ્વૈતવાદે પ્રવૃત્તે તત્કુચયોરિવ વાદિનો: |
ભ્રૂણોડધાત્ તન્મુખે નૈલ્યં માદ્યમે ચાપિ ગૌરવમ્ || ૧.૮૦ ||



શ્રી નૃસિંહ સરસ્વતીનું કાવ્યાત્મક વર્ણન :-

મારો રૂપેણ વાચા ચ વાક્‌પતિ: ક્ષમયા ક્ષમા |
બુદ્ધ્યા બુધો ભયા ભાસ્વાનિતિ ભાતિ યતિપ્રભુ: || ૨.૨૧ ||

શુષ્ક કાષ્ઠને પલ્લવ આણવાની લીલા પછી બ્રાહ્મણનો કોઢ દૂર થયો તે વિશે સ્વામી મહારાજ લખે છે :-

પ્રેષ્ઠદષ્ટ્યા તુ કામાદિ-દુષ્ટા નષ્ટાડસ્ય સંસૃતિ: |
વિશિષ્ટેષ્ટસ્ય ય: પ્રેષ્ઠ: કુષ્ઠવાર્તા કુતોડસ્ય તુ || ૩.૪૭ ||

અંતે હારબન્ધ, મૂરજબન્ધ, ગોમૂત્રિકાબન્ધ વગેરે અનેક ચમત્કૃતિપૂર્ણ શ્લોકો છે. હારબન્ધનો ઉલ્લેખ આ જ ગ્રંથમાં પૂ.ગુલવણી મહારાજે ચિત્રિત કરેલા દત્તના ચિત્ર નીચે મુકાયેલો છે. તે અહીંથી લીધેલો છે. બધી બાજુથી તેવું જ તેવું જ વંચાય તેવો 'સર્વતોભદ્ર' શ્લોક ટાંકીને લેખ પૂર્ણ કરીશ.

સા કા ર તા તા ર કા સા |
કા પિ સા ર ર સા પિ કા ||
ર સા ય મેડ મે ય સા ર -
તા ર મે ય ય મે ર તા || ૩.૧૦૫ ||

આવા વિદ્યા વારિધિને વારંવાર વંદન !

એવા સારસ્વત યતિચક્રવર્તીને તેમના સાર્ધ શતાબ્દી જન્મોત્સવ પ્રસંગે લેખકે જે શ્રદ્ધાંજલિ અર્પી છે તેને હું આવકારું છું. ભાઇ શ્રી વાસુદેવ પાસેથી આવું આવું ગુજરાતી ભકતોને મળ્યા કરો એવી ભાવના સાથે વિરમું છું.

**વડોદરા** **- ધીરુભાઇ જોષી**



## આચમન

પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજની લીલાનું અમૃતપાન પ.પૂ.સદ્‌ગુરુ શ્રીરંગ અવધૂત મહારાજે શ્રીગુરુલીલામૃત ગ્રંથના ઉપાસના કાંડમાં કરાવ્યું છે. એ અમૃતપાન કરતાં કરતાં હંમેશાં એવો ભાવ જાગે કે લીલામૃતનું આવું પાન વધુ ને વધુ કરવાનું મળે તો કેવું સારું? અનેક ભક્તોનાં અંતરની આવી ઉત્કટ ઉત્કંઠાને સંતોષવા માટે જ ભગવાને સ્નેહી ભાઈશ્રી વાસુદેવ નંદુરબારકરને પ્રેરણા કરી હશે અને એના પરિણામરૂપ લીલામૃતના ઘૂઘવતા સાગરરૂપ આ 'શ્રીવાસુદેવલીલામૃત' ગ્રંથ રજૂ થઈ રહ્યો છે. મને આચમન કરવાની જે તક મળી તે માટે સ્વામી મહારાજનો અને પૂ.શ્રીનો ઋણી છું.

ભાઈશ્રી વાસુદેવભાઈ શરૂઆતમાં થોડા થોડા પ્રસંગો મને વાંચવા આપતા હતા. એમની ભાષા સરળ અને સ-રસ. એકદમ પ્રવાહી શૈલી. વાંચવાનું શરૂ કર્યા પછી પૂરું ન થાય ત્યાં સુધી મૂકવાનું મન ન થાય. એમણે આપેલા ઘણા પ્રસંગોમાંથી પચ્ચીસ કે પચ્ચાસ પ્રસંગોની પુસ્તિકા પ્રકાશિત કરી લીલામૃતનું આચમન કરવાનો મનસૂબો સેવ્યો હતો. પરંતુ 'માગી ગાગર અને મળ્યો સાગર'ની જેમ ૫૦૦ પાનાંનો વિશાળ ગ્રંથ જ હાથમાં આવી ગયો.

આ ગ્રંથમાં રજૂ થયેલી માહિતી ધ્યાનથી વાંચીએ તો આપણને આપણું જીવન ઘડવાની પ્રેરણા અને માર્ગદર્શન મળે છે. આધ્યાત્મિક માર્ગનું ચઢાણ કપરું છે પણ શક્ય છે. ભગવાન સાથે જેમ સંબંધ ગાઢ થાય તેમ સાવધાની પણ વધુ રાખવી પડે એનું ભાન થાય છે. "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને" એ પંક્તિ ચરિતાર્થ થતી જણાય છે.



દત્તસંપ્રદાયના સાહિત્યનું વાંચન, ચિંતન અને મનન એ ભાઈશ્રી વાસુદેવભાઈની વિશિષ્ટતા છે. વિદ્યાવ્યાસંગી હોવાને કારણે અમારો સંબંધ ઘણો નિકટનો છે. ઉદારતા, ખાનદાની અને નમ્રતા એમના લોહીમાં છે. 'અન્યને ઉપાધિરૂપ ન થવાય એવું જીવવું એ જ સત્કર્મ' એવી પૂ.શ્રીની વિચારધારાને એમણે જીવવાનો સભાન પ્રયત્ન કર્યો છે. પૂ.શ્રી પ્રત્યેની એમની અનન્ય ભક્તિ અને ધાર્મિક સાહિત્યનાં ઊંડાણને પામવાની વૃત્તિ આ બન્ને વસ્તુ મારે માટે પણ પ્રેરક પરિબળો છે. તેઓ આવા ગ્રંથો રચતા રહે એવી હું એમને શુભ મનોકામના પાઠવું છું.

આ પુસ્તક મુ. અનિલભાઈ શ્રોફ દ્વારા પ્રકાશિત થઈ રહ્યું છે એનો વિશેષ આનંદ છે, કારણ કે એમને કારણે આ સમગ્ર પ્રકાશન કાર્યમાં સક્રિય રહેવાની મને તક મળી છે.

આ પુસ્તકનું ગ્રાફિક્સ કામ મારા ભત્રીજા રવીશ દ્વારા થયું તે તો કેવળ પ.પૂ.સ્વામી મહારાજની અને પૂ.શ્રી બાપજીની કૃપા જ સમજું છું.

આવાં સત્કાર્યો મારી પાસે અને મારાં કુટુંબ પાસે ભગવાન કરાવ્યા કરે એવી પ્રાર્થના.

**પ્રા. કુલીન ઉપાધ્યાય**

'વરેણ્યમ્',
૬/એ, કલ્પતરુ, અંકુર,
અમદાવાદ-૩૮૦ ૦૧૩
ટેલિ.નં. : (૦૭૯) ૨૭૪૮૦૦૮૮



ૐ

श्री दत्तः प्रसन्नोऽस्तु

# श्रीवासुदेवलीलामृत

## પ્રકાશકના બે બોલ

માણવં પાંડુરંગાખ્યં સ્વપ્નદર્શનમાત્રતઃ |
ચકારાર્ચં ત્વનાર્ચાધો વાસુદેવ નમોઽસ્તુ તે || ૭૩ ||
યત્પાદપાંસુના જાતં ગરુડેશ્વરમીતિહૃત્ |
ભૂવૈકુંઠં સમાખ્યાતં વાસુદેવ નમોઽસ્તુ તે || ૭૪ ||

(વાસુદેવનામસુધા)

પૂ.શ્રીરંગ અવધૂત મહારાજશ્રીને જેઓ અવાર નવાર સ્વપ્નાદેશથી માર્ગદર્શન આપતા હતા અને ગુરુમહારાજ જ મારું બધું સંભાળે છે એવું માનનાર પૂ.શ્રીના ગુરુ પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજની જન્મસાર્ધશતાબ્દી પ્રસંગે 'શ્રીવાસુદેવલીલામૃત' ગ્રંથને પ્રકાશિત કરી, તેઓશ્રીને દેશ વિદેશમાં આ વર્ષે અનેક રીતે જે ઉત્સવાદિ, પાઠ પારાયણ ને યજ્ઞાદિથી શ્રદ્ધાંજલિ સમર્પિત થઇ છે તેમાં સહભાગી બની શક્યા છીએ. ટૂંકાગાળામાં 'શ્રીવાસુદેવલીલામૃત' **ગ્રંથનું દ્વિતીય સંસ્કરણ** થઇ રહ્યું છે તે કેવળ સ્વામી મહારાજની અસીમ કૃપાનું જ ફળ છે.

સ્વામી મહારાજે કડકડિત આચાર પાળી, ચારેય આશ્રમને દીપાવતું કાર્ય કર્યું છે અને ભારતીય સંસ્કૃતિને જીવંત રાખી છે. ભક્તો ઉપર ખૂબ જ ઉપકાર કરીને તેમને માર્ગદર્શન આપ્યું છે. છત્રી ને જોડા વિના પગે ચાલીને આસેતુહિમાચલ યાત્રાઓ કરી છે. દક્ષિણી બ્રાહ્મણના ઘરે જ ભિક્ષા લેવી અન્યથા ફલાહાર, ખારેક આદિથી ચલાવી લેવું, આળસ વિના આગળ ધપ્યે જવું અને ચાતુર્માસ નિવાસ



દરમ્યાન દત્તાત્રેય ભગવાન વિષે સાહિત્યનું સર્જન કરવું એવો કપરો નિયમ પાળીને તેમણે અનેકોનો ઉદ્ધાર કર્યો છે.

એમના વિષે એમના જ શિષ્ય પૂ.ગાંડા મહારાજશ્રી (ઉર્ફે યોગાનંદ સરસ્વતી)એ મરાઠીચરિત્ર લખ્યું અને પૂ.શ્રીએ તેના આધારે જ શ્રીગુરુલીલામૃતગ્રંથનો ત્રીજો ભાગ ઉપાસનાકાંડ લખી સ્વામી મહારાજશ્રીનું જીવનચરિત્ર ગાયું છે. ત્યાં જે લીલાઓ આલેખાઇ છે તેની પૂર્તિરૂપે જે કાંઇ જાણવા મળ્યું છે તે અમદાવાદના ગુરુભક્ત શ્રીવાસુદેવ દત્તાત્રેય નંદુરબારકરે ગ્રથિત કર્યું છે. આ લખાણ પાછળ શ્રીવાસુદેવભાઇએ ત્રણેક વર્ષ મહેનત કરી છે અને જયંતીના ૧૫૦ વર્ષના ત્રણ ગણાં પાન (૪૩૨) આપણને આપ્યાં છે.

તેમના એ લખાણને પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. આ લખાણને પૂ.પ્રેમ અવધૂતજીના આશીર્વાદ પણ મળ્યા છે તેનો આનંદ છે. આ પુસ્તકની સરળ અને ભાવવાહી ભાષા અને ઘણી બધી અંતરંગ વિગતોની જાણકારી વાચક વર્ગને પ્રભાવિત કરી ગઇ. વાચકોનો જે અપ્રતિમ પ્રતિસાદ સાંપડ્યો છે તેનો ખૂબ આનંદ છે.

પ્રથમ આવૃત્તિના મુદ્રણદોષો સુધારવાનો સભાન પ્રયત્ન કર્યો છે. આ સેવા આપનાર મુ.શ્રી ટી.આર.જોષી સાહેબનો તથા સૌ. તારાબેન ભાવસારનો ઋણી છું.

પ.પૂ.શ્રી સ્વામી મહારાજનાં પવિત્ર પાદપદ્મમાં શતશઃ પ્રણામ.

"રંગ આશિષ", બંગલો નં.૨,
ચેમ્બૂર ડ્રિમલેન્ડ કો.હા.સોસાયટી.
સૉરેસ રોડ, ચેમ્બૂર, મુંબઇ - ૪૦૦૦૭૧.
ટેલિ.નં. : (૦૨૨)૨૫૨૦૬૩૯૮.

સંતચરણાનુરાગી
અનિલ શ્રોફના
સાદર, સપ્રેમ શ્રીગુરુદેવ દત્ત.



# લેખકના બે બોલ

## || શ્રી ગણેશ-દત્ત-ગુરુભ્યો નમ: ||

અમારાં કુટુંબમાં વંશ પરંપરાગત રીતે દત્ત ભક્તિ દઢ થતી આવી છે. સ્વામી મહારાજનાં ઇ.સ.૧૯૫૪નાં જન્મશતાબ્દી વર્ષની આસપાસ મારા પિતાજી શ્રીદત્તાત્રેય પાંડુરંગ નંદુરબારકરે "શ્રીગરુડેશ્વર ક્ષેત્ર કા સંક્ષિપ્ત પરિચય" નામનું પુસ્તક હિંદી ભાષામાં લખ્યું હતું, જેને શ્રી દત્તસંસ્થાન, ગરુડેશ્વરે પ્રસિદ્ધ કર્યું હતું. પચાસ વર્ષ પછી સ્વામી મહારાજની સાર્ધ શતાબ્દીનાં વર્ષમાં પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી, જેમને સમગ્ર અવધૂત પરિવાર સ્વામી મહારાજના નામથી ઓળખે છે, તેમના જીવન પ્રસંગોનાં વિવિધ પાસાંને આવરી લેતું "શ્રીવાસુદેવલીલામૃત" પ્રસિદ્ધ થાય છે તે ઘણો જ આનંદનો વિષય છે.

સ્વામી મહારાજે ઘણી વાર આસેતુહિમાચલ યાત્રા પગપાળા કરીને અનેક અજ્ઞાની જીવોનો ઉદ્ધાર કર્યો છે. ભારતના સર્વભાષી લોકો તેઓશ્રીના ભક્તો હતા અને છે તેમ છતાં તેઓશ્રીનાં જીવનનાં વિવિધ પાસાનું સૌથી વધુ આલેખન મરાઠી ભાષામાં થયું છે. તેઓશ્રીની વૈવિધ્યપૂર્ણ લીલાનું રસપાન ગુર્જરભક્તો કરી શકે તે ઉદ્દેશથી મેં બાળકવત્ પ્રયત્ન કર્યો છે. "નારેશ્વરનો નાદ" તથા ''સંદેશ'' દૈનિકના સહપ્રકાશન "ધર્મસંદેશ"માં લગભગ ૨૦-૨૫ લેખો લખેલા. પરંતુ બૃહત્ ચરિત્ર આલેખનનો આ પ્રથમ જ પ્રયત્ન છે.

સ્વામી મહારાજના સંક્ષિપ્ત જીવન પ્રસંગો **શ્રીરંગચરણાનુરાગી** પૂ.શ્રી પ્રેમ અવધૂતજીને બતાવ્યા હતા. તેમની પ્રેરણા પણ આ જીવનચરિત્રાત્મક



પુસ્તકના પ્રકાશન માટે કારણભૂત છે. સાહિત્ય તથા વ્યાકરણની દૃષ્ટિએ લખાણને સુધારવા શ્રીઅવધૂત નિવાસ ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી ડૉ. હરિપ્રસાદ (ધીરુભાઇ) જોષી (M.A.Ph.D.)એ ઘણી જહેમત લઇ કીમતી સમયનો ભોગ આપ્યો છે. તેમણે આપેલ માર્ગદર્શન માટે હું તેમનો અત્યંત ઋણી છું. તેમની આ સેવાથી પ્રસન્ન થઇ સ્વામી મહારાજની કૃપા તેમનાં કુટુંબ પર વિશેષપણે ઊતરો તેવી પ્રાર્થના. આ ગ્રંથનું તલસ્પર્શી વાંચન કરી પ્રૂફ સુધારવાનું કામ કરવા માટે મુ. ડૉ. શ્રીદેવદત્તભાઇ જોષીનો આભારી છું.

હાલ મોંઘવારીના જમાનામાં પુસ્તક પ્રકાશનનું કામ સહેલું તો નથી જ. મુંબઇ નિવાસી અવધૂત પરિવારના **શ્રીરંગચરણાનુરાગી** શ્રીઅનિલભાઇ નંદસુખલાલ શ્રોફે તે અંગે જવાબદારી સેવાભાવે સ્વીકારી જેથી સ્વામી મહારાજનું “શ્રીવાસુદેવલીલામૃત” ભક્તોને ઉપલબ્ધ થયું છે.

સ્વામી મહારાજના ઓછા જ્ઞાત પ્રસંગોનાં બે પ્રવચન સત્રો રંગ ભક્ત શ્રીઇન્દ્રવદન શાહના ઘરે આયોજાયાં હતાં તે બદલ હું એમનો ઋણી છું અને સ્વામી મહારાજની એમના પર વિશેષ કૃપા થાય તેવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના.

પ્રૂફના કામમાં સક્રિય સહકાર આપવા બદલ મુ. કુલીનભાઇ, સૌ. અંજનીબેનનો પણ ઋણી છું. ચાણસ્માના રંગ ભક્ત સૌ. તારાબેન સુરેશભાઇ ભાવસારનો પણ ખૂબ આભારી છું.

પ.પૂ. સ્વામી મહારાજના કોઇ પણ કામ અંગે પૂ.શ્રીરંગ અવધૂત મહારાજની સૂક્ષ્મ પ્રેરણા હંમેશાં કાર્યશીલ હોય છે. સ્વામી મહારાજને વંદન કરીને તેઓશ્રીનાં ચરણોમાં પણ શતશઃ વંદના.



વિદ્વાન વાચકો લખાણ અંગે પ્રતિભાવ, સૂચન કરશે તો તે આવકાર્ય રહેશે.

મારાં ધર્મપત્ની સૌ.સ્વાતિનો તથા પરિવારજનોનો આભાર માનું તો તે અનુચિત નહિ ગણાય. પિતાશ્રીનાં પુણ્યનું પીઠબળ આ પ્રકાશનનું પ્રેરણા બળ છે.

ફલેટ-જી-૭, સેક્ટર ૮-એ,
નિર્ણય નગર, પોસ્ટ-ચાંદલોડિયા.
જિ.અમદાવાદ-૩૮૨૪૮૧.
ટેલિ.નં. : (૦૭૯) ૨૭૬૨૩૨૩૭.

**સંતચરણરજ,**
**વાસુદેવ દત્તાત્રેય નંદુરબારકર.**



# શ્રીવાસુદેવલીલામૃત

## અનુક્રમણિકા







પ્રાદુર્ભાવ: શ્રાવણ વદ પાંચમ,સં.૧૯૧૦. તા. ૧૩-૮-૧૮૫૪, માણગાંવ



# ઉપોદ્ઘાત

ૐ

## || શ્રી ગણેશ-દત્ત-ગુરુભ્યો નમઃ ||

સમયની જરૂરિયાત પ્રમાણે નિર્ગુણ નિરાકાર પરબ્રહ્મના વિવિધ અવતારોનું પ્રાગટ્ય થયું છે. ધર્મની સંસ્થાપના તથા અધર્મના નાશ માટે અવતારોનું ખાસ પ્રાગટ્ય થાય છે. ગુરુ દત્તાત્રેય એ ગુરુ અવતાર છે અને ઈશ્વરાવતાર પણ છે. ગુરુ દત્તાત્રેય તો અવિનાશી અવતાર પણ કહેવાય છે. જ્યાં સુધી પૃથ્વી પર અજ્ઞાન છે ત્યાં સુધી ગુરુ અવતાર પોતાની અવતારીલીલા ચાલુ રાખશે. રામકૃષ્ણાદિ અવતારની જેમ અલ્પ સમયના હેતુ માટે દત્ત ભગવાનનો અવતાર નથી.

વિષ્ણુ ભગવાનના (૨૪) ચોવીસ અવતારોમાં દત્તાત્રેયનો અવતાર એ આઠમો અવતાર ગણાય છે. આ દત્તાત્રેય ત્રયમૂર્તિના બીજા પણ અનેક અવતારો પ્રાદુર્ભૂત થયા છે. તેમાં કલિયુગમાં શ્રીપાદશ્રીવલ્લભ અને નૃસિંહસરસ્વતીના અવતારો પ્રસિદ્ધ છે. કલિયુગમાં દત્ત ભગવાનનો ત્રીજો અવતાર તે યોગીરાજ અવતાર તરીકે પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનો અવતાર છે. નૃસિંહવાડીના વેદશાસ્ત્રસંપન્ન શ્રીવક્રતુંડબુવાએ ભવિષ્ય-પુરાણના આધારે પુરવાર કર્યું હતું કે શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનો અવતાર એ કલિયુગનો દત્ત ભગવાનનો યોગીરાજ અવતાર છે.

શ્રીવાસુદેવાનંદ સરસ્વતી (આ પુસ્તકમાં સંન્યાસોપરાંત સ્વામી મહારાજના નામથી તેઓશ્રીનો ઉલ્લેખ છે તથા સંન્યાસ પહેલાં શાસ્ત્રીબુવા નામથી ઉલ્લેખ છે.) સ્વામી મહારાજે જો કે વક્રતુંડબુવાના મતને સમર્થન આપ્યું ન હતું અને જણાવ્યું



હતું કે યોગીરાજ અવતારના પ્રાગટ્યને હજુ વાર છે. કલિયુગના પુરાણ રચનાકાર તરીકે ખ્યાતિ મેળવનાર, સંન્યાસી હોવા છતાં મૂર્તિપૂજાને ન છોડનાર, આચારધર્મનું કઠોર પાલન કરીને દૃષ્ટાંતરૂપ બનનાર, સ્વયંના અવતરણ પહેલાં ગ્રામદેવતાને પોતાનાં જન્મસ્થળે સ્થાપિત કરનાર, સખ્યભક્તિના ઉદાહરણરૂપ સ્વામી શ્રીવાસુદેવાનંદ સરસ્વતીના જીવનચરિત્રનાં વિવિધ પાસાંનો આ પુસ્તકમાં નિર્દેશ કરવામાં આવ્યો છે. મનુષ્ય એ ઈશ્વરનો અંશ ગણાય છે. પારમાર્થિક પ્રગતિ કરી મનુષ્ય મહામાનવ કે દેવ કેવી રીતે બને છે તેનો સ્વામી મહારાજના જીવનમાંથી બોધ લઈને આપણે પણ એ પંથના સાધક બનીએ.





# પ્રકરણ-૧

## જન્મ, શિક્ષણ, યોગાભ્યાસ

### (૧) પરિચય :

પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજનો પ્રાદુર્ભાવ દોઢસો વર્ષ પહેલાં ઇ.સ.૧૮૫૪માં ૧૩મી ઓગસ્ટે શક ૧૭૭૬ આનંદ નામક સંવત્સરમાં વિક્રમ સંવત ૧૯૧૦ના શ્રાવણ વદ પાંચમને રવિવારે ૧૬=૧૦ સ્થા.સ. ૧૬-૪૫ IST (સૂર્યોદયથી ૨૬ ઘડી પછી) ટેંબે-કુળમાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ ગણેશ ભટ્ટ તથા માતુશ્રીનું નામ રમાબાઇ હતું. ટેંબે કુળને સાવંતવાડી સંસ્થાનમાં આવેલ માણગાંવ સાથે વિશિષ્ટ સંબંધ હતો. સ્વામી મહારાજના દાદા શ્રીહરિભટ્ટ ટેંબે માણગાંવમાં વસવાટ કરવા આવ્યા ત્યારે કોઇને ખબર ન હતી કે તેમનો વસવાટ પૂર્વનિર્ધારિત ઇશસંકેત હતો. ટેંબેકુટુંબ માણગાંવમાં રહેવા આવ્યું તેનાં ઘણાં વર્ષો પહેલાં નૃસિંહવાડી પાસે અમરેશ્વરમાં નિવાસ કરતી ૬૪ યોગિની પૈકીની મુખ્ય યોગિની દત્તપ્રભુની આજ્ઞાથી માણગાંવ આવી અને માણગાંવની ગ્રામદેવતા તરીકે પ્રસ્થાપિત થઇ. તેની હકીકત આગળ યોગ્ય સ્થળે આવશે જ.

### (૨) દાદા હરિભટ્ટ ટેંબે :

સ્વામી મહારાજના દાદા હરિભટ્ટ ટેંબે સાવંતવાડી નજીક કોઇ ગામમાં રહેતા હતા. તેઓ ઋગ્વેદી તથા તેમનું ગોત્ર અત્રિ હતું. સ્વશાખા શાકલ હતી.



તેઓ વેદપાઠી બ્રાહ્મણ હોઇ ઉત્તમ યાજ્ઞિક હતા. કર્મકાંડ તેમનો વ્યવસાય હતો. તેમના અક્ષરો સુંદર હતા. તે સમયે મુદ્રણકળા વિકાસ પામી ન હતી. આથી ધાર્મિક ગ્રંથો લખવાનો તેમનો એક વ્યવસાય હતો. શ્રીગુરુચરિત્ર જેવી પોથી લખવા ઘણું મહેનતાણું આપવું પડતું. દાદા હરિભટ્ટે સ્વહસ્તે લખેલ શ્રીગુરુચરિત્રની પોથી (શક ૧૭૫૨) (ઇ.સ. ૧૮૩૦) સુંદર સ્થિતિમાં સચવાયેલી છે. શ્રીગુરુચરિત્રના સંશોધનકાર શ્રીરામચંદ્ર કૃષ્ણ કામતજીએ ગ્રંથના સંશોધન માટે આ જ પોથીનો ઉપયોગ કર્યો હતો.

માણગાંવમાં વેદમૂર્તિ સીતારામભટ્ટ કોનકરને ત્યાં વેદમૂર્તિ હરિભટ્ટ ટેંબેને આશ્રય મળ્યો. વેદમૂર્તિ હરિભટ્ટ ટેંબેની વિદ્વત્તા તથા સદાચાર જોઇને માણગાંવમાં તથા આજુબાજુના વિસ્તારોમાં તેમને જ વિવિધ ધર્મકાર્ય માટે લોકો બોલાવવા લાગ્યા. તે સમયે માણગાંવમાં ૨૦-૨૫ બ્રાહ્મણ કુટુંબો રહેતાં હતાં. પહેલાં વેદમૂર્તિ હરિભટ્ટે એકલાએ જ માણગાંવમાં શ્રીકોનકરને ત્યાં આવીને વસવાટ કર્યો. બંને વચ્ચે સ્નેહ-સંબંધ પ્રગાઢ થતાં શ્રીકોનકરે વેદમૂર્તિ હરિભટ્ટને વિનંતી કરતાં વેદમૂર્તિ હરિભટ્ટ કાયમના માણગાંવમાં રહેવા આવ્યા. તે સમયે હરિભટ્ટ સાથે તેમના પુત્ર ગણેશ, કાશી નામની કન્યા તથા ધર્મપત્ની પણ માણગાંવમાં સ્થાયી થયાં.

શ્રીકોનકરને કોઇ પુત્રસંતતિ ન હતી. તેમને યેસુબાઇ નામની એક કન્યા હતી. થોડાં વર્ષો પૂર્વે તેમનાં પત્નીનું નિધન થયેલું. આથી શ્રીહરિભટ્ટે પોતાની કન્યા કાશીનું પાણિગ્રહણ શ્રીસીતારામભટ્ટ કોનકર સાથે કરાવ્યું. લગ્ન પછી મહારાષ્ટ્રમાં રિવાજ અનુસાર નામ બદલવામાં આવ્યું અને તે અન્નપૂર્ણાબાઇ નામે ઓળખાવા લાગ્યાં. આ બાજુ શ્રીસીતારામભટ્ટ કોનકરે પણ પોતાની કન્યા યેસુબાઇનું લગ્ન વેદમૂર્તિ હરિભટ્ટના દીકરા ગણેશભટ્ટ સાથે કર્યું. લગ્ન પછી



ચેસુબાઈનું નામ રમાબાઈ રાખવામાં આવ્યું. આ ગણેશભટ્ટ એ જ આપણા ચરિત્રનાયકના પિતા તથા રમાબાઈ તે સ્વામી મહારાજનાં માતા થાય.

સમય જતાં વેદમૂર્તિ સીતારામભટ્ટનો દેહવિલય થયો. આથી વેદમૂર્તિ હરિભટ્ટ ટેંબે જ તેમની ગતધવા દીકરી અન્નપૂર્ણાબાઈના સર્વ વ્યવહાર જોવા લાગ્યા. અન્નપૂર્ણાબાઈ કોનકરને પણ પુત્રસંતતિ ન હતી. આથી તેમણે પોતાની સર્વ મિલકત તથા પૌરોહિત્ય (યજમાનવૃત્તિ) પોતાની સાવકી દીકરી રમાબાઈને આપી. આ વ્યાવહારિક કારણને લીધે રમાબાઈના પતિ ગણેશભટ્ટ માણગાંવના કાયમ નિવાસી બન્યા. જો કે ગ્રામદેવતાની હકીકત તથા નિર્મલા નદીનું નામકરણ ઈત્યાદિ લીલાનો વિચાર કરતાં આ બધું ઈશ્વર ઈચ્છા પ્રમાણે જ થયું તે સમજાશે. આમ ગણેશભટ્ટ અન્નપૂર્ણાબાઈ કોનકરના જમાઈ થાય. માણગાંવમાં સ્થાયી થયા પછી વેદમૂર્તિ હરિભટ્ટને રામકૃષ્ણ, બાળકૃષ્ણ તથા વિષ્ણુ એમ ત્રણ પુત્રો તથા યમુના અને ભીમા એમ બે કન્યા થઈ. આમ એકંદરે વેદમૂર્તિ હરિભટ્ટને ચાર પુત્ર તથા ત્રણ કન્યા હતી.

## (૩) પિતાજી ગણેશ ભટ્ટ ટેંબે :

વેદમૂર્તિ હરિભટ્ટના જ્યેષ્ઠ દીકરા ગણેશભટ્ટ એ સ્વામી મહારાજના પિતાજી તથા રમાબાઈ એ તેમનાં માતાજી થાય. ગણેશભટ્ટને અપસ્મારનો રોગ હતો. આથી ગમે ત્યારે તેમને ફિટ આવતી. ચક્કર આવીને પડી જવાતું. શરીર અક્કડ થઈ જતું. ચેતના જતી રહેતી અને શરીર નિશ્ચેષ્ટ થઈ જતું. આવી પરિસ્થિતિ નદી, સરોવર કે પ્રવાસમાં થાય તો તે મુશ્કેલી ઊભી કરે. દાદરો ચઢતાં કે ઊતરતાં અથવા ડુંગર ચઢતાં કે ઊતરતાં અપસ્મારનો હુમલો ભયાનક ગણાય. આથી ઘરના સભ્યો



ગણેશભટ્ટને ચેતવણી આપતા કે તેમણે વતનથી દૂર ક્યાંય જવું નહિ. નદીસરોવરમાં પણ ન જવું. પરંતુ ગણેશભટ્ટ પ્રારબ્ધવાદી હોવાથી સામે દલીલ કરતા કે મૃત્યુનો ડર રાખવાથી મૃત્યુ દૂર જતું નથી. વિધાતાએ જે સમે જે લખ્યું હોય તે પ્રમાણે જ દરેક વસ્તુ થાય છે. આથી વતનમાં બંધાઈ રહેવું તેમને ગમતું નહિ. તેઓ માનતા કે દરેક માટે મૃત્યુ અંગેનો સમય અને સ્થળ નિશ્ચિત હોય છે. આપણે પછી તેમાં ફેરફાર ન કરી શકીએ તથા તેનો ડર પણ ન રાખવો. કાળજી રાખવાથી મૃત્યુ દૂર નથી જતું કે નિષ્કાળજી દાખવવાથી મૃત્યુ નજીક નથી આવતું.

ગણેશભટ્ટ સ્વભાવે ભોળા હતા. પૂર્વ-સંસ્કારાનુસાર શ્રીદત્તચિંતન તરફ તેમને પ્રબળ આકર્ષણ હતું. પરિણામે પ્રપંચમાં તેમનું ઓછું લક્ષ્ય રહેતું. તેઓને વારંવાર દત્તપ્રભુના દૃષ્ટાંત થતા. દૃષ્ટાંત અનુસાર તેઓ સેવા-અનુષ્ઠાન માટે ગાણગાપુર જતા. ફરી ઘેર જવાનો દૃષ્ટાંત થતાં તેઓ માણગાંવ પાછા આવતા. ઘણી વખત તેમને માણગાંવ આવવું ગમતું નહીં પરંતુ દત્તપ્રભુ તેમને સમજાવતા કે તારે સંસાર, કુટુંબ હોવાથી નિરાસક્તભાવે સંસારમાં રહેવું. જેના ભાગે સંસાર નાટકનો જેવો અભિનય આવ્યો હોય તેવો તેણે તે પ્રમાણે અવશ્ય ભજવવો. ક્યાંય મોહ-મમત્વ ન રાખવું પરંતુ તટસ્થભાવ રાખવો. એક વખત તો લગભગ ૧૨ વર્ષ તેમણે ગાણગાપુરમાં તપશ્ચર્યા કરી. અંતમાં દત્તપ્રભુએ તેમને જણાવ્યું કે હવે ફરી તારે ગાણગાપુર આવવું નહીં. હું જ તારે ઘેર અવતાર ધારણ કરવાનો છું. આમ ગણેશભટ્ટ માણગાંવ આવ્યા અને ચરિત્રનાયકનો જન્મ થયો.

ગણેશભટ્ટ ખોરાકમાં પણ સાદું અન્ન લેતા. મીઠું વત્તુઓછું હોય તો પણ ચલાવી લેતા. ખોરાકમાં બિલકુલ આસક્તિ ન હતી. શરીરને ભાડું આપવા માટે જ અન્ન ગ્રહણ કરતા. સ્વાદ તરફ બિલકુલ ધ્યાન આપતા નહિ.



વાસુદેવનો જન્મ થયો તે પહેલાં ગણેશભટ્ટને બે કન્યાઓ જન્મી હતી. શ્રાવણ વદ પાંચમના રોજ સ્વામી મહારાજનો જન્મ થયો. દાદા હરિભટ્ટે મહિલાઓમાં નાગરવેલનાં પાન તથા સોપારી વહેંચી અને ભાઈઓમાં સાકર વહેંચી. બાળ વાસુદેવના જન્મ પહેલાં રમામાતાને અનેક ઉત્તમ દોહદ આવતા. તેમાં વિવિધ અનુષ્ઠાનો કરવાં, સંસાર છોડીને સંન્યાસ લેવો ઈત્યાદિ હતાં. ગણેશભટ્ટને સંદેહ થતો કે પત્નીને કોઈ ભૂતબાધા તો નથી થઈ ને? પરંતુ ગાણગાપુરમાં થયેલ દૃષ્ટાંત તથા દત્ત ભગવાને ફરી દૃષ્ટાંત આપીને ગણેશભટ્ટને આશ્વાસન આપ્યું કે ગર્ભમાં ઈશ અવતાર હોવાથી માતા વૈરાગ્યયુક્ત વચનો બોલે છે.

## (૪) માતા રમાબાઈ :

વિશ્વવંદ્ય સ્વામી મહારાજનાં જનની માતા રમાબાઈએ અનેક વ્રત અનુષ્ઠાન આદિ દ્વારા સ્વશરીરને તેજસ્વી તથા પુનિત બનાવ્યું હતું. જેથી કરીને દત્ત ભગવાનનું અવતરણ તેમના શરીરમાં બીજરૂપે થઈને ક્રમશઃ વિકાસ પામીને વાસુદેવ નામથી પ્રગટ થાય. પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે શ્રીવાસુદેવનામસુધામાં માતા-પિતાનો ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો છે.

**ગણેશો યત્પિતા સાધુર્માતા સાધ્વી પતિવ્રતા |**
**રમાબાઈતિ વિખ્યાતા વાસુદેવ નમોઽસ્તુ તે ||**

શિવરાત્રી, અગિયારસ, દત્તજયંતી, કૃષ્ણજયંતીનાં વ્રત રમાબાઈ આચરતાં. ગુરુચરિત્રની પ્રદક્ષિણા તથા ઔદુંબરની પરિક્રમા તેમના જીવનનો નિત્યક્રમ હતો. આ રીતે તેમણે લાખ લાખ પ્રદક્ષિણાઓ પૂરી કરી હતી. આર્થિક રીતે સામાન્ય હોવા છતાં અતિથિને અન્નદાન, ગ્રામદેવતા યક્ષિણીની નિત્યપૂજા તેમની દૈનિક



ઉપાસનાનું અભિન્ન અંગ હતું. જિંદગીમાં લાખો દિવેટો હરિનામ લેતાં તેમણે બનાવી તથા યક્ષિણી- મંદિરમાં પ્રગટાવી છે. રસોઇ, ઘરકામ, પુષ્પહાર બનાવતી વખતે અહર્નિશ પ્રભુનું નામ તેમના મુખમાં રહેતું તે કહેવાની ભાગ્યે જ જરૂર છે.

પતિ ગણેશભટ્ટ વારંવાર ગાણગાપુર જતા. તેઓ ક્યારે આવે તે નિશ્ચિતપણે કહી શકાતું નહિ. તે સમયે ટપાલ આવતી પણ ઘણા દિવસો લાગતા. પતિ પાછા આવશે કે નહીં તે વિશે પણ રમાબાઇ ચોક્કસ ખ્યાલ બાંધી શકતાં નહીં. તેઓ પાસે એક જ સાધન કે શસ્ત્ર હતું અને તે એટલે પ્રભુનું નામ. તેઓ દત્ત ભગવાનને હૃદયના આર્તનાદથી પોકારતાં હતાં કે "પ્રભુ, મારા પતિરાજની સેવા, ભક્તિથી સંતુષ્ટ હો તો તેમને પાછા માણગાંવ મોકલી આપશો. સતી માટે પતિ એ જ પરમેશ્વર છે."

આ બાજુ ગણેશભટ્ટ ગાણગાપુરમાં દત્તપ્રભુને રિઝવતા હતા, કાલાવાલા કરતા હતા કે હવે સંસારનો ભાર પ્રભુને સોંપીને સંન્યાસ લઇ લેવો છે જેથી સંસારનો કોઇ પાશ નડે નહીં. આખી રાત તેઓ દત્તપ્રભુને પ્રાર્થના કરતા રહેતા. વહેલી પ્રભાતે તેમને દત્ત ભગવાને દૃષ્ટાંત આપ્યો કે "માણગાંવમાં સતી રમાબાઇ તારી રાહ જુએ છે અને મેં તેને વચન આપ્યું છે કે તારો પતિ જલદી માણગાંવ પાછો આવશે. આથી તું સંન્યાસ લેવાનું છોડી દે અને મારા કહ્યા પ્રમાણે માણગાંવ જઇને ગૃહસ્થ જીવન વ્યતીત કર. તારું અંત:કરણ શુદ્ધ થયું હોઇ તને સંસારનો ડાઘ બિલકુલ લાગશે નહીં. સંસારમાં અનાસક્તભાવે કર્તવ્ય તરીકે આવતાં કર્મોને સહજતાથી નિભાવવાં.

"હવે તારે ફરી ગાણગાપુર આવવું નહીં. હું જ સતીની કુખે અવતાર ધારણ કરવાનો છું. હવે જલદી તું માણગાંવ તરફ પ્રયાણ કર." આટલું કહીને દત્તપ્રભુ અદૃશ્ય થયા. ગણેશભટ્ટ વિચાર કરવા લાગ્યા કે મારે સંસારમાંથી વિરક્તિ લેવી છે



પરંતુ પ્રારબ્ધ બાકી હશે. આથી પ્રભુ મને સંસારમાં પાછા મોકલે છે. જેવી પ્રભુની મરજી. જે પ્રભુને ગમે તે જ મને ગમવું જોઈએ. આમ મન મનાવીને ગણેશભટ્ટ માણગાંવ તરફ પ્રયાણ આદરે છે.

બીજી તરફ રમામાતાને પણ દત્તપ્રભુ દર્શન દઈને આશ્વાસન આપે છે કે તારો પતિ જલદી માણગાંવ પાછો આવશે. તમારા બંનેની ભક્તિથી હું સંતોષ અનુભવું છું. તમારી ભક્તિથી પ્રસન્ન થઈને હું તમારા કુળમાં અવતાર ધારણ કરીશ. નિરાસક્તભાવે સંસારનાં કર્મો કરતાં રહેજો. આમ દત્તપ્રભુએ આશ્વાસન આપતાં રમામાતા સંતુષ્ટ થયાં અને ગણેશભટ્ટની આતુરતાથી રાહ જોવા લાગ્યાં. થોડા દિવસોનાં દાંપત્યજીવન પછી સ્વામી મહારાજનો જન્મ શ્રાવણ વદ પાંચમના રોજ થયો તથા બાળપણનું તેમનું નામ વાસુદેવ રાખવામાં આવ્યું. આનંદ નામનું સંવત્સર, શક ૧૭૭૬, ઈ.સ.૧૮૫૪.

સ્વામી મહારાજે "માતૃદેવો ભવ"નો આદર્શ સાચા અર્થમાં પાળ્યો છે. ઘણી વાર ધર્મસંકટ ઊભું થતું. પરંતુ શાસ્ત્રોના જ્ઞાતા શાસ્ત્રીબુવા (સ્વામી મહારાજ) ધર્મનું યથાર્થ પાલન કરતા. દાસ્ય ભક્તિ કરતાં કરતાં શાસ્ત્રીબુવા ઈષ્ટના સખ્યભક્ત બન્યા હતા. દત્તાજ્ઞા વિણ તેઓ એક પણ ડગલું ભરતા નહીં. પરંતુ એક વાર ગોકર્ણ મહાબળેશ્વરની યાત્રાએ જવા રમામાતાને ઇચ્છા થઇ. તેમણે શાસ્ત્રીબુવાના બીજા ભાઈઓ સીતારામ તથા હરિભટ્ટને સંગાથે આવવા પૂછી જોયું. પરંતુ દરેકને કંઇ ને કંઇ કામ હતું તેથી માતા સાથે જવું શક્ય ન હતું. હવે એક જ કહ્યાગરો પુત્ર બાકી હતો અને તે એટલે શાસ્ત્રીબુવા. "મારો પુત્ર વાસુદેવ જરૂર મારું કહ્યું માનશે" એમ માનનારી રમામાતાએ વાસુદેવને પૂછ્યું. વાસુદેવે સાદા શબ્દોમાં કહ્યું કે તેને અનુકૂળ નથી. પરંતુ માતાએ હઠ પકડી.



શાસ્ત્રીબુવાએ મનમાં વિચાર કર્યો કે દેવ આજ્ઞાનો ભંગ થતાં કઠોર દંડ ભલે ભોગવવો પડે તો ભોગવીશું. દંડ તો શરીરને જ ભોગવવાનો છે ને? જ્યાં શરીરભાવ ન હોય ત્યાં ગમે તેટલો કઠોર દંડ પણ કઠોર ન લાગે. પરંતુ માતૃ-આજ્ઞા ઉથાપીને સમાજમાં ખોટો ચીલો પાડવો નથી કે દત્તસંપ્રદાયના અમુક સંતે (વાસુદેવ મહારાજે) માતૃઆજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હતું એવો વિચાર કરીને કળિયુગમાં લોકો માતા-પિતાની આજ્ઞાનો અનાદર કરે. આથી તેમણે માતૃ-હૃદયને રીઝવવા દેવાજ્ઞાનો અનાદર કરવાનું સાહસ કર્યું. ગામ બહાર જતાં જ તેમને સર્પદંશ થયો. અનેક લોકોને સર્પદંશમાંથી બચાવનાર શાસ્ત્રીબુવાને સર્પદંશ થયો ! યોગસમાધિ લગાવી છતાં વિષ ઊતર્યું નહીં. છેવટે રમામાતાએ દત્ત ભગવાનની માફી માગી તથા મનમાં નિશ્ચય કર્યો કે હવે દેવ સદશ પોતાના પુત્રને બળજબરીથી પોતાના કહ્યા પ્રમાણે વર્તવા ફરજ પાડવી નહીં. આમ માતાજી પણ તેમાંથી બોધ લે છે. પરંતુ વાસુદેવ શાસ્ત્રીએ તો કદી પણ માતાની આજ્ઞાનો અનાદર ન કર્યો. સતી અન્નપૂર્ણાના દેહવિલય પછી તેમણે લખેલા પત્રમાં પણ માતાજીને માનસિક વંદન કહ્યાં છે.

શાસ્ત્રીબુવાએ દત્તાજ્ઞાથી માણગાંવ છોડીને સમગ્ર ભારતમાં લોકોદ્ધાર માટે પ્રયાણ આદર્યું. માણગાંવમાં રમામાતા, બંધુ સીતારામભટ્ટ (ભલોબા) તથા હરિભટ્ટ (દત્તોબા- બંધુ) મંદિરની પૂજા અર્ચા કરતા હતા. વૈશાખ સુદ ૩ શનિવાર, શક ૧૮૨૪ (ઈ.સ. ૧૯૦૨)ના રોજ રમામાતાનો દેહવિલય થયો. તે દિવસે રમામાતાએ ઘરના બધા જ સભ્યોને કહ્યું કે બધા ભોજન કરી લો. બધાના ભોજન થયા પછી પોતે દેહત્યાગ કર્યો. મૃત્યુ કાંઈ બપોર પછી જ આવવાનું હતું તેમ નહિ પરંતુ પોતાનાં મૃત્યુ પછી કોઈ ભૂખ્યું રહે તે જગન્માતાથી કેમ સહન થાય? આથી ઘરનાં બધાંનાં ભોજન પત્યા પછી જ તેમણે દેહત્યાગ કર્યો. આ તેમનું મૃત્યુ પરનું



પ્રભુત્વ દર્શાવે છે. સ્વયં સ્વામી મહારાજ જેમ મૃત્યુ પર પ્રભુત્વ ધરાવતા હતા તેવી જ રીતે ગણેશ ભટ્ટનું પણ મૃત્યુ પર આધિપત્ય હતું. તે પ્રસંગ આગળ જતાં આવશે જ. આમ સંતોનું તો મૃત્યુ પર આધિપત્ય હોય જ છે પરંતુ તેમનાં માતા-પિતાનું પણ તેવું જ પ્રભુત્વ હોય છે. અસ્તુ.

રમામાતાના દેહવિલય પછી સીતારામભટ્ટ તથા હરિભટ્ટ (બંને સ્વામી મહારાજના બંધુઓ) જ્યારે સ્વામી મહારાજનાં દર્શને બ્રહ્માવર્ત આવ્યા ત્યારે માતૃનિધનની હકીકત જાણી સ્વામી મહારાજ તરત જ સ્નાન કરવા ગયા. આમ તો સંન્યાસીને સૂતક લાગતું નથી. પરંતુ જનનીનિધન માટે સ્નાનથી શુદ્ધિ કહેલી છે. તે માતાને એક પ્રકારની શ્રદ્ધાંજલિ જ છે. સંન્યાસીએ કોઇને નમસ્કાર કરવાના હોતા નથી. દેવને પણ નહીં. પરંતુ જો જન્મદાત્રી સામે મળે તો તેણે અવશ્ય નમસ્કાર કરવા એમ શાસ્ત્રો કહે છે.

બંધુ હરિભટ્ટને સ્વામી મહારાજ ઉપદેશ આપે છે કે તેમને પ્રાપ્ત થયેલ શ્રીકોનકરની સંપત્તિને શાપ હોઇને તેની અભિલાષા ન ધરવી. પરંતુ હરિભટ્ટ તે મોહને જતો કરી શક્યા નહિ. આથી આગળ જતાં માણગાંવમાં ટેંબેવંશ રહ્યો નહીં. સ્વામી મહારાજે ક્ષણાર્ધમાં માણગાંવનો ત્યાગ કર્યો. આગળ જતાં સીતારામભટ્ટે પણ માણગાંવનો ત્યાગ કર્યો. હરિભટ્ટ પણ આગળ જતાં પુત્રસંતાન વગર પંચત્વને પામ્યા. પરંતુ સ્વામી મહારાજનું કહ્યું કદાચ હરિભટ્ટે માન્યું હોત તો કાંઇક જુદું પરિણામ હોત. હરિભટ્ટે સ્વામી મહારાજની સલાહને કાને ન ધરી તેનું સ્વામી મહારાજને ન તો દુઃખ હતું કે સુખ. તેમણે તો તટસ્થભાવ ધારણ કર્યો હતો.



## પ. પૂ. શ્રીવાસુદેવાનંદસરસ્વતી સ્વામી મહારાજના
## જન્મસ્થળે બંધાયેસુ મંદિર, માણગાંવ








પ. પૂ. શ્રીવાસુદેવાનંદસરસ્વતી સ્વામી મહારાજ સ્થાપિત્

# શ્રી દત્તમંદિર, માણગાંવ







## (૫) પિતા-ગણેશ ભટ્ટ :

સ્વામી મહારાજના પિતાજી ગણેશ ભટ્ટ વિશે ઝાઝી માહિતી મળતી નથી પરંતુ અવતારી સંતના પિતા એટલે વિશેષ તપશ્ચર્યા, શુદ્ધ અંતઃકરણ, સરળ સ્વભાવ ઈત્યાદિ ગુણોયુક્ત તો તેઓ હતા જ. ભોજનમાં બધું અન્ન એકત્ર કરીને લેતા. સ્વાદ તરફ ધ્યાન ન આપતા. અપસ્મારનો રોગ તેમને હતો. પરંતુ ભોગવવાથી પ્રારબ્ધ ક્ષીણ થાય છે તેમ તેઓ માનતા. આથી રોગપરિહાર માટે ઈશ્વરને કદી પ્રાર્થના ન કરતા.

વારંવાર તેઓ ગાણગાપુર દત્તક્ષેત્રમાં જતા. ત્યાં વિવિધ અનુષ્ઠાનો આચરતા. દત્ત ભગવાનનો આદેશ થાય એટલે પાછા માણગાંવ આવતા. કોકકોક વાર સ્વયં દત્ત ભગવાન તેમને ગાણગાપુર બોલાવતા. છેલ્લે દત્ત ભગવાન તેમને આશીર્વાદ આપતાં કહે છે કે "હવે તારે ગાણગાપુર ફરી ન આવવું. હું જ તારે ઘેર અવતાર ધારણ કરવાનો છું." આમ ભક્તિની પરમોચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરીને ગણેશ ભટ્ટ માણગાંવ પાછા ફરે છે. સંસારનાં કર્તવ્યો તટસ્થભાવે બજાવે છે. એક વખત તો લગભગ ૧૨ વર્ષ તેઓ ગાણગાપુરમાં રહ્યા હતા.

ગણેશ ભટ્ટના દેહવિલયનો સમય આવ્યો. મૃત્યુ પછી ઘરમાં કોઈ રુદન ન કરે તે ઈચ્છનીય છે એમ તેઓ માનતા. રુદન એ શોક દર્શાવનારું તમોગુણાત્મક કાર્ય છે. આથી તે દિવંગત આત્મા માટે નકારાત્મક અસર ઊભી કરે છે. મૃત્યુ પછી સ્વજનોનું કલ્પાંત, આક્રંદ દિવંગત આત્માને સૃષ્ટિનિયમના આત્માના આગળના પ્રવાસમાં બાધા ઉત્પન્ન કરે છે. રુદનને બદલે હરિસ્મરણ એ સહાયકારી સાધન છે. આથી કુટુંબની વ્યક્તિના નિધનસમયે ભજન કરવું, ધૂન કરવી. ધૂનનાં આંદોલનો



દિવંગત આત્માને સાનુકૂળ અસર કરે છે. સ્વજનો કદાચ કલ્પાંત કરે પરંતુ બીજા મદદકર્તાઓએ ભજન-ધૂન શરૂ કરવાં.

ગણેશ ભટ્ટે પોતાના પ્રાણોત્ક્રમણનો સમય નક્કી કર્યો તથા તે સમયે ઘરમાં કોઇ રુદન ન કરે તે માટે ગામના આગેવાન એક ભાઇને બોલાવી લાવ્યા. તેમને ગણેશ ભટ્ટે જણાવ્યું કે દસ મિનિટ પછી હું દેહત્યાગ કરીશ. મૃત્યુ પરત્વે કોઇ શોક ન કરે તે જોવું. તે વ્યક્તિ સહર્ષ કબૂલ થઇ. એક બાજુ ગણેશ ભટ્ટ દેહત્યાગની અટપટી ક્રિયામાં અટવાયા તે જ સમય દરમ્યાન તે વ્યક્તિને કોઇ બોલાવવા આવ્યું. તેથી તે વ્યક્તિ ઘરની બહાર ગઇ. મહાન વ્યક્તિનો દેહવિલય એટલે યમદૂતો જીવને બાંધીને ન લઇ જાય પરંતુ સ્વયં જીવ જીર્ણ શરીરનો ત્યાગ કરે અને દેવલોકના દૂતો પુણ્યશાળી જીવાત્માના સ્વાગત માટે આવ્યા હોય. દેવદૂતો સાથે દેવ પણ સ્વયં હાજર હોય છે. આટલો તફાવત સામાન્યજનના મૃત્યુ અને મહાન વ્યક્તિના મૃત્યુમાં હોય છે. અસ્તુ.

ગણેશ ભટ્ટે શરીરત્યાગ કર્યો અને તે બોલાવેલી વ્યક્તિ પણ તે જ વખતે ઘરની બહાર ગઇ હતી. આથી ઘરના સભ્યોમાં શોક છવાઇ ગયો અને પ્રસંગોચિત રુદન શરૂ થવાનું હતું. ગણેશ ભટ્ટના ચૈતન્યમય આત્માએ આ જોયું. આથી તે પ્રાણમય આત્માએ ફરી પાછા શરીરમાં પ્રવેશ કર્યો અને શરીર ચેતનવંત બન્યું. તે જ સમય દરમ્યાન ગામની પ્રતિષ્ઠિત વ્યક્તિ જે બહાર ગઇ હતી તે ઘરમાં પાછી આવી. ગણેશ ભટ્ટે તે વ્યક્તિને રીતસરની ખખડાવી. છેલ્લાં વચનને પણ ન નિભાવ્યું? માટે ફરી શરીરમાં પ્રવેશ કરવો પડ્યો ! તે વ્યક્તિએ અંત:કરણપૂર્વક માફી માગી. ગણેશ ભટ્ટે પણ માફી આપી અને જણાવ્યું કે હવે કોઇ રુદન કરશો નહિ, શ્રીગુરુદેવ દત્ત. તે વ્યક્તિના સમજાવવાથી ઘરના સભ્યોએ શોક ન કર્યો અને ભજન-ધૂનપૂર્વક દેહના સંસ્કાર કરવામાં આવ્યા. તે દિવસ હતો ભાદરવા વદ



બીજ શક ૧૭૯૯ (ઈ.સ.૧૮૭૭). આવા હતા સ્વામી મહારાજના પિતા ગણેશ ભટ્ટ !! મૃત્યુ પર તેમનો વિજય હતો. જ્યારે બોલાવે ત્યારે મૃત્યુ આવે. મૃત્યુથી બિલકુલ ડર નહિ. શરીર જીર્ણ થાય એટલે છોડવું રહ્યું પરંતુ પોતાની સ્વેચ્છાથી, આનંદપૂર્વક. ભીષ્મ પિતામહની જેમ ગણેશ ભટ્ટ ઈચ્છામરણી હતા. તેમની અંત્યેષ્ટિ ક્રિયા વાસુદેવે કરી. મૃત્યુ સમયે ગણેશ ભટ્ટની ઉંમર ૫૬-૫૭ હશે.

## (૬) બાળ-શિક્ષણ :

બાળ વાસુદેવને જોતજોતામાં ત્રણ વર્ષ થયાં. માણગાંવમાં તે સમયે ખાનગી શાળા(બાલમંદિર) યક્ષિણી માતાના મંદિરમાં ચાલતી હતી. બાળ વાસુદેવ સ્કૂલમાં દાખલ થયો. યક્ષિણી મંદિરની શાળા તેમના ઘરના પાડોશમાં જ હતી. માતાએ સીવેલ અંગરખું તથા ટોપી પહેરીને બાળ વાસુદેવ શાળામાં જતો. સૌથી વધારે કૌતુક કોઈને હોય તો તે દાદા હરિભટ્ટને. શાળામાં તે સમયે સ્લેટ-પેન ન હતાં. પાટિયા પર ધૂળ નાંખીને આંગળી વડે એકડા ઘૂંટવા પડતા. અથવા લાકડી વતી ધૂળમાં અક્ષરો કાઢવા પડતા. ધૂળમાં આવતી કાંકરીઓથી આંગળીઓને ઉઝરડા પડતા.

વાસુદેવ હંમેશાં તેમના દાદા સાથે રહેતા. દાદાએ ધીમે ધીમે રૂપાવલી, સમાસચક્ર, અમરકોશ, નિત્ય સ્તોત્રપાઠ, શિક્ષા, અષ્ટાધ્યાયી વગેરે ઉપગ્રંથ શીખવ્યા. વાસુદેવની મેધા તીવ્ર હોવાથી કોઈ પણ પાઠ તેને જલદી મોઢે થઈ જતો.

વધતા પ્રપંચ સાથે દાદા હરિભટ્ટને ઘણું કષ્ટ પડતું. ગણેશ ભટ્ટનું લક્ષ સંસારમાં નહિવત્ હતું. આથી દાદાને જ સર્વ તરફ ધ્યાન આપવું પડતું. આમ છતાં પૌત્રની સુલક્ષણી મૂર્તિ જોઈને દાદાને સંતોષ થતો અને તેઓ તેના શિક્ષણમાં મન



પરોવતા. આર્થિક રીતે ટેંબેકુટુંબ મધ્યમ કહી શકાય. ફક્ત પૌરોહિત્યથી ઘર ચાલતું ન હોવાથી દાદા હરિભટ્ટે સહવ્યવસાય તરીકે ચાકર રાખીને ખેતીના વ્યવસાયને સ્વીકાર્યો હતો. દારિદ્રયમાં જ પૂર્વ સંસ્કારયુક્ત મનુષ્યથી તપ થાય છે તે વાત ટેંબેકુટુંબમાં સાચી પડે છે. ઇશ્વરના ભરોસે તેમનો યોગક્ષેમ ચાલતો હતો. નાનપણથી જ અભાવમાં ઊછરેલ વાસુદેવને અનાયાસે તપશ્ચર્યા થઇ જતી. સમૃદ્ધિનો ઘમંડ કે અહંકાર વાસુદેવના સ્વપ્નમાંય ન હતો. આઠમા કે નવમા વર્ષે વાસુદેવને જનોઇ આપવામાં આવ્યું.

ઉપનયન સંસ્કાર થતાં જ વાસુદેવે પ્રાત:સંધ્યા, સાયં સંધ્યા વંદન તથા નિત્ય શ્રીગુરુચરિત્રનું વાંચન શરૂ કર્યું.

ઉપનયન સંસ્કાર પછી વાસુદેવ નિત્ય પ્રાત:સંધ્યા વંદન તથા સાયં સંધ્યા વંદન કરતા. એક દિવસ વાસુદેવ શાસ્ત્રી પગપાળા બહારગામ જતા હતા. સાંજનો સમય થયો એટલે સંધ્યા વંદન અવશ્ય કરવું જોઇએ. તે જ સમય દરમ્યાન રસ્તામાં એક ઝરણું આવ્યું. કોંકણ પ્રદેશમાં ઠેર ઠેર પાણીનાં ઝરણાંઓ આવે છે. વાસુદેવ શાસ્ત્રીએ ત્યાં સ્નાન કર્યા પછી સંધ્યા વંદન કર્યું અને પછી જ માર્ગક્રમણ કર્યું. "આચાર: પ્રથમો ધર્મ:"નું તેઓ યથાર્થપણે પાલન કરતા. છત્રી ન ઓઢવી, પગરખાં ન પહેરવાં તથા કોઇ પણ વાહનમાં ન બેસવું, આવા ત્રણ નિયમો તેમણે આજીવન પાળ્યા.

## (૭) વેદાધ્યયન :

ઉપનયન સંસ્કાર પછી વાસુદેવનું વેદાધ્યયન નજીકની ભટ્ટવાડીમાં રહેનાર વેદમૂર્તિ વિષ્ણુભટ્ટ તાત્યા ઉકિડવેને ત્યાં શરૂ થયું. બે-એક વર્ષમાં દાદા હરિભટ્ટ



સ્વર્ગે સિધાવ્યા. હવે વાસુદેવ પર કુટુંબની વધારે જવાબદારી આવી. દાદાજીના દેહાંત વખતે ગણેશ ભટ્ટ ગાણગાપુર હતા. આથી ગણેશ ભટ્ટના બંધુ બાળકૃષ્ણ ભટ્ટે દાદા હરિભટ્ટની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરી. આગળ જતાં બાળકૃષ્ણ ભટ્ટ કાયમ માટે માણગાંવ છોડીને દૂર જતા રહ્યા. આથી ટેંબેકુળમાં કોઇ વડીલ વ્યક્તિ રહી નહીં. અન્નપૂર્ણાબાઇ તથા રમાબાઇ આ બંને માતા-પુત્રી જ કુટુંબનો વ્યવહાર જોતાં, કુટુંબનો વ્યવહાર સંભાળતાં. મા-દીકરી બંનેને ઘણો જ પરિશ્રમ થતો. આથી અન્નપૂર્ણાબાઇના એક સગા નારાયણ ભટ્ટ ઉર્ફે નાના કોનકરને ઘરમાં આશ્રય આપવામાં આવ્યો. તેઓ ઘરકામમાં મદદ કરતા. આ જ રીતે રમાબાઇનાં એક પિતરાઇ બહેન દુર્ગાબહેન હતાં. તેઓ પણ ટેંબે કુટુંબમાં જ રહેતાં. તેમને ભૂતબાધા હોવાથી અનુષ્ઠાન તથા સેવા માટે વારંવાર નૃસિંહવાડી રહેતાં. તેમને બધા દુર્ગામાસી નામથી ઓળખતા. નાના કોનકરે થોડા દિવસ માણગાંવ રહીને વ્યવહાર સંભાળ્યો પરંતુ તેના વહીવટ પેટે પોતે કરેલ ખર્ચ વસૂલ કરવા અન્નપૂર્ણાબાઇની મિલકત પોતાના નામે કરી લીધી.

વેદમૂર્તિ તાત્યા ભટ્ટજી ઉકિડવેને ત્યાં વાસુદેવનું વેદાધ્યયન ચાલુ હતું. તે જ પ્રમાણે નજીકમાં જ રહેનાર વેદમૂર્તિ ભાસ્કર ભટ્ટજી ઓળકરને ત્યાં પણ થોડું ઘણું અધ્યયન થયું. વાસુદેવની વેદાધ્યયનની રીત અજબ હતી. વેદાધ્યયન સોળામાં તથા સ્ત્રીશૂદ્રાદિકથી દૂર થતું. વેદને શ્રુતિ કહી છે. ગુરુમુખે શ્રવણ કરીને તે મંત્રો મુખોદ્‌ગત કરવાના. વેદનું જ્ઞાન એ પુસ્તકિયું જ્ઞાન નથી. વાસુદેવનો અભ્યાસ આ જ નિષ્ઠાથી ચાલુ હતો.

વહેલી પ્રભાતે તેઓ ગુરુજીના પલંગ પાસે જઇને બેસતા. ગુરુજી પડખું ફેરવે એટલે તેમના પગનો સ્પર્શ પોતાના માથાને થાય તેમ વાસુદેવ બેસતા. પદ-સ્પર્શ થતાં જ ગુરુજી પૂછતા : "કોણ છે?" જવાબમાં "હું વાસુદેવ" એમ કહેતા.



ગુરુજી કહેતા, “વાસુદેવ હજુ દિવસ ઊગ્યો નથી. થોડો આરામ કર.” ગુરુજીની ઉંમર જોતાં તેઓ આરામ કરે તથા મોડા ઊઠે તે ઇષ્ટ છે. પરંતુ વિદ્યાર્થીએ તો ગુરુજી પહેલાં ઊઠવું જ જોઈએ. તે સિવાય ગુરુજીના પાદ-સ્પર્શથી પુનિત થઈને વેદાધ્યયન ન થઈ શકે. આમ આ પ્રકારની ગુરુપદ્ધતિના શિક્ષણથી બેવડો લાભ મળતો. ઘરમાં દીવાની વ્યવસ્થા ન હોવાથી વાસુદેવ તરત જ આંગણામાં તુલસી વૃંદાવન પાસે બેસીને વેદ-પાઠ શરૂ કરતા.

વાસુદેવની પ્રજ્ઞાશક્તિ અત્યંત તીવ્ર હોવાથી ઓછા પ્રયાસે તેમને બધા મંત્રો મોઢે થઈ જતા. પાઠ કરતાં જો કોઈ ભૂલ થાય તો પિતાજી એટલું જ કહેતા, “બેટા, પોથીમાં જોઈને બોલવું.” વાસુદેવ ભોજન માટે શ્રીકોનકરને ત્યાં જતા. ત્યાં સોળામાં ભાત બનાવીને નિવેદ, વૈશ્વદેવ કરીને પછી જ ભોજન કરતા. નાનપણથી જ વાસુદેવે યથાવિધિ કર્મમાર્ગનું આચરણ કર્યું હોવાથી તેમનું બ્રહ્મતેજ ચમકતું હતું. સંધ્યાસમયે તુલસી વૃંદાવન પાસે વેદપાઠ કરતા. થાકી જવાય તો ત્યાં જ શયન કરી વહેલી સવારે ઊઠીને ફરી વેદપઠન કરતા. આવો તેમનો નિત્યક્રમ હતો.

આ તો પરંપરાગત વેદશિક્ષણની વાત છે. હવે વેદરહસ્યની વાત આવે છે. તે પણ તેમને એક સ્થળે એક સંન્યાસી દ્વારા પ્રાપ્ત થયું તેની હકીકત નીચે પ્રમાણે છે.

ઘણાં વર્ષો પછી નારોપંત ઉકિડવેને શાસ્ત્રીબુવાએ ઉત્તમ રીતે પુરુષસૂક્તનો અર્થ કહ્યો. ત્યારે નારોપંતે શાસ્ત્રીબુવાને પૂછ્યું, “માણગાંવમાં હાલ વેદજ્ઞ મળવો મુશ્કેલ છે અને આપ પણ વિશેષ અધ્યયન માટે ક્યાંક દૂર ગયાનું જાણમાં નથી તો આપે આ જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત કર્યું?”



શાસ્ત્રીબુવાએ જવાબ આપ્યો કે એક સમયે તેઓ માણગાંવ તરફ આવી રહ્યા હતા. સાંજ થવા આવી. તે સમયે એક મંદિરમાં આરતી તથા મંત્રપુષ્પાંજલિ સંપન્ન થઇ. મંત્રપુષ્પાંજલિ પછી શાસ્ત્રીબુવાએ ઋગ્વેદ સંહિતાના ત્રણ અધ્યાયનો પાઠ કર્યો. તે સમયે એક સંન્યાસી ત્યાં હાજર હતા. તેમને તે શુદ્ધ ઉચ્ચારવાળો પાઠ ખૂબ જ ગમ્યો. તેમણે શાસ્ત્રીબુવાને પૂછ્યું કે વેદ વેદાંગનું અધ્યયન સરહસ્ય પ્રાપ્ત કર્યું છે કે કેમ અને ન કર્યું હોય તો સંન્યાસીબુવા તેમને રહસ્ય પ્રદાન કરવા ઇચ્છે છે તો શાસ્ત્રીબુવાને સમય છે કે કેમ?

શાસ્ત્રીબુવાએ વિનમ્રભાવે જણાવ્યું કે તેઓએ વેદરહસ્ય પ્રાપ્ત કર્યું નથી અને સંન્યાસીજી તેમને રહસ્ય પ્રદાન કરે તો તે સ્વીકારતાં તેમને વિશેષ આનંદ થશે. તે સંન્યાસીએ શાસ્ત્રીબુવાને સંહિતાના ત્રણ અધ્યાયનું વિવરણ એટલી સુંદર રીતે કહ્યું કે તેનાથી શાસ્ત્રીબુવા વેદના કોઇ પણ ભાગનું અર્થઘટન સહજતાથી, સરળતાથી કરી શકતા. સ્વયં દત્ત ભગવાને સંન્યાસીરૂપે શાસ્ત્રીબુવાને તેની ચાવી આપી. આમ ભકત નિષ્ઠાવાન હોય તો કોઇને કોઇ રૂપે પ્રભુ મળીને ભકતને જ્ઞાન પ્રદાન કરે છે.

## (૮) સંસ્કૃત તથા જ્યોતિષ અભ્યાસ :

વેદમૂર્તિ તાત્યા ભટ્ટજી ઉકિડવે તથા વેદમૂર્તિ ભાસ્કર ભટ્ટજી ઓળકરને ત્યાં આમ વેદાધ્યયન અને યાજ્ઞિકીનો અભ્યાસ પણ પૂરો થયો. હવે વાસુદેવે સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. રઘુવંશના થોડા શ્લોકોનો અભ્યાસ શ્રીસાધલેશાસ્ત્રી પાસે કર્યો અને જ્યોતિષનો પ્રારંભિક અભ્યાસ શરૂ થયો હશે ત્યાં



એક વ્યત્યય આવ્યો. એક ગૃહસ્થ ઘર બાંધવા મુહૂર્ત કઢાવવા સાધલેશાસ્ત્રીજી પાસે આવ્યો. સાધલેશાસ્ત્રીજીએ ઉતાવળમાં એક મુહૂર્ત કાઢી આપ્યું. વાસુદેવ વિદ્યાર્થી તરીકે ત્યાં જ હાજર હતા. માનવીય ભૂલને લીધે શાસ્ત્ર વગોવાય તે વાસુદેવને નાપસંદ હતું. આથી તેણે તરત જ તે મુહૂર્તમાં કુયોગ છે તે જાહેરમાં કહ્યું. વાસુદેવના મનમાં ગુરુ પ્રત્યે અવિનય ન હતો. પરંતુ સાધલેશાસ્ત્રીને તે અપમાન લાગ્યું. આગળ જતાં અધિક મહિનો કયો હશે તે વિશે ચર્ચા વિચારણા ચાલી. ત્યારે પણ સાધલેશાસ્ત્રીની ગણતરીમાં ભૂલ થઇ અને વિદ્યાર્થી વાસુદેવે કહેલો મહિનો જ પંચાગવાળાઓએ અધિક મહિના તરીકે જાહેર કર્યો. આથી સાધલેશાસ્ત્રી મનમાં ગુસ્સે થયા કે વિદ્યાર્થી ગુરુ કરતાં આગળ જાય? ખરેખર તો તેમાં તેમણે આનંદ માનવો જોઇતો હતો પરંતુ તેઓ દ્વેષભાવથી પીડાવા લાગ્યા. તેમણે વાસુદેવને જણાવ્યું કે હવે તેઓ તેમને જ્યોતિષ કે બીજું કાંઇ શીખવશે નહીં તથા તેમણે અદ્યયન માટે પોતાની પાસે આવવું નહીં. વાસુદેવ શાસ્ત્રીએ તો ગુર્વાજ્ઞા શિરસાવંદ્ય માની. તેમને ગુરુ પ્રત્યે કોઇ દુર્ભાવ ન હતો. પ્રશ્ન હતો માનવીય ભૂલને લીધે શાસ્ત્રો સમાજમાં ખોટાં ઠરે તે. પરંતુ સાધલેશાસ્ત્રી આ સમજી શકયા નહીં.

વાસુદેવની યજમાનવૃત્તિથી ઘરની આર્થિક સ્થિતિ થોડી સુધરી. તેનાથી જે આવક થઇ તેના વડે જ ગણેશ ભટ્ટે પોતાની કન્યાઓનાં લગ્ન તથા પુત્રોના યજ્ઞોપવીત સંસ્કારના પ્રસંગો પાર પાડ્યા. સાધલેશાસ્ત્રીએ જ્યોતિષશિક્ષણ માટે ના પાડી છતાં જેટલું શીખ્યા તેટલું જ રોજ-બ-રોજ માટે પૂરતું હતું. વધારે શિક્ષણની જરૂરિયાત જ ન જણાઇ. છતાં કોઇ શંકા હોય તો સાવંતવાડીમાં વેદશાસ્ત્ર સંપન્ન વિષ્ણુ ભટ્ટજી અળવણીને ત્યાં જઇને શંકા સમાધાન કરી આવતા.



## (૯) ગોવામાં જ્યોતિષશિક્ષણ :

માણગાંવમાં પૂરતી આર્થિક આવક ન થવાથી વાસુદેવ શાસ્ત્રીએ ગોવા જવા નક્કી કર્યું. તેમની સાથે પેડણે ગામના એક ગૃહસ્થ પણ આવ્યા. તે ગૃહસ્થ એક શ્રીમંતના ઘેર વાસુદેવ શાસ્ત્રીને લઇ ગયા. જ્યોતિષની અભિરુચિ જોઇને તે વ્યક્તિએ વાસુદેવ શાસ્ત્રીની પરીક્ષા કરવાના ઇરાદાથી હાથની મૂઠી વાળીને પૂછ્યું, "મારા હાથમાં શું છે તે જ્યોતિષશાસ્ત્રના આધારે કહો."

વાસુદેવ શાસ્ત્રીએ પ્રશ્ન જ્યોતિષ અંગે ગણતરી કરી અને જણાવ્યું, "તમારા હાથમાં એક પ્રકારનું નાણું છે." તે પૈસાદાર ગૃહસ્થે મૂઠી ખોલી તો તેમાંથી એક પ્રકારનું નાણું જ નીકળ્યું. વાસુદેવ શાસ્ત્રીની નાની ઉંમરમાં જ્યોતિષમાં આટલી પ્રગતિ જોઇ તે શ્રીમંત ગૃહસ્થ ખુશ થયો. તેણે વાસુદેવ શાસ્ત્રીનો યોગ્ય સત્કાર કર્યો તથા આગ્રહભરી વિનંતી કરી કે તેઓ ગોવાના પ્રસિદ્ધ જ્યોતિષશાસ્ત્રી શ્રીનીળંભટ્ટ પધ્યેને ત્યાં અધ્યયન કરે તો હજુ વધુ પ્રગતિ કરશે.

ગોવામાં નીળંભટ્ટ પધ્યેને ત્યાં જ્યોતિષ અભ્યાસ માટે વાસુદેવ શાસ્ત્રી રોકાયા. છ મહિના ત્યાં અભ્યાસ થતાં માણગાંવથી સમાચાર આવ્યા કે ગણેશ ભટ્ટ સખત બીમાર પડ્યા છે. શ્રીનીળંભટ્ટ પધ્યે વાસુદેવના સદાચાર તથા તીવ્ર બુદ્ધિ ઉપર એટલા આફરીન હતા કે તેઓ અધ્યયન માટે પાછા ગોવામાં આવે તે માટે તેમનો સામાન ત્યાં જ રાખી લીધો. વાસુદેવ શાસ્ત્રી માણગાંવ આવ્યા અને બીમારીમાં જ ગણેશ ભટ્ટનો ભાદરવા વદ બીજ શક ૧૭૯૯ (ઇ.સ.૧૮૭૭)ના રોજ દેહાંત થયો. આથી તે પછી વાસુદેવ શાસ્ત્રીનું ગમન ગોવામાં થઇ શક્યું નહીં. જ્યોતિષમાં જે કાંઇ પ્રગતિ થઇ તેનાથી તેમણે અનેક ભક્તોનાં દુ:ખ દૂર કર્યાં છે.



આગળ જતાં તો તેમને રોજનું જ્યોતિષ (ગ્રહસ્થિતિ) મુખોદ્‌ગત જ રહેતું. સંન્યસ્ત લીધા પછી પણ તેમણે ભક્તોને માર્ગદર્શન કર્યું છે.

એક દિવસ ગ્રસ્તોદિત ચંદ્રગ્રહણ હતું તેમ પંચાંગમાં આપેલ હતું. શાસ્ત્રીબુવા ભિક્ષા માટે જવા તૈયાર થયા. દત્તપ્રભુએ જણાવ્યું કે આજે ચંદ્રગ્રહણ દેખાવાનું હોઈ નિવેદ અને ભિક્ષા બંધ ! સ્વામી મહારાજ તરત જ પાછા વળ્યા. લોકોમાં વાતચીત થતાં લોકો શાસ્ત્રીબુવાને હસવા લાગ્યા કે પંચાંગવાળા ખોટા? પરંતુ રાત્રે જયારે સર્વને ચંદ્રગ્રહણ દેખાયું ત્યારે સર્વ આશ્ચર્યચકિત થયા કે શાસ્ત્રીબુવા પાસે જ્યોતિષનું પ્રગાઢ જ્ઞાન છે !

એક વખત એક ખૂની ફરાર થઇ ગયેલો. પોલીસે ઘણા પ્રયત્નો કર્યા છતાં ખૂનીને પકડી શકયા ન હતા. શાસ્ત્રીબુવાને પૂછતાં તેમણે જણાવ્યું કે ખૂની આઠ દિવસમાં પોલીસ તાબામાં આવશે. તે જ પ્રમાણે થયું. એક ગામમાં નિત્ય ચોરીઓ થતી પરંતુ ચોરોનો પત્તો મળતો ન હતો. શાસ્ત્રીબુવાને આ અંગે પૂછતાં તેમણે ચોરોનો ચોરી કરવાનો સમય, કરવાની રીત, તેમનો દેખાવ આદિ અંગે માહિતી આપતાં સમગ્ર ચોર- ટોળકી પકડાઇ ગઇ હતી.

વિષ્ણુપંત આણાવકર નામના ગૃહસ્થ સાવંતવાડીમાં રહેતા હતા. શાસ્ત્રીબુવાને તેમનો પરિચય નારોપંત દ્વારા થયેલો. વિષ્ણુપંતના ઘરે પુત્રજન્મ થયો. તેમણે શાસ્ત્રીબુવાને ટીપણું જોવા કહ્યું. શાસ્ત્રીબુવાએ સ્લેટ પર ગણતરી કરી તો બાળકનું મૃત્યુ એક મહિનામાં છે તેમ લાગ્યું. આથી તેમણે સ્લેટ ઊંધી વાળી દીધી. એટલામાં વિષ્ણુપંત આણાવકરના શરીરમાં પિશાચ પ્રગટ થયું અને તેણે શાસ્ત્રીબુવાને જણાવ્યું કે શાસ્ત્રીબુવા, અમુક દિનમાન લઈને ગણતરી કરો. તે પ્રમાણે ગણતરી કરતાં બે મહિના બાળકને કલેશ છે તેમ જણાયું. બાળકને



ધાવણ મળશે નહીં તેમ લાગતાં પિશાચે શાસ્ત્રીબુવાને જણાવ્યું, તે પ્રમાણે આચરણ કરતાં બાળકને ધાવણ મળવા લાગેલું.

માણગાંવમાં ઉત્સવમૂર્તિ બનાવવામાં આવી હતી. શાસ્ત્રીબુવા તેની ષોડશોપચારથી પૂજા કરવા બેઠા હતા. તે જ સમયે આણાવકરના શરીરમાં પિશાચે સંચાર કર્યો તથા તેણે શાસ્ત્રીબુવાને વિનંતી કરી કે શાસ્ત્રવચન અનુસાર અર્ચકસ્ય તપો યોગાદ્ અર્ચકસ્યાતિ શાયનાત્| અભિરુપ્યાચ્ચ બિંબાનાં દેવસાન્નિધ્યમૃચ્છતિ ||

મૂર્તિ સૌંદર્યસંપન્ન હોય, પૂજા કરનાર (અર્ચક) સદાચારસંપન્ન હોય તો બીજા કોઇ ઉપચારો કર્યા સિવાય પૂર્વ પ્રતિસ્થાપિત મૂર્તિને નવી મૂર્તિનો સ્પર્શ કરાવીએ તો તે પૂરતું છે. અલગ વિધિ કરવો જરૂરી નથી. શાસ્ત્રીબુવાએ પણ તેનું કથન ગ્રાહ્ય રાખ્યું તથા તે પ્રમાણે પહેલાંની મૂર્તિને સ્પર્શ કરીને પછી મહાપૂજા કરવામાં આવી. આ પિશાચ અનેક આર્ત લોકોને શાસ્ત્રોકત ઉપાયો બતાવી સંકટમુકત કરતો. એક ભૂતે સંત તુલસીદાસને રામજીનાં દર્શન કરાવ્યા હતાં તે જ રીતે ભૂત-પિશાચ પણ કોક કોક વાર મનુષ્યને સહાયભૂત થાય છે. આ પિશાચનો પૂર્વ ઈતિહાસ આગળ ઉપર જોઈશું. અસ્તુ.

એક ભકતની કન્યાનાં લગ્ન થતાં ન હતાં. અતિ પ્રયાસને અંતે તેને એક મુરતિયો મળ્યો તથા લગ્નની તારીખ પણ નક્કી થઇ. તે ભકત પોતાની કન્યાના તથા ભાવિ જમાઈના જન્માક્ષર બતાવવા સ્વામી મહારાજ પાસે આવ્યો. સ્વામી મહારાજે જન્માક્ષર જોતાં જ કહ્યું કે કન્યાને મંગળ- દોષ છે. પરંતુ લગ્ન નક્કી થઇ ગયું છે આથી અરિષ્ટનિરસન માટે ઉપાય કહું છું. સ્વામી મહારાજે બ્રાહ્મણને લાલ બળદ દાનમાં આપવા તથા મંગળના જાપ કરવા કહ્યું. આ પ્રમાણે કરતાં જ તે ભકતની કન્યાનાં લગ્ન નિર્વિઘ્ને પાર પડ્યાં તથા તેમનું દાંપત્યજીવન પણ આનંદ સભર રહ્યું.



## (૧૦) પંચપાક્ષિક ગ્રંથ :

સ્વામી મહારાજ ભારતભરમાં ભ્રમણ કરતા હતા. તેમણે એક વ્યક્તિને સ્કંદ ભગવાન દ્વારા કહેલા પ્રશ્ન જ્યોતિષ અંગેના ગ્રંથને વાંચતી જોઇ. તે વ્યક્તિને સમજવામાં પડતી કઠણાઇ જોઇને સ્વામી મહારાજે સમગ્ર ગ્રંથની પોતે જ નવેસરથી રચના કરી. આ ગ્રંથ સંસ્કૃત શ્લોકબદ્ધ છે તથા તેમાં કુલ પાંચ અધ્યાય તથા ૨૧ શ્લોકો છે. તેમાં જુદા જુદા કોઠાઓ તથા સમજવા માટે ગણતરી સાથે દાખલાઓ પણ આપ્યા છે.

આ ગ્રંથની વિશેષતા એ છે કે તેમાં નવ ગ્રહ કે બાર રાશિ કે સત્તાવીસ નક્ષત્રનો આધાર ન લેતાં મૂળ પંચમહાભૂત- પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશને લીધાં છે. દરેક પંચમહાભૂત માટે પ્રતીકાત્મક એક એક પક્ષીની ધારણા કરવામાં આવી છે. આમ આ ગ્રંથમાં આ પાંચ પક્ષીઓ આધાર હોવાથી તે ગ્રંથનું નામ પંચપાક્ષિક આપ્યું છે. આ પક્ષીઓ છે : મોર, શ્યેન (બાજ), કુક્કુટ (કૂકડો), કાગડો તથા પિંગળ.

આ ગ્રંથ દ્વારા સર્વ સામાન્ય નીચે જણાવેલા પ્રશ્નોનો ઉકેલ મળે છે.

**(પંચપાક્ષિક)**

(૧) ગર્ભિણીને પુત્ર અવતરશે કે પુત્રી? (૨) ચોરી અંગે પ્રશ્ન હોય તો ચોરની જાતિ, અવસ્થા, ક્યાં મળશે? (૩) વેપાર સારો રહેશે કે મધ્યમ? (૪) આગામી વર્ષ ધન-ધાન્યાદિકની દૃષ્ટિએ કેવું હશે? (૫) ખોવાયેલી વસ્તુ ક્યાંથી મળશે? મળશે કે નહીં? (૬) કાર્યમાં સફળતા મળશે કે નહીં? (૭) વરસાદ પડશે કે નહીં?



ક્યારે પડશે? (૮) ઘર-વેપારમાં ફાયદો થશે કે નુકસાન? (૯) જે તે દોષોના નિવારણ માટે શું કરવું?

## (૧૧) ગ્રામદેવતા યક્ષિણી :

દેવી જાગ્રત્ યક્ષિણી, વસે નિરંતર જ્યાંય,
માણગાંવ સુરમ્ય એ; શોભા કહી ન જાય !

(પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ કૃત શ્રી ગુ.લી.- અ.૧૦૬-દો.૨૯)

મહારાષ્ટ્રમાં સાવંતવાડી પાસે માણગાંવમાં સ્વામી મહારાજે ટેંબે કુળમાં ઇ.સ.૧૮૫૪માં અવતાર ધારણ કર્યો. કલિયુગમાં દત્તાત્રેય ભગવાનના ત્રણ અવતારો થયા.

(૧) શ્રીપાદશ્રીવલ્લભ (૨) શ્રીનૃસિંહસરસ્વતી તથા (૩) શ્રીવાસુદેવાનંદ-સરસ્વતી જેમને ગુજરાતમાં સામાન્યત: સ્વામી મહારાજ તરીકે બધાં ઓળખે છે. તેઓનું સંન્યસ્તનું નામ વાસુદેવાનંદ સરસ્વતી હતું. આથી સહેલાઇથી ઓળખી શકાય તે માટે તેઓ (ગરુડેશ્વર નિવાસી) ટેંબે સ્વામી અથવા ટેંબે મહારાજ તરીકે પણ ઓળખાય છે.

શ્રીપાદશ્રીવલ્લભ, શ્રીનૃસિંહસરસ્વતીના અવતારો વચ્ચેની કડી એટલે મૂર્ખ બ્રાહ્મણપુત્ર અને તેની માતા અંબિકા જે આત્મહત્યા કરવા જાય છે તે. માતા-પુત્રને શ્રીપાદશ્રીવલ્લભ આત્મહત્યાનું પાપ ન કરવા સમજાવે છે. તેઓશ્રી તેમને પોતાના જેવો પુત્ર થાય તે માટે શનિ પ્રદોષનું વ્રત આચરવાનો ઉપદેશ આપે છે, જેના પરિપાકરૂપે બીજા જન્મમાં તે વિપ્રસ્ત્રી અંબા નામે જન્મ લઇને વિવાહ પછી તેમના ઘેર નરહરિનો જન્મ થાય છે અને તે જ નરહરિ સંન્યાસ લીધા પછી શ્રીનૃસિંહસરસ્વતી તરીકે ઓળખાય છે.



હવે શ્રીનૃસિંહસરસ્વતી અને શ્રીવાસુદેવાનંદ સરસ્વતી આ બે અવતારો વચ્ચેની આપણે કડી (શૃંખલા) જોઇશું. નૃસિંહવાડીમાં શ્રીનૃસિંહસરસ્વતીનો મુકામ હતો. તેના સામે કિનારે અમરેશ્વર સ્થાન આવેલું છે. જેને લોકો ઔરવાડ તરીકે પણ ઓળખે છે. ત્યાં ૬૪ યોગિનીઓનો નિવાસ હતો. યોગિનીઓ શ્રીનૃસિંહ ભગવાનને ભિક્ષા માટે નદીમાં લઇ જતી. ગંગાનુજ નામના ખેતરના રક્ષકે નદીના બે ભાગ પડતાં તથા તેમાંથી શ્રીનૃસિંહસરસ્વતીને તથા બીજી દિવ્ય સ્ત્રીઓને જતાં જોયાં. બીજા દિવસે ગંગાનુજ પણ તેઓની સાથે નદીમાં જાય છે તથા ત્યાંનું દિવ્ય નગર તથા તેમાં થતી ગુરુ મહારાજની પૂજા ઇત્યાદિ જુએ છે. શ્રીનૃસિંહસરસ્વતી ગંગાનુજને કહે છે કે મારા અહીંના વાસ્તવ્ય દરમ્યાન કોઇ આગળ આ લીલા પ્રગટ કરીશ નહીં. ગંગાનુજે તે પ્રમાણે જ કર્યું.

શ્રીનૃસિંહ ભગવાન નરસોબાવાડી છોડીને ગાણગાપુર ગયા, ત્યારે ૬૪ યોગિનીઓ તેઓશ્રીનો વિયોગ થવાથી દુ:ખી હતી. તેમને સ્વામીજીની સેવામાં વિશેષ આનંદ આવતો હતો તે હવે બંધ થશે તેમ યોગિનીઓને લાગ્યું. આથી તેઓએ પ્રાર્થના કરી કે તેમને માટે હવે શી આજ્ઞા છે? શ્રીનૃસિંહસરસ્વતીએ જણાવ્યું કે તેઓ નૃસિંહવાડી છોડીને જાય છે પરંતુ ઔદુંબર નીચે પાદુકારૂપે ગુપ્તપણે વાસ કરશે. ત્યાં જે ભકતો અનુષ્ઠાન કરે તેમને ૬૪ યોગિનીઓએ સહાય કરવી.

ગાણગાપુરમાં વિવિધ લીલા કરીને શ્રીનૃસિંહસરસ્વતી કદલીવનમાં જવા તૈયાર થયા ત્યારે ૬૪ યોગિનીઓએ પુન: પ્રાર્થના કરી કે તેમને માટે શી આજ્ઞા છે? ત્યારે શ્રીનૃસિંહસરસ્વતી મહારાજે તેમને કહ્યું કે હવે પછી મારો અવતાર કોંકણ પ્રદેશમાં સહ્યાદ્રિ પર્વત પાસે માણગાંવમાં ટેંબેકુળમાં થવાનો છે. ગણેશ ભટ્ટ નામે અતિ સાત્ત્વિક ભકત મારી ભક્તિ કરશે. તેને ત્યાં હું અવતાર ધારણ કરીશ.



તેને જ યોગીરાજ અવતાર જાણવો. તમારામાંથી જે મુખ્ય યોગિની છે તેણે માણગાંવમાં જઈને વસવાટ કરવો તથા ત્યાં ગ્રામદેવતા તરીકે સ્થાપિત થવું. તે માટે એક વણિક ભક્ત માધ્યમ બનશે. ત્યાં જઈને ગ્રામદેવતાએ સમગ્ર સ્થળને માનવ તથા પશુવસતિથી સભર બનાવવું. તે પૂર્વે ત્યાં ભૂત તથા વેતાળગણોનું આધિપત્ય હશે. આટલું કહીને શ્રીનૃસિંહસરસ્વતી અંતર્ધાન થયા.

શ્રીનૃસિંહસરસ્વતીનો કાળ વિદ્વાનોએ ઈ.સ.૧૩૭૮ થી ૧૪૫૮ સુધીનો માન્યો છે. સ્વામી મહારાજનો જન્મ ઈ.સ. ૧૮૫૪માં થયો. આમ શ્રીનૃસિંહસરસ્વતી પછી આશરે ૪૦૦ વર્ષ પછી શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનો આવિર્ભાવ થયો. શ્રીનૃસિંહસરસ્વતી અંતર્ધાન પામ્યા પછી ૧૫૦ થી ૨૦૦ વર્ષ પછી એક વણિક ભક્ત મુખ્ય યોગિનીને પોતાની સાથે કોંકણ પ્રદેશમાં લઈ આવ્યો. વણિક ભક્તે વેપાર અર્થે કર્ણાટકથી નીકળી સહ્યાદ્રિ ગિરિમાળા પરથી માણગાંવ જવા પ્રયાણ આદર્યું. સહ્યાદ્રિ પર્વત પર દત્તાત્રેય ભગવાન યોગિનીને દર્શન આપે છે તથા કહે છે કે થોડાં જ વર્ષોમાં માણગાંવમાં હું ટેંબેકુળમાં અવતાર ધારણ કરવાનો છું. આથી ત્યાં જઈને તમારે ગ્રામદેવતા તરીકે સ્થાપિત થવું. આટલું કહીને દત્ત ભગવાન અંતર્ધાન થયા. વણિક ભક્તે ધીમે ધીમે માણગાંવ તરફ પ્રયાણ આદર્યું.

તે સમયે માણગાંવ નિર્જન સ્થળ હતું. પશુઓની પણ વસ્તી ન હતી. ત્યાં અસંખ્ય ભૂત તથા વેતાળગણો નિવાસ કરતા હતા. ત્યાં ફક્ત એક કુંભાર નિવાસ કરતો હતો. તે માટલાં બનાવીને દૂર દૂર જઈ વેચતો. માણગાંવમાં કોઈ વસતિ ન હતી. વણિક ભક્ત માણગાંવમાં આવ્યો અને કુંભારને મળ્યો. કુંભારને ખૂબ જ આશ્ચર્ય થયું. ઘણાં વર્ષો પછી એક મનુષ્ય તેના ઘેર આવ્યો હતો. તેણે વણિકની આગતા સ્વાગતા કરી. પરંતુ ચેતવણી આપતાં જણાવ્યું કે અહીં ભૂત તથા



વેતાળગણોનો પુષ્કળ ત્રાસ છે તેથી દિવસે જ બીજે ક્યાંક જતો રહેજે.

વણિક ગામમાં ફરવા ગયો ત્યારે તેને વિચાર આવ્યો કે વેતાળગણોને અંકુશમાં રાખવા ત્યાં શિવજીની સ્થાપના કરીએ જેથી શિવગણો તેની ત્યાં સહાય કરે. ગામની મધ્યમાં તેણે એક સ્થળ નક્કી કર્યું અને ત્યાં શિવજીની સ્થાપના કરી. ભગવાન શંકર સાથે તેમના ગણો પણ આવ્યા જ. શિવગણોએ વેતાળગણોને શિવજીનો સંદેશો કહ્યો કે શિવજી વેતાળને બોલાવે છે. વેતાળને આશ્ચર્ય થયું કે ઘણાં વર્ષોથી હું અહીં આધિપત્ય ભોગવું છું. શંકર ભગવાનને મારું શું કામ પડ્યું હશે?

વેતાળ શિવજીનાં દર્શને ગયો. ભગવાન સદાશિવે વેતાળને જોતાં જ કહ્યું કે "હવે તારું અહીંનું આધિપત્ય સમાપ્ત થાય છે. અહીં ગ્રામદેવતા તરીકે યક્ષિણી સ્થાપિત થવાનાં છે. તું તારા ગણોને લઇને બીજે જતો રહે." વેતાળે "જેવી આજ્ઞા" કહીને ત્યાંથી વિદાય લીધી. આ બાજુ વણિક ભક્તે ભગવાન શિવજીની સ્થાપના કરી અને યક્ષિણીની સ્થાપના માટે સ્થળ જોવા લાગ્યો. તેને શિવમંદિરની સામેની જગ્યા તે માટે યોગ્ય જણાઇ. વણિક ભક્તે કુંભારને જણાવ્યું કે હવે અહીં મનુષ્ય તથા પ્રાણી વસવાટ શક્ય બનશે. આ ગ્રામની ગ્રામદેવતા તરીકે હું માતા યક્ષિણીની સ્થાપના કરવાનો છું. આથી હવે ભૂત કે વેતાળગણોનો તું ભય રાખીશ નહીં.

આ પ્રમાણે તે વણિક ભક્તે પોતાની સાથે લાવેલી યક્ષિણીદેવીની માણગાંવમાં સ્થાપના કરી. વેતાળગણો તથા યક્ષિણીના ગણોએ પરસ્પર 'આવજો' કહ્યું. હવે ત્યાં માણગાંવમાં ફક્ત યક્ષિણી દેવીનું જ આધિપત્ય રહ્યું. માતા યક્ષિણી આતુરતાથી રાહ જોવા લાગ્યાં કે ટેંબેકુળના આદિપુરુષ માણગાંવમાં ક્યારે આવે? છેવટે સ્વામી મહારાજના દાદા હરિભટ્ટ ટેંબે માણગાંવમાં આવીને સ્થાયી થયા તથા ગણેશ ભટ્ટે અને રમામાતાએ યક્ષિણીમાતાની ઉપાસના કરી અને તેમને પ્રસન્ન કર્યાં. દત્તાત્રેય ભલે ઇષ્ટદેવ હોય, પરંતુ ગ્રામદેવતાની ઉપાસના પણ જરૂરી છે.



રમામાતાની કૂખે વાસુદેવનો જન્મ થયો અને માતા યક્ષિણી અત્યંત પ્રસન્ન થયાં. તેને લાગ્યું કે દત્તપ્રભુએ માણગાંવમાં આવીને નિવાસ કરવા કહ્યું હતું તે સમય આવી ગયો છે. અત્યાર સુધી ભક્તિ તથા અનુષ્ઠાન કરતા ભક્તોને હું અહીં સહાય કરતી હતી. હવે સ્વયં દત્તાવતાર જ ભક્તોની મનોકામના પૂરી કરશે.

ઉત્સવ દરમ્યાન યક્ષિણીમાતાની પાલખી આખા ગામમાં જતી. દત્તમંદિર ઘણાં વર્ષો પછી અસ્તિત્વમાં આવ્યું. દત્તભક્તોએ યક્ષિણીમંદિરના વહીવટકર્તાઓને વિનંતી કરી કે યક્ષિણીમાતાની પાલખી દત્તમંદિરે આવે તો સારું. પરંતુ વહીવટકર્તાઓએ ચોખ્ખી ના પાડી. છેવટે ભક્તોએ સ્વામી મહારાજને (શાસ્ત્રીબુવાને) વિનંતી કરી. શાસ્ત્રીબુવાએ યક્ષિણીમાતાની પ્રાર્થના કરી. યક્ષિણીદેવીએ તેમના વહીવટકર્તાઓને દૃષ્ટાંત આપ્યો કે પાલખી પ્રથમ દત્તમંદિર લઇ જવી અને પછી ગામમાં ફેરવવી. ત્યારથી યક્ષિણીદેવીની પાલખી સૌ પ્રથમ દત્તમંદિરમાં આવે છે અને પછી ગામમાં બીજે સ્થળે જાય છે.

યક્ષિણીમાતાનાં એક હાથમાં ખડ્ગ છે, જે ભક્તોના રક્ષણ માટે છે તથા બીજા હાથમાં પાત્ર-અન્નપૂર્ણા સ્વરૂપ- ભક્તોની મનોકામનાપૂર્તિનું પ્રતીક છે. આખું મંદિર કાષ્ટકલાકોતરણીથી સુશોભિત છે. માતા રમાબાઇ અહીં નિત્ય પૂજા માટે આવતાં. સ્વામી મહારાજના ઘરની બાજુમાં જ* યક્ષિણીમંદિર આવેલું છે. અહીં જ સ્વામી મહારાજે નાનપણમાં ખાનગી શાળામાં (યક્ષિણીમંદિરના પ્રાંગણમાં) એકડા ઘૂંટ્યા હતા.

* સ્વામી મહારાજનું એ વખતનું મકાન જીર્ણ થયું હોવાથી તેનાં નૂતનીકરણનું કામ પૂરું થયું છે તથા ત્યાં સ્વામી મહારાજની છ ફૂટ ઊંચી મૂર્તિની સ્થાપના ઈ.સ. ૨૦૦૩માં કરવામાં આવી છે.



મંદિરની પશ્ચિમે વાવ આવેલી છે. યાત્રાળુઓ ત્યાં સ્નાન કરીને દર્શન કરે છે. અહીં જ એક સ્ત્રી યાત્રાળુએ દાગીનાની પોટલી પગથિયા પર મૂકીને સ્નાન કરવા જતાં બીજી સ્ત્રીએ તે દાગીનાની ચોરી કરી હતી. સ્વામી મહારાજ આગળ હકીકતની રજૂઆત કરતાં તેઓશ્રીએ ચોકી માટે રાખેલા ભૂતોને આજ્ઞા કરી. ભૂતોએ ચોર-સ્ત્રીને બિવડાવીને તે દાગીનાની પોટલી મૂળ માલિકને પાછી અપાવી હતી.

## (૧૨) નિર્મલા નદીનું નામકરણ :

રામકૃષ્ણાદિ અવતારમાં ઘણા દેવો, ગંધર્વો શાપથી પીડિત થઇને પૃથ્વી પર આવેલા અને તેમનો ઉદ્ધાર રામકૃષ્ણ અવતારમાં થયેલો જોવામાં આવે છે. સ્વામી મહારાજના અવતરણ માટે તપશ્ચર્યા કરનારાઓમાં માણગાંવમાં આવેલી નદીનો પણ સમાવેશ થાય છે.

સ્વામી મહારાજના જન્મ પહેલાં ઘણાં વર્ષો પહેલાં ગ્રામ્યદેવતા યક્ષિણીનું આગમન માણગાંવમાં થયું. તેનાં પણ અસંખ્ય વર્ષો પહેલાં ગામમાં આવેલ નદી સ્વામી મહારાજની રાહ જોતી હતી. તેનું નામ પડ્યું ન હતું. તેના નામકરણની જવાબદારી યોગીરાજ અવતાર સ્વામી મહારાજ પર ઇશ્વરે સોંપેલી હતી. પૂર્વે ગંગા-ભાગીરથી, ગૌતમી ગંગા-આદિ નદીઓનાં નામાભિધાન મોટા મોટા ઋષિઓએ કર્યાં હતાં. તે જ નામો યુગોપર્યંત ચાલુ છે. નદીની તપશ્ચર્યા ચાલુ હતી. ક્યારે યોગીરાજ અવતાર ધારણ કરે અને પોતાને નામ મળે તેની તેને પ્રતીક્ષા હતી.

હજારો વર્ષો પછી છેવટે ટેંબેકુળમાં સ્વામી મહારાજનો જન્મ થયો. તેઓ તે નદી પરથી આવતા જતા. નરસોબા વાડી જતી વખતે તેમને નદી ઓળંગવી પડતી. પરંતુ તેઓ ભૂલી ગયા કે કેમ તે નદીને સમજાતું નથી. જેમ નગુરાનું કોઇ



મહત્ત્વ નથી તેમ અનામીને પણ કોઇ યાદ કરતું નથી. સૃષ્ટિમાં બધી જ વસ્તુઓનાં નામ છે. નામ વગરનું હોવું કોને ગમે?

એક વખત શાસ્ત્રીબુવા નૃસિંહવાડી જઇને માણગાંવ પાછા આવતા હતા. નદીને લાગ્યું કે આ યોગ્ય સમય છે, પોતાના નામકરણ માટે ! તે દિવ્ય સ્ત્રીરૂપે શાસ્ત્રીબુવા સામે પ્રગટ થયાં અને વિનંતીસહ કહેવા લાગ્યાં, "આપ હવે મારું નામકરણ કરીને પછી જ આગળ જજો. અનામીમાં કંઇ મજા નથી."

સ્વામી મહારાજે ધ્યાનથી જોયું તો તે દિવ્ય સ્ત્રી સ્વરૂપ એ ત્યાંની નદીનું આધિદૈવિક સ્વરૂપ હતું. આધિભૌતિક સ્વરૂપ એટલે જળસ્વરૂપ. તે જ સમયે માણગાંવના ભક્તો સ્વામી મહારાજનું સામૈયું કરવા ભજન કરતા ઢોલ, ત્રાંસાં, મંજીરા વગેરે સાથે આવ્યા હતા. શાસ્ત્રીબુવાએ બધાના દેખતાં તે નદીનું નામ નિર્મલા રાખ્યું. સ્વામી મહારાજે કહ્યું કે "આજથી આ નદીનું નામ નિર્મલા રાખવામાં આવે છે."

પોતાને નામ મળવાથી નદી સંતુષ્ટ થઇ અને દિવ્ય સ્ત્રીસ્વરૂપ અદશ્ય થયું. શ્રીફળ વધેરવામાં આવ્યું તથા બધાને પ્રસાદ વહેંચાયો. સ્વામી મહારાજને કુદરતી પરિબળો વ્યક્તિગત ઓળખતાં હતાં. નર્મદામાતા, ગંગામાતા, કૃષ્ણામાતા એ સહુ સ્વામી મહારાજના પાદસ્પર્શ માટે તલસતાં હતાં. સ્વામી મહારાજે કૃષ્ણા નદી વિશે 'કૃષ્ણાલહરી' નામે એક સ્તોત્ર લખ્યું છે. નર્મદા નદી તથા ગંગા નદીની સ્તુતિ લખી છે. માણગાંવના દત્તમંદિરમાં જયઘોષ વખતે નર્મદે હર-પછી નિર્મલા માતાકી જય ! નિર્મલે હર એવો જયઘોષ કરવામાં આવે છે.

સ્વામી મહારાજને ક્ષૌર માટે જ્યારે જરૂરિયાત ઊભી થઇ અને કૃષ્ણાકાંઠે તેમને નિવાસ પણ કોઇએ ન આપ્યો ત્યારે સાત્ત્વિક ક્રોધ કરીને સ્વામી મહારાજ



કૃષ્ણા નદીને કહે છે કે "હે માતા, તારા પ્રત્યે મને પૂર્ણ માન તથા અભિમાન છે! છતાં તારા કિનારે મારી ક્ષૌરની વ્યવસ્થા ન થવી તથા નિવાસ માટે પણ જગ્યા ન મળે તે કેવું અજુગતું? હવે મારે પણ તારા પ્રત્યે અભિમાન રાખવાની જરૂર નથી. દંડ તારા પ્રવાહમાં ફેંકી દઈશ તથા મનફાવે તેમ વિચરણ કરીશ."

કૃષ્ણામાતા સ્ત્રીસ્વરૂપે દર્શન આપી સ્વામી મહારાજને શાંત કરતાં કહે છે કે "સ્વામીજી, આપના પ્રત્યે મને પૂર્ણ માન છે. તમારાં ક્ષૌર માટે હું વ્યવસ્થા કરાવું છું." રાત્રે ગામના ઘણા માણસોને એકી સાથે કૃષ્ણા નદીએ ક્રુદ્ધ થઇને ચેતવણી આપી કે ભગવત્ સ્વરૂપ સંન્યાસી ગામમાં આવ્યા છે. તેમનું માન જાળવ્યું નથી તથા તેમના ક્ષૌરની પણ વ્યવસ્થા કરી નથી. આખું ગામ સંકટમાં મુકાશે. બધા લોકો તેમની માફી માગો તથા તેમને ગામમાં આદર સાથે લઇ આવો.

ઘણા લોકોને એકીસાથે ભયંકર ચેતવણી આપતું સ્વપ્ન પડવાથી બધા લોકો એકઠા થયા તથા સ્વામી મહારાજની માફી માગીને તેમને આદર સાથે ગામમાં લઇ આવ્યા તથા તેમના ક્ષૌર માટે વ્યવસ્થા કરી. આ જ રીતે સ્વામી મહારાજને જયારે કેડમાં ચસક ભરાઇ હતી અને ભિક્ષા માટે જઇ ન શકયા ત્યારે આઠ વરસની કુમારિકારૂપે નર્મદામાતા તેમની પૂછપરછ કરવા આવે છે. પોતે વિભૂતિ લગાડી સ્વામી મહારાજને પગ ઠોકવા કહે છે. આમ ચસક જતાં સ્વામી મહારાજ ભિક્ષા માટે જઇ શકયા. સ્વામી મહારાજને નર્મદા, કૃષ્ણા, ગંગા, નિર્મલા નદીઓ સાથે આવો આત્મીય સંબંધ હતો.

## (૧૩) દાદા હરિભટ્ટનો દેહવિલય :

દાદા હરિભટ્ટને લીધે ટેંબેકુટુંબ માણગાંવમાં સ્થાયી થયું. તેઓને લીધે ગણેશભટ્ટને દત્તઉપાસનાની પ્રેરણા મળી. હરિભટ્ટે લખેલ હસ્ત-લિખિત



શ્રીગુરુચરિત્રની નકલ ભવિષ્યમાં શ્રીરામચંદ્ર કૃષ્ણ કામતજીના સંશોધનના કામમાં આવી. પુત્ર ગણેશ હંમેશાં ગાણગાપુર જતો. તેનું લક્ષ સંસારમાં ન હતું. આથી હરિભટ્ટ જ ઘરનો કારભાર સંભાળતા. તેમણે બાળ વાસુદેવને રૂપાવલિ, સમાસચક્ર, અમરકોશ, નિત્ય સ્તોત્રપાઠ, શિક્ષા, અષ્ટાધ્યાયી આદિ ઉપગ્રંથો શીખવ્યા.

વધતા પ્રપંચને ચલાવવા દાદા હરિભટ્ટને ઘણાં કષ્ટ પડતાં. યાજ્ઞિકી તથા ખેતીના સહ વ્યવસાયથી કુટુંબનું ગુજરાન ચાલતું. વાસુદેવના જનોઇ પછી બે-એક વર્ષ પછી તેઓએ દેહત્યાગ કર્યો. તે સમયે ગણેશ ભટ્ટ ગાણગાપુર હતા. આથી હરિભટ્ટની અંત્યેષ્ટિ વિધિ બાળકૃષ્ણના હાથે થઇ.

હરિભટ્ટના નિધન પછી ઘરમાં વડીલ વ્યક્તિ રહી નહીં આથી બાળકૃષ્ણએ માલમિલકતનો અપવ્યય કરી કુટુંબ પર પાંચસો રૂપિયાનું દેવું કર્યું અને જતા રહ્યા. ઘરમાં અન્નપૂર્ણાબાઇ તથા રમાબાઇ બે મા-દીકરી હતાં. ખેતીના અને બીજા વ્યવહાર જોવા અન્નપૂર્ણાબાઇએ તેમના સગા નારાયણ ભટ્ટ ઉર્ફે નાનાકોનકરને ઘેર આશ્રય આપ્યો. રમાબાઇનાં એક પિતરાઇ બહેન દુર્ગાબાઇ નામે હતાં. તેઓ પણ માણગાંવમાં જ રહેતાં. તેમને ભૂત-બાધા હોવાથી નૃસિંહવાડીમાં તેઓ વારંવાર અનુષ્ઠાન અર્થે જતાં. તેમની યોગમાં પણ સારી પ્રગતિ હતી. માણગાંવ છોડીને શાસ્ત્રીબુવા જ્યારે સતી અન્નપૂર્ણાબાઇ સાથે નૃસિંહવાડી ગયા ત્યારે સતી અન્નપૂર્ણાને પુત્રપ્રસવ થયો. દાયણનું કામ આ દુર્ગામાસીએ કર્યું હતું.

હરિભટ્ટના નિધન પછી વાસુદેવના પૌરોહિત્યથી જે થોડીઘણી આવક થતી તે દ્વારા વાસુદેવે તેમના નાનાભાઇ સીતારામનું જનોઇ તથા બહેનોનાં લગ્નો કરાવ્યાં. માણગાંવમાં પૂરતી આવક ન થવાથી શાસ્ત્રીબુવાએ ગોવામાં જઇને જ્યોતિષનો વિશેષ અભ્યાસ કરવા નિશ્ચય કર્યો. ત્યાં તેઓ નીળંભટ્ટ પધ્યેને ત્યાં ગયા પણ ખરા અને છ માસ અભ્યાસ કર્યો. તે જ સમય દરમ્યાન પિતા ગણેશભટ્ટ બીમાર



પડ્યાના સમાચાર મળતાં તેઓ માણગાંવ પાછા આવ્યા. શક ૧૭૯૯ (ઇ.સ.૧૮૭૭) ભાદરવા વદ બીજના દિવસે ગણેશ ભટ્ટે દેહત્યાગ કર્યો. તેમની અંત્યેષ્ટિક્રિયા પણ વાસુદેવના હાથે થઇ.

જનોઇ પછી વાસુદેવશાસ્ત્રી યોગ્ય સમયે સંધ્યા કરતા. એક દિવસ બહારગામ જતી વખતે સૂર્યાસ્તનો સમય હતો. પાસે જ પાણીનું ઝરણું વહેતું હતું. ત્યાં જ વાસુદેવશાસ્ત્રીએ સાયંસંધ્યા કરી અને પછી આગળ પ્રયાણ આદર્યું. સ્માર્ત અને વૈષ્ણવ બંને અગિયારસે તેઓ ઉપોષણ રાખતા. રાત્રે સંપૂર્ણ જાગરણ. ભૂલેચૂકે પણ ઊંઘ ન આવે તે માટે ચોટલીને દોરી બાંધી તે દોરીને ખીલે બાંધતા જેથી ઝોકું આવી જાય તો શિખા ખેંચાઇને તરત જાગૃત થઇ જવાય. બારસની બપોરે સૂવાનું નહીં. આ રીતે તેઓ અગિયારસનું વ્રત કરતા.

હરિભટ્ટના નિધન પછી પૌરોહિત્ય માટે તેમને બહારગામ પણ જવું પડતું. પરંતુ તે પૂરું કરીને ઘેર આવી થાળ તથા વૈશ્વદેવ કરીને પછી ભોજન લેતા. પરાન્ન કોઇ દિવસ લીધું નથી. જમતી વખતે જો રજસ્વલા અથવા અંત્યજનો અવાજ સાંભળ્યો તો પાત્ર છોડીને ઊઠી જતા. શ્રાદ્ધ ભોજનમાં કદી જતા નહીં. આથી ઘણીવાર બબ્બે-ત્રણ ત્રણ દિવસ સુધી તેમને ઉપવાસ થતા. વાદ-વિવાદ કોઇની સાથે કરતા નહીં.

વસ્ત્રોમાં બે પંચિયાં રહેતાં. એક પહેરવા માટે તથા બીજું પાથરવા માટે. આ સિવાય જો કાંઇ વસ્ત્ર મળે તો તેને માથે બાંધતા. ત્રિકાળ સ્નાનનો નિયમ હતો. પગમાં જોડા ન પહેરવાનો તથા છત્રી ન ઓઢવાનો તેમણે આજીવન નિયમ લીધો હતો. એ ઉપર કહેવાઇ ગયું છે. કઠોર તપશ્ચર્યા, આંતરબાહ્ય શુચીર્ભૂતતા તથા વૈરાગ્યમય જીવનને લીધે શાસ્ત્રીબુવાને મંત્રસિદ્ધિ નાનપણમાં જ પ્રાપ્ત થઇ હતી. બે-ત્રણ ઉદાહરણો આપણે જોઇશું.



## (૧૪) મંત્રસિદ્ધિ :

વાસુદેવશાસ્ત્રીને પવિત્ર અંતઃકરણ, ઈશ્વરીકૃપા તથા શાસ્ત્રીય આહાર-વિહારને લીધે મંત્રસિદ્ધિ નાનપણમાં જ પ્રાપ્ત થઇ હતી.

(૧) એક સમયે તેઓને મંત્રપુષ્પાંજલિ માટે બાજુના ગામે એક ગૃહસ્થને ઘરે જવાનું હતું. ગામ બહાર તેઓ નીકળ્યા ત્યાં રસ્તામાં એક સર્પને તેમણે જોયો. તેમની સાથે આવેલ ભાઈએ વિનંતી કરી કે આ સર્પ પર મંત્રપ્રયોગ કરો ને ! શાસ્ત્રીબુવાએ તે સર્પની આજુબાજુ વર્તુળ દોરીને મંત્રપ્રયોગથી તે સર્પ માટે સીમા બાંધી દીધી. સાપ તે વર્તુળની બહાર જઇ શકતો નહીં. તે વર્તુળની અંદર ફરી શકતો.

મંત્રપુષ્પાંજલિ થઇ ગયા પછી શાસ્ત્રીબુવા તથા માણગાંવના ગૃહસ્થ બીજા રસ્તે પાછા આવ્યા અને સાપને બંધન કર્યું છે તે ભૂલી ગયા. બીજા દિવસે શાસ્ત્રીબુવાને યાદ આવતાં તેઓ જંગલના રસ્તે ગયા તથા સર્પને બંધનમુક્ત કર્યો. તરત જ સાપ જંગલમાં જતો રહ્યો. આ પછી શાસ્ત્રીબુવાએ નિયમ લીધો કે બિનજરૂરી સર્પબંધન ન કરવું. ગરુડેશ્વરમાં તેમના જીવનની અંતિમ ક્ષણોમાં પ્રવચનસમયે એક સાપ વારંવાર આવતો. આથી શ્રોતાઓ ગભરાઇ જતા. છેવટે સ્વામી મહારાજે તેના પર ચોખા મંત્રીને નાંખ્યા જેથી તે સાપ બધાને દેખાતો બંધ થયો. તેનું બંધન ન કર્યું.

(૨) શાસ્ત્રીબુવાની બહેન પરણીને સાસરે રહેવા ગઇ હતી. તેની ગાય એકદમ ઉન્મત્ત થઇને દોહવા દેતી ન હતી. વાસુદેવશાસ્ત્રીએ મંત્ર પ્રયોગથી તે ગાયને શાંત કરી, આથી તે ડાહીડમરી થઇને દૂધ દોહવા કોઇ વિરોધ ન કરી શકી.



આ જ બહેનના ઘરે શાસ્ત્રીબુવાનો મુકામ હતો. રાત્રે પાડોશમાંથી રડવાનો અવાજ આખી રાત સંભળાયો. બહેનને આ અંગે પૂછતાં તેણે જણાવ્યું કે ગયા છ મહિનાથી આ ભૂતોનો રડવાનો અવાજ આખી રાત ચાલુ હોય છે. શાસ્ત્રીબુવાએ મંત્રથી બંદોબસ્ત કરતાં તે રડવાનો અવાજ કાયમ માટે બંધ થયો.

(૩) માણગાંવ નજીક એક ગામમાં ખૂન થયું હતું. ખૂની ફરાર થઇ ગયો હતો. સરકારી અધિકારીઓને પણ સમજ પડતી ન હતી. તેઓએ શાસ્ત્રીબુવાને આ અંગે પૂછતાં શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે આરોપી આઠ દિવસમાં પકડાઇ જશે અને તે જ પ્રમાણે થયું.

(૪) એક ગામમાં નિત્ય ચોરીનો ઉપદ્રવ હતો. ચોર પકડાતો ન હતો. શાસ્ત્રીબુવાને આ અંગે માર્ગદર્શન માટે વિનંતી કરતાં તેમણે ચોરનું સ્વરૂપ તથા તેનો ચોરી કરવાનો સમય આદિ કહીને તે પ્રમાણે તકેદારી રાખતાં એકે-એક ચોર પકડાઇ ગયો.

(૫) માણગાંવમાં એક ગૃહસ્થની સંતતિ નાશ પામતી હતી. તેને શાસ્ત્રીબુવાએ પિશાચની પાદુકા કરીને પૂજા કરવા કહ્યું. તે પ્રમાણે કરતાં જ તેની સંતતિ બચવા લાગી.

(૬) સાવંતવાડીના સબનીસનો દીકરો બીમાર હતો. શાસ્ત્રીબુવાએ તેને બ્રાહ્મણને ગોપ્રદાન કરવા જણાવ્યું. તેણે વળી સ્વામી મહારાજના નાના ભાઇ સીતારામ ભટ્ટને ગાય તથા દક્ષિણા આપી. સીતારામ જેવો ઘરમાં આવ્યો કે તે તાવમાં પટકાયો. શાસ્ત્રીબુવાને તે અંગે જણાવતાં તેઓએ કહ્યું કે તેમને પૂછ્યા વગર ગોપ્રદાન કેમ લીધું? છેવટે બમણી દક્ષિણા અને ગાય બીજાને આપતાં સીતારામ તાવમાંથી મુકત થયા.



## (૧૫) નૃસિંહવાડી (નરસોબાવાડી)ની પ્રથમ યાત્રા :

ગણેશભટ્ટ વારંવાર અનુષ્ઠાન અર્થે ગાણગાપુર જતા. જિંદગીનો ઘણો બધો સમય તેમણે ગાણગાપુરમાં પસાર કર્યો. વાસુદેવશાસ્ત્રીને પણ વારંવાર નૃસિંહવાડી જવાની ઈચ્છા થતી. પરંતુ પોતે માતૃભક્ત હોવાથી માતાની ઈચ્છાને આધીન હતા. ગણેશભટ્ટે લગભગ ગૃહત્યાગ જ કર્યો હતો તેમ કહેવાય. હવે ફરી વાસુદેવશાસ્ત્રી પણ તે જ પ્રમાણે નૃસિંહવાડી જાય તો રમામાતા પરવાનગી આપે? કદાચ ના પાડે તો કોઈ દિવસ નૃસિંહવાડી જવા ન મળે. આથી શાસ્ત્રીબુવા રમામાતાને આ અંગે પૂછવાનું ટાળતા. પરંતુ સ્વયં દત્ત ભગવાન તેઓ નૃસિંહવાડી આવે તેવું ઈચ્છતા.

શાસ્ત્રીબુવાને સ્વપ્નમાં એક બ્રાહ્મણ દેખાયો. તેણે કહ્યું કે, "શાસ્ત્રીબુવા, નૃસિંહવાડી જવું તેમ મનમાં વિચારો છો પરંતુ પ્રત્યક્ષ આવતા નથી તેનું કારણ શું?" શાસ્ત્રીબુવાએ સ્વપ્નમાં જ જવાબ આપ્યો કે, "માતાજી રજા ન આપે તો?" તે બ્રાહ્મણે સ્વપ્નમાં કહ્યું, "તમે રજા માંગશો તો માતાજી અવશ્ય આપશે. પૂછી તો જુઓ. તદુપરાંત તમને સંગાથ પણ મળશે અને જવાની વાટખર્ચી પણ મળશે."

આટલું કહીને બ્રાહ્મણ સ્વપ્નમાં અદશ્ય થયો. શાસ્ત્રીબુવા સ્વયં દત્તાવતાર હોવાથી દત્ત ભગવાન દત્તસ્વરૂપે નહીં પણ કોઈ બીજા સ્વરૂપે દર્શન આપી શકે છે માટે દત્ત ભગવાન બ્રાહ્મણસ્વરૂપે શાસ્ત્રીબુવાને દર્શન આપે છે.

શાસ્ત્રીબુવાએ સ્વપ્નની વાત માતાજીને જણાવી. રમામાતા બોલ્યાં, "તારે નૃસિંહવાડી જવું હોય તો જા; મારી ના નથી." આમ શાસ્ત્રીબુવા નૃસિંહવાડી જવા



નીકળ્યા. તેમની વાત સાંભળીને માણગાંવમાં રહેતા એક ગૃહસ્થ પણ તેમની સાથે જવા તૈયાર થયા. આમ બંને જણા નૃસિંહવાડી જવા સાવંતવાડી આવ્યા. સાવંતવાડીમાં રામભાઉ સબનીસે શાસ્ત્રીબુવાને અઢી રૂપિયા આપ્યા તથા કહ્યું, "તમે જન્મપત્રિકા બનાવી હતી તેના પૈસા આપવાના બાકી હતા." આમ સ્વપ્નદષ્ટાંત પ્રમાણે સંગાથ મળ્યો તથા વાટખર્ચીના પૈસા મળ્યા. આથી શાસ્ત્રીબુવાને સંતોષ થયો.

આગળ જતાં બોરગાંવ મુકામે શાસ્ત્રીબુવાને ફરી સ્વપ્નદષ્ટાંત થયો. "નૃસિંહવાડીમાં ગોવિંદ સ્વામી તરીકે મોટા અધિકારી સંત નિવાસ કરે છે, તેમનાં દર્શન અવશ્ય કરજો." રસ્તામાં પણ ઠેકઠેકાણે સંગાથ મળતો રહ્યો. આમ શાસ્ત્રીબુવાનો ઘણાં વર્ષોનો સંકલ્પ પૂરો થયો.

દત્તપાદુકાનાં દર્શન કરીને શાસ્ત્રીબુવાએ ગોવિંદયતિની પૂછપરછ કરી. ત્યાં જ બ્રહ્માનંદ મઠની મેડીએથી સ્વયં ગોવિંદ સ્વામી પગથિયાં ઊતરતા હતા અને શાસ્ત્રીબુવા ચિરપરિચિત હોય એ પ્રમાણે પૂછપરછ કરી કે, "શાસ્ત્રીબુવા, તમે આવી ગયા? સ્નાન કરીને મેડા ઉપર મુકામે આવો." આમ પ્રથમ દર્શને જ ગોવિંદ સ્વામીએ આત્મીય ભાવ દર્શાવ્યો તેથી વાસુદેવ શાસ્ત્રીને ખૂબ જ આનંદ થયો.

શાસ્ત્રીબુવાને નૃસિંહવાડીમાં પહેલાં કોઇ ઓળખતું ન હતું. તેમનો સામાન્ય વેશ તથા આડંબરરહિત વર્તન જોઇને કોઇ તેમને સામાન્ય વ્યક્તિ જ સમજે. આથી પૂજારીઓએ તેમને પાદુકાજી પર જળ ચઢાવવા ન દીધું. શાસ્ત્રીબુવા ખિન્ન મને વિચારવા લાગ્યા કે, "શું હું એવો પાપી છું કે મને જળ ચઢાવવાનો પણ અધિકાર નથી?"



શાસ્ત્રીબુવા ખિન્ન મને પગથિયાં ચઢતાં બ્રહ્માનંદ મઠ તરફ જવા લાગ્યા. પોતાના પ્રિય શિષ્યનું અપમાન સહન ન થવાથી તે જ સમયે દત્ત ભગવાન ગોવિંદ સ્વામી સામે પ્રગટ થયા અને કહ્યું કે, "આ પોથી વાંચવાનું બંધ કરો. પેલો બ્રાહ્મણ (શાસ્ત્રીબુવા) કેટલા દૂરથી મને મળવા આવ્યો છે તેને પૂજારીઓ જળ સરખું ચઢાવવા દેતા નથી."

જ્યાં સ્વયં દત્ત ભગવાનનો આદેશ હોય પછી શું જોવાનું? ગોવિંદ સ્વામી પોતાનો દંડ લઈને પગથિયાં ઊતરવા લાગ્યા. શાસ્ત્રીબુવાને જોઈને પૂછ્યું, "શાસ્ત્રીબુવા, પાદુકાજી પર જળ ચઢાવ્યું?" શાસ્ત્રીબુવા ઉદાસ મનથી કહેવા લાગ્યા કે પૂજારીઓ ના પાડે છે. એટલે તરત જ ગોવિંદ સ્વામીએ પોતાનો દંડ શાસ્ત્રીબુવાને આપ્યો. બંને મંદિરમાં આવ્યા. ગોવિંદ સ્વામીએ મોટેથી વાસુદેવશાસ્ત્રીને કહ્યું, "વાસુદેવશાસ્ત્રી, ભગવાન પર જળ ચઢાવો." ત્યારે જેમણે ગોવિંદ સ્વામીનો દંડ ઊંચક્યો છે તેઓ કોઈ સારા ભક્ત હશે તેમ પૂજારીઓએ માન્યું.

આ પ્રથમ નૃસિંહવાડી યાત્રા દરમ્યાન શાસ્ત્રીબુવાનો મુકામ ત્યાં એક મહિનો રહ્યો. કૃષ્ણામાં રોજ સ્નાન કરીને પાદુકાજી પર જળ ચઢાવવાનો તથા પ્રદક્ષિણા કરવાનો શાસ્ત્રીબુવાનો નિયમ હતો. આ નિવાસ દરમ્યાન દત્ત ભગવાનનો દૃષ્ટાંત થયો કે "મીરજ જઈને શંકરભટ્ટ નામના ભક્ત પાસેથી પોથી લઈ આવીને શ્રીગુરુચરિત્રની સપ્તાહ કરવી." શાસ્ત્રીબુવા પગપાળા મીરજ ગયા અને શંકરભટ્ટ પાસે પોથીની માગણી કરી.

શંકરભટ્ટે પોથી આપવાની ચોખ્ખી ના પાડી. આથી વાસુદેવ શાસ્ત્રી ઉદાસ મને નૃસિંહવાડી પાછા આવ્યા. ત્યાં દત્ત ભગવાને ફરી દૃષ્ટાંત આપ્યો કે હવે



શંકરભટ્ટ તમને ચોક્કસ પોથી આપશે. આથી શાસ્ત્રીબુવા ફરી મીરજ પગપાળા ગયા. શંકરભટ્ટને દત્તભગવાને સ્વપ્નમાં દૃષ્ટાંત આપ્યો હોવાથી તેઓએ શ્રીગુરુચરિત્રની પોથી પ્રેમથી શાસ્ત્રીબુવાને આપી. જ્યાં સુધી પોથી ન મળી ત્યાં સુધી શાસ્ત્રીબુવાએ ન તો અન્નગ્રહણ કર્યું કે ન તો તેમણે દત્ત ભગવાન પ્રતિ અણગમો કે ક્રોધ દર્શાવ્યો. કદાચ દત્ત ભગવાન પણ તેમની દૃઢ ભક્તિની કસોટી કરતા હોય!

નૃસિંહવાડીમાં શયન આરતી પછી મંદિરમાં જવાની મનાઇ છે. શાસ્ત્રીબુવાને આ નિયમની જાણ ન હતી. એક રાત્રે કૃષ્ણા નદીમાં હાથ પગ ધોઇને શાસ્ત્રીબુવા મંદિરમાં આવ્યા તો મંદિર બંધ હતું. હવે પ્રદક્ષિણા કરીને પછી મુકામે જઇએ એમ વિચાર કરીને શાસ્ત્રીબુવા દક્ષિણ તરફના દરવાજા પાસે આવ્યા. ત્યાં એક અતિ તેજસ્વી સંન્યાસીએ શાસ્ત્રીબુવાને પ્રશ્ન કર્યો, "શયનારતી પછી મંદિરમાં કોઇએ આવવું નહીં, તે નિયમની તમને જાણ નથી?"

શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે તેઓ પ્રથમ જ વાર અહીં આવ્યા હોવાથી તેમને આ નિયમની ખબર નથી. તેઓ ક્ષમા પ્રાર્થે છે. આ સાંભળીને તે તેજસ્વી સંન્યાસી અદશ્ય થયા. શ્રીગોવિંદ સ્વામીને આ અંગે પૂછતાં તેમણે જણાવ્યું કે "તેઓ સ્વયં દત્ત ભગવાન હતા. તેમને દંડવત્ પ્રણામ કર્યા કે નહીં? તેમણે અહૈતુક કૃપા કરીને તમને દર્શન આપ્યાં છે." આગળ જતાં શાસ્ત્રીબુવાએ ગોવિંદ સ્વામીને જ ગુરુપદે સ્થાપ્યા.

એક વખત ગોવિંદ સ્વામીએ શાસ્ત્રીબુવાને દત્તપાદુકાનું નિત્ય પૂજન કરવા કહ્યું. શાસ્ત્રીબુવાએ કહ્યું કે દેવની ઇચ્છા મુજબ થશે. તેઓ નિત્ય પંચાયતનની પૂજા કરતા હતા. આથી અલગ રીતે પાદુકાની પૂજા કરવાની જરૂર નથી તેમ તેઓ



માનતા. પરંતુ પછી દત્ત ભગવાને તે પ્રમાણે દષ્ટાંત આપતાં તેમણે પાદુકાપૂજન શરુ કર્યું. આમ પણ દત્ત સંપ્રદાયમાં પાદુકા તથા પાદુકાપૂજનનું અનેરું મહત્ત્વ છે.

આ જ પ્રમાણે એક વખત પાર્થિવપૂજા કરવા શાસ્ત્રીબુવાને દષ્ટાંત થયો. પ્રથમ તેમણે ધ્યાન ન આપ્યું. બીજી વાર દષ્ટાંત થયો ત્યારે તેમણે જણાવ્યું કે તેનું વિધાન તેમની પાસે નથી. આથી દત્તપ્રભુએ તેમને જણાવ્યું કે વિધાન કવીશ્વરબુવા (નૃસિંહવાડી) પાસેથી મળશે. તે વિધાન મેળવીને શાસ્ત્રીબુવાએ પાર્થિવ પૂજા શરૂ કરી અને દત્ત ભગવાને "બસ" કહેતાં જ છોડી દીધી.

નૃસિંહવાડીથી પાછા વળતાં તેમનું મકાન માણગાંવમાં બંધાઇને તૈયાર હતું. તેની વાસ્તુશાંતિ અનુજ હરિભટ્ટદ્વારા કરાવી. પાપક્ષાલન અર્થે પ્રાયશ્ચિત્ત તરીકે શાસ્ત્રોમાં ચાંદ્રાયણ વ્રતનો જે ઉલ્લેખ કર્યો છે તે વ્રત શાસ્ત્રીબુવાએ કર્યું. એકમના દિવસે એક તથા રોજ એક એક કોળિયો વધારીને પૂર્ણિમાના દિવસે પંદર કોળિયા લેવાના. કૃષ્ણપક્ષમાં એક એક કોળિયો ઘટાડીને અમાસના દિવસે ઉપવાસ કરવાનો. ચાંદ્રાયણના બીજા પ્રકારમાં શુક્લ પ્રતિપદાને દિવસે ૧૫ કોળિયા, રોજ એક એક કોળિયો ઘટાડવાનો, પૂર્ણિમાના દિવસે ૧ કોળિયો તથા પછી રોજ એક કોળિયો વધારતા રહેવાનો અને અમાસના દિવસે પંદર કોળિયા લેવાના. આને પિપીલિકા ચાંદ્રાયણ પણ કહે છે.

ચાંદ્રાયણ વ્રત દરમ્યાન ત્રિકાળ સ્નાન, એકવસ્ત્ર પહેરવું, રાત્રે જમીન પર સૂવું, મૌન રાખવું ઈત્યાદિ નિયમોનું શાસ્ત્રીબુવાએ પાલન કર્યું. તેમણે માતાજીને ખાસ કહી રાખ્યું હતું કે શરીર ગમે તેટલું નિર્બળ બને, મોઢામાં પાણી કે બીજું કશું નાંખશો નહીં. છેવટે ઈશકૃપાથી તેમનું ચાંદ્રાયણ વ્રત નિર્વિઘ્ને સમાપ્ત થયું. એક ડગલું ચાલવાની શક્તિ રહી ન હતી. છતાં નિત્ય અનુષ્ઠાન ચાલુ હતું. તેમાં જ



તાવ આવતો હતો. તથા લોહી પણ પડવા લાગ્યું. છતાં તેમનું મન દઢ હતું. આથી તે ચાંદ્રાયણ વ્રત પૂરું કરી શક્યા.

## (૧૬) શાસ્ત્રીબુવાને મંત્રોપદેશ :

નૃસિંહવાડીમાં શાસ્ત્રીબુવા આવ્યા. ત્યાં ગોવિંદસ્વામી સાથે સખ્ય થયું. શાસ્ત્રીબુવાએ ગોવિંદસ્વામીને મંત્રોપદેશ કરવા વિનંતી કરી. ગોવિંદસ્વામીએ તેમને જણાવ્યું કે મંત્રોપદેશ કરવા તેમને અધિકાર નથી. તમારા પ્રત્યે જેમને અભિમાન હશે તે જ તમારા પર અહીં અનુગ્રહ કરશે. આ પ્રમાણે જવાબ સાંભળીને શાસ્ત્રીબુવાએ તેમને વિશેષ આગ્રહ કર્યો નહિ. બીજે જ દિવસે પ્રાત:કાળે તેમને દત્ત ભગવાનની ષડ્ભુજ મૂર્તિનાં દર્શન થયાં. માથે જટાભાર છે, શરીરે પીતાંબર ધારણ કર્યું છે, કર્ણમાં મકરાકાર કુંડળો શોભી રહ્યાં છે, ગળામાં વૈજયંતીની માળા શોભી રહી છે, સુગંધી ભસ્મ મહેકી રહી છે. સુહાસ્ય વદનથી દત્ત ભગવાન શાસ્ત્રીબુવાને કહે છે, “હે ભકત ! આજે રાત્રે પ્રદક્ષિણા સમયે મેં તને દર્શન આપ્યું હતું. હવે તને મંત્રોપદેશ માટે ફરી પ્રગટ થયો છું.” આમ કહીને જમણા કાનમાં ત્રણ વખત મંત્ર કહ્યો, “આ મંત્રનું સવિસ્તર વિધાન સવારે ગોવિંદસ્વામી પાસેથી લખી લેજે.” આટલું કહીને તે દત્તસ્વરૂપ અદૃશ્ય થયું.

સવારે સ્નાનસંધ્યા પછી ગોવિંદ સ્વામી પાસે જતાં જ ગોવિંદ સ્વામીએ તેમને જણાવ્યું કે “રાત્રે જે મંત્રોપદેશ થયો તેનું વિધાન આ પોથીમાંથી લખી લો.” શાસ્ત્રીબુવા મનમાં વિચાર કરે છે કે મેં મંત્રોપદેશની વાત કોઇને કરી નથી છતાં ગોવિંદ સ્વામીથી કોઇ વાત છાની રહી નથી. આથી તેઓ સ્વયં દત્તાવતાર જ છે. ગોવિંદ સ્વામીએ તેમને બીજી સલાહ આપી કે “હવે બીજાં શાસ્ત્રોનું અદયયન



છોડીને ઉપનિષદભાષ્યનું વારંવાર ચિંતન કરવું, નિત્ય દત્તપૂજા કરવી." શાસ્ત્રીબુવા ગોવિંદ સ્વામીની બંને આજ્ઞા શિરોમાંન્ય ગણીને તે પ્રમાણે આચરણ કરવા લાગ્યા. પછી દત્તસ્મરણ કરતા માણગાંવ ગયા.

માણગાંવમાં એક શૂદ્ર પિશાચને પ્રસન્ન કરીને ગ્રામજનોની વસ્તુઓ પોતાના ઘરે લાવવા તે પિશાચને કહેતો હતો. પિશાચ પણ તે શૂદ્રની ઈચ્છા પ્રમાણે ગ્રામજનોની વસ્તુઓ, ધાન્ય, વાસણો તેને લાવી આપતો. આમ બાર વરસ પસાર થયાં. એક દિવસ પિશાચે શૂદ્રને કહ્યું કે મેં તારી બાર વરસ સેવા કરી છે. હવે તું મને મનુષ્યબલિ ચઢાવ. શુદ્રે તે ગણકાર્યું નહીં. આથી તેણે ફરી શૂદ્રને ચેતવણી આપી કે બીજો કોઈ બલિ ન મળતો હોય તો તારા ચાર પુત્રોમાંથી કોઈનો બલિ ચઢાવ. પરંતુ આવું કૃત્ય કોઈ પણ સમજુ બાપ કરે નહીં.

મફતમાં વસ્તુઓ મળતી તે શૂદ્રને ગમતી હતી. પરંતુ મનુષ્યબલિ કે પોતાના પુત્રનો બલિ આપવા મન ના પાડતું હતું. છેવટે પિશાચે શૂદ્રના ચારે પુત્રોને મારી નાંખ્યા તથા છેવટે શૂદ્રના પણ પ્રાણ હર્યા. આ પ્રસંગ પરથી બોધ લેવાનો કે ભૂતસાધના દુઃખમાં પરિણમે છે. કોઈકવાર તાત્કાલિક લાભ દેખાય છે પરંતુ પાછળથી નિર્વંશ થવાય છે. આથી ભૂતાદિક મંત્રનો પ્રયોગ ન કરવો. શાસ્ત્રો પ્રમાણે ઈશ્વરઉપાસના જ કરવી.

## (૧૭) શાસ્ત્રીબુવાનો યોગાભ્યાસ-૧ :

શાસ્ત્રીબુવાનો ઉપનિષદનો અભ્યાસ સિદ્ધ થયો. અનેક વિદ્યાઓ દ્વારા તેઓએ લોકસેવા કરતાં તેમની પ્રસિદ્ધિ ચોમેર ફેલાઈ. દૂરદૂરનાં ગામોથી લોકો પોતાના પ્રશ્નો માટે માણગાંવ આવતા. શાસ્ત્રીબુવા તેમને યોગ્ય માર્ગદર્શન આપતા.



આ રીતે તેમની ઉપાસના દૃઢ થતી ગઇ. દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને દર્શન આપી જણાવ્યું કે હવે તને સર્વ વિદ્યાઓ પ્રાપ્ત થઇ છે માટે તું અષ્ટાંગ યોગનો પ્રારંભ કર. અષ્ટાંગ યોગ વગર સાધક સર્વજ્ઞ બની શકતો નથી.

અષ્ટાંગ યોગનાં આઠ અંગો નીચે પ્રમાણે છે. (૧) યમ (૨) નિયમ (૩) આસન (૪) પ્રાણાયામ (૫) પ્રત્યાહાર (૬) ધ્યાન (૭) ધારણા (૮) સમાધિ. શાસ્ત્રીબુવાનો યોગાભ્યાસ દત્ત ભગવાને કહ્યા પ્રમાણે ચાલી રહ્યો હતો. અલ્પકાળમાં જ તેમનો પ્રાણાયામ સિદ્ધ થયો. તે જ અરસામાં મુંબઇથી ઢોરેશાસ્ત્રી નામના એક પંડિત માણગાંવમાં આવ્યા.

ઢોરેશાસ્ત્રીએ શાસ્ત્રીબુવાને પ્રાર્થના કરી કે તેઓ ઘીના સેવન વગર યોગાભ્યાસ કરે છે તેથી તેમને ભવિષ્યમાં મૂળવ્યાધિ થવા સંભવ છે માટે થોડું ઘીનું સેવન કરીને પછી યોગાભ્યાસ કરો. ઢોરેશાસ્ત્રીની સલાહ મુજબ ઘી લઇને યોગાભ્યાસ કરતાં દત્તપ્રભુને આ ન ગમ્યું. તેઓ સ્વયં માર્ગદર્શક હોવા છતાં શાસ્ત્રીબુવાએ ઢોરેશાસ્ત્રીની સલાહ પ્રમાણે વર્તન કર્યું હતું. દત્ત ભગવાને ગુસ્સામાં કહ્યું કે, "ઢોરેશાસ્ત્રી તને શ્રેષ્ઠ સલાહ આપે છે." પરંતુ શાસ્ત્રીબુવા આને સમજી શક્યા નહીં. ઘી સેવન કરીને યોગાભ્યાસમાં બેસતાં જ પેટમાં ગડગડાટ શરૂ થયો અને વારંવાર ઝાડા થવા લાગ્યા. શરીરમાં અશક્તિ આવી ગઇ અને એક ડગલું ચાલવાની પણ શક્તિ શાસ્ત્રીબુવામાં ન રહી. છેવટે તેમને સંગ્રહણીનો રોગ લાગુ પડ્યો.

તે જ અરસામાં નરસોબાવાડીમાં નારાયણ સ્વામીનો ઉત્સવ આવતો હતો. આથી દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને વાડી જવા આજ્ઞા કરી. દસ ડગલાં ચાલવાની શક્તિ ન હતી. તો પછી સહ્યાદ્રિનો દસ માઇલનો ઘાટ ચઢીને આગળ વાડી કેમ જવાશે? એવો વિચાર શાસ્ત્રીબુવા કરવા લાગ્યા. એક તો દેવ આજ્ઞા



ઉથાપીને તેમણે મનુષ્યનું (ઢોરેશાસ્ત્રીનું) માર્ગદર્શન સ્વીકાર્યું હતું. હવે તે પ્રમાણે ફરી જો દેવ આજ્ઞાનો અનાદર થાય તો શું? એમ વિચાર કરીને શાસ્ત્રીબુવાએ નિશ્ચય કર્યો કે પ્રાણ ભલે જાય પરંતુ દત્તાજ્ઞાપાલન કરવા શ્રેષ્ઠ પ્રયત્ન કરવો.

અશકત પરિસ્થિતિમાં શાસ્ત્રીબુવા નરસોબાવાડી જવા નીકળ્યા. ગામ બહાર જ તેમને એક માણસ મળ્યો અને કહેવા લાગ્યો કે "આ દવા લેશો તો તમારો રોગ મટી જશે અને તમે સહેલાઇથી વાડી જઇ શકશો." શાસ્ત્રીબુવા મનમાં વિચાર કરવા લાગ્યા કે દવા લેવા માટે ગુર્વાજ્ઞા નથી. (દત્ત ભગવાન સ્વયં તેમના યોગ અંગે ગુરુ હતા.) શું કરીશું? તે જ સમયે તેમના કાનમાં અવાજ સંભળાયો કે "દવા લઇ લે." પરંતુ શાસ્ત્રીબુવા તો પ્રારબ્ધભોગ ભોગવવા ઈચ્છતા હતા જેથી મોક્ષમાં તે બાધારૂપ ન બને. આથી તેમણે મનોમન પ્રાર્થના કરી કે વાડી જઇને પાછો આવું ત્યાં સુધી ભલે રોગમાં રાહત રહે, પણ પછી સંગ્રહણી રોગ પાછો લાગુ પડે. કાનમાં ફરી અવાજ સંભળાયો કે "તેમ જ થશે." આથી શાસ્ત્રીબુવાએ તે વ્યક્તિ પાસેથી દવા લીધી અને પ્રાશન કરતાં જ શરીર નિરોગી થયું.

ઉત્સવ નિમિત્તે વાડીમાં જઇ દત્તપાદુકાનાં દર્શન કર્યાં તથા ગોવિંદ સ્વામીને વંદીને માણગાંવ પાછા આવ્યા. માણગાંવમાં આવતાં જ સંગ્રહણીનો રોગ પાછો ચાલુ થયો. પ્રારબ્ધયોગ પૂરો થતાં જ દત્ત ભગવાને તેમને દહીં, સૂરણ ખાવા આજ્ઞા કરી જેથી શરીર રોગ મુક્ત થાય. શાસ્ત્રીબુવાએ તે પ્રમાણે કરતાં જ શરીર રોગ મુકત થયું. શરીર નીરોગી થતાં જ તેમનો ખેચરીમુદ્રાનો અભ્યાસ શરૂ થયો. જીભ નીચેની શિરા કાપવા માટે સ્વયં દત્ત ભગવાને તેમને એક વનસ્પતિ બતાવી હતી જેનો રસ જીભ નીચે લગાવતાં જીભ નીચેની નસ સહેલાઇથી કપાઇ ગઇ. આમ ખેચરીમુદ્રા સિદ્ધ થતાં તેમને સર્વજ્ઞતા પ્રાપ્ત થઇ.



## શાસ્ત્રીબુવાનો યોગાભ્યાસ-૨ :

શાસ્ત્રીબુવાના નિત્ય આહ્નિક સાથે યોગાભ્યાસ પણ ચાલુ હતો. માર્ગદર્શન દત્તમહારાજ સ્વયં કરતા હતા. તેમ છતાં જરૂર જણાય તો દત્તપ્રભુ માનવી-માર્ગદર્શક તરફ આંગળી ચીંધતા.

એક વખત શાસ્ત્રીબુવાની યોગમાં કોઇ ભૂલ થઇ અને તેમને સતત હેડકી ચાલુ થઇ. તેમને ઘણો જ ત્રાસ વેઠવો પડ્યો. છેવટે દત્તમહારાજે તેમને કાપશી ગામે જવાની આજ્ઞા કરી. કાપશી ગામમાં એક મોજણીદાર (Surveyor) રહેતો હતો. તેને મળવા માટે દત્તભગવાને શાસ્ત્રીબુવાને જાણ કરી. તે મોજણીદારના ઘર પાસે એક પીપળાનું ઝાડ છે તેમ નિશાની પણ બતાવી.

શાસ્ત્રીબુવા કાપશી ગામે ગયા અને મોજણીદારને શોધી કાઢ્યો. તેના ઘરની બહાર એક પીપળાનું ઝાડ હતું. મોજણીદારને પોતાને થયેલી હેડકી અંગે વાત કરી તથા તેનો ઉપાય બતાવવા જણાવ્યું. મોજણીદારે જો કે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે તેઓ યોગ વિશે કશું જાણતા નથી. આથી માર્ગદર્શનની વાત અપ્રસ્તુત છે. સ્વામી મહારાજને સ્વયં દત્ત ભગવાનનો દૃષ્ટાંત હતો. તેથી તેઓ પણ માર્ગદર્શન મેળવ્યા વગર માણગાંવ પાછા ફરવા માગતા ન હતા. શાસ્ત્રીબુવાએ તે દિવસે કાપશી ગામમાં જ મુકામ કર્યો.

રાત્રે સ્વયં દત્ત ભગવાને મોજણીદારને પણ દૃષ્ટાંત આપ્યો કે શાસ્ત્રીબુવાને તેમણે મોકલ્યા છે, આથી તેમને અવશ્ય માર્ગદર્શન પૂરું પાડવું. દત્ત ભગવાનના દૃષ્ટાંતથી મોજણીદાર શાસ્ત્રીબુવાને બીજે દિવસે આદર સાથે એકાંતમાં લઇ ગયો તથા સતત હેડકી થવાનું કારણ જણાવી તેને દૂર કરવા ઉપાય



કહ્યો. મોજણીદારે શાસ્ત્રીબુવાને ઉપયોગી થાય તેવું કબીર-ધર્મદાસ સંવાદાત્મક એક હિંદી પુસ્તક આપ્યું તથા જણાવ્યું કે નાના મોટા ઉપસર્ગો આવે તો તેના ઉપાય ચોપડીમાંથી જોઇ લેવા. તે ચોપડી ભવિષ્યમાં શાસ્ત્રીબુવાને ઘણી મદદરૂપ થઇ.

આ પ્રસંગ બે-ત્રણ વાતો સ્પષ્ટ કરે છે. યોગવિદ્યાને પુરાતનકાળમાં ગુપ્ત રાખવામાં આવતી. તેમાં પારંગત ગુરુઓ પોતા વિશે ખાસ પ્રચાર કરતા નહીં. ભગવાને દૃષ્ટાંત આપવા છતાં મોજણીદારે કોઇ માર્ગદર્શન કર્યું નહીં કારણ કે ભગવાનનો દૃષ્ટાંત ફક્ત શાસ્ત્રીબુવાને થયો હતો. મોજણીદારને પણ થવો જોઇએ, જે પાછળથી થયો. આથી સાચા યોગીઓ શોધવા છતાં જડતા નથી અને જેઓ પોતાને યોગી કહેવડાવે છે તેઓ સાચા યોગી હોય એવું હોતું નથી. યોગરહસ્ય આથી ગુપ્ત રાખવામાં આવે છે.

ત્રીજો સિદ્ધાંત એ પ્રતિપાદિત થાય છે કે યોગવિદ્યામાં દૈવી માર્ગદર્શન મળતું હોય છતાં માનવગુરુનું માર્ગદર્શન અગત્યનું છે. દરેક ક્ષણે કદાચ ભગવાન માર્ગદર્શન માટે ઉપલબ્ધ ન હોય અથવા તો માનવી માર્ગદર્શકની ઉપયોગિતા સ્વયં ભગવાન દર્શાવે છે.

સાવંતવાડીના નારોપંત ઉકિડવે ચોપડીમાં જોઇને પ્રાણાયામનો અભ્યાસ કરતા. તેમને પ્રાણાંતક પેટશૂળ ઉપડ્યું. શાસ્ત્રીબુવાને તે અંગે જાણ કરતાં તેઓએ પૂછ્યું, “તમે પ્રાણાયામનો અભ્યાસ કરો છો?” નારોપંતે ‘હા’ પાડી. “કોના માર્ગદર્શનથી?” એમ પૂછતાં “ચોપડીમાં જોઇને.” એમ નારોપંતે જવાબ આપ્યો. શાસ્ત્રીબુવાએ ચોપડીમાં જોઇ પ્રાણાયામ કરવા ના કહી. અલ્પમાત્રામાં ઔષધિ બતાવી. તેનાથી નારોપંતનું પેટશૂળ મટી ગયું.

# શ્રીવાસુદેવાનંદસરસ્વતી (ટેંબે) સ્વામી મહારાજ



વન્દે માણપુરોદ્ભવં ગુરુવરં વન્દેડન્નપૂર્ણાધવં
વન્દે મસ્કરિવૃંદ- મસ્તકમણિં વન્દેડવધૂતાગ્રણીન્ ।
વન્દે વિષ્ણુવિધીશરૂપમપરં વન્દે સ્વકલ્પદ્રુમં
વન્દે સંસૃતિસાગરામ્બતરણિં શ્રી વાસુદેવં હરિમ ॥



## (૧૮) સ્વામી મહારાજ-યોગીરાજ અવતાર :

પ્રસિદ્ધ વિદ્વાન તથા કીર્તનકાર શ્રીવક્રતુંડબુવાએ વિસ્તૃત અધ્યયન તથા સંશોધન પછી તેમના પ્રવચનમાં જાહેર કર્યું કે (ભવિષ્યોત્તર પુરાણ) દત્ત ભગવાનના ત્રણ અવતારો કલિયુગમાં થવાના હતા. તે પૈકી શ્રીપાદશ્રીવલ્લભ તથા શ્રીનૃસિંહસરસ્વતી આ બે અવતારો થઇ ગયા છે, જ્યારે ત્રીજો યોગીરાજ અવતાર થવાનો પુરાણમાં ઉલ્લેખ છે. તે યોગીરાજ અવતાર એટલે વાસુદેવાનંદ સરસ્વતી.

સ્વામી મહારાજની જગ્યાએ કોઇ બીજી વ્યક્તિ હોત તો તેમને પ્રશંસા જરૂર ગમી હોત. પરંતુ સ્વામી મહારાજ પ્રસિદ્ધિપરાઙ્ મુખ હતા. તેઓએ ભક્તોને જણાવ્યું કે યોગીરાજ અવતારને હજુ વાર છે. તેનો મિથ્યારોપ મને ન જોઇએ. અવતારી પુરુષો જાહેરમાં કદી કહેતા નથી કે તેઓ ઈશ્વરનો અવતાર છે. બીજો કોઇ જાહેર કરે તો પણ પોતે મના કરે છે.

સ્વામી મહારાજે જ્યારે ગરુડેશ્વરમાં વાસ્તવ્ય શરૂ કર્યું ત્યારે ત્યાં રહેવાની કે રસોઇ કરવા કોઇ જગ્યા ન હતી. તે જ અરસામાં કૃષ્ણજયંતી આવી. કૃષ્ણજયંતી આવી એટલે ઊજવવાનું નક્કી થયું. સ્વામી મહારાજે તેમાં યોગદાન આપવાનો વિચાર કર્યો. તેમણે હાથમાં ઝાડુ લઇને જગ્યા સાફ કરવા માંડી ! તેમનું જોઇને બીજા ભક્તો પણ કામે વળગ્યા. તે સમયે સ્વામી મહારાજ પ્રસિદ્ધિની ટોચ પર હતા. રાજામહારાજાઓ તેમનાં દર્શન માટે પરવાનગી માગતા. ભાષ્યપાઠ કે બીજું આહ્નિક ચાલુ હોય તો સ્વામી મહારાજ રાજામહારાજાઓને પણ દર્શન માટે આજ્ઞા ન આપતા. સ્વામી મહારાજની નમ્રતાનો બીજો પ્રસંગ નીચે આપ્યો છે.



સ્વામી મહારાજ જેવા પસાર થયા કે સિપાહીઓએ તેમને વિનંતી કરી કે રાજાજી તેમનાં દર્શનની અભિલાષા રાખે છે. સ્વામી મહારાજે તે સિપાહીઓને પૂછ્યું "તમારા રાજા મોટા ખરા ને?" સિપાહીઓએ 'હા' કહી. સ્વામી મહારાજ બોલ્યા "ત્યારે તો તેમના સંન્યાસી મોટી પાલખીમાં આવતા હશે, મારા જેવા ના હોય !"

આમ સિપાહીઓ તેમાં ભૂલથાપ ખાઇ ગયા. સ્વામી મહારાજ ત્યાંથી ગયા પછી રાજાએ પૂછપરછ કરી ત્યારે ખબર પડી કે સ્વામી મહારાજ ત્યાંથી આબાદ રીતે છટકી ગયા. સમાજમાં ત્યારે ને અત્યારે પણ ઘણા બધા રાજસન્માન માટે તલસે છે, ત્યારે સ્વામી મહારાજ જેવી વિરલ વ્યક્તિ રાજસન્માનને ઠોકર મારે છે. ઠોકર મારવાનું એક કારણ એ કે રાજાનું દરેક કૃત્ય રાજસિક હોય છે. સાત્ત્વિકતા કે વિનમ્રતાનો અભાવ જોવા મળે છે. કદાચ સ્વયં રાજા રાહ જોવાની તપશ્ચર્યા કરતો હોત તો દર્શનનો અવશ્ય લાભ થાત. ગુરુગીતામાં જણાવ્યું છે કે બ્રહ્માદિ દેવતાનો વૈભવ પણ ગુરુના વૈભવ આગળ તુચ્છ છે તો કળિયુગમાં ખંડિયા રાજાઓના વૈભવનો શો હિસાબ? અને બીજી વાત એ કે સ્વામી મહારાજ માનપ્રતિષ્ઠા અંગે ઉદાસીન-તટસ્થ હતા.

એક સમયે બઢવાઇના રાજા સ્વામી મહારાજનાં દર્શને આવ્યા તથા તે પ્રમાણે સંદેશો કહેવડાવ્યો. સ્વામી મહારાજનો ભાષ્યપાઠ ચાલુ હતો. તેઓશ્રીએ જવાબ મોકલાવ્યો કે "ભાષ્યપાઠ ચાલુ હોવાથી દર્શન બંધ." બીજી કોઇ પ્રતિષ્ઠાભૂખી વ્યક્તિ હોત તો બધાં જ કામો બાજુએ મૂકીને રાજાને દર્શન આપવાનું (કે રાજાનાં દર્શન કરવાનું) કામ પ્રથમ કરત ! જો કે રાજાનો વિનય એટલો ખરો કે દર્શન માટે પ્રથમ આજ્ઞા માગે છે. આજ્ઞા ન મળતાં કોઇ દલીલબાજી કરતો નથી !



સ્વામી મહારાજ સ્વયં દત્તાવતાર હતા તે અંગે ગંગાધરપંત આળંદીકરને ગાણગાપુરમાં થયેલું દ્દષ્ટાંત સ્વામી મહારાજના દત્તાવતારના મુદ્દાને વધુ સ્પષ્ટ કરશે.

## (૨૦) દત્તાવતાર વિશે ભક્તને થયેલો દ્દષ્ટાંત :

સંતો કે ઈશ્વરી અવતાર પોતાના સામર્થ્ય વિશે જાહેરાત કરતા નથી. પરંતુ તેમનો મહિમા વધારવા સ્વયં ઈશ્વર પ્રયત્ન કરે છે, તેમના ભક્તોને જાણ કરે છે. આ સંદર્ભમાં ગ્વાલિયરના શ્રીગંગાધરપંત આળંદીકરનો પ્રસંગ હકીકતને વધુ સ્પષ્ટ કરે છે.

ગ્વાલિયરના શ્રીગંગાધરપંત આળંદીકર કર્મકાંડ, યજમાનવૃત્તિથી ગુજરાન ચલાવતા હતા. તેઓ આર્થિક રીતે ગરીબ હતા. એક સાંજે રાજાના સરદારને ત્યાં પૂનમને દિવસે સત્યનારાયણની કથા હતી. કથા પૂરી થયા બાદ ગંગાધરપંત પાછા ફરી રહ્યા હતા. બધે અંધારું ફેલાઇ ચૂક્યું હતું. તેઓ કિલ્લાની દીવાલ પાસેથી પસાર થઇ રહ્યા હતા. તેમના હાથમાં થેલી હતી જેમાં પોથી તથા પૂજાનું સીધું હતું. એક ઝાડ પાછળ તેમણે ઘોડાગાડી ઊભેલી જોઇ.

"ખબરદાર, ત્યાં જ ઊભો રહે." ત્રણ ચાર બુકાનીધારીઓ, પડછંદ શરીરવાળા ગંગાધરપંતને ઘેરી વળ્યા. કપાળે ચાંદલો તથા ધોતિયું પહેરેલું હોવાથી તેઓ યજમાનવૃત્તિ કરતા હશે તેવું બુકાનીધારીઓનું અનુમાન સાચું હતું. કદાચ પ્રાથમિક માહિતીના આધારે તેઓ ગંગાધરપંતની રાહ જોતા હતા. તેમાંથી એક બુકાનીધારીએ મધ્યમ અવાજથી જે પૂછ્યું તે ગંગાધરપંતનાં ગાત્રો શિથિલ કરવા પૂરતું હતું. "ભૂદેવ, તમને ચંડીપાઠ તથા તેમાં આવેલો બલિદાનનો મંત્ર આવડે છે?"



ગંગાધરને ચંડીપાઠ મુખોદ્ગત હતો. આથી તેમણે "હા" પાડી. બુકાનીધારીઓએ તેમને જણાવ્યું કે તેમણે તેમના નિવાસે આવવું પડશે. તેમની આંખે પાટા બાંધવામાં આવશે. પાડાનું બલિદાન આપતી વખતે મંત્ર બોલવાનો છે. કામ થઇ ગયા પછી પુષ્કળ દક્ષિણા મળશે. શારીરિક કોઇ હાનિ પહોંચાડવામાં નહીં આવે. છતાં જો તેઓ સંમત ન થાય તો કટકા કરીને ફેંકી દઇશું. અમે ડાકુઓ છીએ.

નિર્જન સ્થળે અંધારામાં બીજો કોઇ રસ્તો ન હતો. ગંગાધરપંત કબૂલ થયા. ગંગાધરપંતની આંખે પાટા બાંધવામાં આવ્યા. તેમને ઘોડાગાડીમાં બેસાડવામાં આવ્યા. ડાકુઓ પણ તેમાં સવાર થયા. અડધા કલાક પછી ઘોડાગાડી ક્યાંક થોભી. એક ગુફાનું દ્વાર ખૂલ્યું. આંખે પાટા સાથે ગંગાધરપંતને ગુફામાં લઇ જવામાં આવ્યા. તે એક વિશાળ ગુફા હતી. કાલીમાતાની મોટી પ્રતિમા હતી. મોઢામાંથી લાલ જીભ બહાર આવતી દેખાતી હતી. ગળામાં કપાયેલાં મસ્તકોની રુંડમાળા હતી. હાથમાં વિવિધ હથિયાર હતાં. તેની સામે એક પાડાને બાંધવામાં આવ્યો હતો.

ગંગાધરપંતના પાટા છોડ્યા ત્યારે તેમણે ઉપરનું દશ્ય જોયું. બીજા પણ ત્રણ ચાર ડાકુઓ ત્યાં સશસ્ત્ર હાજર હતા. ગુફાનું દ્વાર બંધ કરવામાં આવ્યું. બલિદાનનો મંત્ર બોલ્યા પછી પાડાનું બલિદાન આપવામાં આવ્યું. ગંગાધરપંતને સવાસો ગ્વાલિયેરી રૂપિયા દક્ષિણામાં મળ્યા. તે સમયે સત્યનારાયણની પૂજાની દક્ષિણા રૂપિયો કે સવા રૂપિયો હતી. તેની સામે આ દક્ષિણા વિપુલ હતી.

ડાકુઓના સરદારે ગંગાધરપંતને જણાવ્યું કે દર પૂનમે તેઓ સાથ આપશે તો દર પૂનમે તેઓ આ જ પ્રમાણે દક્ષિણા મેળવતા રહેશે. તેમને કોઇ પણ જાતની શારીરિક ઇજાઓ કરવામાં નહિ આવે. તદુપરાંત જો તેઓ ડાકુઓ વિશે કોઇને



ખબર કરશે તો સમગ્ર કુટુંબનો નાશ કરતાં તેઓ અચકાશે નહીં. ગંગાધરપંત દ્રવ્યલોભથી દર પૂનમે ત્યાં જતા તથા વિપુલ દ્રવ્ય સાથે ચાંદીનાં વાસણો તથા સોનાનાં ઘરેણાંના માલિક થયા. આમ બાર વરસ પૂરાં થવા આવ્યાં.

ડાકુઓના સરદારે ગંગાધરપંતને જણાવ્યું કે "ડાકુઓ બાર વરસ કરતાં વધુ સમય એક જ સ્થળે રહેતા નથી. આવતી પૂનમ છેલ્લી પૂનમ હશે. જો ગંગાધરપંત તેમની પત્નીને લાવશે તો તેમનો પણ સત્કાર યોગ્ય રીતે કરવામાં આવશે. તેમને કોઇ ઈજા પહોંચાડવામાં નહીં આવે." બાર વરસ દરમ્યાન કોઇ અજુગતો બનાવ બન્યો ન હતો. આથી છેલ્લી પૂનમે ગંગાધરપંત તેમની પત્નીને ડાકુઓ પાસે લઇ ગયા.

છેલ્લી પૂનમે વિપુલ દક્ષિણા સાથે અનેક ચાંદીનાં વાસણો તથા સુવર્ણ અલંકાર ભેટમાં મળ્યા. ડાકુઓ દ્વારા પ્રાપ્ત સંપત્તિથી ગંગાધરપંત આર્થિક રીતે તો ઘણા સમૃદ્ધ થયા. તેમની ગણના ગ્વાલિયરના શ્રીમંતોમાં થવા લાગી. લૂંટના દાગીના પહેરવાથી ગંગાધરપંતનાં પત્નીને ભૂતબાધા શરૂ થઇ. તે વિચિત્ર ચેનચાળા કરવા લાગી. ઘણીવાર બીજા અવાજમાં પત્ની દ્વારા સાંભળવામાં આવતું, "મારા દાગીના તારી પત્નીએ પહેર્યા છે. હું તેને સુખેથી જીવવા દઇશ નહીં." આ અવાજ શક્યત: જે સ્ત્રીને લૂંટીને તેની હત્યા કરવામાં આવી હતી તેનો હતો.

વખત જતાં ગંગાધરપંતની સ્ત્રીને ભૂતબાધાથી અસહ્ય કષ્ટ થયું. આમ પણ સાત્વિક માર્ગે કમાયેલ દ્રવ્યથી જે સુખશાંતિ મળે છે તે સુખશાંતિ અનીતિ-લૂંટની આવક દ્વારા, અધર્મની આવક દ્વારા કમાયેલ સંપત્તિથી મળી શકતી નથી.

પિશાચપીડાનો ત્રાસ અસહ્ય થતાં ગંગાધરપંત તેમની પત્નીને લઇને મહારાષ્ટ્રના પ્રસિદ્ધ દત્તક્ષેત્ર ગાણગાપુર આવીને રહ્યા. (હાલમાં ગાણગાપુર કર્ણાટક પ્રાંતમાં આવેલ છે.) ગાણગાપુરમાં આવીને માધુકરી માગીને તથા મંદિરમાં સેવાપૂજા



કરીને ગંગાધરપંત કાળક્રમણ કરવા લાગ્યા. હાલ પણ ભૂતપ્રેતપીડિત વ્યક્તિ ગાણગાપુર આવીને દત્ત ભગવાનના આશરે રહે છે. કોઈ અનુષ્ઠાન કરે છે, કોઇ મંદિરની સેવામાં રોકાય છે. દત્ત ભગવાન સંકટગ્રસ્ત લોકોની સેવાથી સંતુષ્ટ થઇ યોગ્ય ઉપાય બતાવે છે અથવા સ્વયં પીડા હરે છે.

થોડા દિવસો વીત્યા પછી દત્ત ભગવાને ગંગાધરપંતને સ્વપ્નદષ્ટાંત દ્વારા આ પ્રમાણે જણાવ્યું, "તારી પત્નીને બચાવવી હોય તો આવતી કાલે જ ગાણગાપુરની હદ છોડીને જતો રહે. હાલમાં હું ગુજરાતના ગરુડેશ્વરમાં વાસુદેવાનંદ સરસ્વતી નામથી નિવાસ કરું છું." આટલું કહીને દત્ત ભગવાન અદશ્ય થયા.

ગંગાધરપંત વિચાર કરવા લાગ્યા કે ગરુડેશ્વર ક્યાં આવ્યું હશે? કેટલું દૂર હશે? ત્યાં પહોંચતાં કેટલા દિવસ લાગશે? પોતાની પાસે ત્યાં જવા પૂરતા પૈસા છે? આ બધા વિચારોથી ગંગાધરપંત બેચેન થયા. તેમણે પોતાની મૂંઝવણ દત્ત ભગવાનને જણાવી. દત્ત ભગવાને ફરી દષ્ટાંત આપી જણાવ્યું કે "પુનામાં પૈસાની વ્યવસ્થા થઇ ગઇ છે. આથી જલદી ગાણગાપુર સ્થળનો ત્યાગ કર."

ગાણગાપુરનો મહિમા સાંભળીને લોકો આખા ભારતમાંથી ત્યાં જાય છે. આર્ત અને અર્થાર્થી ઉપરાંત જિજ્ઞાસુ તથા સાધકો પણ ત્યાં જાય છે. જ્યારે ત્યાંના સ્થાનદેવતા દત્ત ભગવાન ત્યાં આવેલા ભક્તોને બીજે સ્થળે (ગરુડેશ્વર) મોકલે છે. કેવો વિચિત્ર સંજોગ ! કારણ એટલું જ કે ગરુડેશ્વર પ્રતિ-ગાણગાપુર છે તથા ગરુડેશ્વર નિવાસી વાસુદેવાનંદ સરસ્વતી પોતાનું જ બીજું સ્વરૂપ છે તેને ભક્તો સમક્ષ પ્રગટ કરવું. આ બાજુ સ્વામી મહારાજ તો પોતાને ઇશનો બંદો (ભક્ત) જણાવે છે. આવા અભિમાનરહિત ભક્તનો મહિમા ભગવાન સ્વયં ન વધારે તો બીજું કોણ વધારે?



ઉપરાછાપરી બબ્બે સ્વપ્નદષ્ટાંત થવાથી ગંગાધરપંત સપત્નીક પુના જવા ઊપડયા. પુના રેલવે સ્ટેશન પર ગંગાધરપંતને તેમના એક જૂના મિત્ર મળ્યા. તેમણે ગંગાધરપંતને ૩૦૦ રૂપિયા આપ્યા તથા જણાવ્યું કે તે પૈસા તેમના ગ્વાલિયરના એક મિત્રને આપવાના છે. આ પૈસા ગરુડેશ્વર જઇ આવવા પૂરતા હતા. આથી સ્વપ્નદષ્ટાંત પ્રમાણે તેમને પુનામાં પૈસા મળી ગયા. તેમને હવે ખાતરી થઇ ગઇ કે દત્ત ભગવાન સ્વયં જેમની ભલામણ કરે છે તે શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનાં દર્શનમાત્રથી તેમનું કષ્ટ દૂર થશે.

ઇ.સ.૧૯૧૩-૧૪ નું વર્ષ હતું. તે સમયે નર્મદા નદી પર પુલ ન હતો. હોડી દ્વારા ગરુડેશ્વર જવાતું હતું. આખરે ગંગાધરપંત ગરુડેશ્વર સુધી હોડી દ્વારા પહોંચ્યા. તેમનાં પત્નીના શરીરમાં કબજો જમાવી બેઠેલ અશરીરી તત્ત્વ ધમપછાડા કરવા લાગ્યું. હવે આ શરીરનો કબજો છોડવો પડશે તેમ લાગતાં તે પિશાચ તોફાન કરવા લાગ્યું.

ગંગાધરપંત હોડીમાંથી ઊતરીને સ્વામી મહારાજને મળ્યા તથા પોતાને ગાણગાપુરમાં થયેલ દષ્ટાંતની વાત તેમણે કરી. હાલમાં પત્ની હોડીમાંથી ઊતરતી નથી તે અંગે માર્ગદર્શન માગ્યું. સ્વામી મહારાજે એટલું જ કહ્યું કે “નર્મદામાતાની હદ છે ત્યાં હું કશું કરી ન શકું.” છેવટે બાવીસ માણસોની મદદથી તેમનાં પત્નીને હોડીમાંથી ઉતારીને સ્વામી મહારાજ પાસે લાવવામાં આવ્યાં.

તે સ્ત્રીમાં આરૂઢ પિશાચ ખૂબ જ તોફાન કરતું હતું. સ્વામી મહારાજે જળપ્રોક્ષણ કરતાં જ પિશાચ બોલવા લાગ્યું, “આ સ્ત્રીએ મારા દાગીના પહેર્યાં છે. તેને હું છોડવાનું નથી. આ મનુષ્યની આર્થિક સ્થિતિનું શું રહસ્ય છે તેની તમને ખબર છે?”



સ્વામી મહારાજે ટૂંકી ટચ વાત કરી, "તારે મુક્તિ જોઇએ છે કે નહીં, તે જણાવ. આ દંપતી મારા શરણે આવ્યું છે તેથી તેનું રક્ષણ કરવું તે મારી ફરજ છે. તું કહે તે પ્રમાણે તારા પ્રીત્યર્થે દાનધર્મ કરવામાં આવશે, માટે આ સ્ત્રીને છોડી દેવાની." હા-ના કરતાં તે પિશાચે અમુક પ્રકારની ધાર્મિક વિધિ તથા તે આત્માપ્રીત્યર્થ દાનધર્મ કરવાથી તે સ્ત્રીને છોડી દેશે તેમ જણાવ્યું.

સ્વામી મહારાજે ત્યાંના માણસોને જણાવ્યું કે બીજી વાર જળ-પ્રોક્ષણ કરતાં આ સ્ત્રી નર્મદા નદીમાં દોડતી જશે. ત્યાં મોટા મોટા પથરા હોવાથી તેને ઈજા થઇ શકે છે. આથી તમે લોકો નદીમાં પ્રથમથી જ જઇને ઊભા રહો. તે પ્રમાણે લોકો નર્મદામાં ઊભા રહ્યા. તે બાઈ પર જળ છાંટતાં જ બાઇએ નર્મદા તરફ દોટ મૂકી. નર્મદામાં તેણે પ્રવેશ કર્યો અને તે એક ક્ષણ માટે બેભાન થઇ. લોકોએ તેને પકડી લીધી. આથી તેને કોઇ ઈજા ન થઇ.

ગંગાધરપંતે સ્વામી મહારાજે કહેલ વિધિ કરતાં જ તેની પત્ની પિશાચપીડામાંથી મુક્ત થઇ. પરંતુ ગંગાધરપંતને માધ્યમ બનાવીને દત્તપ્રભુએ લોકોમાં જાહેર કર્યું કે વાસુદેવાનંદ સરસ્વતી એ દત્ત ભગવાનનો જ અવતાર છે.

## (૨૧) આણાવકર પિશાચ :

આળવણી વૈદ્ય નામે એક સદ્‌ગૃહસ્થ સાવંતવાડીમાં રહેતા હતા. શાસ્ત્રીબુવા સાથે તેમનું સખ્ય હતું. શાસ્ત્રીબુવા સાવંતવાડી થઇને કયાંક જાય તો તેઓ તેમને અવશ્ય મળતા. આળવણી વૈદ્યના એક સ્નેહી શ્રી આણાવકર નામે સાવંતવાડીમાં જ રહેતા હતા. આ આણાવકર પણ એક ગજબનું વ્યક્તિત્વ હતું. તેમના પૂર્વજો પૈકી એક પૂર્વજ પિશાચગતિને પામ્યો હતો. છતાં તે સાત્ત્વિકવૃત્તિનો હોઇ અનેક



શાસ્ત્રોમાં તે પારંગત હતો. અનેક આર્ત તથા અર્થાર્થીઓને તે આણાવકર પિશાચ માર્ગદર્શન આપતો હતો.

શાસ્ત્રીબુવા એક વખત સંસારની આંટીઘૂંટીથી ત્રસ્ત થઇને સંન્યાસ લેવા ઇચ્છતા હતા. તેઓ માણગાંવ છોડીને સાવંતવાડી આવ્યા. સાવંતવાડીમાં તેઓ આળવણી વૈદ્યને ત્યાં ગયા. તેમણે શાસ્ત્રીબુવાની આગતાસ્વાગતા કરી તથા તેઓને આણાવકરને ત્યાં જવું હતું. તેમણે શાસ્ત્રીબુવાને જણાવ્યું કે તેઓ પણ આણાવકરને ત્યાં આવે તો સારું રહેશે. શાસ્ત્રીબુવાને પણ બીજું કોઇ કામ ન હોવાથી તેઓએ સહર્ષ ત્યાં જવા સંમતિ આપી. બંને આણાવકરના ઘેર પહોંચ્યા.

શ્રીઆણાવકરને ત્યાં બીજા પણ બે ત્રણ આર્ત માર્ગદર્શન માટે આવ્યા હતા. પિશાચનો સંચાર શ્રીઆણાવકરના શરીરમાં થયો. તે પિશાચે સહુ પ્રથમ શાસ્ત્રીબુવાનું અભિવાદન કર્યું. તેમણે આળવણી તથા બીજા હાજર રહેલાઓને જણાવ્યું કે "શાસ્ત્રીબુવા હાલમાં સંન્યાસ લેવાની ઇચ્છા ધરાવે છે પરંતુ સંન્યાસ લેવાનો તેમનો આ યોગ્ય સમય નથી. ઇશ્વર તેમના દ્વારા ઘણાં લોકકલ્યાણનાં કાર્યો કરાવવા ઇચ્છે છે. ઘણા સમય પછી તેઓને ઇશ્વરે નિશ્ચિત કરેલ સમયે સંન્યાસ મળશે."

આળવણી વૈદ્યને આ બધું સાંભળીને આશ્ચર્ય થયું. તેમણે શાસ્ત્રીબુવાને પિશાચે કહેલ વાત અંગે પૂછતાં શાસ્ત્રીબુવાએ તે હકીકત સાચી છે તેમ જણાવ્યું. થોડીવાર પછી આળવણી વૈદ્ય તથા શાસ્ત્રીબુવા પાછા ફર્યા. શાસ્ત્રીબુવા માણગાંવ પાછા ગયા. આ આણાવકર પિશાચ કોણ હતા? તેમને પિશાચયોનિ કેમ પ્રાપ્ત થઇ? કેટલાં વર્ષો મનુષ્ય પિશાચયોનિ ભોગવે છે? આ બધા પ્રશ્નોના જવાબ સ્વયં આણાવકર પિશાચે આપ્યા હતા.



આણાવકર પિશાચે પોતાનો પૂર્વ ઇતિહાસ નીચે પ્રમાણે કહ્યો. આણાવકર પૂર્વજન્મમાં એક સદાચારી બ્રાહ્મણ હતા. તેમના આંગણામાં અનાજ સૂકવવા મૂક્યું હતું. એક ગાયે તેમના આંગણામાં પ્રવેશ કર્યો. ગાય અનાજ બગાડે નહીં અને દૂર નાસી જાય તે માટે તે પિશાચે પૂર્વજન્મમાં એક પથ્થર ગાય તરફ ફેંક્યો. દુર્ભાગ્યવશ તે પથ્થર ગાયના મર્મસ્થળે વાગ્યો અને ગાય પંચત્વ પામી. આણાવકરને ગોહત્યાનું પાતક લાગ્યું. લોકોમાં બદનામી ન થાય તે માટે તેમણે તે અંગે કશી જાહેરાત ન કરી કે ગાયની હત્યા તેમના હાથે થઇ છે. તેમણે તે અંગે કોઇ પ્રાયશ્ચિત્ત પણ ન લીધું. આણાવકરના પૂર્વજન્મમાં પ્રાણોત્ક્રમણ પછી તેમને યમદરબારમાં ઊભા કરવામાં આવ્યા.

ચિત્રગુપ્તને પૂછીને યમ ભગવાને આણાવકરને કહ્યું, "ગોહત્યા તમારાથી અજાણતાં થઇ છે. તે અંગે તમે શાસ્ત્ર અનુસાર કોઇ પ્રાયશ્ચિત્ત લીધું નથી. અજાણતાંથી તમારા વડે ભૂલ થઇ છે. માટે તમને વ્યાઘ્રયોનિ અથવા પિશાચયોનિમાંથી કોઇ એક યોનિ પસંદ કરવા તક આપવામાં આવે છે." આણાવકરે પિશાચયોનિ પસંદ કરી. વ્યાઘ્રયોનિમાં પૂર્વજન્મની સ્મૃતિ હોતી નથી. વ્યાઘ્રયોનિમાં ફરી હિંસા કરી પાપમાં વધારો થાય છે. પિશાચયોનિમાં પૂર્વજન્મસ્મૃતિ કાયમ રહે છે તથા ધારે તો પિશાચ લોકોને મદદરૂપ થઇ શકે છે. સંત તુલસીદાસને હનુમાનજી તથા રામજીનાં દર્શન એક ભૂતે કરાવ્યાં હતાં.

આણાવકર પિશાચે જણાવ્યું હતું કે તેમને આ યોનિમાં ૨૫૦ વર્ષો થયાં હતાં તથા વધુમાં વધુ ૧૦ હજાર વર્ષ સુધી પિશાચયોનિમાં જીવન પસાર કરવું પડે છે. તેઓ અનેક શાસ્ત્રોના વેત્તા હોઇ અનેક લોકોને માર્ગદર્શન આપે છે. કર્મભોગ ક્ષીણ થતાં તેઓ પુનર્જન્મ પ્રાપ્ત કરશે.



સ્વામી શ્રી લોકનાથતીર્થના જીવનમાં એક વ્યક્તિ તેમનાં દર્શન કરવા આવી. લોકનાથતીર્થ સ્વામીએ તરત જ તે વ્યક્તિ સામેથી મોઢું ફેરવી જણાવ્યું કે આ ગો-હત્યારાનું મારે મોં જોવું નથી. તે વ્યક્તિ ત્યાંથી જતી રહી. તે વ્યક્તિને ભકતોએ સ્વામીજીના કથન અંગે પૂછતાં તે વ્યક્તિએ જણાવ્યું કે મુંબઇમાં કતલખાનામાં તેઓ સુપરવાઇઝર હતા. પંખાની સ્વીચ ચાલુ કરવાને બદલે બીજી સ્વીચ તેમનાથી દબાઇ ગઇ અને એક ગાયનું માથું ધડથી અલગ થઇ ગયું. ભૂલ એટલે ભૂલ. અજાણતાં થાય તો પણ તેનું પરિણામ તો ભોગવવું જ પડે.

ઘણાં વર્ષો પછી સ્વામી મહારાજે સંન્યસ્ત લીધું હતું. સહજ આણાવકર વિશે સ્વામી મહારાજે પૂછપરછ કરી. આણાવકરે કેટલીક ખોટી હકીકત સ્વામી મહારાજને જણાવી હતી. તરત જ આણાવકરમાં પિશાચનો સંચાર થયો તથા તેણે સ્વામી મહારાજને જણાવ્યું કે આણાવકરે ઘણી ખોટી હકીકત આપની સમક્ષ રજૂ કરી છે. પિશાચની સ્થિતિ અંગે પૂછપરછ કરતાં તેણે જણાવ્યું કે હાલમાં તે ઘણા પિશાચ અધિકારીનો ઉપરી અમલદાર છે. "હવે આરતીનો સમય થઇ ગયો છે અને દત્ત ભગવાન પધારી રહ્યા છે આથી હું રજા લઉં છું." આમ કહીને પિશાચ અંતર્ધાન થયો.

## (૨૨) દત્ત ભગવાનનો સાત વર્ષ સુધી માણગાંવમાં નિવાસ :

શાસ્ત્રીબુવાને રમામાતાએ નરસોબાવાડી (નૃસિંહવાડી) જવા અનુજ્ઞા આપ્યા પછી શાસ્ત્રીબુવા ઘણી વાર નૃસિંહવાડી યાત્રાએ જઇ આવ્યા. તેમની ભક્તિથી દત્ત ભગવાન સંતુષ્ટ હતા. ચોવીસમા વર્ષે (ઇ.સ.૧૮૭૮) તેઓ જયારે નૃસિંહવાડી યાત્રાએ ગયા ત્યારે દત્ત ભગવાન પ્રગટ થઇને શાસ્ત્રીબુવાને આ પ્રમાણે કહે છે, "હે ભકત, તારી શુદ્ધ ભક્તિ જોઇને મારે સાત વરસ સુધી માણગાંવમાં તારી



સાથે નિવાસ કરી લીલા કરવી છે. માટે સત્વર માણગાંવમાં જઈને મંદિર બાંધ. રસ્તે જતાં મારી મૂર્તિ તમને અનાયાસે પ્રાપ્ત થશે. તે માટે પૈસા એક ભકત આપશે. તે પૈસા તે મૂર્તિકારને આપશો." આટલું કહીને દત્ત ભગવાન અંતર્ધાન થયા.

શાસ્ત્રીબુવાને આ યાત્રામાં સંન્યાસ લેવો હતો. તે પ્રમાણે તેમણે મૌની સ્વામીને પણ વાત કહી હતી. મૌની સ્વામીએ કહ્યું કે હજુ ઘણાં લોકકલ્યાણનાં કામો તમારા દ્વારા ભગવાન કરાવવાના છે. આ પછી તરત જ દત્ત ભગવાને માણગાંવમાં આવીને સાત વરસ લીલા કરવાની વાત કહી. આથી શાસ્ત્રીબુવાની સંન્યાસની વાત મનમાં જ રહી ગઈ. જ્યાં સ્વયં ભગવાન ભકતનો મહિમા વધારવા ઈચ્છે છે ત્યારે ભકતનું કશું ચાલતું નથી. ભગવાનનો મહિમા પણ વાસ્તવિક રીતે સાચા ભકત દ્વારા જ ફેલાય છે.

નૃસિંહવાડીથી પાછા વળતાં શાસ્ત્રીબુવા કોલ્હાપુર થઈને પાછા વળે છે. મહાલક્ષ્મીનાં દર્શન કરી કાગલ ગામ તરફ પ્રયાણ કરે છે. કાગલ ગામના મુખ્ય બજારમાં થઈને શાસ્ત્રીબુવા પસાર થતા હતા ત્યાંજ તેમની નજર એક મૂર્તિકાર પર પડી. તે મૂર્તિકાર શાસ્ત્રીબુવાની રાહ જોતો હતો. તેને દત્ત ભગવાને તે પ્રમાણે દૃષ્ટાંત આપ્યું હતું. મૂર્તિકારે શાસ્ત્રીબુવાને પ્રાર્થના કરતાં કહ્યું, આપ કહો તેવી મૂર્તિ હું આપને બનાવી આપીશ. આપ તેની વિગત મને આપો. પૈસાની કોઈ ચિંતા કરશો નહીં. જ્યારે મળે ત્યારે આપજો.

દેવદષ્ટાંત તથા મૂર્તિકારનો ભાવ જોઈ શાસ્ત્રીબુવા કાગલ ગામમાં જ રોકાઈ ગયા. મૂર્તિકારે આઠ દિવસમાં મૂર્તિ બનાવી આપી. આ દત્તમૂર્તિ દ્વિભુજ, વરદ અને અભયમુદ્રાવાળી સાત આંગળ ઊંચી તથા સિદ્ધાસન પર આરૂઢ એવી સુંદર બનાવી. સ્વામી મહારાજે પોતાની પાસેનો એક રૂપિયો તે મૂર્તિકારને આપ્યો.



આગળ જતાં શાસ્ત્રીબુવાને એક ભક્ત મળ્યો તથા તેણે શાસ્ત્રીબુવાને વિનંતી કરી કે આપ જે મૂર્તિ લાવ્યા છો તે માટે આ પચ્ચીસ રૂપિયા મૂર્તિકારને આપશો. શાસ્ત્રીબુવાએ તે પૈસા મૂર્તિકારને આપ્યા. શાસ્ત્રીબુવા મૂર્તિને લઇ માણગાંવ પાછા આવ્યા.

દત્તમૂર્તિને પ્રથમ તો શાસ્ત્રીબુવાએ પોતાના પૂજાઘરમાં સ્થાન આપ્યું. રમામાતાની ઇચ્છા ઘરમાં જ મૂર્તિ સ્થાપવાની હતી. પરંતુ દત્ત ભગવાનની ઇચ્છા કાંઇ જુદી જ હતી. હાલમાં જે સ્થળે દત્તમંદિર છે તે જગ્યા મંદિર માટે યોગ્ય છે તેમ શાસ્ત્રીબુવાને લાગ્યું. પરંતુ તે જગ્યા બીજાની હતી. આથી તેમની ઇચ્છા મનમાં જ રહી. તે જમીનના માલિકનું મૃત્યુ થયું. તેની પત્નીને સ્વપ્નમાં એક બ્રાહ્મણ રોજ કહેતો, “તમે તમારી જમીન બ્રાહ્મણને દાનમાં આપો.” આવું સ્વપ્ન તે સ્ત્રીને ત્રણેક દિવસ આવ્યું. તે સ્ત્રીને ખબર ન પડી કે કઇ જમીન દાનમાં આપવી? કોને દાનમાં આપવી? સ્વપ્નનો અર્થ પૂછવા તે સ્ત્રી રમામાતા પાસે આવી.

રમામાતાએ તે સ્ત્રીને જણાવ્યું કે “યક્ષિણીમંદિરની પશ્ચિમમાં આવેલી જગ્યા મારા વાસુદેવને મંદિર બનાવવા માટે જોઇએ છે. તે જગ્યા તું મંદિર બનાવવા દાનમાં આપ.” તે સ્ત્રી કબૂલ થઇ અને તેણે તે જગ્યા મંદિર માટે દાનમાં આપી. તે સિવાય પણ થોડી બીજી જમીન મંદિરના કામ માટે તે સ્ત્રીએ દાનમાં આપી. હવે મંદિર બનાવવાનું શરુ થયું. આ જગ્યાએ ઘણાં પુણ્યકર્મો પૂર્વે થયાં હોવાં જોઇએ. આથી જ પ્રથમ દર્શને શાસ્ત્રીબુવાને લાગ્યું કે અહીં જ દત્ત ભગવાનની સ્થાપના કરવાની છે. દત્ત ભગવાનને પણ તે જ જગ્યા ગમી હશે અને તે પ્રમાણે જમીનના માલિકને પણ તે પ્રમાણે પ્રેરણા આપી.



મંદિર બાંધવાનું છે તેમ વાત પ્રસરતાં ઘણા ભક્તોએ ઈંટો, માટી, લાકડું, પથ્થર ઇત્યાદિ માટે યોગદાન આપ્યું. સાત જ દિવસમાં મંદિર બંધાઇ ગયું. શાસ્ત્રીબુવાએ જાતે જ ચણતર કર્યું. ગર્ભગૃહ પણ સ્વામી મહારાજે જાતે બાંધ્યું. મંદિરમાં આવનાર ભક્તોને સ્નાન કરવા માટે કૂવો બાંધવા માટે પણ દૃષ્ટાંત થતાં મંદિરની પૂર્વ દિશામાં કૂવો પણ ખોદવામાં આવ્યો. વૈશાખ વદ પાંચમના શુભ મુહૂર્ત પર શક ૧૮૦૫ (ઇ.સ. ૧૮૮૩) માં દત્તમૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી.

## (૨૩) માણગાંવનો નિત્યક્રમ :

માણગાંવમાં સ્વામી મહારાજે જાતે દત્ત મંદિર સાત દિવસમાં બાંધ્યું તથા કૂવો ખોદતાં બીજા ત્રણ દિવસ લાગ્યા. ભગવાને તેમને તે વિશે કહ્યું હતું. વૈશાખ વદ પાંચમના દિવસે શક ૧૮૦૫ (ઇ.સ. ૧૮૮૩) ના રોજ મૂર્તિસ્થાપના કરવામાં આવી. તે દિવસથી દત્ત ભગવાને માણગાંવમાં સાત વર્ષ માટે વાસ્તવ્ય કર્યું. દત્ત ભગવાનના નિવાસને લીધે માણગાંવની ખ્યાતિ ચારે દિશાએ ફેલાઇ. શાસ્ત્રીબુવાએ કડક નિયમપૂર્વક અનુષ્ઠાન ચાલુ રાખ્યું. શાસ્ત્રીબુવાએ જાતે મંદિરમાં જ નિવાસ શરૂ કર્યો. બપોરે ભગવાનને થાળ ધરાવી જમવા પૂરતા ઘરે જતા. ભોજનમાં બધા પદાર્થો ભેગા કરી સ્વાદને જોયા વગર આરોગવાની તેમની રીત હતી.

પ્રથમ ગુરુદ્વાદશીના ઉત્સવ પછી ઘરે જમવા જવાનું પણ તેમણે બંધ કર્યુ. રોજ સવારે સૂકી ભિક્ષા માગવી, તેની રસોઇ બનાવવી (સ્વયંપાક) વૈશ્વદેવ કર્યા પછી થાળ ધરાવવો. ગોગ્રાસ તથા અતિથિ માટે અન્નના ભાગ કરી પછી વધેલા ભાગની ભિક્ષામાંથી ભોજન કરતા. મંદિરમાં કોઇ અતિથિ આવે તો ભિક્ષામાંથી



તેનો ભાગ પ્રથમ અલગ કાઢતા અને પછી પોતે વધેલો ભાગ પોતાને માટે રાખતા. રસોઇ બનાવવા બળતણ પણ તેઓ જાતે જ વીણીને લાવતા.

દર શનિવારે સાંજે ધૂપ આરતી થયા પછી ઘણી આરતીઓ બોલવામાં આવતી. પછી પાલખીમાં ઉત્સવમૂર્તિ મૂકી મંદિરને ફરતાં ત્રણ પ્રદક્ષિણા ફરવામાં આવતી. ઘણીવાર ચાર-પાંચ હજાર ભકતો ભેગા થતા અને ત્રણ પ્રદક્ષિણા પૂરી થતાં પાંચ-સાત કલાક લાગતા. પાલખીના સમયે અનેક સ્તોત્રો-પદો-અભંગો બોલવામાં આવતાં. એકંદરે તે દેખાવ અત્યંત પ્રેક્ષણીય તથા ચિત્તાકર્ષક દેખાતો. ભગવાન પાસે પેંડા, બરફી, ખારેક, નાળિયેર, અગરબત્તી, કપૂર ઇત્યાદિ વસ્તુઓ ભકતો એટલા પ્રમાણમાં લાવતા કે જાણે તેનો પર્વત થતો ! પાલખી પ્રદક્ષિણા પૂરી થયા પછી તે સર્વ પદાર્થો પ્રસાદ તરીકે વહેંચી દેવાની પ્રથા હતી. અનાજ વગેરે વિશેષ પ્રમાણમાં ભેગું થાય તો તેમાંથી ભંડારો કરવામાં આવતો. વ્યવસ્થા ઇત્યાદિ શ્રીસબનીસ વગેરે ભકતો કરતા. એક વખત શ્રીસબનીસે તેમને ધોતિયું આપ્યું. તેમણે તેના ચાર-પાંચ ટુકડા કરીને પંચિયા તરીકે વાપર્યા. ગ્રામદેવતા શ્રી યક્ષિણીની પાલખી પ્રથમ દત્તમંદિરે આવતી. પછી દત્ત ભગવાનની પાલખી નીકળતી. ગ્રામદેવતાની પાલખી શરૂઆતમાં દત્તમંદિરે આવતી નહીં. યક્ષિણીમંદિરના વ્યવસ્થાપકોએ તે માટે ના પાડી હતી. આથી શાસ્ત્રીબુવાએ ગ્રામદેવતાની પ્રાર્થના કરી. તેથી શ્રી યક્ષિણીએ તેમના ભકતોને દષ્ટાંત આપ્યું કે પાલખી દત્તમંદિરે પ્રથમ લઇ જવી.

ગુરુદ્વાદશી તથા દત્તજયંતી આ બે દિવસે મોટા પાયા પર ઉત્સવ થતો. આઠ-દસ હજાર સુધી અન્નસંતર્પણ થતું. રસોઇ શ્રી યક્ષિણીદેવીની ધર્મશાળામાં થતી. રસોઇયા ન હોય તો ગામના ભકતો હળીમળીને રસોઇ બનાવતા. ઘણીવાર પાલખી વહેલી સવારે પણ પૂરી થતી. ચારસો શ્રીફળ હોય તો પણ પ્રસાદ ઓછો



પડતો. બધાને સરખો પ્રસાદ વહેંચાતો. વહેંચવામાં ભેદભાવ કોઈ રાખે તો ભગવાન શાસ્ત્રીબુવાને કહેતા અને શાસ્ત્રીબુવા જે તે વ્યક્તિને કહીને નિષ્પક્ષ રહેવા ઈશારો આપતા. પિશાચગ્રસ્ત લોકો આરતીના સમયે બૂમો પાડતા. થાંભલાને ચોંટી રહેતા. આમ રાજાશાહી ઠાઠથી માણગાંવમાં ઉત્સવની ઉજવણી થતી.

## (૨૪) દૈનિક નિત્યક્રમ :

શાસ્ત્રીબુવા રોજ ચાર વાગે ઊઠી જતા. પ્રાત:સ્મરણ પછી યોગાભ્યાસ કરતા. પછી શૌચ-મુખમાર્જન, સ્નાન-સંધ્યા પછી દેવપૂજા. પૂજા માટે પુષ્પો તુલસી જાતે જ ચૂંટી લાવતા. ભૂમિ ઉપર પડેલાં પુષ્પો કે ઝાડ પરથી આપોઆપ જમીન પર પડેલાં પુષ્પો લેવાનાં નહીં. જંતુઓ દ્વારા ખવાયેલાં પુષ્પો, તુલસી કે બીલીપત્ર લેતા નહીં. પ્રથમ મહાન્યાસ કરી રુદ્રૈકાદશિનીનો રોજ નિયમ હતો. આગળ જતાં કામનો બોજો વધતાં ભગવાને તેમને એક જ રુદ્રઆવર્તન બસ એમ જણાવ્યું. તે પછી તો લોકસેવા વધી એટલે ભગવાને જણાવ્યું કે હવે ફક્ત પુરુષસૂક્તથી અભિષેક કરીશ તો પણ ચાલશે. આમ ભક્તની કાળજી ભગવાનને ન હોય તો બીજા કોને હોય? આમ તો તેઓ સ્વયં દત્તાવતાર હતા. પરંતુ ઈતર સર્વ ભક્તોને ઉદાહરણ મળે તે માટે આ બધું કરતા.

પૂજા પછી જપ તથા બીજું નિત્યકર્મ પૂરું કરી શાસ્ત્રીબુવા એક જ ઘેર ભિક્ષા માટે જતા. ભિક્ષા લેવા જતી વખતે જો રજસ્વલા સ્ત્રી અથવા અંત્યજ દેખાય તો તે દિવસે ભિક્ષા ન કરતા, ઉપોષણ રાખતા. ભિક્ષા લાવ્યા પછી સ્નાન, મધ્યાહ્નસંધ્યા, બ્રહ્મયજ્ઞ અને પછી દેવપૂજા, નિવેદ-વૈશ્વદેવ કરી ભોજન કરતા. મગની દાળ તથા ચોખા ભેગા કરી ખીચડી રાંધતા. એક ભક્તે ગાય આપી હતી.



તેનું દૂધ તથા ઘી લેતા. ભોજન પછી વાસણો જાતે જ માંજતા. તેમનો એક ભાણો અભ્યાસ માટે તેમની પાસે રહેતો તે કોકકોક વાર વાસણો માંજતો.

બપોરે વિદ્યાર્થીઓને શીખવતા. મંદિર પાછળ ફૂલઝાડ હતાં. તે બગીચાની માવજત વિદ્યાર્થીઓ પાસે કરાવી લેતા. કોઇને પ્રશ્ન પૂછવો હોય તો તે સમયે જ માર્ગદર્શન આપતા. પુરાણકથન પણ ત્યારે જ થતું. સાંજે સ્નાનસંધ્યા પછી ધૂપારતી થતી. ઘણી આરતીઓ બોલાતી. પછી મંત્રપુષ્પ અને શયન આરતી. ભગવાનને ચંદનના પલંગ પર સુવડાવતા. આ પછી અનુકૂળતા પ્રમાણે ગ્રંથવાચન, યોગાભ્યાસ અને પછી નિદ્રા. શયન પણ મંદિરના પ્રાંગણમાં કરતા. સતી અન્નપૂર્ણા રોજ સવારે મંદિરમાં અબોટ કરી, રંગોળી કરી દેવદર્શન તથા તીર્થપ્રસાદ લઇને જતાં. બાકીના સમયમાં શાસ્ત્રીબુવાનું નામસ્મરણ ચાલુ જ રહેતું.

રાત્રે ભજન કરતા. શાસ્ત્રીબુવા આનંદથી ભગવાન સામે નાચતા. રોજ નવું યજ્ઞોપવીત ભગવાનને અર્પણ કરવું, તેવો નિયમ લીધો અને એક વર્ષ સુધી તે નિયમ પાળ્યો. એક વખત ગુરુદ્વાદશીનો ઉત્સવ હતો. લોકોએ મંદિર નજીક ગંદકી કરી હતી. આથી શાસ્ત્રીબુવા ભકતોને વઢયા. દત્તપ્રભુએ કહ્યું, "કેટલું મોટેથી બોલે છે? આટલું બોલવું સારું નહીં." આથી ભક્તો ઉપર પોતે જરૂર કરતાં વધુ ગુસ્સો દાખવ્યો છે તેમ સમજી એક વર્ષ સુધી શાસ્ત્રીબુવાએ મૌન રાખ્યું. બીજી ગુરુદ્વાદશી આવતાં ભગવાનને પ્રાર્થના કરી પછી મૌન છોડ્યું. વિશેષ જરૂર હોય તો તેઓ સ્લેટમાં લખીને માર્ગદર્શન કરતા.

માન-સન્માનથી શાસ્ત્રીબુવા દૂર રહેતા. એક વખત શાસ્ત્રીબુવા સાવંતવાડીમાં શ્રીઉકિડવેના દત્તમંદિરે આવવાના છે તે વાત જાણી સાવંતવાડીના રાજમહેલમાં તેમને બોલાવવામાં આવનાર છે એ વાત જાણતાં તેઓએ શ્રીઉકિડવેને ગામ બહાર અમુક સ્થળે મળો એમ સંદેશો મોકલાવ્યો અને ગામ બહારથી જ તેઓ



બારોબાર રવાના થયા. જેથી રાજમહેલમાં જઇને (તેમના મતે ઝેર સમાન) સન્માનથી દૂર રહેવા મળે. આમ પણ રાજમહેલમાં રાજસિક કે તામસિક વાતાવરણ રહે છે. યોગ તથા ભક્તિ માટે જોઇતું સાત્ત્વિક વાતાવરણ ભાગ્યે જ રાજમહેલમાં જોવા મળે છે. રાજાનો કર અન્યાયી હોય, દંડ દ્વારા થતી આવક અન્યાયી હોય તો તેવા ખજાના દ્વારા જે સન્માન મળે તે આધ્યાત્મિકતા માટે પોષક નથી એમ તેઓ માનતા.

સાત વરસ દરમ્યાન દત્ત ભગવાને ઘણી લીલા કરી. દેવ ભક્તરૂપે લીલા કરીને ભક્તિમાર્ગની સ્થાપના કરે છે. દેવ અને ભક્ત અર્ધનારી-નર જેમ અભિન્ન છે. દત્તમૂર્તિની વિધિવત્ સ્થાપના કરીને શાસ્ત્રીબુવાએ ત્રિકાળ પૂજન અર્ચન શરૂ કર્યું. તેમની સેવાથી સંતુષ્ટ થઇને દત્ત ભગવાને તેમની આગળ પ્રગટ થઇને વરદાન આપતાં નીચે પ્રમાણે કહ્યું.

"હે ભક્ત, તારી ભક્તિથી હું સંતુષ્ટ છું. તારી પાસે જે પણ કોઇ આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ ભક્ત આવે તેને તું શ્રદ્ધા જોઇને માર્ગદર્શન કરજે. તું વરદાન આપીશ તો તે સિદ્ધ થશે. મારા ગણો અહીં માણગાંવમાં રાખું છું જેથી બીજો કોઇ ઉપદ્રવ થશે નહીં." તે દિવસથી શાસ્ત્રીબુવા દત્તાજ્ઞા વિના એક ડગલું પણ ભરતા નહીં.

માણગાંવની શોભા દિનપ્રતિદિન વધતી ગઇ અને વૈકુંઠ સમી દેખાવા લાગી. શનિવારે હજારો લોકો એકઠા થતા અને યાત્રા ભરાતી. સંકટગ્રસ્ત લોકોને માર્ગદર્શન કરી શાસ્ત્રીબુવા તેમને સંકટમુક્ત કરતા. તેમના બંધુઓ હરિભટ્ટ તથા સીતારામ ભટ્ટ સર્વ યાત્રાળુઓની વ્યવસ્થા કરતા. મૂર્તિસ્થાપના પછી શાસ્ત્રીબુવા હવે મંદિરમાં જ નિવાસ કરતા હતા. બપોરે ફક્ત જમવા પૂરતું ઘેર જતા.



મંદિર સામે એક ઔદુંબર વૃક્ષ આપોઆપ ઊગ્યું હતું. તેની આજુબાજુ ચોતરો બનાવીને ત્યાં દત્તપાદુકાની સ્થાપના કરવામાં આવી. અહીં પણ નિત્ય પૂજા થતી. પ્રથમ ગુરુદ્વાદશીના ઉત્સવ દરમ્યાન ભગવાનને પૂરણપોળીનો નિવેદ ધરાવતી વખતે પૂરણ ગળામાં અટકે તો જેવો ત્રાસ થાય તેમ શાસ્ત્રીબુવાને થયો. બધા ભક્તોએ ભગવાનની પ્રાર્થના કરતાં તે ત્રાસ ઓછો થયો. પૂરણમાં ઘી નહોતું આથી ભગવાને આ સંકટ ઊભું કર્યું હતું. યથાદેહે તથા દેવે એ ન્યાયે ભક્તે પોતાના ભોજનમાં જેવી કાળજી લેવી જોઇએ તે જ પ્રમાણે ભગવાનને થાળ ધરાવવામાં લેવી જોઇએ. ભોજનનાં પાત્રો ચોખ્ખાં હોવાં, રસોઇ સ્વાદિષ્ટ હોવી, ભાવથી દેવને જમાડવા, પાણીનું પાત્ર હોવું ઇત્યાદિ બાબતોનો ભક્તે ખ્યાલ રાખવો જોઇએ.

એક દિવસ કોક ભક્તે મંદિરમાં સૂરણ ભેટ આપ્યું. તેનું શાક બનાવીને ધરાવવામાં આવ્યું. બાળકોને તેનો પ્રસાદ આપવામાં આવતાં તે સૂરણથી ગળામાં ખંજવાળ થવા લાગી. તે વિગત જાણીને શાસ્ત્રીબુવાને ઘણું દુ:ખ થયું. છતાં તેવું ખરાબ સૂરણ દેવને ધરાવ્યું તો પોતે પણ આરોગવું જોઇએ તેમ માની બાકી વધેલું બધું જ સૂરણ પોતે ખાઇ ગયા તથા તે બીજા કોઇને ન આપ્યું. તેનાથી તેમને ગળામાં સોજો આવ્યો તથા ખંજવાળથી ખૂબ ત્રાસ થયો. પરંતુ દેવને ઊતરતી કક્ષાની વસ્તુ અર્પણ કરી તો દેહને પણ તેજ વસ્તુ અર્પણ કરી, ‘યથા દેવે તથા દેહે’ આ સિદ્ધાંત પાળી બતાવ્યો.

એક વખત કેળાં તથા દૂધની વાનગી મરાઠીમાં જેને ‘શિકરણ’ કહે છે તેનો નિવેદ ધરાવતી વખતે ભગવાન “નાળિયેરની કાચલી” એમ બે વાર બોલ્યા. શાસ્ત્રીબુવાએ ભક્તોને આ અંગે કહેતાં ભક્તોએ મોટા વાસણમાં ઉપર ઉપરથી તપાસ કરતાં તે નથી તેમ જણાવ્યું. બીજી વાર પણ ભોગ ધરાવતી વખતે ભગવાને “નાળિયેરની કાચલી” એમ કહ્યું. છેવટે મોટા વાસણમાંથી બીજા વાસણમાં તે



'શિકરણ' કાઢવામાં આવ્યું તો તેમાં નાળિયેરની કાચલીનો ટુકડો નીકળ્યો. ભક્તોએ થાળ ધરાવતી વખતે આવી અને આટલી ચોકસાઇ રાખવી જોઇએ. મનુષ્ય પોતાને માટે ભોજન અંગે જેવી અને જેટલી કાળજી લે તેવી અને તેટલી કાળજી ભગવાનને થાળ ધરાવતી વખતે લેવી જોઇએ. જેઓ અતિભાવથી દેવની ઉપાસના કરે છે તેવા ભક્તોને ભગવાન ડગલે ને પગલે આવા અનેક પરચાઓ આપે છે. ભક્ત દેવનો નિત્ય વાસ, સાન્નિધ્ય પોતે માણે છે. સંદેશાઓ, સૂચન દેવ ભક્તને આપે તેવી આત્મીયતા ભક્તે કેળવવાની જરૂર છે. ભક્ત દેવની પ્રતિમાને જો પથ્થર જ સમજતો હોય તો તેમાં દેવત્વ ન પ્રગટે. સાચા અંત:કરણપૂર્વક ભગવાન સ્વયં મૂર્તિમાં બિરાજમાન છે તે રીતે વર્તન રાખવું જોઇએ.

નારોપંત ઉકિડવે એક દિવસ પોતાની ગાયનું દૂધ ભગવાન માટે લાવ્યા હતા. મંદિરમાં ગિરદી ખૂબ હોવાથી તેઓ એક ઝાડ નીચે ઊભા હતા. નિવેદનો સમય થતાં જ ભગવાને શાસ્ત્રીબુવાને જણાવ્યું કે નિવેદમાં નારોપંતના ઘરનું દૂધ જોઇએ છે. શાસ્ત્રીબુવાએ તપાસ કરતાં નારોપંત દૂધ લાવ્યા હતા તેની જાણ થઇ. તે દૂધનો નિવેદ ધરાવવામાં આવ્યો. આમ સાચા ભાવથી કોઇ ભક્ત કોઇ વસ્તુ દેવ માટે લાવે તો દેવ તેનો પ્રેમથી સ્વીકાર કરે છે.

એક વખત નારોપંતે મુંબઇથી સારી જાતની કેરીઓ મંગાવી. તેનો નિવેદ ધરાવતી વખતે ભગવાને તે ખાટી હોવા અંગે જણાવ્યું. શાસ્ત્રીબુવાએ તે વાત નારોપંતને જણાવી તો પ્રથમ તેઓ તે વાત માનવા સંમત ન થયા. પરંતુ તે કેરીને ચાખતાં તે સાચેસાચ ખાટી નીકળી. આવું નિત્ય સંભાષણ ભગવાનનું શાસ્ત્રીબુવા સાથે થતું.

શરદપૂર્ણિમાના દિવસે ભગવાનને પૌંવાનો પ્રસાદ નિવેદ ધરાવવામાં આવ્યો. પૌંવા સૂકા હતા. દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને જણાવ્યું કે સૂકા પૌંવાથી મારું ગળું



જ્ઞાને શિવ : સ્વયં યોગી ગામ્ભીર્યે યાદસાં પતિ : ।
પર્જન્યશ્ચ દયાયાં યો વાસુદેવ નમોऽસ્તુ તે ।।

યત્ પાદપાંસુના જાતં ગરુડેશ્વરમીતિહૃત્ ।
ભૂવૈકુંઠં સમાખ્યાતં વાસુદેવ નમોऽસ્તુ તે ॥



છોલાઇ જાય છે. તે તરફ કેમ ધ્યાન ન ગયું? શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે રમામાતાએ સૂકા પૌંવા આપ્યા અને મારાથી તે ભૂલ થઇ ગઇ છે. આથી રમામાતાનું ગળું સૂજી ગયું તથા તેઓ બેભાન થયાં. શાસ્ત્રીબુવાએ દત્ત ભગવાનની પ્રાર્થના "રસજ્ઞાવશાત્ તારકં સ્વાદુલભ્યં..." એ સ્તોત્રથી કરતાં દત્ત ભગવાન શાંત થયા. માતાજીનો ત્રાસ ઓછો થયો તથા દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને નીચે પ્રમાણે બોધ આપ્યો. જે વસ્તુ આપણા શરીરને ગમે તે વસ્તુ દેવને આપતાં તેઓ પણ સંતુષ્ટ થાય છે. આપણને ન ગમે તેવી ચીજો ભગવાનને પણ ન આપવી. આ સિદ્ધાંતને જ "યથા દેહે તથા દેવે" એમ સમજવું. ભગવાનને મીઠાં મધુરાં ભોજનો અર્પણ થાય. ઊંચી અને ઉત્તમ વસ્તુ જ દેવને અર્પણ કરવી. સર્વ સામાન્ય લોકો હલકી જાતની વસ્તુઓ મંદિરમાં દેવને અર્પણ કરે છે. આથી જ તેમને દેવસાન્નિધ્યનો લાભ મળતો નથી. દેવ તેમની સાથે વાર્તાલાપ કરતા નથી, મૈત્રી કરતા નથી.

## (૨૫) મંદિરમાં પવિત્રતા જાળવવી :

માણગાંવના મંદિરમાં પવિત્રતા જાળવવા અંગે ખૂબ કાળજી લેવાતી. તેમાં ભૂલ થાય તો તરત જ તેનો પરચો મળતો. એક દિવસ પૂજા સમયે "સૂતર કાઢી નાંખ" એમ અવાજ સંભળાયો. શાસ્ત્રીબુવા તેનો અર્થ કાંઇ સમજી શકયા નહીં. બીજા દિવસે નિર્માલ્યવિસર્જન વખતે એક ફૂલને સૂતર વીંટળાએલું હતું. થએલ ભૂલને લીધે શાસ્ત્રીબુવાએ પ્રાસાદશુદ્ધિ કરી.

રત્નાગિરિના એક બ્રાહ્મણની બહેન પિશાચપીડા-નિવારણ માટે માણગાંવમાં સેવાર્થે રહી હતી. તે પ્રદક્ષિણા વખતે જ અસ્પર્શ્ય (રજસ્વલા) થઇ. આથી મંદિરમાં જ્યાં ત્યાં સાપ, વીંછી દેખાવા લાગ્યા. સ્થાનશુદ્ધિ માટે ઉદકશાંતિ



## (૨૬) ભગવાનનો સુવર્ણમુગટ :

સાવંતવાડીમાં શ્રી કંટક નામે એક પોલીસ અધિકારી હતા. તેમના મનમાં ઈચ્છા થઈ કે દત્તમૂર્તિ માટે કોઈ સુવર્ણઅલંકાર અર્પણ કરવો. તે સમયે તેમની પાસે પૈસા ન હતા. તેમણે પૂછપરછ કરતાં ૨૫ રૂપિયા સુધીમાં સુવર્ણમુગટ મળતો હતો. આગળ જતાં તેમની સારી કામગીરી માટે સરકાર તરફથી તેમને ૨૫ રૂપિયા બક્ષિસરૂપે મળ્યા. તરત જ તેમને બીજી તપાસ અર્થે દૂર જવાનું હતું. આથી તેમણે તે ૨૫ રૂપિયા તેમના ઘરના કબાટમાં મૂકી દીધા.

ભગવાને શાસ્ત્રીબુવાને જાણ કરી કે સાવંતવાડીના પોલીસ અમલદાર શ્રીકંટક પાસેથી પચીસ રૂપિયા મળવાના છે. તેમાંથી સોનાનો મુગટ ખરીદવો. શાસ્ત્રીબુવા સાવંતવાડી ગયા ત્યારે તેમણે શ્રીસબનીસને આ વાતની જાણ કરી. શ્રીસબનીસ પોલીસ અમલદાર શ્રીકંટકને મળવા ગયા. તેઓ બે-અઢી મહિના પછી તે જ સમયે પાછા ફર્યા હતા. તેમને દેવદષ્ટાંત અંગે પૂછતાં તેઓ આશ્ચર્યચકિત થયા. તેમણે કબાટમાંથી તરત જ ૨૫ રૂપિયા સુવર્ણમુગટ માટે ભાવથી અર્પણ કર્યા. તે પચીસ રૂપિયામાંથી કોલ્હાપુરથી સોનું મંગાવીને ભગવાન માટે મુગટ બનાવવામાં આવ્યો.

## (૨૭) ઋણ નિ:શેષ હોવું જોઈએ :

પહેલાં શાસ્ત્રીબુવા ઘર ચલાવતા ત્યારે એક વેપારીને એક રૂપિયો અને અગિયાર આના આપવાના બાકી રહી ગયા. વેપારી દયાળુ હતો. તેણે તે પૈસા અંગે કોઈ તકાદો ન કરતાં છૂટના ગણી તે હિસાબ પૂરો કર્યો. ધ્યાનમાં આ ખાતાનો



હિસાબ શાસ્ત્રીબુવાને દેખાવા લાગ્યો. તેમણે પૂછપરછ કરતાં તે વેપારીએ કહ્યું કે પોતે છૂટ (Rebate) આપીને તે ખાતું બંધ કર્યું છે. કોઇ પણ ઋણ પરમાર્થમાં અડચણ પેદા કરે છે. શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે મારે છૂટ જોઇતી નથી. તેમણે તેટલા દ્રવ્યની ભિક્ષા એક સદ્‌ગૃહસ્થ પાસે માંગીને તે પૈસા તે વેપારીને આપી દીધા. ત્યારથી તે ખાતાવહીનું ખાતું તેમને ધ્યાનમાં દેખાવાનું બંધ થયું.

એક ગોસાંઇ માણગાંવ આવ્યો. દેવદર્શન કરી તેણે શાસ્ત્રીબુવા પાસે એક ધાબળો અથવા આઠ આના માગ્યા. શાસ્ત્રીબુવા પાસે પૈસા કે ધાબળો ન હોવાથી નિખાલસપણે તેમણે તે વાત ગોસાંઇને કરી. ત્યાં જ હાજર એક બાઈએ “હું આઠ આના આપું છું” એમ કહીને તે ગોસાંઇને આઠ આના આપ્યા. તે સ્ત્રી પોતે દાન આપવા ઈચ્છતી ન હોવા છતાં શાસ્ત્રીબુવાને “ના” ન પાડવી પડે તે માટે સહાયભૂત થવા તેણે આઠ આના આપ્યા હતા. આ એક પ્રકારે આઠ આના શાસ્ત્રીબુવાને ઉધાર આપ્યા ગણાય. ભગવાને પૂછ્યું, “આ આઠ આના કોના ખાતામાં લખવા?” શાસ્ત્રીબુવાને ખ્યાલ આવતાં તેટલા જ દ્રવ્યની ભિક્ષા માંગીને તે દ્રવ્ય તે સ્ત્રીને આપ્યું. આમ ભગવાન પોતાના ભકતને કોઈના પણ ઋણમાં રાખવા ઈચ્છતો નથી. દેવું મોક્ષમાં વિઘ્નરૂપ છે. માટે કોઈએ પણ ઋણ (દેવું) બાકી ન રાખવું. ઘણા તે માટે ભૂત થાય છે તથા પીડા આપે છે.

## (૨૮) જયપત્ર માગનાર બ્રાહ્મણ :

માણગાંવમાં એક વેદપાઠી બ્રાહ્મણ વાદ માટે આવ્યો. તેણે જીતેલાં ઘણાં બધાં જયપત્રો બતાડીને શાસ્ત્રીબુવા સાથે વાદ માટે પડકાર ફેંક્યો. શાસ્ત્રીબુવાએ કહ્યું કે પોતે કોઇ શાસ્ત્ર ભણ્યા નથી. સાંજના ભકતો સાથેની જ્ઞાનગોષ્ઠિ દરમ્યાન



વેદથી શરૂઆત કરીને એટલી સહજ અને કુશળતાથી પુરાણકથન શરૂ કર્યું. તે દરમ્યાન શાસ્ત્રીબુવાના જ્ઞાનની અગાધતા જોઇ તે બ્રાહ્મણ શરમાઇ ગયો. તેણે બધાના દેખતાં જ શાસ્ત્રીબુવાને દંડવત્ પ્રણામ કર્યા અને અહંકારનો ત્યાગ કર્યો.

એક વખત નારોપંત ઉકિડવેને ઘૂંટણે સોજો આવ્યો. તેમને અસહ્ય વેદના થવા લાગી. દવા કરવા છતાં તેમને કોઈ રાહત ન જણાઇ. શાસ્ત્રીબુવાને આ અંગે પૂછતાં, શાસ્ત્રીબુવાએ તેમને પૂછ્યું, “દત્તમૂર્તિને સ્નાન કરાવતી વખતે દત્ત ભગવાનના ઘૂંટણને ઈજા થઇ હતી?” નારોપંતને યાદ આવ્યું કે થોડા દિવસો પહેલાં પૂજા દરમ્યાન મૂર્તિને સ્નાન કરાવતી વખતે તાંબાકૂંડી સાથે મૂર્તિ અથડાઇ હતી.

શાસ્ત્રીબુવાએ દત્તમૂર્તિને ઘી ચોપડીને ઉષ્ણજળથી સ્નાન કરાવવા કહ્યું. નારોપંતે તે પ્રમાણે કરતાં જ પોતાના ઘૂંટણનો સોજો મટી ગયો.

## (૨૯) સંતને પાયસ આપવું :

નારોપંત ઉકિડવે સાવંતવાડીમાં સરકારી નોકરીએ હતા. પ્રથમ તેઓ નાસ્તિક હતા. પરંતુ આણાવકર પિશાચે તેમને આસ્તિક બનાવ્યા. આણાવકર પિશાચે તેમને માણગાંવ જવા પ્રેરણા આપી. સૌ પ્રથમ તેઓ અક્કલકોટ સ્વામીના એક શિષ્ય સાથે માણગાંવ આવવા નીકળ્યા. શાસ્ત્રીબુવાને દત્ત ભગવાને દૃષ્ટાંત આપ્યો કે આવતી કાલે અહીં એક સંત પધારશે. તેમને તમે પાયસ આપજો. શાસ્ત્રીબુવા બીજા કામમાં આ વાતને ભૂલી ગયા.

ઉકિડવે સાથે તે સંત (જેઓ શ્રીઅક્કલકોટ સ્વામીના શિષ્ય હતા) માણગાંવ આવ્યા. શાસ્ત્રીબુવા સાથે તે સંતનો વાર્તાલાપ થતો હતો તે દરમ્યાન



એક મનુષ્ય જેની ગાય ખોવાઈ હતી તે શાસ્ત્રીબુવાને પોતાની ગાય અંગે પૂછવા આવ્યો હતો. શાસ્ત્રીબુવાને જ્યોતિષનાં ગણિતો મોઢે હતાં. તેમણે જણાવ્યું કે તમારી ગાય સામેના ઝાડ નીચે છે. તે માણસે તપાસ કરી તો ગાય ખરેખર ત્યાં જ હતી.

ગાયના માલિકે ગાયને દોહી તથા દૂધ ભગવાન માટે આપ્યું. દૂધ ભગવાનને ધરાવીને સંતને આપવામાં આવ્યું. આમ ભગવાને પેલા સંતને આપવાનું કહ્યું હતું તે આ રીતે સંપન્ન થયું. ગાયનું ખોવાઈ જવું તથા તેનો માલિક તે જ સમયે આવે જ્યારે સંત પધારવાના હતા. તે જ સમયે તે જ ગાયનું ત્યાં વિદ્યમાન હોવું તથા તેનું દૂધ તે સંતને અર્પણ કરવા વપરાવું બધું જ આશ્ચર્યકારક છે.

એક દંપતીની સંતતિનો નાશ થતો હતો. શાસ્ત્રીબુવાએ તેમને પિશાચની પાદુકા બનાવી તેની પૂજા કરવા કહ્યું હતું. આમ કરતાં જ તેમની સંતતિ જીવવા લાગી હતી.

એક ભક્તને સંતતિ-પ્રાપ્તિ માટે સુવર્ણનો ઝૂલો દત્તભગવાનને અર્પણ કરવા કહ્યું હતું. તે ભક્તે તે પ્રમાણે કરતાં જ સંતતિ પ્રાપ્ત થઈ હતી.

## (૩૦) માતૃઆજ્ઞાપાલન :

એક વખત રમામાતા શિવરાત્રીએ ગોકર્ણ મહાબળેશ્વરની યાત્રાએ જવા નીકળ્યાં. માતાએ શાસ્ત્રીબુવાને સાથે આવવા આગ્રહ કર્યો. દત્તાજ્ઞા વગર શાસ્ત્રીબુવા એક પણ ડગ ભરતા નહીં. તેમના માથે ધર્મસંકટ ઊભું થયું. છેવટે તેમણે નિશ્ચય કર્યો કે દેવ આજ્ઞાનો અનાદર થવાથી જે કઠોર શિક્ષા ભોગવવી પડે



તે ચાલશે પરંતુ માતૃઆજ્ઞાનું પાલન અવશ્ય કરીશું. માતાની આજ્ઞાનો અનાદર ખોટી પરંપરા ઊભી કરે. આથી તેઓ યાત્રાએ જવા કબૂલ થયા.

ગ્રામલોકો સાથે તેઓ ગામની બહાર ગયા હશે ત્યાં એક સાપ ચપળતાથી તે ટોળામાં ઘૂસ્યો અને શાસ્ત્રીબુવાને પગે કરડીને થોડી જ ક્ષણોમાં અદશ્ય થયો. શાસ્ત્રીબુવાનો પગ ભારે થયો અને સૂજી ગયો. તેમનાથી એક ડગલું આગળ ભરાય તેમ ન હતું. આથી તેઓ માતા સાથે ઘરે પાછા ફર્યા. ઘેર બ્રહ્મરંધ્રમાં પ્રાણ ખેંચીને ધ્યાનસ્થ બેસવા છતાં સાપનું ઝેર ન ઊતર્યું. ગ્રામસ્થ લોકોએ માંત્રિક દ્વારા ઝેર ઉતારવા માટે વિનંતી કરી. શાસ્ત્રીબુવા તેનું સાચું કારણ જાણતા હતા. દેવઆજ્ઞાના અનાદરની શિક્ષા હતી. તેમણે કહ્યું કે માંત્રિકથી પણ ફરક નહીં પડે. કદાચ પીડા વધશે.

લોકોના આગ્રહથી માંત્રિકને બોલાવવામાં આવ્યો. ઝેર ઉતારવા પ્રયત્ન કરતાં ઝેર વધારે ચઢવા લાગ્યું. છેવટે પગ એટલો સૂજી ગયો કે આમતેમ ફેરવી પણ શકાતો ન હતો. શિવરાત્રીનો ઉત્સવ પૂરો થયો અને બીજા દિવસથી પગનો સોજો આપમેળે ઓછો થવા લાગ્યો. બે દિવસમાં તો પગ પૂર્વવત્ થયો. રમામાતાને ઘણો પશ્ચાત્તાપ થયો કે પોતાના હઠાગ્રહને લીધે દેવસદશ પુત્રને ઘણું કષ્ટ વેઠવું પડ્યું. તે દિવસથી તેમણે નિશ્ચય કર્યો કે પુત્ર પર પોતાની ઇચ્છા બળજબરીથી ન લાદવી. પરંતુ ફરી એકવાર માતૃસ્નેહવશ તેવો પ્રસંગ ઉદ્‌ભવ્યો.

વાત એમ બની કે રમામાતાએ સ્વાદિષ્ટ લાડુ બનાવ્યા હતા. તેમની ઇચ્છા એવી કે વાસુદેવ તેને આરોગે. શાસ્ત્રીબુવા માતાના સ્નેહ આગળ લાચાર હતા. તેમણે એક જ ટુકડો મોઢામાં મૂકયો હશે અને તે ગળામાં અટકી ગયો. આંખો સફેદ થઇ અને શ્વાસોચ્છવાસ બંધ થયા. રમામાતા ગભરાઇ ગયાં. તેમણે ભગવાનની



માફી માગી કે તેમની ભૂલને લીધે વાસુદેવને કઠોર શિક્ષા થઈ છે. દત્ત ભગવાન પણ આમ તો દયાળુ છે. તેમણે ક્ષમા કરતાં જ લાડુનો ટૂકડો મોંમાંથી બહાર આવ્યો અને શાસ્ત્રીબુવા પૂર્વવત્ થયા.

એક વખત શાસ્ત્રીબુવાને પરિશ્રમ થવાથી થાકી ગયા હતા. રોજનો નિત્યક્રમ પૂરો થયા પહેલાં વિશ્રાંતિ લેવા ગયા. શયનસ્થળમાં એક વીંછી આવ્યો અને શાસ્ત્રીબુવાને કરડી ગયો. શાસ્ત્રીબુવાને ત્યારે ખ્યાલ આવ્યો કે નિત્ય નિયમ અપૂર્ણ રહ્યાની આ શિક્ષા છે. તેમણે તરત જ મનને બોધ આપ્યો કે "હે મન તું ક્યાં વિશ્રાંતિ શોધે છે? વિશ્રાંતિ માટે એક જ સ્થળ એટલે કે દત્તચરણ છે. જે દેવ સદા તારું રક્ષણ કરે છે. તેણે નક્કી કરેલ નિયમને ત્યજવાથી આ આપત્તિ આવી છે." આવો મનને બોધ આપીને શાસ્ત્રીબુવાએ આખી રાત દત્તભજનમાં જ પસાર કરી.

આ ઉદાહરણ પરથી શાસ્ત્રીબુવાએ મનમાં નક્કી કર્યું કે નિત્ય નિયમનો ત્યાગ કોઈ દિવસ ન કરવો. નિયમભંગથી ચિત્તમાં પ્રમાદ થાય છે. પ્રમાદ, આળસથી વિનાશ થાય છે. અનુસંધાન તૂટે છે અને આખો ભવ બગડે છે. માટે જ પ્રમાદ જીતીને ઈશ્વરને ભજવો. નિયમપૂર્વક પૂજનઅર્ચન કરવું. શ્રવણ, મનન પણ નિયમપૂર્વક કરતાં સર્વ સિદ્ધિ મળે છે. સ્વામી મહારાજને સાપ, વીંછીનાં ઝેર ઉતારવાનો મંત્ર આવડતો હતો. પરંતુ પોતાનું દુઃખ દૂર કરવા તેનો વિનિયોગ ન કર્યો. આ તો ઈશ્વરની એક પ્રકારની લીલા હતી. સંત પુરુષોને પણ નિયમ ત્યાગતાં દુઃખ પડે છે તો સામાન્ય માનવીનું શું ગજું? આથી લોકશિક્ષણ આપવા માટે ઈશ્વર આવી લીલા કરે છે. સંતો દેહભાનથી પર હોવાથી આપણને જણાય તેવું દુઃખ તેમને લાગતું નથી.



## (૩૧) વિષ્ણુસહસ્રના પાઠ તથા અતિથિસત્કાર બંધ થતાં પિશાચ થઈને ત્રાસ આપતા પિતા :

એક બ્રાહ્મણને પિશાચનો ખૂબ જ ત્રાસ હતો. તે શાસ્ત્રીબુવાને શરણે ગયો. શાસ્ત્રીબુવાએ જળપ્રોક્ષણ કરતાં તેના શરીરમાંથી તેના પિતા બોલવા લાગ્યા, "મહારાજ, કુટુંબમાં વિષ્ણુસહસ્રનામના પાઠ તથા અતિથિસત્કારનો નિયમ મારો પુત્ર પાળતો નથી. આથી હું તેને ત્રાસ આપું છું."

શાસ્ત્રીબુવાએ તેના પુત્રને પૂછ્યું, "તારા પિતાની ઈચ્છા તું પૂરી કરીશ?" પુત્રે 'હા' પાડતાં જ પિતાને સંતોષ થયો. પુત્રે અતિથિસત્કાર તથા વિષ્ણુસહસ્રનામના પાઠ શરૂ કરતાં જ તેની પિશાચપીડા દૂર થઈ. પરંતુ પૂર્વજો દ્વારા ચાલ્યું આવતું સત્કર્મ બંધ ન કર્યું હોત તો કદાચ પિતાની દુર્ગતિ ન થાત. સત્કર્મો ભવિષ્યમાં આવનાર સંકટો સામે ઢાલ બનીને રક્ષણ આપે છે. એનો જે ખ્યાલ રાખે છે તેને સુજ્ઞ સમજવો.

## (૩૨) સંત આજરેંકર :

સહ્યાદ્રિના ઘાટ પર આજરેં ગામની પાસે રામતીર્થ સ્થળે એક ગૌડ બ્રાહ્મણ જ્ઞાતિના તપસ્વી રહેતા હતા. તેઓ હનુમાનજીના ઉપાસક હતા. હનુમાનજીએ તેમને વચનસિદ્ધિનું વરદાન આપ્યું હતું. તદ્‌ઉપરાંત મહારુદ્રે તેમને જણાવ્યું હતું કે જરૂર પડ્યે ધ્યાન કરતાં જ સ્વયં હનુમાનજી તેમની સમક્ષ હાજર થશે. હનુમાનજીનો તેમના શરીરમાં સંચાર થતાં તેમને સ્થૂળ શરીરનું ભાન રહેતું નહીં. તેઓ શેર જેટલું



સિંદૂર ખાતા. શેર-બશેર તેલ પણ પી જતા. તેવા સમયે તેઓ તેમની ઝોળીમાંથી અવનવી વસ્તુઓ કાઢીને લોકોને આપતા. તેમની ઉંમરનો કોઇને ખ્યાલ ન હતો. સો વર્ષ પહેલાં પણ તેઓ આજના જેવા જ યુવાન દેખાતા. તેઓ શાસ્ત્રીબુવા પર સ્નેહ રાખતા તથા બંને વચ્ચે પરસ્પર મૈત્રીભાવ હતો.

આજરેંકરબુવા એક વખત પાડગાંવ ગયા. ત્યાં તેમણે દત્તમંદિરમાં જોયું તો મૂર્તિ એક ખૂણામાં પડી હતી. પૂજાની કોઇ વ્યવસ્થા નહતી. આથી તેમણે ગ્રામજનોને એકઠા કરી કહ્યું, " પુરાતન મંદિરો જે ગામમાં હોય છે તેની વ્યવસ્થા સારી રાખવી ગામલોકોની ફરજ છે. જો તેઓ પૂજા-અર્ચાની વ્યવસ્થા સારી ન રાખે તો ગામલોકોની દુર્દશા થાય છે." આ વાત સાંભળીને ગામલોકો મૂર્તિની સ્થાપના માટે સહર્ષ તૈયાર થયા. તેમણે આજરેંકરબુવાને વિનંતી કરી કે તેઓના હસ્તે જ મૂર્તિસ્થાપના કરવી. આજરેંકરબુવાએ ઉત્સવમાં હાજર રહેવા સંમતિ આપી.

ગામમાં મૂર્તિસ્થાપના માટે તૈયારી થવા લાગી. અનાજ ભેગું કર્યું. આ વાતની જાણ ગામના ગોસાંઇ જાગીરદારને થઇ. તે ધનોન્મત્ત હોવાથી તેને કશું ન ગમ્યું. ઉત્સવમાં તે જાગીરદારે વાજાંવાળાને ન જવા સમજાવ્યા. આ વાતની શાસ્ત્રીબુવાને ખબર પડતાં તેમણે વાજાંવાળાને સમજાવ્યા કે આવા દેવકાર્યમાં હંમેશાં સહકાર્ય કરવું. ન કરતાં વિપત્તિમાં પડશો. તેમ છતાં વાજાંવાળા ન માન્યા. તે સમય દરમ્યાન જ પાડગાંવમાં મોટો રોગ ફેલાયો અને વાજાંવાળા તેમાં પહેલાં સપડાયા. આથી વાજાંવાળા ભયભીત થઇને શાસ્ત્રીબુવા પાસે ક્ષમા માંગવા આવ્યા તથા સંકટમુકત કરવા વિનંતી કરી. શાસ્ત્રીબુવાએ તેમને જણાવ્યું કે જો તેઓ ઉત્સવસમાપ્તિમાં વાજાં વગાડશે તો તેમને રોગમુક્ત કરવા તેઓ વિચાર કરશે. વાજાંવાળાઓએ કહ્યું કે ઉત્સવસમાપ્તિ તો ખરી પરંતુ પ્રારંભથી તેઓ વાજાં વગાડશે.



આમ પાડગાંવમાં મૂર્તિપ્રતિષ્ઠાનો ઉત્સવ શરૂ થયો. આથી દુષ્ટ જાગીરદાર દ્વેષભાવથી ક્રુદ્ધ થયો. વાજાંવાળાઓએ તેને સાથ ન આપ્યો. આથી ગામના બ્રાહ્મણોને તેણે ઉશ્કેર્યા. તેણે અફવા ફેલાવી કે રસોઇ બનાવનાર બ્રાહ્મણો પતિત છે. આથી કોઇપણ બ્રાહ્મણ જમવા જતાં વિચાર કરે ! આથી એક પણ બ્રાહ્મણ ઉત્સવમાં જમવા ન ગયા. બધી રસોઇ શૂદ્રોને આપી દીધી. આથી આજરેંકરબુવા ખિન્ન થઇને જંગલમાં જતા રહ્યા.

શાસ્ત્રીબુવાને ખબર પડતાં તેમણે આજરેંકરબુવાને સમજાવ્યા અને તેમને માણગાંવમા લઇ આવ્યા. માણગાંવમાં બંને સંતો પ્રેમથી રહેવા લાગ્યાં. આ બાજુ પાડગાંવના લોકો પર દેવ રુષ્ટ થયા અને ગામમાં એક પછી એક આફત આવવા લાગી. લોકો કંટાળીને માણગાંવમાં આજરેંકરબુવાને પ્રાર્થના કરવા આવ્યા કે તેઓ ગ્રામજનોને સંકટમુકત કરે. તેમણે સાંભળવાની સ્પષ્ટ ના પાડી. આથી લોકોએ શાસ્ત્રીબુવાને વિનંતી કરી. શાસ્ત્રીબુવાએ આજરેંકરબુવાને સમજાવ્યા કે તેઓ પાડગાંવમાં પધારે તો પોતે પણ સાથે આવશે. આથી આજરેંકરબુવાનો ક્રોધ શમી ગયો અને તેઓ શાસ્ત્રીબુવા સાથે પાડગાંવ ગયા.

પાડગાંવમાં બંને સંતો મંદિરમાં ગયા ત્યારે ઉન્મત્ત જાગીરદાર ત્યાં આવ્યો તથા આજરેંકરબુવાને ગમે તેમ બોલવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે," લોકોમાં ધતિંગ કરીને પાખંડ ફેલાવી રહ્યો છે. પરંતુ તેમની હાજરીમાં તે ચલાવી લેવામાં નહીં આવે. હવે ફરી અહીંયાં આવશો તો દાઢી ખેંચી કાઢવામાં આવશે." આવું ન્યૂનાધિક બોલવાથી શાસ્ત્રીબુવાએ જાગીરદારને ચેતવણી આપી કે બ્રાહ્મણનો દ્વેષ કરવાથી તમને જ નુકસાન છે. તે સમય દરમ્યાન આજરેંકરબુવાનું શરીર ક્રોધથી લાલ થઇ ગયું. શાસ્ત્રીબુવાએ આજરેંકરબુવાને જણાવ્યું કે તેઓએ તરત જ સ્નાન કરવું. કારણ કે ક્રોધરૂપી ચાંડાળ તેમના શરીરમાં પ્રવેશ્યો છે.



આજરેંકરબુવાએ સ્નાન કરીને શાપ આપવા ભસ્મ હાથમાં લીધી. શાસ્ત્રીબુવાએ તેમને સમજાવ્યું કે શાપ આપવાથી તપોલય થાય છે. આથી શાપ આપવો એ સાધુનું કર્તવ્ય નથી. જે લોકોનાં જેવાં કર્મ છે તેને તે પ્રમાણે ફળ મળે છે. માટે સાધુએ પોતાનું તપ શાપ આપીને ઓછું ન કરવું. આવાં મીઠાં વચન સાંભળીને આજરેંકરબુવા શાંત થયા. બંને સંતો ગામ છોડીને માણગાંવ પાછા આવ્યા.

પાડગાંવ છોડીને માર્ગક્રમણ કરતાં જ પાડગાંવમાં મોટી આગ લાગી તથા તેમાં જાગીરદાર અને બીજા દુષ્ટોનાં ઘરો બળીને ખાખ થયાં. જાગીરદાર ઉપર ઉપરાઉપરી અનેક સંકટો આવ્યાં અને ખાવા અનાજ પણ ન મળે તેવી સ્થિતિ થઈ. સાધુ સંતને ત્રાસ આપવાથી, તેમનો છળ કરવાથી હંમેશાં પોતાનું અહિત થાય છે. માટે સાધુ સંતોની કદી પણ અવહેલના ન કરવી. તેમની વૃત્તિ અનુકૂળ હંમેશાં રહેવું.

## (૩૩) કર્તવ્યપાલનથી સમાધિસુખ :

સ્વે સ્વે કર્મણ્યભિરત: સંસિદ્ધિં લભતે નર: | ગીતાના આ વચન અનુસાર મનુષ્યનો કોઈપણ વ્યવસાય હોય, પોતાનું કર્તવ્યપાલન બરાબર કરે તો તે અધ્યાત્મમાં સિદ્ધિ મેળવે છે. સંત રોહિદાસ વ્યવસાયે ચમાર હતા. પરંતુ તેમનો વ્યવસાય પારમાર્થિક પ્રગતિમાં બાધક બન્યો નથી. સંત નામદેવ દરજી હતા. સંત તુકારામ વેપારી હતા. સંત કબીર વણકર હતા. સાવંતામાળીનો વ્યવસાય માળીનો હતો. સંત ચોખામેળા પણ મૃત ઢોરોનાં ચામડાં ઉતારતા. ભગવાન સ્વયં તેમને આ કામમાં મદદ કરતા. દરેક સંતે મનુષ્ય તરીકેનું પોતાનું કર્તવ્ય કુટુંબ



પ્રત્યે, સમાજ પ્રત્યે ધર્મ અનુસાર સારી રીતે બજાવ્યું. કોઈપણ સંતે ઈશ્વર મેળવવા પોતાના કર્તવ્યનો ત્યાગ કર્યો નથી બલ્કે સારી રીતે કર્તવ્ય બજાવ્યું છે અને આમ કરવાથી તેઓ પારમાર્થિક સર્વોચ્ચ સ્થિતિએ પહોંચ્યા. કોઈપણ સમયે પ્રાપ્તધર્મનો ત્યાગ ન કરી શકાય. આપદ્ ધર્મ તરીકે સંકટસમયે વધારે માનવતાપૂર્ણ દૃષ્ટિકોણ રાખવો જરૂરી છે. બળવંતના ઉદાહરણમાં સ્વામી મહારાજ સંન્યાસી છે. કોઈ મમત્વ ન હોવું જોઈએ, પરસ્પર્શ ટાળવો જોઈએ તેવા સંન્યાસના નિયમોને તેમણે બાજુએ મૂકી દીધા. ભાલોદ ગામના બળવંતની સેવા સ્વામી મહારાજે કરી. આ માનવતાનું કાર્ય છે. તેમાં કોઈ સંન્યાસધર્મનો ભંગ થતો નથી. અને તેમ જ સ્વામી મહારાજે કર્યું. તેના ઝાડાથી બગડી ગયેલાં વસ્ત્રો પણ ધોયાં.

સતી અન્નપૂર્ણાના કિસ્સામાં પણ આવું જ બન્યું. યાત્રા, શાસ્ત્રાધ્યયન કે એવા કોઈપણ પૂર્વ અનુભવ વગર તેમને ઉચ્ચગતિ પ્રાપ્ત થઈ. પરમાર્થમાં નજીકનાં સગાંસંબંધીઓમાંથી મમત્વ કાઢવાનું હોય છે. તેમ ન કરીએ તો પક્ષપાતભર્યો વ્યવહાર મનુષ્ય કરે છે. માણગાંવ છોડવા દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને આજ્ઞા કરી ત્યારે ભગવાન અને કુટુંબ (ધર્મપત્ની) સાથે લેવાં તેમ કહ્યું. આ સતી અન્નપૂર્ણાનો આધ્યાત્મિક અધિકાર દર્શાવે છે. બીજો કોઈ પ્રસંગ હોત તો કુટુંબીજનો સાથે સંબંધ તોડી નાંખો એમ સલાહ મળી હોત. સતી અન્નપૂર્ણાએ એવું તે કયું પુણ્ય પ્રાપ્ત કર્યું જેના થકી સ્વયં દત્ત ભગવાન તેને સાથે લેવા કહે છે? એ પુણ્ય હતું સ્વકર્તવ્યપાલન.

શાસ્ત્રીબુવાની કીર્તિ પ્રતિદત્ત તરીકે ફેલાઈ હતી છતાં ઉત્સવો દરમ્યાન કે બીજા પ્રસંગે સતી અન્નપૂર્ણાએ ક્યાંય મોટાઈ બતાવી નથી. સાસુ, દિયર, પતિની સેવા કરવી તે જ ભક્તિ છે તેમ તેઓ સમજ્યાં તથા તે પ્રમાણે તેમણે વર્તન રાખ્યું. લગ્ન થયા પછી દત્ત ભગવાને ગૃહસ્થાશ્રમ શરૂ કરવા શાસ્ત્રીબુવાને આજ્ઞા કરી.



શાસ્ત્રીબુવાએ આ આજ્ઞાની જાણ રમામાતાને કરી. રમામાતાને આનંદ થયો. ભગવાનની ધર્મશાળામાં શાસ્ત્રીબુવાનો ગૃહસ્થાશ્રમ શરૂ થયો. ધર્મશાળામાં સ્માર્તાગ્નિની ઉપાસના શરૂ થઇ. શાસ્ત્રીબુવાનું ભોજન મંદિરમાં જ થતું. સતી અન્નપૂર્ણા ઘરે જતાં. રાત્રે ઘરનું બધું કામ પૂરું કરી ધર્મશાળામાં આવતાં. શાસ્ત્રીબુવાએ તે પછી કોઈની પણ મદદ વિના સંહિતા સ્વાહાકાર કર્યો.

સતી અન્નપૂર્ણા એક વખત રોજના ક્રમ પ્રમાણે ધર્મશાળામાં આવ્યાં, શાસ્ત્રીબુવા ત્યાં ન હોવાથી મંદિર તરફ વળ્યાં. બારણું સહેજ અટકાવેલું હતું. સહેજ ધક્કો મારતાં જ બારણું ખૂલી ગયું. શાસ્ત્રીબુવાએ અંદરથી પૂછ્યું, “કોણ છે?” “હું છું.” એમ સતી અન્નપૂર્ણાએ જવાબ આપ્યો તથા તેઓ બહાર પ્રતીક્ષા કરતાં ઊભાં રહ્યાં. થોડીવાર પછી પણ શાસ્ત્રીબુવા બહાર ન આવ્યા એટલે સતી ઉંબરા પાસે બેસી ગયાં. શાસ્ત્રીબુવા કોઇ ગ્રંથ વાંચી રહ્યા હતા. આથી તેઓ સતી અન્નપૂર્ણાની વાતને ભૂલી ગયા. રમામાતા સિવાય કોઈપણ સ્ત્રીને મંદિરના ગર્ભગૃહમાં પ્રવેશ માટે મનાઇ હતી. આથી સતી બહાર પ્રતીક્ષા કરતાં રહ્યાં.

ઘણા સમય પછી શાસ્ત્રીબુવાનું વાંચન પૂરું થયું. તેઓ બહાર આવ્યા અને જોયું તો સતી અન્નપૂર્ણાને બેઠાં બેઠાં જ સમાધિ લાગી હતી. શાસ્ત્રીબુવાએ હલાવીને પ્રયત્ન કરી જોયો પરંતુ સતી ભાનમાં ન આવ્યાં. શાસ્ત્રીબુવાને પણ આશ્ચર્ય થયું કે કોઈપણ યોગાભ્યાસ વગર સતીને દત્તભગવાને સમાધિસુખનો અનુભવ કરાવ્યો હતો. સાદા પ્રયત્નોથી સતી દેહભાન પર ન આવ્યાં આથી તેમણે બીજા શાસ્ત્રીય ઉપાયો દ્વારા સતીને દેહભાન પર આણ્યાં.

સતી બોલ્યાં, “હું પૂર્ણ આનંદમાં નિમગ્ન હતી. દેહભાન પર આવ્યા પછી તે આનંદ જતો રહ્યો. આપે મને સાવધ ન કરી હોત તો વધુ સારું રહેત.”



આમ યોગાભ્યાસનો કોઈપણ સંબંધ ન હોવા છતાં દત્ત ભગવાને સતીને સમાધિસુખનો અનુભવ કરાવ્યો. ઘરના સભ્યોની સેવા-કર્તવ્ય પાલન- કરીએ એટલે તે ભક્તિ જ ગણાય અને આદ્યાત્મિક શ્રેષ્ઠ અનુભવો કરાવવા તે પૂરતી છે.

## (૩૪) ઢોંગ પ્રત્યે ચીડ :

માણગાંવમાં ડુંગરમાં મંદિર નજીક પાણીનો ઝરો માટીથી દબાઇ ગયો હતો. સહેજ ખોદકામ કરતાં પાણીનો ઝરો વહેવો શરૂ થયો. કેટલાક બ્રાહ્મણોએ "ગંગા આવી- ગંગા આવી" એમ ખોટો પ્રચાર કરી ગ્રામીણ અભણ લોકો પાસે સંકલ્પ મુકાવી દાનદક્ષિણા લેવાનું શરૂ કર્યું. વાસ્તવમાં તે ગંગા ન હતી.

શાસ્ત્રીબુવાને આ વાતની ખબર પડી. તેમણે બ્રાહ્મણોને બોલાવ્યા. "ગંગા આવી" એવા ઢોંગ પ્રત્યે નારાજગી બતાવી તથા ભેગા થયેલ પૈસા તેમણે આજરેંકરબુવા દ્વારા સ્થાપિત હનુમાનજીના મંદિર માટે અર્પણ કરવા કહ્યું. બ્રાહ્મણો પણ માની ગયા તથા મોટા પાપના ભાગીદાર થતા રહી ગયા.

સંતોનાં આવાહનથી ગંગા, જમુના, નર્મદા જેવાં તીર્થો ગમે ત્યાં પ્રગટ થતાં હોય છે. સામાન્ય માણસના ગજા બહારની આ વાત છે. સામાન્ય લોકોએ આવી કોઈ ચાલાકી કરવી નહીં તથા બીજા લોકોને છેતરવા નહીં. કદાચ નિર્દોષ લોકો સામે કપટ છતું ન થાય તો છેતરપિંડી વધારે ચાલે અને તે મનુષ્ય વધુ પાપનાં પોટલાં ભેગાં કરે છે. જ્યારે પાપનો ઘડો ભરાઇને ફૂટે છે ત્યારે તેને અપાર કષ્ટો ભોગવવાં પડે છે. ત્યારે તેને છોડાવવા કોઈ પણ આવતું નથી.



## (૩૫) ભૂતબાધાનિરસન :

માણગાંવના પોલીસપટેલની એક કન્યા હતી. તેને પ્રારબ્ધાનુસાર એક પિશાચ ત્રાસ આપતું હતું. આથી તે કન્યાનો પતિ બીજું લગ્ન  કરવા ઈચ્છતો હતો. છેવટે પોલીસપટેલ શાસ્ત્રીબુવાને શરણે ગયો. શાસ્ત્રીબુવાએ કન્યાને એક મંત્ર આપ્યો તથા જણાવ્યું કે આ મંત્રનો જપ કરતાં કરતાં દેવની પ્રદક્ષિણા કરવી. આમ કરતાં પાપ નષ્ટ થશે તથા ભૂતબાધા નાશ પામશે. મંત્ર હતો : "તુજ વિણ દત્તા મજ કોણ તારી ||"

ગુર્વાજ્ઞાથી તે કન્યાએ મંત્રજપ અને પ્રદક્ષિણા કરતાં તેની ભૂતપીડા નાશ પામી તથા સર્વ કુટુંબીજનોમાં આનંદ આનંદ થઈ ગયો. તેઓ શાસ્ત્રીબુવાનો આભાર માની પોતાના ઘરે ગયા.

## (૩૬) શ્રીબાવડેકર પર કૃપા :

સાવંતવાડી સંસ્થાનના કારભારી તરીકે શ્રીબાવડેકર નામે એક ગૃહસ્થ હતા. પ્રથમ તેઓ નાસ્તિક હતા. તેઓ ભૂત-પ્રેતને માનતા નહીં. પરંતુ તેમની કન્યાને જ એક પિશાચ પીડા આપવા લાગ્યું. પ્રથમ તો તેમને કશી ખબર ન પડી. શ્રીઆણાવકરના શરીરમાં સંચાર કરીને લોકોને કલ્યાણકારક ઉપદેશ આપતા આણાવકર પિશાચે શ્રીબાવડેકરને માણગાંવ જવા સલાહ આપી. શ્રીબાવડેકર માણગાંવ આવ્યા તથા શાસ્ત્રીબુવાને મળ્યા. શાસ્ત્રીબુવાએ તેમને જણાવ્યું કે "આ વિભૂતિ સાચવી રાખો તથા દત્તજયંતીના દિવસે આવજો."



દત્તજયંતીના દિવસે શ્રીબાવડેકર માણગાંવ ન ગયા. આથી દત્ત ભગવાન દ્વારા (શાસ્ત્રીબુવાના કથન અનુસાર) મળેલ દૈવી રક્ષણ ન મળ્યું. તેમની કન્યા ફરી બેભાન થઇ. ડૉક્ટરને બોલાવવામાં આવ્યા. તે કન્યા ડૉક્ટરને મારવા દોડી. તે જોઇ ડૉક્ટર નાસી ગયો. લોકો શ્રીબાવડેકરને કહેવા લાગ્યા કે તમે ભૂતપ્રેતને માનતા નથી, હવે તે તમારા ઘરમાં જ પ્રવેશ્યું છે. તેને કાઢો. શ્રીબાવડેકરે પાંચ રૂપિયા તથા સાકર લઇને એક મનુષ્યને માણગાંવ મોકલ્યો. તેના દ્વારા વિનંતી કરી કે મુદત મળે.

શાસ્ત્રીબુવાએ તે માણસને જણાવ્યું કે ઇશ્વર પાસે લાંચ ચાલતી નથી. તેમણે તે પાંચ રૂપિયા તથા સાકર પાછી મોકલાવી. કોઇ સંકટવશાત્ મનુષ્ય આવી ન શકે તો બીજી વાત છે. તેવી હકીકત તેણે ઇશ્વર પાસે રજૂ કરવી જોઇએ. લાંચ કે મનુષ્યનું (દોઢ)ડહાપણ ઇશ્વર આગળ ચાલતું નથી. થયેલી ભૂલ ઇશ્વર પાસે કે સંત પાસે મનુષ્ય નિખાલસપણે દંભ વગર કબૂલ કરે તો ઇશ્વર તેનો ગુનો માફ કરે છે.

છેવટે શ્રીબાવડેકર કન્યાને લઇને માણગાંવ આવ્યા. શાસ્ત્રીબુવાએ ફરી પ્રશ્ન કર્યો કે તમને ભૂતપ્રેતમાં વિશ્વાસ નથી તો તેના કહેવા પ્રમાણે કેમ આવ્યા? આણાવકર પિશાચ પાલખી પછી ખુલાસો કરશે. તે દિવસે આણાવકરને પિશાચનો સંચાર ન થયો આથી શ્રીબાવડેકરને બીજા દિવસ માટે રોકાવું પડ્યું.

બીજા દિવસે પાલખી પછી આણાવકર પિશાચે શ્રીબાવડેકરને નૃસિંહવાડી જઇને અશ્વત્થ ફરતે ચોતરો કરવા તથા હજાર બ્રાહ્મણભોજન કરાવવા કહ્યું. શ્રીબાવડેકરે કહ્યું કે હજાર બ્રાહ્મણભોજન તેમની ક્ષમતાથી વધારે છે. છેવટે શાસ્ત્રીબુવાએ સો બ્રાહ્મણભોજન કરાવશો તો ચાલશે તેમ કહ્યું. શ્રીબાવડેકરે



નૃસિંહવાડીમાં જઇને અશ્વત્થને ચોતરો કરાવ્યો તથા સો બ્રાહ્મણભોજન કરાવ્યું. ત્યારથી તેમની કન્યા પૂર્ણત: સાજી થઇ.

સ્વામી મહારાજે ઘણી ભૂતપીડિત વ્યક્તિઓને સાજી કરી છે. તેમાં પિશાચપીડાનાં ત્રણ મુખ્ય કારણ જણાઇ આવ્યાં છે. (૧) આ જન્મે કે ગયે જન્મે કોઇનું ઋણ બાકી હોવું. (૨) આપણી પાસે કોઇની થાપણ હોય અને તે થાપણ લીધા વગર માલિકનું મૃત્યુ થાય તો તે થાપણની લાલચ-મોહથી તે વ્યક્તિ ભૂત થઇને ત્રાસ આપે. (૩) મંદિર, મસ્જિદ, પવિત્ર વૃક્ષો- જેવાં કે પીપળો, વડ, ઔદુંબર, બીલી, શમી વગેરેની પાસે અસ્વચ્છતા કરવાથી (મળમૂત્રત્યાગ કરવાથી). (૪) સંતઆજ્ઞાનો અનાદર, કુળદેવીની સેવામાં ઊણપ, ઘરનાં વડીલોને ત્રાસ- આવા સંજોગોમાં ભૂત-પિશાચ સહેલાઇથી ત્રાસ આપી શકે છે. (૫) ત્રણ રસ્તા, ચાર-રસ્તા પરના ઉતારામાં પગ પડવાથી પણ અનેક હેરાનગતિ થાય છે. (૬) બીમાર વ્યક્તિ પરથી ઉતારેલું પકવાન્ન ખાવાથી હેરાનગતિ થાય છે.

## (૩૭) સ્વામી મહારાજનો વાનપ્રસ્થાશ્રમ :

ખાસ કરીને બ્રાહ્મણને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત આશ્રમમાં જીવન વ્યતીત કરવાની શાસ્ત્રમાં આજ્ઞા છે. સ્વામી મહારાજ ચારે આશ્રમો અપનાવી "આચાર: પ્રથમો ધર્મ:" આ ઉક્તિ અનુસાર ધર્મ અનુસાર આચરણ પાળીને લોકોને દૃષ્ટાંતરૂપ બન્યા છે.

વાનપ્રસ્થ આશ્રમમાં પત્ની સાથે અરણ્યમાં રહેવું પડે છે અને બ્રહ્મચર્ય પાળવું પડે છે. તે અનુસાર શાસ્ત્રીબુવા અને સતી અન્નપૂર્ણા બંને વનમાં નિવાસ કરતાં હતાં. એક રાત્રે સતીને લઘુશંકા માટે જવાનું થયું. તે પછી જળથી શરીરશુદ્ધિ



કરી અને આચમન કરી રહ્યાં હતાં ત્યારે ત્યાં એક પિશાચ પ્રગટ થયું અને સતીને બિવડાવવા લાગ્યું. શાસ્ત્રીબુવા તે સમયે નિદ્રાધીન હતા.

બીકને લીધે સતી અન્નપૂર્ણાએ શાસ્ત્રીબુવાને હાથના સ્પર્શથી ઉઠાડ્યા. સ્પર્શ થતાં જ શાસ્ત્રીબુવા જાગ્રત થયા અને મધરાતે શું કામ પડ્યું તે પૂછવા લાગ્યા. પિશાચની વાત જાણી તેમણે પિશાચનો બંદોબસ્ત કર્યો. ફરી પાછાં બંને શયનાધીન થયાં. એક જ આસન પર ઉભય પતિ-પત્નીએ શયન કરવાનું પરંતુ સ્પર્શ થવો ન જોઈએ. બંને વચ્ચે દંડ રાખવો તેવી શાસ્ત્રાજ્ઞા છે.

તે જ રાત્રે શાસ્ત્રીબુવાને સ્વપ્ન પડ્યું અને ભગવાને તેમને જણાવ્યું કે કલિયુગમાં વાનપ્રસ્થાશ્રમ અસાધ્ય છે. આથી તમે ઘેર પાછા જાવ. તમને ઘરમાં જ આ આશ્રમની સિદ્ધિ મળશે. પ્રાત:કાળે શૌચ-મુખમાર્જન કરી શાસ્ત્રીબુવા સપત્નીક ઘરે ગયા અને ઘરે વાનપ્રસ્થના નિયમો પાળીને તે આશ્રમનું આચરણ સિદ્ધ કર્યું. શાસ્ત્રાજ્ઞાનુસાર જીવનનું આચરણ રાખવા કેટલો આગ્રહ !





# પ્રકરણ-૨

## માણગાંવથી પ્રયાણ, સંન્યાસ, દીક્ષા

### (૧) શાસ્ત્રીબુવાની માણગાંવથી વિદાય :

દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને કહ્યું કે સાત વરસ માણગાંવમાં રહીને લીલા કરવી છે. આથી શાસ્ત્રીબુવાએ સંન્યાસ ન લેતાં માણગાંવમાં મંદિરમાં દત્તપ્રભુની સ્થાપના કરી તથા ભક્તિ કેવી રીતે કરવી તે પોતાનાં આચરણ દ્વારા બતાવ્યું. સાવંતવાડીમાં નારોપંત ઉકિડવેને સ્વપ્ન આવ્યું કે શાસ્ત્રીબુવા માણગાંવ છોડીને કાયમને માટે ક્યાંક બહાર જવા તૈયાર થયા છે. આથી બીજા દિવસે નારોપંતે માણગાંવ આવીને શાસ્ત્રીબુવાને આ અંગે પૂછ્યું. શાસ્ત્રીબુવાએ ના પાડી. આથી નારોપંત સાવંતવાડી પાછા જતા રહ્યા. તેમણે પોતાને થયેલ સ્વપ્ન અંગે પણ વાત કરી.

બીજા દિવસે સવારની પૂજા વખતે ભગવાને કહ્યું "આજે માણગાંવ છોડીને જવાનું છે." શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે હજુ સાત વર્ષ પૂરાં થયાં નથી. પરંતુ ભગવાને જણાવ્યું કે ચાંદ્રમાન પ્રમાણે સાત વર્ષ પૂરાં થયાં છે. ચાંદ્ર વર્ષ, સૌર વર્ષ, નક્ષત્ર, સાયનમાન વર્ષ આમ ચાર પ્રકારનાં વર્ષ હોય છે, જેમાં દિવસો અનુક્રમે ૩૫૪, ૩૬૫, ૩૩૫, ૩૬૦ હોય છે. દત્ત ભગવાને બીજી સૂચના આપી કે "દેવ અને કુટુંબ (પત્ની) સાથે લેવાં." શાસ્ત્રીબુવાએ ઘરે જઈ માતુશ્રીને વંદન કર્યું અને ભગવાને આજે માણગાંવથી પ્રયાણ કરવા આજ્ઞા આપી છે તેની જાણ કરી.



સતી અન્નપૂર્ણાને કહ્યું કે આવવું હોય તો તૈયાર થાવ. જો આવવું હોય તો મંગળસૂત્ર સિવાય અલંકાર ઘરે રાખવા. સતી અન્નપૂર્ણા તરત જ તૈયાર થયાં. તેમણે નાકની નથણી તથા કાનની વાળી ઘરે રહેવા દીધી.

શાસ્ત્રીબુવાએ બે દત્તમૂર્તિ, પંચાયતનનો સંપુટ અને એક લોટો આટલી વસ્તુઓ સાથે લીધી. સતી અન્નપૂર્ણા પાસે પોતાનું એક લૂગડું તથા એક ધોતિયું (શાસ્ત્રીબુવા માટે) આટલી જ વસ્તુઓ હતી. સર્વ ભક્તો તેમને સીમ સુધી મૂકવા આવ્યા. જેમના નિવાસને લીધે માણગાંવ વૈકુંઠ સમું ક્ષેત્ર બન્યું હતું, તેઓ માણગાંવને છોડીને જઇ રહ્યા હતા. ઘણાં માણગાંવ નિવાસીઓને તેમણે સંકટમુક્ત કર્યાં હતાં, પારમાર્થિક માર્ગદર્શન આપ્યું હતું તથા નિઃસ્વાર્થ પ્રેમ કર્યો હતો. તેઓ આજે ભગવાનના કહેવા પ્રમાણે માણગાંવને છોડી રહ્યા હતા. પરંતુ આ વિચારો માણગાંવના ગ્રામજનોના હતા. સંતોને 'આ મારું તથા પેલું પરાયું' એમ કદી હોતું નથી. માણગાંવ પણ તેમનું ન હતું, ઇશ્વરનું હતું અને માણગાંવ સિવાય બીજાં ક્ષેત્ર પણ ઇશ્વરનાં જ છે. આથી કોઇ પણ સ્થળ પરાયું નથી. "અહીં મારું કશું નથી, અહીંની સમૃદ્ધિ- માહાત્મ્ય મારે લીધે નથી, ભગવાનને લીધે છે." સ્વામી મહારાજની આવા પ્રકારની વિચારસરણી રહી.

અગિયાર વાગે પતિ-પત્ની બંને સાવંતવાડીના ઉકિડવેના દત્તમંદિરે આવી પહોંચ્યાં. અન્નપૂર્ણાબાઇ નારોપંત ઉકિડવેના ઘરે જમવા ગયાં જ્યારે શાસ્ત્રીબુવાએ નિયમ પ્રમાણે ભિક્ષા માગી તથા સ્વયંપાક કરીને ભોજન લીધું. માણગાંવથી નીકળ્યાં ત્યારે સતી અન્નપૂર્ણા બે-જીવ હતાં. પ્રવાસમાં ત્રાસ થશે- કોણ સંભાળ લેશે તેવી કોઇ ચિંતા શાસ્ત્રીબુવાને ન થઇ. તેઓ તો પૂર્ણતઃ ઇશ્વરભરોસે હતા. ઇશ્વર ઉપર સંપૂર્ણ ભરોસો હતો કે તે તેમની કાળજી લેશે.



સબનીસ, આણાવકર આદિ ભકતો તેમને મળવા આવ્યા. નારોપંતે ભગવાનને વ્યવસ્થિત રીતે મૂકવા એક કરંડિયો આપ્યો જેને ખભે લટકાવી શકાય. નારોપંતની માતાએ સતીને આગ્રહપૂર્વક એક વસ્ત્ર તથા લોટો આપ્યો. સાંજે શાસ્ત્રીબુવા સતી સાથે નૃસિંહવાડી જવા તૈયાર થયા. શક ૧૮૧૧(ઈ.સ.૧૮૮૯)ના પોષ મહિનામાં શાસ્ત્રીબુવાએ માણગાંવ છોડ્યું. તે પછી માણગાંવમાં તેમનું આગમન કદી ન થયું.

સાંજે શાસ્ત્રીબુવા સતી અન્નપૂર્ણા સાથે સાવંતવાડીથી નૃસિંહવાડી જવા નીકળ્યા. નૃસિંહવાડી પહોંચીને દત્તદર્શન કર્યું અને શાસ્ત્રીબુવાએ સતીને નારાયણ સ્વામીની ધર્મશાળામાં નિવાસ આપ્યો. શાસ્ત્રીબુવા શ્રીમૌની સ્વામી તથા શ્રીગોવિંદ સ્વામીનાં દર્શને ગયા તથા નૃસિંહવાડી આવવા દત્તાજ્ઞા થઈ તેનું નિવેદન કર્યું. શાસ્ત્રીબુવા સૂકી ભિક્ષા માગી લાવતા તથા સ્વયંપાક સિદ્ધ કરી ભગવાનને થાળ ધરાવી ભોજન કરતા. નૃસિંહવાડીમાં એક વર્ષ વાસ્તવ્ય કરવા પ્રભુએ શાસ્ત્રીબુવાને આજ્ઞા કરી હતી. શ્રીગોવિંદયતિએ પોતાની પાસે હતો તે શાલિગ્રામ તથા ઉપનિષદની પોથીઓ શાસ્ત્રીબુવાને આપવાનો મનોરથ જાહેર કર્યો. પરંતુ સતી અન્નપૂર્ણા બે-જીવ હતાં. આથી જનનઅશૌચ વગેરેનો ખ્યાલ કરી પાછળથી તે સ્વીકારશે એમ શાસ્ત્રીબુવાએ વિનયથી કહ્યું.

આગળ જતાં સતી અન્નપૂર્ણા શ્રીગોખલેની ઓસરીમાં પ્રસૂત થયાં. એ વાત જાણતાં જ શાસ્ત્રીબુવા જાતકર્મ સંસ્કાર કરવા ત્યાં આવ્યા. પરંતુ મૃત પુત્ર અવતર્યો છે જાણી સંસ્કાર કરવાનો બાજુ પર રહ્યો. દાયણ તરીકે દુર્ગામાસી હતાં. પુત્રશોકને દૂર કરવા શાસ્ત્રીબુવાએ સતીને બોધ કર્યો. આ પછી શાસ્ત્રીબુવાએ સહકુટુંબ બ્રહ્માનંદની ધર્મશાળાના મેડા પર રહી અતિથિસત્કારપૂર્વકનો ઉત્તમ ગૃહસ્થાશ્રમ ચલાવ્યો.



પત્ની બે-જીવ હોવા છતાં ભગવાને કહ્યું એટલે તરત બે-ત્રણ વસ્તુઓ લઇને શાસ્ત્રીબુવાએ પત્ની સાથે નૃસિંહવાડીનો રસ્તો લીધો. પત્નીની પ્રસૂતિ માટે શી વ્યવસ્થા થશે અથવા કોઇ તકલીફ થશે એવો કોઇ પણ વિચાર ન કરતાં શાસ્ત્રીબુવાએ આજ્ઞાનું પાલન કર્યુ. "સહ કુટુંબ, સહપરિવાર દાસ આમ્હી હે ઘરદાર" આ કથન (કરુણાત્રિપદી) અનુસાર ઘર, સંપત્તિ, કુટુંબનાં સભ્યો બધાં જ ઇશ્વરનાં (દાસ) છીએ. પછી તેઓને તેમાં મારું કે મમત્વ ન હતું. જો બધું જ ઇશ્વરનું હોય તો ઇશ્વર તે માટે કાળજી રાખે. દરેક મનુષ્યે નાહકની ચિંતા કરવાની જરૂર નથી. ઇશ્વરને સંપૂર્ણ ભાર સોંપી દો.

ઘણા લોકો ઉપર પ્રમાણે વૈખરી વાણીથી ઉપરછલ્લું બોલે છે. પરંતુ વાસ્તવિક રીતે સંતો જ તેનું સો ટકા પાલન કરે છે. આથી શાસ્ત્રીબુવાને ઇશ્વર ઉપર અનન્ય નિષ્ઠા હોવાથી ઇશ્વરની દરેક આજ્ઞાનું તેઓ વિચારપૂર્વક આનંદથી પાલન કરતા. તેમણે પુત્રશોક તો ન કર્યો પણ ઊલટું સતી અન્નપૂર્ણાનો પુત્રશોક દૂર કર્યો અને કદાચ સતીની પુત્રૈષણા મનમાં સુષુપ્ત પણ રહી ન જાય તે માટે ઇશ્વરે પણ આ લીલા કરી હોય તેમ જણાય છે.

થોડા દિવસો પછી શાસ્ત્રીબુવાને ભગવાને ઉત્તરદિશા તરફ પ્રયાણ કરવા આજ્ઞા કરી. પૂજારીવૃંદને ખબર પડતાં તેઓએ ઘણી આજીજી કરી કે તેઓ નૃસિંહવાડી છોડીને ક્યાંય ન જાય. પરંતુ દેવ આજ્ઞાનો અનાદર ન થઇ શકે. છેવટે પૂજારી વર્ગે મૌની સ્વામીને વિનંતી કરી કે શાસ્ત્રીબુવાને જવા ના કહો. મૌની સ્વામીએ પ્રયત્ન કરી જોઇશ એમ કહ્યું. તૈયાર થયા પછી શાસ્ત્રીબુવા મૌની સ્વામીનાં દર્શને ગયા. મૌની સ્વામીએ પૂછ્યું, "શાસ્ત્રીબુવા ક્યાં જશો?" "કોલ્હાપુર" શાસ્ત્રીબુવાએ કહ્યું. મૌની સ્વામીએ જણાવ્યું "કોલ્હાપુરમાં બે દિવસથી વધારે ન રોકાશો." શાસ્ત્રીબુવાએ હા પાડી. આ વચનમાં શાસ્ત્રીબુવાને



દેવ આજ્ઞાનાં દર્શન થયાં. મૌની સ્વામીએ શાસ્ત્રીબુવાને પાછા આવવા કશું કહ્યું ન હતું.

## (૨) સતી અન્નપૂર્ણાનો દેહવિલય :

બારશી ગામથી નીકળી સ્વામી મહારાજે ગોદાવરી (ગોદાવરી ગંગા) તીરે ગંગાખેડ આવીને મુકામ કર્યો. ત્યાંના નિવાસ દરમ્યાન સ્વામી મહારાજને દષ્ટાંત થયો કે આજથી ચોથે દિવસે અમે તમને બંનેને લેવા આવીશું. શાસ્ત્રીબુવાએ જવાબ આપ્યો કે "તેમને સંન્યાસ લેવાનો હોવાથી તેઓ નહીં આવે. ધર્મપત્ની સતી અન્નપૂર્ણાને લઇ જવી હોય તો ભલે લઇ જાવ."

આ પછી સતી અન્નપૂર્ણાને થોડો તાવ આવ્યો. બીમારી દરમ્યાન સતીનાં વસ્ત્રો ધોવાનું તથા પહેરાવવાનું કામ શાસ્ત્રીબુવાએ જાતે કર્યું. આમ થોડીઘણી સેવા જે સતી અન્નપૂર્ણા દ્વારા મળી હતી તેનો બદલો તો ચૂકવવો જોઇએ ને? સંતો હંમેશાં સાક્ષીભાવથી જીવન વ્યતીત કરે છે. પ્રાપ્ત ધર્મ-સંજોગો અનુસાર પોતાને શિરે જે કર્તવ્ય આવે તેને હસતે મુખે બજાવે છે. તેમાં નથી છણકો કરતા કે નથી છટકબારી શોધતા. એક દિવસ શરીર નિષ્ક્રિય થવાનું જ છે. જ્યાં સુધી શરીર હલનચલન કરવા સક્ષમ છે ત્યાં સુધી ઈશ્વરના અંશરૂપી દરેક જીવની, પ્રાણીમાત્રની યથાશક્તિ સેવા કરીએ તો જીવન સાર્થક બને, ધન્ય બને. તેઓશ્રીએ તો સંન્યાસી થયા પછી પણ ભાલોદના બળવંતની ખંતથી સેવા કરી હતી તો પોતાનાં ધર્મપત્નીની સેવા તેઓ કેમ ના કરે? અવશ્ય કરે જ !

આમ ઉપર કહેલી બીમારીમાં શક ૧૮૧૩ (ઈ.સ.૧૮૯૧) વૈશાખ વદ ૧૪, શુક્રવાર બપોરે અત્યંત પુણ્યવાન સાદવીએ દેહત્યાગ કર્યો અને તેમનો આત્મા



અનંતમાં લીન થઇ ગયો. આ પૂર્વે શાસ્ત્રીબુવાએ પુત્રશોક નિવારવા નૃસિંહવાડીમાં ગંગા સતીનાં દષ્ટાંત દ્વારા તેમને જ્ઞાનપ્રદાન કર્યું હતું. શાસ્ત્રીબુવા પણ બધા જ પ્રકારના ભૌતિક પાશમાંથી મુક્ત થયા.

સતીના દેહત્યાગ સમયે શાસ્ત્રીબુવાએ ગંગાજળ તથા ગોમય મંગાવ્યું. ગંગાજળથી સતીએ સ્નાન કર્યું, છાણ વડે ભૂમિ લીંપીને ત્યાં દર્ભ પાથરવામાં આવ્યો. સતીએ ફરીથી સ્નાન કર્યું. સફેદ વસ્ત્ર પરિધાન કરીને કપાળે હળદર કંકુ ધારણ કર્યાં. બીજી વિપ્ર-સ્ત્રીઓને પણ બોલાવીને સતી અન્નપૂર્ણાએ તેમને હળદર, કંકુ તથા વસ્ત્રાભૂષણ આપ્યાં.

છેલ્લે પતિની આજ્ઞા માગી. સતીએ કહ્યું,"અત્યાર સુધી મેં જે શુભાશુભ કર્મ કર્યાં છે તે આપને અર્પણ કરું છું. આપ જ મારા ઇષ્ટદૈવત તથા સદ્‌ગુરુ છો. હવે સ્વર્ગનો વિમાનનો રસ્તો સ્પષ્ટ બતાવો. હું જન્મમરણથી કંટાળી ગઇ છું. કલ્પાંતે પણ ફરી જન્મ લેવો ન પડે તેવી કૃપા કરો." આમ કહીને સતીએ પોતાનું મસ્તક શાસ્ત્રીબુવાના ચરણે મૂક્યું.

સતીની સેવાથી સંતુષ્ટ થઇને શાસ્ત્રીબુવાએ "તથાસ્તુ" કહ્યું. સતીએ ફરીથી પતિપદે માથું મૂક્યું અને "શ્રીગુરુદેવ દત્ત" એમ કહીને પ્રાણત્યાગ કર્યો. દેવગણો સતીને વાદ્યગણો સાથે બ્રહ્મલોકમાં લઇ ગયા. આમ સતી અન્નપૂર્ણા પતિસેવાથી યોગીઓને પણ દુર્લભ એવાં સ્થાનને પામ્યાં. સતી અન્નપૂર્ણા અતિ પુણ્યવાન તથા ભક્તિભાવવાળાં હોવાથી દત્ત ભગવાને શાસ્ત્રીબુવાને ખાસ આજ્ઞા કરી કે દેવ અને કુટુંબ (ધર્મપત્ની) સાથે લેવાં. વિશાળ જન-કલ્યાણ કરવા સતીને કદાચ ઘરે રાખી શક્યા હોત. પરંતુ દત્ત ભગવાનની ઇચ્છા સતીને પણ શાસ્ત્રીબુવા



દ્વારા જ્ઞાન પ્રદાન કરાવીને મુક્તિ અપાવવાની હશે. સતી અન્નપૂર્ણાના દેહ વિલય અંગે શાસ્ત્રીબુવાએ જે પત્ર લખ્યો હતો તે નીચે મુજબ છે :-

|| શ્રી દત્ત ||

ગંગાખેડ

વૈશાખ વદ ૩૦ શક ૧૮૧૩

(૬ જૂન ઈ.સ.૧૮૯૧)

શ્રીની આજ્ઞા પ્રમાણે ઉત્તરખંડ તરફ પ્રયાણ કરતાં ગોદાવરીતીરે વૈશાખ વદ ૧૪ શુક્રવારે બપોરે સૌભાગ્યવતી (ધર્મપત્ની)ને દેવાજ્ઞા થઇ. ક્રિયા થયા પછી ઉત્તરપંથે જવાનું થશે. *ચિ. દત્તુ તથા **ચિ. ભાલુને ઉપરના સમાચાર આપશો. ઇહપરના ભયથી સત્કાલક્ષેપ કરવો. માતુશ્રીને માનસિક વંદન. હવે મુલાકાત થવી પ્રારબ્ધને આધીન છે, તેમ છતાં (માતુશ્રીનાં) ચરણકમળ હંમેશાં હૈયાસરસાં રાખ્યાં છે. ત્યાંના સર્વ કૃતોપકાર મંડળીનું સ્મરણ છે. આ સમાચારની ***મુ. બાબાજીપંત ગોડેને જાણ કરશો. (* ભાલુ ઉર્ફે ભલોબા એટલે સ્વામી મહારાજના ભાઇ સીતારામ મહારાજ. ** દત્તુ એટલે દત્તોબા ઉર્ફે હરિભટ્ટ ટેંબે, સ્વામી મહારાજના ભાઇ. *** સતી અન્નપૂર્ણાના પિતાજી તથા સ્વામી મહારાજના શ્વશુર.)

તેર દિવસ સુધી શાસ્ત્રીબુવાએ પત્નીનું યથાવિધિ ઔર્ધ્વ દૈહિક કર્યું. ચૌદમા દિવસે સંન્યાસ લીધો.

ઉજ્જૈનમાં શ્રીનારાયણાનંદ સરસ્વતી પાસે દંડદીક્ષા લેવા દત્ત ભગવાને આજ્ઞા કરી. શ્રીનારાયણાનંદ સરસ્વતીએ કારંજાના દત્તાવતારી સંત શ્રીનૃસિંહસરસ્વતીના વંશમાં શુકલ યજુર્વેદીય માદ્યંદિન શાખામાં જન્મ ધારણ



કર્યો હતો. સંત શ્રીરામદાસ સ્વામીના સમર્થ સંપ્રદાય સાથે તેઓ સંકળાયેલા હતા. પૂ.નારાયણાનંદે મહારાષ્ટ્રમાં ચાફળ ગામે પ્રભુ રામચંદ્રજીના મંદિર સામે સમાધિ લીધી હતી. પોતાના દંડ-દીક્ષા ગુરુના સમર્થ સંપ્રદાયને ધ્યાનમાં લઇને સ્વામી મહારાજ દાસનવમી (મહાસુદ ૯)નો ઉત્સવ ઊજવતા.

## (૩) સંન્યાસ ગ્રહણ :

સતીના દેહવિલય પછી ચૌદમા દિવસે શાસ્ત્રીબુવાએ દત્તાજ્ઞાથી સંન્યાસ ગ્રહણ કર્યો. દેહશુદ્ધિ કરી, પ્રાયશ્ચિત્ત લઇને પ્રેષોચ્ચારનો સમય થયો. બ્રાહ્મણો કહેવા લાગ્યા કે પ્રેષોચ્ચાર કરવા કોઇ સંન્યાસી હોત તો સારું. શાસ્ત્રીબુવાએ કહ્યું કે સમર્થ દત્ત દયાળ સર્વ સ્થળે વ્યાપી રહ્યો છે. તેની જેવી ઇચ્છા હશે તેમ થશે. પ્રેષોચ્ચાર માટે તેઓએ નદીમાં જેવો પ્રવેશ કર્યો ત્યાં જ દત્ત ભગવાન ગોવિંદયતિ સ્વરૂપે પ્રગટ્યા તથા વાસુદેવાનંદ સરસ્વતી એવું સંન્યાસી તરીકે નામ પાડવામાં આવ્યું. દત્તભગવાને આજ્ઞા આપી કે, “આજથી માધુકરી વૃત્તિથી રહેવું. ઉજ્જૈનમાં દત્તમંદિરે શ્રી નારાયણાનંદ સરસ્વતી નામે યતીશ્વર રહે છે. તેમની પાસેથી દંડ લેવો.” આમ કહીને દત્ત ભગવાન ત્યાં જ જળમાં ગુપ્ત થયા.

બીજું યતિસ્વરૂપ જળમાં પ્રેષોચ્ચાર કરીને અદૃશ્ય થયું. આથી લોકોને આશ્ચર્ય થયું. તેમણે શાસ્ત્રીબુવાને પૂછ્યું, “પ્રભુ, તે દેવસ્વરૂપ કોણ હતા? જોતજોતામાં ગુપ્ત થયા?” શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે “મને શી ખબર? તમે જોયા હતા તો તેમને ભિક્ષા માટે કેમ વિનંતી ન કરી?” લોકો કહેવા લાગ્યા કે અમને એમ કે બંને યતિ ગામમાં આવશે ત્યારે વિનંતી કરીશું. શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે



તમારું ભાગ્ય સારું જેથી તેમનાં દર્શન થયાં. પછી શાસ્ત્રીબુવા ગંગાખેડથી ઉજ્જૈન દંડ લેવા ગયા.

ઉજ્જૈન જતાં રસ્તામાં વાસીમ ગામમાં પોલીસચોકી આવી. ત્યાંના પોલીસો દુષ્ટ હતા. તેઓએ સ્વામી મહારાજને ચોકીમાં જ બેસાડી રાખ્યા. તેઓ બોલ્યા, "અમે તમને આગળ જવા દઈશું નહીં." શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે નિયમ પ્રમાણે મારું નામ લખીને જવા દો. પરંતુ સત્તાથી ઉન્મત્ત થયેલા પોલીસો કશું સાંભળવા રાજી ન હતા.

પોલીસોએ ગુરુમૂર્તિને ચોકીએ બેસાડી રાખ્યા તથા તેમની મશ્કરી કરવા લાગ્યા. તેઓશ્રીએ તેમના શરીરે સ્પર્શવાની પાલીસોને ના કહી, છતાં સ્પર્શ કરીને દેવતુલ્ય શરીરને અપવિત્ર કરતા. સાંજે સ્વામી મહારાજે તેમને સ્પષ્ટ કહ્યું કે આજે ચંદ્રગ્રહણ છે. હવે મને જવા દો નહીં તો તમે નોકરી ખોશો. પરંતુ દુષ્ટ પોલીસોએ તેઓશ્રીને ના જવા દીધા.

એ જ અરસામાં એકાએક એક વરિષ્ઠ પોલીસ અમલદાર ત્યાં આવ્યા. સ્વામી મહારાજને જોઈને તરત જ દંડવત્ કરી પૂછ્યું કે, "સ્વામીજી ક્યારે પધાર્યા?" સ્વામી મહારાજે જણાવ્યું કે સવારથી પોલીસોએ મને અહીં બેસાડી રાખ્યો છે. આવા સંજોગોમાં અમારા જેવા સંન્યાસીઓએ કેમ કરવું? અમલદાર પોલીસો પર ઘણા જ ક્રોધે ભરાયા. તેમના રાજમુદ્રાંકિત પટ્ટાઓ ખૂંચવી લેતાં જણાવ્યું કે યોગ્ય ખુલાસો નહીં કરો તો કારાવાસમાં જવું પડશે. નોકરી જશે ને જેલમાં જવું પડશે તેવું સાંભળીને પોલીસો થરથર કાંપવા લાગ્યા. તેમણે નિશ્ચય કર્યો કે સ્વામી મહારાજ જ આપણને આમાંથી બચાવી શકશે. આથી તેઓ સ્વામી મહારાજને શરણે ગયા.



અમારાં બૈરીછોકરાં ભૂખે મરશે ઇત્યાદિ કહીને ફરી આવી ભૂલ નહીં થાય તેમ કહીને ક્ષમા માગી.

સંતો હંમેશાં દયાળુ હોય છે. અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરે છે. સ્વામી મહારાજે પોલીસ અમલદારને કહીને તેમના પટ્ટાઓ પાછા અપાવ્યા તથા બોધના બે શબ્દો કહીને માહુરગઢ થઇને ઉજ્જૈન આવી પહોંચ્યા.

ઉજ્જૈનમાં દત્તમંદિરમાં શ્રી નારાયણ સ્વામી પાસે આવીને દંડદીક્ષા આપવા વિનંતી કરી. ત્યાં શ્રી નારાયણ સ્વામીના ગુરુ અનિરુદ્ધ સ્વામી પણ હાજર હતા. શ્રીગુરુગીતામાં ગુરુની હાજરીમાં દીક્ષા, પ્રવચન, પોતાનો મહિમા ગાવો આ બધી બાબતોનો નિષેધ કર્યો છે. આથી અનિરુદ્ધ સ્વામીને વિનંતી કરો અને તેઓ કહેશે તો દીક્ષા મળશે તેમ તેમણે જણાવ્યું.

શ્રીઅનિરુદ્ધ સ્વામીને વિનંતી કરતાં તેમણે શ્રીનારાયણ સ્વામીને દંડ પ્રદાન કરવા સહર્ષ કહ્યું. આમ, શ્રીનારાયણ સ્વામીએ સ્વામી મહારાજને જેઠ વદ બીજના દિવસે દંડદીક્ષા આપી વાસુદેવાનંદ સરસ્વતી નામ આપ્યું. સ્વામી મહારાજને સાડત્રીસમું વર્ષ ચાલતું હતું.

ગ્રામજનોએ બધા યતિઓને મઠમાં ભિક્ષા આપી. વાસુદેવ મહારાજ નિત્ય નિયમ મુજબ માધુકરી માગવા નારાયણ સ્વામી પાસે આજ્ઞા લેવા ગયા. નારાયણ સ્વામીએ તેમને કહ્યું કે આજે તમે પણ મઠમાં જ ભિક્ષા લેજો. સ્વામી મહારાજને ધર્મસંકટ ઊભું થયું. દેવ આજ્ઞા માધુકરી માટે હતી. હવે ગુરુ આજ્ઞા મઠમાં ભિક્ષા લેવાની હતી. ગુરુ આજ્ઞાને તેમણે શિરોમાન્ય ગણી.



દેવ આજ્ઞાનો ભંગ થતાં સ્વામી મહારાજને ભિક્ષા પછી વાંતિઓ થવા લાગી. વાંતિઓ બંધ થતી ન હતી. આથી શ્રીનારાયણ સ્વામીએ દત્તપ્રભુની માફી માગી તથા સ્વામી મહારાજને શિક્ષા ન થાય તેમ જણાવ્યું. "હવે પછી આપની આજ્ઞા વિરુદ્ધ તેમને કશું કરવા કહીશું નહીં." એમ કહેતાં વાંતિઓ બંધ થઇ ગઇ. આ વાત સમજવા જેવી છે. દેવ અને ગુરુ બેમાંથી કોની આજ્ઞા માનવી? જવાબ છે ગુરુની. તે આ પ્રસંગમાં જોવા મળે છે.



સ્વામી મહારાજ નૃસિંહવાડીમાં કૃષ્ણાવેણી ઉત્સવમાં ભકતો સાથે



# પ્રકરણ-૩

## સ્વામી મહારાજ સાથે સંતમિલન

### (૧) અક્કલકોટના સ્વામી :

સ્વામી મહારાજ મિરજથી પંઢરપુર જતા હતા. રસ્તામાં કમળાપુર ગામ આવ્યું. રાત્રે સ્વપ્નમાં તેમને એક આજાનબાહુ પુરુષ દિગંબર અવસ્થામાં દેખાયા. તે દિવ્ય પુરુષ કહેવા લાગ્યા, તમે સર્વત્ર વિચરણ કરો છો. કવિતા પણ લખો છો છતાં તમારું ધ્યાન અમારી તરફ કેમ જતું નથી?

સ્વામી મહારાજ કંઇ નિશ્ચિત કરી શકયા નહીં કે તે સત્પુરુષ કોણ હતા? તથા તેમના કહેવાનો શો અર્થ હતો? સવારે તેમણે દત્તપ્રભુને સ્વપ્ન અંગે પૂછ્યું. દત્તપ્રભુએ જણાવ્યું કે તેઓ અક્કલકોટના સ્વામી હતા. તમે અક્કલકોટ જાવ અને તેમના વિશે કાવ્યમય ચરિત્ર લખો તેવી તેમની ઇચ્છા છે.

સ્વામી મહારાજે દત્તપ્રભુને જણાવ્યું, "આ જિહ્વા શ્રીદત્તચરણે સમર્પિત થઇ છે. આપની આજ્ઞા હોય અને તેમના વિશે માહિતી મળે તો કવિત્વ કરીશું." સ્વામી મહારાજે પંઢરપુર થઇને અક્કલકોટ જઉં છું એમ કહેતાં દત્ત ભગવાને જણાવ્યું કે પ્રથમ અક્કલકોટ જઇને પછી ગાણગાપુર જવું. ગાણગાપુરમાં ફકત પાદુકાનાં દર્શન કરવાં, ત્રિરાત્રિ મુકામ કરીને મૌન રાખવું.

ઉપરના દષ્ટાંતનું કારણ એ હતું કે ગાણગાપુરમાં તુકારામ નામે એક આસ્તિક બ્રાહ્મણ ફકત ફલાહાર કરીને ત્રણ વર્ષ સુધી સેવા કરી ત્યાં રહેતો હતો.



તેની દત્ત ભગવાનનાં દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા હતી. આથી દત્ત ભગવાન સ્વામી મહારાજના રૂપમાં તે બ્રાહ્મણને દર્શન આપવા ઇચ્છતા હતા. આથી ગાણગાપુર જવા સ્વામી મહારાજને દત્તપ્રભુએ આજ્ઞા કરી.

સ્વામી મહારાજનું વાઙ્મય જોતાં તેમાં અક્કલકોટના સ્વામી વિશે કોઇ પ્રશસ્તિ કે ચરિત્ર જોવા નથી મળતું. તે કામ તેમના પનોતા શિષ્ય પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે અક્કલકોટ સ્વામીના ચોવીસ નામોવાળું એક સ્તોત્ર રચીને પૂર્ણ કર્યું છે, જે "રંગ હૃદયમ્" માં આપ્યું છે.

અક્કલકોટના મઠમાં અક્કલકોટના સ્વામીનાં દર્શન કરી સ્વામી મહારાજ ગાણગાપુર ગયા. ગાણગાપુર મઠમાં પાદુકાનાં દર્શન કર્યાં પરંતુ પ્રત્યક્ષ દત્તદર્શન ન થયું. આથી સ્વામી મહારાજ પાપવિનાશી તીર્થ પર આવ્યા અને ત્રિરાત્રિ મુકામ કર્યો તથા દત્તદર્શન થયા વગર ન ઊઠવું તેમ નિશ્ચય કર્યો. પછી દત્ત ભગવાને "સંગમ પર દર્શન થશે" એમ કહ્યું. કહ્યા પ્રમાણે સંગમ પર દત્તદર્શન કરીને સ્વામી મહારાજે દત્તપ્રભુને પૂછ્યું, "ગાણગાપુર મઠ છોડીને કદી ન જવાની આપની પ્રતિજ્ઞા હોવા છતાં આપે મઠ કેમ છોડ્યો?"

દત્ત મહારાજે જણાવ્યું કે મઠમાં અનાચાર ખૂબ વધ્યો છે. આમ ગમે તેટલું જાગ્રત દેવસ્થાન હોય પણ પૂજારીઓએ તથા ભકતોએ સદ્‌વર્તન દ્વારા તે સ્થળની પવિત્રતા જાળવવી જોઇએ. નહીં તો તે સ્થાનના દેવતાને પણ ત્યાં રહેવું ગમતું નથી. તેમને ગમતા સિદ્ધાંતોનું પાલન તે ક્ષેત્રે અવશ્ય થવું જોઇએ.

ભગવાનની આજ્ઞાનુસાર ગાણગાપુરમાં તુકારામ બ્રાહ્મણને "જે સત્ય છે પરિપૂર્ણ આત્મા" આ ચરણથી શરૂ થતું અષ્ટક લખી આપ્યું તથા તેની ફલશ્રુતિમાં તે "આધિવ્યાધિ હરી કુધી" એમ ઉલ્લેખ છે.



## (૨) બ્રહ્માવર્તમાં પરમહંસનાં દર્શન (ઈ.સ.૧૯૦૪) :

બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજનો ચોથો ચાતુર્માસ હતો. દત્તપ્રભુએ એક દિવસ કહ્યું, "અહીં એક પરમહંસ આવ્યા છે." સ્વામી મહારાજે કહ્યું, "આપ આજ્ઞા આપો તો દર્શને જવાશે." દત્તપ્રભુએ જણાવ્યું કે તેઓ જ તમને મળવા અહીં આવશે. આ પ્રમાણે પરમહંસ કક્ષાના સંતની સ્વામી મહારાજ રાહ જોતા હતા.

બીજા દિવસે સવારે ભાષ્યપાઠ ચાલુ હતો ત્યારે પરમહંસ ત્યાં પધાર્યા. સ્વામી મહારાજ તેમને લેવા આગળ આવ્યા અને પોતાના કરતાં ઊંચા આસન પર બેસાડ્યા. તેઓ દિગંબર અવસ્થામાં હતાં તથા સ્થૂળ શરીરનું અભિમાન તેમને બિલકુલ ન હતું. ગંગાકિનારે રેતીમાં ટાઢ, તડકો, પવન, ભૂખ, તરસ આદિ દ્વન્દ્વો તરફ તેઓનું તટસ્થ વલણ હતું. નિરંતર તેઓ ધ્યાનમગ્ન અવસ્થામાં જ રહેતા.

સ્વામી મહારાજ તરફ તેઓ એક દૃષ્ટિથી જોતા રહ્યા. થોડા સમય બાદ કોઈપણ પ્રકારનું સંભાષણ કર્યા સિવાય તેઓએ વિદાય લીધી. સ્વામી મહારાજ તેમને થોડા અંતર સુધી મૂકવા ગયા. પરમહંસ કક્ષાના સંત વૈખરી જેવી નિમ્ન કક્ષાની વાણીનો ભાગ્યે જ ઉપયોગ કરે છે. પરમહંસ ગયા પછી સ્વામી મહારાજે કહ્યું કે આવા પરમહંસ બીજે ક્યાંય જોયા નથી !

## (૩) શ્રી મૌની સ્વામી ઊર્ફે શ્રીપ્રદ્યુમ્ન સરસ્વતી :

નૃસિંહવાડીમાં શાસ્ત્રીબુવાને જે બે સંતપુરુષોનો સહવાસ મળ્યો તેમાં શ્રીગોવિંદયતિ તથા બીજા શ્રીમૌની સ્વામી હતા. તેઓ મૂળ સોલાપુરના વતની



હતા. ખૂબ જ નાની ઉંમરે તેઓએ ગૃહત્યાગ કર્યો. સર્વ તીર્થયાત્રા પગપાળા કરી. લીમડાના રસનું તેઓ રોજ પ્રાશન કરતા તથા પાન ચાવતા. કાશી-રામેશ્વરની યાત્રા પગપાળા ઘણી વખત કરી. પચીસમે વર્ષે તેઓએ સંન્યાસ લીધો. તેમના ગુરુએ તેમનું નામ પ્રદ્યુમ્ન સરસ્વતી રાખ્યું. ઘણાં વર્ષો સુધી તેમણે મૌનવ્રત પાળ્યું હોવાથી લોકો તેમને મૌની સ્વામી તરીકે જ ઓળખતા. તેઓ બ્રહ્મનિષ્ઠ હોવા છતાં હંમેશ બાલવૃત્તિથી રહેતા. નાનાં બાળકો સાથે નિર્દોષભાવે રમવું તથા તેમને વિવિધ ખાદ્યપદાર્થો આપવાનું તેમને ખૂબ જ ગમતું. તેઓ જે બોલે તે પ્રમાણે જ બનતું. સ્વયં દત્ત ભગવાન પણ તેમની વાત માનતા. તેમના નેતૃત્વ હેઠળ વાડીમાં પ્રસિદ્ધ અગ્નિહોત્રી રામભાઉ કવીશ્વરનો યજ્ઞ નિર્વિઘ્ને પાર પડ્યો. શાસ્ત્રીબુવા પર શ્રીમૌની સ્વામીનો અગાધ પ્રેમ હતો.

શ્રીમૌની સ્વામીએ જ કહ્યું હતું કે "શાસ્ત્રીબુવા, સંન્યાસ માટે હાલ યોગ્ય સમય નથી. સંન્યાસ પહેલાં માણગાંવમાં તમારા દ્વારા ઘણી લોકસેવા થવાની છે." આ પછી દત્તપ્રભુએ "મારે માણગાંવમાં સાત વરસ રહીને લીલા કરવી છે," એમ કહ્યું. આથી સંન્યાસ લેવાનું મુલતવી રહ્યું.

એક સમયે શાસ્ત્રીબુવા નૃસિંહવાડી ગયા. ત્યારે દુષ્કાળ હોવાથી મનુષ્ય-પશુ-પક્ષી ત્રસ્ત હતાં. વરસાદ પડે તે માટે શ્રીદત્તપાદુકા પર સતતધાર અનુષ્ઠાન ચાલુ હતું. સતત સાત દિવસ સુધી ઉષ્ણજળથી પાદુકા ઉપર અભિષેક ચાલુ રાખવાનો, બ્રાહ્મણો દ્વારા અબોટિયું પહેરી કૃષ્ણાનદીમાંથી જળ લાવવાનું તથા તેને ગરમ કરી રાત-દિવસ જળનો અભિષેક ચાલુ રાખવાનો. હાલ પણ આ અનુષ્ઠાન નૃસિંહવાડીમાં થઇ શકે છે. ૭-૮ વર્ષ પહેલાં તેનો ખર્ચ લગભગ રૂ. ૮-૧૦ હજાર આવે તેમ જાણ્યું હતું.



ઉપરની બાજુએ નામસપ્તાહ ચાલતો હતો. નામસપ્તાહના સ્થળે શ્રીમૌની સ્વામી બિરાજમાન હતા. તેમની આજુબાજુ બાળકો વીંટળાઇને બેઠાં હતાં. બાળકોએ તેમની બાળબુદ્ધિ પ્રમાણે મૌની સ્વામીને પ્રશ્ન કર્યો, "સ્વામીજી, નામસપ્તાહમાં પ્રત્યક્ષ દેવ બિરાજી રહ્યા છે કારણ કે આપ અહીં બિરાજમાન છો. તો નીચે પાદુકા ઉપર અભિષેક કોના ઉપર કરવામાં આવે છે? દેવ બે સ્થળે કેવી રીતે રહી શકે?"

મૌની સ્વામી પણ બાળસ્વભાવ પ્રમાણે બોલ્યા, "મિત્રો, અત્યારે ને અત્યારે જ નીચે જઇને પાદુકા પર અભિષેક બંધ કરવાનું કહો." ચબરાક બાળકોએ નીચે જઇને પૂજારીઓને મૌની સ્વામીનો સંદેશો કહ્યો. પરંતુ બાળકોનું કહેવું કોણ માને? તેમણે હકીકતની જાણ મૌની સ્વામીને કરી.

મૌની સ્વામીએ મોટેથી કહ્યું, "ભગવાન જ્યારે નામસપ્તાહમાં બિરાજમાન છે ત્યારે પાદુકા પર સતત કેમ ત્રાસ આપો છો? જાવ, વરસાદ બિલકુલ પડશે નહીં." ખલાસ ! મૌની સ્વામીનું વચન એટલે તેને દત્તપ્રભુ પણ ઉથાપે નહીં. હવે શું કરીશું એમ પૂજારીઓમાં ચર્ચા થવા લાગી. છેવટે સર્વનું ધ્યાન શાસ્ત્રીબુવા પર ગયું. શાસ્ત્રીબુવાને હકીકતની જાણ થતાં શાસ્ત્રીબુવાએ એક સરસ યુક્તિ બતાવી. આમ પણ સંતને સંત જ ઓળખી શકે તથા સંતનું કહેવું સંતપુરુષ તરત જ સાંભળે.

શાસ્ત્રીબુવાએ પૂજારીઓને કહ્યું કે તમે તમારાં બધાં બાળકોને મૌની સ્વામી પાસે એકઠાં કરો અને તેમને જણાવો કે આ બધાં બાળગોપાળોનું ભરણ-પોષણ તમે જ કરજો. દુષ્કાળ હોવાથી હવે તેમનું ભરણ-પોષણ કરવું દુષ્કર છે. મૌની સ્વામી પાસે બધાં જ પૂજારીઓનાં બાળકો એકઠાં થયા અને પૂજારીઓએ શાસ્ત્રીબુવાના કહ્યા પ્રમાણે મૌની સ્વામીને જણાવ્યું. એટલામાં શાસ્ત્રીબુવા પણ ત્યાં આવ્યા અને મૌની સ્વામીને કહેવા લાગ્યા, "આપની આજ્ઞા થતાં પહેલાં સતતધાર



અનુષ્ઠાન શરૂ કર્યું હતું. તેને અધવચ્ચે જ બંધ કેમ કરી શકાય? આ બાળગોપાળ માટે આપે જ પ્રભુને પ્રાર્થના કરવી જોઇએ."

આમ બાળકો માટે વરસાદની જરૂર છે એમ શાસ્ત્રીબુવાના કહેવાથી મૌની સ્વામી તરત જ ઊઠ્યા અને દત્તપાદુકા પાસે આવ્યા. દત્તપાદુકા પાસે આવીને મૌની સ્વામી એટલું જ બોલ્યા, "આ બાળગોપાળ માટે વરસાદની જરૂર છે. જલદી વરસાદ મોકલાવો."

આમ, મૌની સ્વામીએ પ્રાર્થના કરતાં જ થોડી જ ક્ષણોમાં આકાશ સ્વચ્છ હતું છતાં ચારે બાજુથી વાદળાં ખેંચાઇ આવ્યાં અને મુશળધાર વરસાદ શરૂ થયો. જળવર્ષાથી પશુ-પક્ષી-મનુષ્ય તથા વનસ્પતિ સર્વ સૃષ્ટિ પ્રફુલ્લિત બની. બધે આનંદ જ આનંદ છવાઇ ગયો. ફક્ત મૌનીસ્વામીના એક વચનથી આટલી વર્ષા થઇ. તેમનો કેટલો અધિકાર હશે?

ગોવિંદયતિએ દેહત્યાગ કર્યો ત્યારે શાસ્ત્રીબુવા તથા મૌની સ્વામી પણ હાજર હતા. તેમના દેહને કૃષ્ણાનદીમાં વિસર્જન કરવામાં આવ્યો. મૌની સ્વામી જેવા જીવન્મુક્ત પુરુષની આંખો પણ ભીની થઇ. મૌની સ્વામીના કહેવાથી શાસ્ત્રીબુવાએ ગોવિંદયતિનો સમારાધના-વિધિ કર્યો.

એક વખત મૌનીબુવાએ વાડીમાં શાસ્ત્રીબુવાના નિવાસ દરમ્યાન તેમના નિવાસે જઇને પૂછ્યું, "આજે કોઇ સ્વામીને આપે ભિક્ષા માટે આમંત્રણ આપ્યું છે?" શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે આજે કોઇને આમંત્રણ આપ્યું નથી. મૌની સ્વામીએ જણાવ્યું કે આજે બધા જ સ્વામીઓ (સંન્યાસીઓ) તમારા ઘરે ભિક્ષા લેશે. જલદી તૈયારી કરો. શાસ્ત્રીબુવા તરત જ ભિક્ષા માંગી લાવ્યા અને સ્વયંપાકની શરૂઆત કરી. પૂજારીઓના ઘરે અશૌચ આવવાથી બધા જ સ્વામીઓ શાસ્ત્રીબુવા પાસે ભિક્ષા માટે પધાર્યા.



## (૪) દેવ મામલતદાર સાથે મિલન :

મહારાષ્ટ્રના આગળ પડતા સંતોમાં દેવ મામલતદારનું સ્થાન છે. તેમની અટક 'દેવ' હતી તથા વ્યવહારમાં તેઓ અંગ્રેજોના જમાનામાં મામલતદાર કક્ષા સુધી પહોંચ્યા હતા. તેમની કથા ગુજરાતના સંત જલારામને મળતી આવે છે. એક સાધુ તેમની પાસે આવ્યો અને "વૃદ્ધાવસ્થાને લીધે મારી સેવા કરવા કોઇ નથી માટે તારી પત્ની મારી સેવા માટે આપ" એમ કહ્યું. દેવ મામલતદારે સહર્ષ તે વૃદ્ધ સાધુને પોતાની પત્ની આપી તથા પત્નીએ પણ પતિની આજ્ઞાનું પાલન કર્યું. સાધુ તથા દેવ મામલતદારની પત્ની ગામ બહાર જંગલમાં ગયાં. જંગલમાં તે સાધુએ તે સ્ત્રીને કહ્યું "હું આવું ત્યાં સુધી અહીં ઝાડ નીચે રહેજો." આમ કહીને તેઓ ગયા તે પછા આવ્યા જ નહી. રાત્રે શું કરવું ઇત્યાદિ વિચારથી તેમનાં પત્નીએ પોતાના પતિ પર સંદેશો મોકલ્યો. દેવ મામલતદારે આજ્ઞા આપી પછી જ તેમનાં પત્ની ઘરે પાછાં ફર્યાં. સાધુના વેશમાં સ્વયં ભગવાન તેમની પરીક્ષાર્થે આવ્યા હતા.

દેવ મામલતદારનો નિવાસ નાસિકમાં હતો. શાસ્ત્રીબુવા તેમની માતા રમામા સાથે દેવમામલતદારનાં દર્શને ગયા જ્યાં તેઓ પ્રવચન કરતા હતા. તેઓ શાસ્ત્રીબુવાને ઓળખતા ન હતા. તેમનું તેજસ્વી મુખારવિંદ જોઇને દેવ મામલતદારે પૂછ્યું, "આપે શો અભ્યાસ કર્યો છે?" શાસ્ત્રીબુવાએ અતિ નમ્રભાવે કહ્યું "હું કશું ભણ્યો નથી." આમ છતાં દેવ મામલતદારે બધા જ શ્રોતાઓને જણાવ્યું કે દુનિયામાં જે કાંઇ પણ જાણવા જેવું છે તેને શાસ્ત્રીબુવા જાણી ચૂક્યા છે. તેમણે એક રૂપિયો દક્ષિણા આપવા ઇચ્છા વ્યક્ત કરી પરંતુ સ્વામી મહારાજે ન સ્વીકારી.



## (૫) બદ્રીનારાયણનાં દર્શન :

હિમાલયમાં સ્વામી મહારાજે બે ચાતુર્માસ અજ્ઞાત સ્થળે કર્યા. તેની વિગતો જાહેર નથી. એક વખત સ્વામી મહારાજ બદ્રીનારાયણનાં દર્શને જતા હતા. પુષ્કળ વરસાદને લીધે રસ્તા ધોવાઈ ગયા હતા. રસ્તો જડતો ન હતો. કેવી રીતે આગળ વધવું તેનો તેઓ વિચાર કરતા હતા. એટલામાં ઉપરની ભેખડો પરથી ભરવાડનો વેશ પરિધાન કરનારી બે વ્યક્તિઓ નીચે આવી અને સ્વામી મહારાજને પૂછવા લાગી કે ક્યાં જવું છે? બદ્રીનાથ જવાનું કહેતાં તે બંને વ્યક્તિઓએ કહ્યું કે 'બદ્રીનાથ જવાનો રસ્તો નષ્ટ થઈ ગયો છે તથા તમે જશો તો જાનનું જોખમ છે.'

સ્વામી મહારાજે પૂછ્યું, "જો તેમ જ હોય તો તમે કેવી રીતે ત્યાંથી આવ્યા?" દેહ ભલે પડી જાય પણ હું બદ્રીનાથનાં દર્શન કર્યા વગર પાછો જવાનો નથી. આમ સ્વામી મહારાજનો દૃઢ ઉત્તર સાંભળીને બંને ભરવાડો હસવા લાગ્યા અને તેમનું રૂપાંતર નર અને નારાયણમાં થયું. તેઓએ સ્વામી મહારાજ પર આશીર્વાદ દર્શાવવાની વરદ મુદ્રા કરી અને અંતર્ધાન થઈ ગયા.

આ પછી સ્વામી મહારાજ નિર્વિઘ્ને બદ્રીનાથ દર્શન કરી આવ્યા. આમ પ્રત્યેક તીર્થ કે ક્ષેત્રના દેવતા સ્વામી મહારાજ જેવા દત્તાવતારી સંતને મળવા ઉત્સુક રહેતા. સહેજ પારમાર્થિક વિનોદ પણ કરી લેતા.

આ જ પ્રમાણે હિમાલયમાં સ્વામી મહારાજ વિચરણ કરી રહ્યા હતા તે સમયે સરોવરમાંથી તપસ્યા કરતો સાધુ જળમાંથી બહાર આવ્યો તથા સ્વામી મહારાજને વંદન કરવા લાગ્યો. સ્વામી મહારાજે પણ નારાયણ કહીને આશીર્વાદ આપ્યા. આમ, નામી અનામી ઘણા સંતો, દેવપુરુષો સ્વામી મહારાજનાં દર્શન માટે તત્પર રહેતા.



એક વખત શૂલપાણની ઝાડીમાંથી સ્વામી મહારાજ પસાર થતા હતા. એક ગામડિયા જેવા માણસે ગરુડેશ્વર જવા ટૂંકો રસ્તો બતાવું છું એમ કહીને સ્વામી મહારાજનો સંગાથ કર્યો. ગરુડેશ્વરને સામે કિનારે આવીને તે વ્યક્તિ પાછી જવા લાગી. ઘણું લાંબુ અંતર ટૂંક સમયમાં કપાવ્યું. આથી સ્વામી મહારાજને પણ આશ્ચર્ય થયું. તેમણે તે વ્યક્તિ પર ફરી દષ્ટિપાત કર્યો તો તે અશ્વત્થામા હતા. અશ્વત્થામા સાત ચિરંજીવી પૈકી એક છે.

અશ્વત્થામા બલિર્વ્યાસો હનુમાંશ્ચ બિભીષણ: |
કૃપ: પરશુરામશ્ચ સપ્તૈતે ચિરજીવિન: ||

## (૬) ઉમરખેડના ગોચરસ્વામી :

ગંગાખેડમાં સતી અન્નપૂર્ણાના દેહાંત પછી સ્વામી મહારાજ વાસીમ થઇને ઉમરખેડ ગયા. ઉમરખેડમાં તેઓશ્રીએ ગોચરસ્વામીના મઠમાં મુકામ કર્યો. ગોચરસ્વામીનો વૃતાંત નીચે પ્રમાણે છે :-

ગોચરસ્વામી બીમાર હતા અને તેઓએ સંન્યાસ સ્વીકાર્યો. તેઓ બીમારીમાંથી બચી ગયા. સંન્યાસ પૂર્વે તેમણે સહસ્ર બ્રાહ્મણ ભોજનનો સંકલ્પ કર્યો હતો જે અધૂરો રહ્યો હતો. આથી સંન્યાસ લીધા પછી કોઇ જમવા બોલાવે તો તેઓ યજમાનની ક્ષમતા અનુસાર "પાંચ કે અગિયાર બ્રાહ્મણોને જમાડીશ તો હું ભિક્ષા માટે આવીશ" એમ જણાવતા જે ભક્તો સહર્ષ સ્વીકારતા. આમ તેમનો સહસ્ર બ્રાહ્મણનો સંકલ્પ જલદી પૂરો થયો.

તેઓ ભિક્ષા માટે જતા ત્યારે ગાયના છાણથી લીંપેલી જમીન પર ભિક્ષા પીરસવામાં આવતી. તેને તેઓ હાથથી નહીં પણ મોઢાથી (ગાયની જેમ) આરોગતા.



આથી તેમનું નામ ગોચરસ્વામી પડ્યું હતું. ઘણા લોકો તેમના અનુયાયીઓ હતા. તેમના ગુરુબંધુ તુકારામ મહારાજ યેળેગાંવકર પણ પ્રસિદ્ધ સિદ્ધપુરુષ હતા.

## (૭) શ્રી સ્વયંપ્રકાશ સ્વામી :

સ્વામી મહારાજ બ્રહ્માવર્તથી ફાગણ માસના છેલ્લા દિવસોમાં નીકળ્યા. પ્રયાગમાં ત્રિવેણીસંગમ પર સ્નાન કરી ચૈત્ર સુદ આઠમના રોજ કાશી આવી પહોંચ્યા. (ઈ.સ.૧૯૦૫) મણિકર્ણિકા ઘાટે સ્નાન કરી વિશ્વેશ્વરનાં દર્શન કર્યાં અને તારકમઠમાં મુકામ કર્યો. કાશીના વિદ્વાનો તથા સંન્યાસીઓ ઘણાં વર્ષોથી સ્વામી મહારાજની રાહ જોતા હતા. સ્વામી મહારાજ આવતાં જ વિદ્વાનો અને સંન્યાસીઓ તેમનાં દર્શને આવવા લાગ્યા. જેમના ૪૦ ચાતુર્માસ થયા છે તેવા ૮૦ વર્ષના પ્રસિદ્ધ સંન્યાસી શ્રી સ્વયંપ્રકાશ સ્વામીએ તો સ્વામી મહારાજને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને સ્વામી મહારાજની ના છતાં જાહેરમાં તેમનું ગૌરવ કર્યું. સ્વામી મહારાજ સ્વયંપ્રકાશ સ્વામીને વંદન કરવા ઊઠ્યા ત્યારે સ્વયંપ્રકાશ સ્વામીએ તેમને હાથ વડે નીચે બેસાડીને કહ્યું કે તેઓ તેમનાં વંદનનો સ્વીકાર નહીં કરે.

આ પછી કાશીના દોઢસો બસો સંન્યાસીઓ દર્શને આવ્યા. સ્વામી મહારાજનું જાહેર સન્માન થયું. આ તીર્થક્ષેત્રમાં સ્વામી મહારાજનો મુકામ ઘણો થશે એમ લાગતું હતું. પરંતુ ત્રિરાત્રિ મુકામ કર્યા પછી પંચકોશની યાત્રા માટે આદેશ થયો. કાશીમાં એક સંન્યાસી ઘણાં વર્ષોથી સ્વામી મહારાજને મળવાની ઉત્કંઠા ધરાવતા હતા. તેમના મૃત્યુના ૩-૪ કલાક પહેલાં સ્વામી મહારાજ તેમને મળ્યા. જેથી તે સંન્યાસીને ખૂબ સમાધાન થયું. કદાચ આવા જ કોઇ



| | | |
|---|---|---|
| શ્રી મૌનીસ્વામી<br>ઊર્ફે શ્રી સચ્ચિદાનંદ સરસ્વતી | શ્રી બ્રહ્મચારી મહારાજ<br>ઊર્ફે શ્રી લંગડે સ્વામી | શ્રી કૃષ્ણ સરસ્વતી<br>ઊર્ફે શ્રી કુંભાર સ્વામી |



કારણસર તેઓ કાશીમાં પધાર્યા હશે. શિનોરમાં તેઓ લીલાનંદ સરસ્વતીને વંદન કરતા. કારણ કે તેઓના ચાતુર્માસ સ્વામી મહારાજ કરતાં વધારે હતા. અહીં સ્વયંપ્રકાશ સ્વામીના ચાતુર્માસ સૌથી વધુ (૪૦) હતા. છતાં સ્વયંપ્રકાશ સ્વામી પોતે જ નમ્ર બની સ્વામી મહારાજને વંદન કરતા.

## (૮) અષ્ટેગામના શ્રી દત્ત મહારાજ :

કોલ્હાપુર પ્રાંતના વઠાર ગામના શ્રીનરહરિ દીવાન નૃસિંહવાડીમાં સ્વામી મહારાજ પાસે આવીને રહેતા હતા. તેમની માતાની આઠમી પેઢીએ શ્રીએકનાથ મહારાજ થયા હતા. સ્વામી મહારાજના સહવાસથી તેમનામાં વૈરાગ્યનો ઉદય થયો તથા પરમાર્થ પ્રત્યે તેઓ વિશેષ આકર્ષિત થયા. તેમની ઉંમર ત્યારે પંદર વર્ષની હતી. સ્વામી મહારાજે વાડીથી પ્રસ્થાન કર્યા પછી તેઓ ગાણગાપુર ગયા. ગાણગાપુરમાં શ્રીનરહરિ દીવાનને સ્વપ્નમાં દત્તદર્શન થયાં.

ગાણગાપુરમાં દત્તદર્શન પછી શ્રી નરહરિ દીવાન પંઢરપુર ગયા. પંઢરપુરમાં તેઓએ શ્રીહરિહર મહારાજ પાસેથી અનુગ્રહ લીધો. હરિહર મહારાજે સંન્યસ્ત દીક્ષા લીધી. પછી તેમના ગુરુએ તેમનું સંન્યસ્ત પછી 'વાસુદેવાનંદ સરસ્વતી' નામાભિધાન રાખ્યું. આ હરિહર મહારાજ સ્વામી મહારાજના ગુરુબંધુ થાય. આગળ જતાં ગુર્વાજ્ઞાનુસાર શ્રીનરહરિ દીવાન યોગાભ્યાસ માટે સ્વામી મહારાજ પાસે આવ્યા. સ્વામી મહારાજે તેમને યોગ્ય યોગજ્ઞાન આપી પૈઠણમાં અભ્યાસ કરવા જણાવ્યું.

પૈઠણમાં એક અગ્નિહોત્રીએ શ્રીનરહરિ દીવાનને સંસ્કૃત શાસ્ત્રો શીખવવા આગ્રહ કર્યો હોવાથી તેઓ સંસ્કૃત શીખવા લાગ્યા. જ્યારે સ્વામી મહારાજ સાથે ફરીથી મુલાકાત થઇ ત્યારે સ્વામી મહારાજે જણાવ્યું, "સંસ્કૃત શીખવા તને કોણે



કહ્યું? બતાવ્યા પ્રમાણે (યોગ) અભ્યાસ કરી મોક્ષલાભ કરી લેવો." આ સાંભળીને એમણે સંસ્કૃતનો અભ્યાસ છોડી દીધો અને પૂરો સમય યોગાભ્યાસમાં આપ્યો. તેઓ સ્વામી મહારાજપ્રણિત દત્તપુરાણ અને દત્તમાહાત્મ્ય ઉપર પ્રવચન કરતા. આગળ જતાં તેઓ અષ્ટેના દત્તમહારાજ નામથી પ્રસિદ્ધ થયા. તેઓએ સાંગલી પાસે આવેલાં અષ્ટે ગામમાં સમાધિ લીધી.

## (૯) ગણપતિબુવા (શક ૧૮૧૮) (ઇ.સ.૧૮૯૬) :

નેમાવરમાં બ્રહ્મવૃંદને આચારધર્મનું શિક્ષણ આપી સ્વામી મહારાજ ઉજ્જૈન આવ્યા. ઉજ્જૈનમાં ગણપતિબુવા નામે એક ગણેશઉપાસક હતા. તેમણે જ સત્યવિનાયકવ્રત પ્રસિદ્ધ કર્યું હતું. તેમને યોગનું સામાન્ય શિક્ષણ હતું. પરંતુ તેઓ પોતાને સંપૂર્ણ યોગશિક્ષણપારંગત સમજતા. સ્વામી મહારાજના અધિકાર વિશે તેમને ખબર ન હતી. તેઓ સ્વામી મહારાજને પોતાના નિવાસે લઇ ગયા અને તેમને યોગ વિશે કહેવા લાગ્યા.

સ્વામી મહારાજે તેમની વાત શાંતિથી સાંભળી. ધોતીનો એક ટુકડો પછી મંગાવ્યો. કાપડનો ટુકડો આવતાં જ સ્વામી મહારાજે તેને ભીનો કર્યો અને ધીમે ધીમે ગળવા લાગ્યા. થોડા સમય પછી તે ટુકડો બહાર કાઢતાં તે લોહીથી ખરડાયેલો હતો. સ્વામી મહારાજે ગણપતિબુવાને આનું કારણ પૂછ્યું. ગણપતિબુવાને જવાબની ખબર ન હતી. પછી સ્વામી મહારાજે જ તેનું કારણ બતાવ્યું તથા તેમ ન થાય તે માટે ઉપાય પણ બતાવ્યો. છેવટે ગણપતિબુવાને અહંકાર માટે પસ્તાવો થયો તથા તેમણે સ્વામી મહારાજની માફી માગી. સ્વામી મહારાજે તેને આગળની ક્રિયાઓ શિખવાડી.



## (૧૦) કુંભારસ્વામી ઉર્ફે શ્રીકૃષ્ણસરસ્વતી :

કોલ્હાપુરમાં શ્રીકૃષ્ણસરસ્વતી નામે એક ઉચ્ચ કોટીના સંત નિવાસ કરતા હતા તે બાલોન્મત પિશાચની જેમ વર્તન કરતા હતા. તેમનો નિવાસ કોલ્હાપુરમાં આવેલ કુંભારગલીમાં હોવાથી તેઓ કુંભારસ્વામી તરીકે પણ ઓળખાતા. તેઓ શ્રીઅક્કલકોટ સ્વામીના શિષ્ય હતા. તેમનો નિવાસ કોક મકાનના છાપરે રહેતો. કોકવાર ઉકરડા પર પણ બેસતા. કોકવાર અપશબ્દો બોલતા કે પથ્થર પણ મારતા. પથ્થર કોઇ ભકતને વાગતો નહીં. પરંતુ વાગે તો તેનું અચૂક કલ્યાણ થતું. તેઓ ભકતોની કસોટી કરતા. દૂર દૂરથી દર્શનાર્થે આવનારની નિષ્ઠા ન હોય તો અઠવાડિયા સુધી ભક્તોને દર્શન ન થતાં. કોક વાર કોઈ ભકતની મનોકામના પૂર્ણ થાય અને તેથી ફળ કે મીઠાઇનો કરંડિયો તેમને અર્પણ કરવા લઈ આવે તો તેઓ છાપરા પરથી જ વાંદરા, કૂતરાને ખવડાવતા.

સતી અન્નપૂર્ણાને કોલ્હાપુરમાં પંચગંગા નદી પર શ્રીકૃષ્ણસરસ્વતીનું સ્મરણ થયું. તેમને થયું કે આવા ઉચ્ચ કોટીના સંતનું દર્શન તેમને થશે? અને શુદ્ધ અંત:કરણવાળાં સતી અન્નપૂર્ણાએ જેવું તેમનું સ્મરણ કર્યું કે તરત જ તેઓ ત્યાં હાજર થયા. સતી અન્નપૂર્ણા તેમને ઓળખતાં ન હતાં.

એક ગાંડા જેવો માણસ દોડતો દોડતો સતી અન્નપૂર્ણા પાસે આવ્યો. સતી પાસે એક વસ્ત્રની પોટલી તથા એક લોટો હતો. પંચગંગા નદી પર તેઓ શાસ્ત્રીબુવા સાથે સ્નાન માટે જઇ રહ્યાં હતાં. તે ગાંડા જેવો માણસ સતી પાસે આવ્યો અને તેમની પાસેથી લોટો ખૂંચવીને પંચગંગા નદી પર ગયો જે ૧૦-૧૫ ડગલાં દૂર હતી. નદીમાં જઇને તે લોટા વડે તે વ્યક્તિએ જળપ્રાશન કર્યું તથા તે



લોટો દોડતાં દોડતાં આવીને સતીના હાથમાં પાછો આપ્યો. એટલામાં આજુબાજુથી ઘણા લોકોએ "શ્રીકૃષ્ણસરસ્વતી મહારાજ કી જય" "શ્રીકુંભાર સ્વામી કી જય" એમ જયઘોષ કરી તેમના પગે પડ્યા. શ્રીકૃષ્ણ સરસ્વતી તો આવ્યા તેવા દોડતા જતા રહ્યા. સતી અન્નપૂર્ણાએ પણ તેમને વંદન કર્યાં.

આમ સતીની સંતદર્શનની ઈચ્છા-સંકલ્પ થતાં જ પૂર્ણ થઇ. આ જ સંતનાં દર્શન માટે કેટલાય લોકોને અઠવાડિયું કે મહિનો તપશ્ચર્યા કરવી પડતી. આ કૃષ્ણ સરસ્વતી મહારાજે વડોદરાના સંત શ્રી બ્રહ્મચારી મહારાજ ઉર્ફે લંગડે સ્વામીને આધ્યાત્મિક માર્ગદર્શન આપ્યું હતું તથા એ જ લંગડે સ્વામીએ પૂ.શ્રી રંગ અવધૂત મહારાજને તપશ્ચર્યા માટે હિમાલય કરતાં નર્મદાકિનારો શ્રેષ્ઠ છે એમ જણાવ્યું હતું. આવા વિરલ સંતમિલનના પ્રસંગના આનંદમાં આપણે બધા ભક્તો સ્નાન કરીને પુનિત થઈએ.

## (૧૧) શૃંગેરીના શંકરાચાર્ય :

શિરોળ ગામના શ્રીશંકરરાવ કુલકર્ણી શ્રીમંત હોવા છતાં તેમનામાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. જ્ઞાનેશ્વરી, દાસબોધ આદિ ગ્રંથો વાંચીને તેમને યોગાભ્યાસની ઈચ્છા થઈ. કાશીના તારકમઠનિવાસી શ્રીપ્રજ્ઞાનંદ સરસ્વતી મહારાજને પૂછતાં તેઓશ્રીએ બ્રહ્માવર્તમાં નિવાસ કરતા શ્રીવાસુદેવાનંદ સરસ્વતી પાસે જવા સલાહ આપી. બ્રહ્માવર્તમાં તેઓએ આવીને સ્વામી મહારાજને દંડવત્ પ્રણામ કરી યોગશિક્ષણ આપવા વિનંતી કરી. સ્વામી મહારાજે તેમને ષટ્ક્રિયા શીખવાડી. આગળ જતાં સ્વામી મહારાજે જણાવ્યું કે સાચો આનંદ વેદાંતના અભ્યાસ વિના શક્ય નથી. આથી વેદાંત ગ્રંથોના અભ્યાસ માટે તેઓને શ્રીએકસંબેકર શાસ્ત્રી પાસે મોકલ્યા.



શ્રીનારાયણરાવ એકસંબેકર પાસે શાસ્ત્રાભ્યાસ પૂરો થયો. આ પછી સ્વામી મહારાજે સ્વહસ્તે લખેલી બ્રહ્મસૂત્રની પોથી શ્રીશંકરરાવને મોકલાવી. આ શાંકરભાષ્યની પોથી શ્રીશંકરરાવને મળ્યા પછી શૃંગેરી મઠમાં (જ્યાં પૂર્વે પણ શાસ્ત્રાભ્યાસ કર્યો હતો) જગદ્‌ગુરુની પીઠ પર આસનસ્થ થવાનો યોગ આવ્યો અને જગદ્‌ગુરુ થયા. તેઓ ભક્તોને ઘણી વાર કહેતા કે ભવિષ્યમાં જગદ્‌ગુરુની પીઠ પર બેસવાનું છે એમ જાણીને જ સ્વામી મહારાજે તેમને શાંકરભાષ્યની પોથી આપી હતી અને એ પોથી મળ્યા પછી જ તેઓ શૃંગેરીના જગદ્‌ગુરુ શંકરાચાર્ય બન્યા હતા.

આમ સ્વામી મહારાજ એ જગદ્‌ગુરુ શંકરાચાર્યથી ય મોટા હતા. કારણ કે તેમના આશીર્વાદથી યોગ્ય વિદ્વાન શંકરાચાર્ય બનતા આપણે જોયું છે. જો કે કોઈપણ શંકરાચાર્યના મઠમાં તેઓ જતા તો શંકરાચાર્યને તેઓ સર્વોચ્ચ માન આપતા તથા તેમની સંસ્કૃતમાં સ્તુતિ પણ કરતા.

## (૧૨) ઋષિકેશના શ્રીયોગાનંદ મહારાજ (ઈ.સ.૧૯૧૩) :

શક્તિપાત સંપ્રદાયના શ્રીયોગાનંદ મહારાજ ઋષિકેશના નિવાસી. ગુરુની શોધમાં તેઓ ઈ.સ.૧૯૧૩માં ગરુડેશ્વર આવ્યા. સ્વામી મહારાજને તેમણે શક્તિપાત દીક્ષા અંગે વિનંતી કરી. સ્વામી મહારાજે બે મહિના માટે ગરુડેશ્વર રોકાઈ જવા આગ્રહ કર્યો. સંજોગવશાત્ તેઓ ગરુડેશ્વરમાં રોકાઈ શક્યા નહિ. ત્યાંથી તેઓ બંગાળમાં મદારીપુરના પ.પ.શ્રીનારાયણતીર્થ સ્વામી મહારાજ પાસે ગયા અને ત્યાં જ તેમને દીક્ષા મળી. શ્રીયોગાનંદનો પાછળથી શ્રીવામનરાવ ગુળવણીજી સાથે પરિચય થયો અને પત્રવ્યવહારથી મૈત્રીનો સંબંધ ચાલુ જ રહ્યો.



તેઓએ ગરુડેશ્વરમાં જોયેલો એક આશ્ચર્યકારક પ્રસંગ પત્રવ્યવહારમાં વર્ણવ્યો છે જે નીચે આપેલો છે.

પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ પાસે અસંખ્ય ભક્તો દર્શનાર્થે આવતા. વંદન કરતા દરેક ભક્તને તેઓ કમંડલુમાંથી તીર્થ આપતા. હજારો દર્શનાર્થીઓને તીર્થ આપવા છતાં કમંડલુમાં ચરણામૃત ખૂટતું ન હતું કે તેમાં ફરી તીર્થ ભરવું પડતું ન હતું. શ્રીયોગાનંદ મહારાજ નજીક જ બેસી રહેતા હોવાથી તેમણે પ્રત્યક્ષ જોયેલો તથા અનુભવેલો આ પ્રસંગ છે. આ પ્રસંગ તેમણે શ્રીવામનરાવ ગુળવણીજીને લખ્યો હતો. આવી તો કંઇ કેટલીય અલૌકિક શક્તિઓ સ્વામી મહારાજ પાસે હતી. રિદ્ધિ-સિદ્ધિ તેમની દાસી હોવા છતાં તેનો ઉપયોગ પોતાના માટે ભાગ્યે જ કરતા. રોજ પકવાનોનો મહાપ્રસાદ હોય તો પણ પોતે તો માધુકરી માગીને જ ભિક્ષા લેતા.

## (૧૩) જીવન્મુક્ત યુવક :

સ્વામી મહારાજનાં દર્શન કરવા એક ગૃહસ્થ પોતાના પુત્રને લઈને આવ્યો, જેને ઘણાં વર્ષોથી ગાંડપણ વળગ્યું હતું. તે ગૃહસ્થે જણાવ્યું કે ૫-૬ વર્ષની ઉંમર સુધી પુત્ર ઠીક હતો. પરંતુ બાળપણથી તેને ઉન્માદ થયો. "આપ કૃપા કરી તેને સાજો કરો." એમ તે ગૃહસ્થ કહેવા લાગ્યો.

સ્વામી મહારાજે તે પુત્ર પર એક નજર નાંખી. તે યુવક એકદૃષ્ટિથી સ્વામી મહારાજ સામે ૧૦-૧૫ મિનિટ સુધી જોઇ રહ્યો. આ પછી સ્વામી મહારાજે તેના પિતાને જણાવ્યું કે આ પુત્રનું ગાંડપણ દૂર થશે નહિ પરંતુ તે નુકસાનકારક નથી બલકે ફાયદાકારક છે. આ સાંભળી તે ગૃહસ્થ પોતાના પુત્રને લઇ પોતાને ગામ ગયા.



પિતા-પુત્ર ગયા પછી સ્વામી મહારાજ બોલ્યા, આ છોકરો પૂર્વ જન્મનો કોઇ યોગભ્રષ્ટ આત્મા છે. લોકઉપાધિ ન થાય તે માટે ગાંડપણનો ઢોંગ કરે છે. દક્ષિણમાં આવો સિદ્ધપુરુષ પ્રથમવાર જોવા મળ્યો. ઉત્તરમાં પરમહંસનાં દર્શન થયાં હતાં.

## (૧૪) શ્રીસચ્ચિદાનંદ ઉર્ફે મૌની સ્વામી :

શ્રીસચ્ચિદાનંદ ઉર્ફે મૌની સ્વામીના સંન્યસ્ત પૂર્વેના જીવન વિશે વિશેષ માહિતી મળતી નથી. જે થોડી ઘણી માહિતી ભક્તોને છે તે નીચે પ્રમાણે છે.

ભારતના સ્વાતંત્ર્યસંગ્રામમાં મૌની સ્વામીએ તાત્યા ટોપે સાથે સક્રિય ભાગ ભજવ્યો હતો. સ્વાતંત્ર્યસંગ્રામમાં સફળતા મળે તે માટે તેઓ પૂર્વાશ્રમમાં શ્રીઅક્કલકોટના સ્વામીના આશીર્વાદ લેવા ગયા. શ્રીઅક્કલકોટના સ્વામીએ પ્રયત્ન સફળ નહીં થાય તેમ જણાવ્યું. ભારતને સ્વતંત્ર થવાને હજુ વાર છે તેમ તેઓશ્રીએ જણાવ્યું હતું. છતાં સંગ્રામવીરોએ સંઘર્ષનો માર્ગ છોડ્યો ન હતો. ઘણા સંગ્રામવીરો પકડાઇ ગયા. ઘણાઓને ફાંસી અપાઇ. ઘણા નાસી ગયા. અનેક સંગ્રામીઓને વેશપલટો કરવો પડ્યો અને ઘણા આધ્યાત્મિક માર્ગે વળ્યા. ખુદ તાત્યા ટોપે વેશપલટો કરી નંગેબાબાની જમાતમાં વૈરાગ્યના પાઠ શીખી, છેવટે શિનોર પાસે આવેલા ગંગનાથના બ્રહ્માનંદ સ્વામી તરીકે પ્રસિદ્ધ થયા.

સચ્ચિદાનંદ સ્વામીએ બ્રહ્માનંદ સ્વામી સાથે પણ ઘણી નર્મદા- પ્રદક્ષિણા કરી હતી. બ્રહ્માનંદ સ્વામી છેવટે ગંગનાથના અધિપતિ થયા તથા મૌની સ્વામીએ ઘણો સમય શિનોરમાં નિવાસ કર્યો. નર્મદાપરિક્રમા સમયે તેમણે અનેક વર્ષો સુધી મૌન પાળ્યું હોવાથી તેઓ મૌની સ્વામી તરીકે પણ ઓળખાવા લાગ્યા. તેમણે



ત્રણ વખત સોમસૂત્રી નર્મદાપરિક્રમા કરી હતી. ત્રીજી વખત પ્રદક્ષિણા કરતી વખતે તેમને અતિસારનો રોગ લાગુ પડ્યો અને પ્રાણ રહેશે નહીં તેમ લાગતાં તેમણે આતુર સંન્યાસ લીધો. આ વિધિ શિનોરનિવાસી શ્રીરામચંદ્ર પ્રકાશકર શાસ્ત્રી દ્વારા સંપન્ન થયો. આ શ્રીરામચંદ્ર પ્રકાશકર શાસ્ત્રી પ.પ.વાસુદેવાનંદ સરસ્વતી સાથે પણ સંકળાયેલા હતા. પોતે સંન્યાસ વિધિ કરાવ્યો હોવાથી શ્રીરામચંદ્ર પ્રકાશકર મૌની સ્વામી સાથે વાર્તાલાપમાં વધારે છૂટછાટ લેતા.

શ્રીમૌની સ્વામી શ્રીઅક્કલકોટના સ્વામી સમર્થ(મહારાજ)ના શિષ્ય હતા. કોલ્હાપુરના શ્રીકૃષ્ણસરસ્વતી તેમના ગુરુબંધુ થાય. સ્વાતંત્ર્ય- સંગ્રામમાં નિષ્ફળતા મળતાં તેઓ ફરી શ્રીઅક્કલકોટ મહારાજના શરણે ગયા ત્યારે સ્વામીજી બોલ્યા, “માતા નાસ્તિ પિતા નાસ્તિ, નાસ્તિ બંધુ-સહોદર.. અર્થ નાસ્તિ ગૃહં નાસ્તિ તસ્માત્ જાગૃહિ, જાગૃહિ.”

ટૂંકમાં માતા, પિતા, બંધુ, ઈત્યાદિ પૂરતો જ પૂજયભાવ, સેવાભાવ, સમર્પણભાવ ન રાખતાં તેને વિશાળ કરવો. અર્થ અને ગૃહ સાથે મમત્વથી ન બંધાવું. અસ્તુ ! થોડો યોગાભ્યાસ પણ શીખવ્યો. તેઓશ્રીની જેમ અવધૂત પ્રમાણે વિચરવું તથા યોગ્ય જિજ્ઞાસુઓને માર્ગદર્શન આપવું આ પ્રમાણે તેમણે ઉપદેશ આપ્યો.

કરનાળીક્ષેત્રે કુબેર ભંડારી પાસે એક ટેકરી પર હનુમાનજીનું મંદિર છે ત્યાં ચાર સંતો અમાવાસ્યા તથા પૂનમના રોજ ભેગા થતા. પરસ્પર સુખસંવાદ થતો તથા સંતસમાગમ થતો. એક દિવસ આ ચાર સંતો (૧) ગરુડેશ્વરના શ્રીવાસુદેવાનંદ સરસ્વતી (૨) શિનોરના શ્રીસચ્ચિદાનંદ સ્વામી (૩) ગંગનાથના શ્રીબ્રહ્માનંદયતિ તથા (૪) શ્રીનારાયણ ગુરુનો સુખસંવાદ ચાલતો હતો. તે સમયે શ્રીસહસ્રબુદ્ધે નામના ભકત દૂરથી તેઓની લીલા જોયા કરતા હતા.



શ્રીવાસુદેવાનંદ સરસ્વતીએ નર્મદા માતાને ચાર આંગળી બતાવી કોઇ સંકેત કર્યો અને પરસ્પર સંવાદમાં જોડાયા. થોડી જ ક્ષણોમાં ચાર થાળીઓ ત્યાં હાજર થઈ. કોણ મૂકી ગયું તે દેખાયું નહીં. ચાર સંતોએ સાથે ભોજન કર્યું તથા પછી થાળીઓ ક્યાંક અદશ્ય થઇ ગઇ. સ્વયં નર્મદા માતાએ માતૃવત્ સંતોને જમાડ્યા. તેને જોવા શ્રીસહસ્રબુદ્ધે જેવા ભક્ત ભાગ્યશાળી થયા.

એક વાર તે જ હનુમાનની દેરીમાં આ ચારે સંતોનું મિલન હતું. વીંછીઓ સાથે તેઓ રમત કરતા હતા. વીંછીઓનો જાણે કે વરઘોડો નીકળ્યો હતો. મોતીના રંગના સફેદ વીંછી પર નૃપ-વીંછી સવાર થયો હતો. દશેરાએ તથા અનંતચતુર્દશીએ શ્રીગણેશવિસર્જન સમયે વડોદરામાં રાજાની સવારી નીકળતી તેવી જ આ વીંછીઓની સવારી હતી. તેમાં અનેક વીંછીઓની હારમાળા હતી. તેઓ નૃપવીંછી સાથે સાંકેતિક ભાષા બોલતા હતા. શ્રીસહસ્રબુદ્ધે નજીક પહોંચ્યા કે મૌની સ્વામીએ મોટા અવાજે કહ્યું કે (સંતો સિવાય) બીજા લોકોની હાજરી હોવાથી હવે આ રમત બંધ કરીએ. આમ કહેતાં જ વીંછીઓનો વરઘોડો અદશ્ય થયો.

શ્રીસચ્ચિદાનંદ સ્વામીનો મુકામ વડોદરામાં આવેલ સિદ્ધનાથ મંદિરમાં હતો. શ્રીરામચંદ્ર પ્રકાશકર પણ વડોદરા રહેતા હતા. તેઓ નિત્ય દર્શને આવતા. ત્યાં વેદાંત તથા ઇતર જ્ઞાનગોષ્ઠી થતી. વાત- વાતમાં શ્રીપ્રકાશકરે "કયો સંન્યાસી મોટો? દંડી કે દંડ વગરનો?" તેમ પ્રશ્ન કર્યો. શ્રીમૌની સ્વામીએ જણાવ્યું કે કળિયુગમાં દંડી સંન્યાસી તરીકે નિયમો પાળવા કઠણ છે આથી દંડ વગરનો સંન્યાસ સહેલો છે. છતાં કોઇ સંન્યાસ મોટો કે નાનો નથી. બંને સરખા છે. આ સંવાદ પાંચ-છ દિવસ સુધી ચાલ્યો. પરંતુ શ્રીપ્રકાશકરને સંતોષ ન થયો. તેઓ બોલ્યા, "શ્રીટેંબે સ્વામીનો દંડી સંન્યાસ શ્રેષ્ઠ છે. તમારો કનિષ્ઠ, ઊતરતો છે."



એક સંન્યાસીને આમ કહેવું એ અવિનય છે. સંન્યાસીની મોટાઇ- મહત્તા એક સંસારીના શબ્દોને આધારે નથી હોતી. શ્રીસચ્ચિદાનંદ સ્વામીએ મોટા અવાજે કહ્યું "અમને સાચા ઠરાવવા તમને બોલાવ્યા નથી. તમે અહીંથી જતા રહો." શ્રીપ્રકાશકર ત્યાંથી જતા રહ્યા. શ્રીવાસુદેવાનંદ સરસ્વતીને આ ઘમંડયુકત વર્તન પસંદ ન પડ્યું. તેઓશ્રીએ પૂર્વે શ્રીપ્રકાશકરને પોતાની હાજરીમાં શાસ્ત્રાધ્યયન કરાવ્યું હતું. તે સમયે પણ શરૂઆતમાં તેમનું વર્તન ઉદ્ધતાઇભર્યું હતું. સમય જતાં પણ તે સુધર્યું ન હતું. આથી સ્વપ્નમાં સ્વામી મહારાજ (શ્રી વાસુદેવાનંદજી) પ્રગટ થયા. તેઓશ્રી બોલ્યા, "મને ખોટો સંન્યાસી સિદ્ધ કરવા માગે છે?"

શ્રીપ્રકાશકરે જણાવ્યું કે આપને ખોટા કહેનાર હું કોણ? સ્વામી મહારાજે ગાલ પર એક તમાચો માર્યો અને કહ્યું કે પૂર્વે વેદ-વેદાંતનું શિક્ષણ લીધું હોવા છતાં સંન્યાસીનું અપમાન કરવા ઇચ્છે છે? ત્યારે શ્રીપ્રકાશકર ભયથી થરથર કાંપવા લાગ્યા. સ્વામી મહારાજે આગળ જણાવ્યું કે "જો અપરાધની ક્ષમા જોઇતી હોય તો સિદ્ધનાથ (વડોદરા) જઇને શ્રીસચ્ચિદાનંદ સ્વામીની ક્ષમા માંગ. તદુપરાંત પૂજામાં મારી (શ્રીવાસુદેવાનંદજીની) છબી છે તેવી જ શ્રીસચ્ચિદાનંદ સ્વામીની છબી પૂજામાં રાખ. આજ પછી મારામાં અને શ્રીસચ્ચિદાનંદ સ્વામીમાં ભેદ ન માનવો. અમે બંને એક જ છીએ."

બીજા દિવસે શ્રીપ્રકાશકરે સિદ્ધનાથ જઇને મૌની સ્વામીની ક્ષમા માંગી તથા થયેલા અપરાધને માટે પસ્તાવો જાહેર કર્યો. મૌની સ્વામીએ પણ ઉદાર હૃદયે માફી આપી. આમ સંતોને આપણે અલગ અલગ સમજીએ છીએ પણ તેઓ પૃથ્વી પરના બોલતા ચાલતા દેવ છે. તેઓ અભિન્ન છે. એક જ છે. દરેક સંત સાધુ સંન્યાસીને માન આપવું. કદાચ માન ન આપીએ પરંતુ અપમાન તો ન જ કરીએ.



એક વખત કોઇ કામ અંગે શ્રીપ્રકાશકરે શ્રીવાસુદેવાનંદ સરસ્વતીની દહીં પૌંવાની બાધા રાખી હતી. સર્વ સંસારીજનોની જેમ શ્રીપ્રકાશકર પણ કામ થયા પછી બાધા ભૂલી ગયા. શ્રીસચ્ચિદાનંદ સ્વામીએ પણ તે અંગે શ્રીપ્રકાશકરને આ પ્રમાણે કહ્યું. "આજે ઘણા દિવસો થયા દહીં પૌંવા કેમ નથી લાવ્યો? બાધા રાખી પણ ભૂલી ગયો?"

બીજા દિવસે શ્રીપ્રકાશકર દહીં પૌંવા લઇ ગયા. શ્રીસચ્ચિદાનંદ સ્વામીએ બે દાણા મોઢામાં નાખી બાકીના પૌંવા પ્રસાદ તરીકે ભક્તોમાં વહેંચ્યા. છતાં શ્રીપ્રકાશકરના મનમાં વિકલ્પ રહ્યો કે દહીં પૌંવા અર્પણ કરવાની બાધા તો શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામીને હતી. તેઓ દહીં પૌંવા લઇ ગરુડેશ્વર ગયા. નાવડીમાંથી ઊતરતાં જ સ્વામી મહારાજે એક સેવક દ્વારા સંદેશો મોકલાવ્યો કે દહીં પૌંવા તો મને પરમ દિવસે જ મળી ગયા છે. અહીં ફરી લાવવાની જરૂર ન હતી. સચ્ચિદાનંદ (મૌની સ્વામી) અને આ (સ્વયં તરફ આંગળી બતાવી) એક જ સ્વરૂપ છે. ત્યારથી શ્રીપ્રકાશકર સમજવા લાગ્યા કે સચ્ચિદાનંદ અને વાસુદેવાનંદ એ શરીરથી ભિન્ન છે પરંતુ આત્મ સ્વરૂપે એક જ છે. આના દઢીકરણ માટે સ્વામી મહારાજે ફરી એક વાર લીલા કરી.

એક સમયે શ્રીસચ્ચિદાનંદ સ્વામી ભક્તો સાથે શિનોર જવા ચાણોદ થઇને જતા હતા. ચાણોદમાં વૈદરાજ હર્ડીકરને ત્યાં ભિક્ષાનો પ્રબંધ હતો. સ્વામીજી ભક્તો સાથે નર્મદાસ્નાન માટે ઘાટ પર ગયા. સર્વ પ્રથમ સ્વામીજીએ સ્નાન કર્યું અને એક ઊંચા સ્થાને પથ્થર પર બિરાજમાન થયા. ભક્તો દૂરથી તેમનાં દર્શન કરી શકતા હતા. તે ભક્તો વચ્ચે સંવાદ ચાલતો રહ્યો કે ગરુડેશ્વરમાં એક દંડી સંન્યાસી નિવાસ કરે છે. પૂર્ણ જ્ઞાની તથા તેજસ્વી મૂર્તિ છે. "તમે દર્શન કર્યાં?" એમ એકબીજાને પૂછપરછ કરતા રહ્યા. ઘણા ભક્તોએ સ્વામી મહારાજનાં દર્શન



કર્યાં ન હતાં. તે જ દરમ્યાન શ્રીસચ્ચિદાનંદ સ્વામી તરફ નજર જતાં તેમની જગ્યાએ સર્વને કોઇ બીજા દંડધારી સંન્યાસી દેખાયા. બીજી ક્ષણે ત્યાં નજર નાખતાં દંડવિહીન મૌની સ્વામી દેખાયા. ભક્તો અંદરો- અંદર ચર્ચા કરવા લાગ્યા કે મૌની સ્વામીની જગ્યાએ બીજા કોઇ સંન્યાસી જોવા મળે છે. આમ બે ત્રણ વખત બન્યું.

ભક્તોનું સ્નાન થઇ ગયા પછી સર્વે મૌની સ્વામી પાસે આવ્યા અને પૂછવા લાગ્યા કે ભક્તો સ્નાન કરી રહ્યા હતા, તે સમયે તેમની જગ્યાએ દંડી સંન્યાસી કોણ હતા? મૌની સ્વામીએ જણાવ્યું કે તેઓ ગરુડેશ્વરના શ્રીવાસુદેવાનંદ સરસ્વતી હતા. તમે તેમનું સ્મરણ કર્યું એટલે તમને દર્શન આપવા અહીં પધાર્યા હતા. હવે આપણે અહીંથી સર્વે તેમનાં દર્શન કરવા ગરુડેશ્વર જઇશું. પ્રથમ હા-ના કરતાં ભક્તો છેવટે મૌની સ્વામી સાથે જવા તૈયાર થયા.

ગરુડેશ્વર પહોંચતાં જ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી મહારાજે જણાવ્યું કે અહીં આવવાનું કષ્ટ કેમ લીધું? તમારી ઇચ્છા અનુરૂપ તમને ચાણોદમાં જ દર્શન થઇ ગયાં છે. ત્યારે સર્વ ભક્તોને ખબર પડી કે સંતો શરીરથી ભિન્ન દેખાય છે પરંતુ આત્મા સ્વરૂપે અભિન્ન છે. આથી જ મૌની સ્વામીની જગ્યાએ ભક્તોને સ્વામી મહારાજનાં દર્શન થયાં હતાં.

એક વાર જ્યારે શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનો શિનોરમાં નર્મદા-કિનારે ગણેશઘાટ પાસે નિવાસ હતો ત્યારે શ્રીસચ્ચિદાનંદ સ્વામીનો પણ શિનોરમાં જ નિવાસ હતો. શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનું ગીતા પર તથા દત્ત ભગવાન વિશે પ્રવચન રહેતું જેને સાંભળવા ઘણા ભક્તો આવતા. તદ્ઉપરાંત સ્વામી મહારાજનું આહ્નિક તથા દંડતર્પણ આખો દિવસ ચાલુ રહેતું. ભક્તોએ જોયું કે શ્રીસચ્ચિદાનંદ સ્વામીનો નિત્યક્રમ થોડો જુદો હતો.



શ્રીસચ્ચિદાનંદ સ્વામી પ્રાતઃકાળે ત્રણ વાગે 'નર્મદે હર' એમ કહીને નિદ્રાત્યાગ કરતા. શૌચ, મુખમાર્જન પછી નર્મદામાં ત્રણ ડૂબકી લગાવતા. છાટી લંગોટી ધોઈને, પાણીથી કમંડલુ ભરી પોતાના નિવાસે આવતા. ભસ્મવિલેપન કરી થોડો સમય ધ્યાન કરતા. પછી બાળકો સાથે નિર્દોષ ભાવે રમતા. બપોરે ૧૨ વાગે ભિક્ષા માગી ત્રણ વખત નર્મદાજળમાં પલાળતા. તેના ચાર ભાગ કરતા. એક ભાગ નદીને અર્પણ કરતા, બીજો ભાગ કૂતરાને અર્પણ કરતા, ત્રીજો ભાગ ગાયને આપતા તથા ચોથો ભાગ પોતે ગ્રહણ કરતા.

તેમનું ઉપર મુજબનું આચરણ જોઈને લોકોને લાગતું કે તેઓ બાકીનો આખો દિવસ ગપ્પાં ગોષ્ઠીમાં વીતાવતા હશે. સંન્યાસધર્મનું વર્તન ક્યાંય જોવા ન મળતું. આથી તે ભક્તોએ સ્વામી મહારાજને પોતાની અલ્પબુદ્ધિથી વિનંતી કરી કે "આપ મૌની સ્વામીને દંડદીક્ષા આપો જેથી અમને તમારા જેવી દિનચર્યા જોવા મળે." અલ્પજ્ઞાની લોકો બાહ્યાચરણને સંન્યાસધર્મ માને છે. વાસ્તવિકતા કંઈ ઓર છે.

સ્વામી મહારાજે તે સર્વને જણાવ્યું કે સચ્ચિદાનંદ સ્વામીની મહત્તા તમને ખબર નથી. તેઓ મારે મન પણ વંદ્ય છે. જો હું તેમને બળજબરીપૂર્વક દંડ આપું તો તેઓ તેના ટુકડા કરીને ફેંકી દેશે. કદાચ મારો દંડ પણ લઈ લે. તેઓ પરમહંસ કક્ષાએ પહોંચેલા સંન્યાસી છે. તેમને કોઈ પણ બાહ્યાચરણની જરૂર નથી. મારી હજુ આવી સ્થિતિ થઈ નથી. આથી મારે કર્મસાધન કરવું પડે છે. આથી તમે મૌની સ્વામી વિશે ખોટો ખ્યાલ ન બાંધશો. તેમનું અપમાન ન કરશો. તેમને કનિષ્ઠ ન સમજશો. તેમની કૃપા સંપાદન કરીને તેમના આશીર્વાદ પ્રાપ્ત કરજો. કલ્પવૃક્ષ જેવા સંતની પાસે રહીને કોરા પત્થર સમાન ન રહેશો. તેમનો સત્સંગ કરીને



આત્મકલ્યાણ સાધી લેવું. સંત પાસે જઇને શું કરવું તે નિમિત્તે સ્વામી મહારાજનો નીચે લખેલ અભંગ ઘણું બધું કહી જાય છે.

સદા સંતાંપાશી જાવેં | 
ત્યાંચે જવળીં બૈસા વેં ||૧||
ઉપદેશ તે ન દેતી | 
તરી એકાવ્યા ત્યા ગોષ્ટિ ||૨||
તેચી ઉપદેશ હોતી | 
ત્યાહી કષ્ટ નષ્ટ હોતી ||૩||
વાસુદેવ મ્હણે સંત | 
સંગે કરિતી પસંત ||૪||

**અર્થ :** હંમેશાં સંતસંગ કરવો. સંતો જો આપણને ઉપદેશ ન આપે તો પણ તેમની વાતચીત-વાર્તાલાપ સાંભળવાં. તેમની સામાન્ય લાગતી વાતચીત કે વાર્તાલાપમાં પણ ઉપદેશ હોય છે. તે ઉપદેશને સમજીને તેનું આચરણ કરતાં આધ્યાત્મિક તથા સાંસારિક કષ્ટો દૂર થાય છે. વાસુદેવ મહારાજ કહે છે કે ભક્તોનું આવું આચરણ સંતોને ગમે છે.

પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ એક વખત શિનોરમાં બ્રહ્મચારી મહારાજ (શ્રીલંગડે સ્વામી)નાં દર્શન કરવા નર્મદાઘાટ પર ઇંદોરના સંત શ્રીનાના મહારાજ તરાણેકર સાથે આવ્યા હતા. તે સમયે શ્રીબાલકૃષ્ણ રામચંદ્ર સોહોની (જળગાંવ) ત્યાં હાજર હતા. તેમણે નજરે જોયેલો પ્રસંગ નીચે પ્રમાણે વર્ણવ્યો છે.

શિનોરમાં શ્રીસચ્ચિદાનંદ સ્વામીનો મુકામ હતો. તેમનાં દર્શને શ્રીબ્રહ્મચારી મહારાજ (શ્રીલંગડે સ્વામી) શિનોર આવ્યા હતા. પૂ.શ્રીરંગ અવધૂત મહારાજને તપસ્યા માટે નારેશ્વર સ્થળનું સૂચન કરનાર તે બ્રહ્મચારી મહારાજ ઉર્ફે શ્રીલંગડે સ્વામી હતા. પૂ.શ્રીરંગ અવધૂત મહારાજની તપસ્યા પૂર્ણ થઇ ગઇ હતી. તેઓએ શ્રીલંગડે સ્વામીનાં દર્શન કર્યાં તથા તેમની પાદ્ય પૂજા કરવા પરવાનગી આપવા વિનંતી કરી. શ્રીલંગડે સ્વામીના ગુરુ શ્રી મૌની સ્વામી ત્યાં હાજર હતા. આથી શ્રીલંગડે સ્વામીએ પોતાની પૂજા માટે ના પાડી. ગુરુની હાજરીમાં શિષ્યે



પોતાની પૂજા કરાવવી, ઉપદેશ આપવો, પ્રવચન કરવું તેનો શ્રી ગુરુગીતામાં નિષેધ દર્શાવ્યો છે.

હવે શું કરવું તે પ્રશ્ન શ્રીરંગ અવધૂત મહારાજને ઊભો થયો. નિરાકરણ તેમની પાસે જ હતું. તેઓ જાણતા હતા કે ગુરુની આજ્ઞા લઈએ તો શિષ્ય ના ન પાડી શકે. આથી શ્રીબ્રહ્મચારી મહારાજ ઉર્ફે શ્રીલંગડે મહારાજના ગુરુ શ્રીસચ્ચિદાનંદ સ્વામીને દંડવત્ પ્રણામ કરીને પોતાની ઇચ્છા પ્રગટ કરી.

'આપ સમાન કરે શિષ્યનકો,
દેવે પદ નિરબાના'

(પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ કૃત "અવધૂતી આનંદ" ભજન ક્ર.૧૭૧)

આ ઉક્તિ અનુસાર શ્રીબ્રહ્મચારી મહારાજ પણ તેમના ગુરુ શ્રીમૌની સ્વામીની સમકક્ષ થયા હતા. તેમની વચ્ચે કોઈ ભેદ પણ ન હતો. છતાં શાસ્ત્રોએ કહેલ આચાર તેમણે પાળવો જ રહ્યો. શિષ્ય પોતાની પૂજા ગુરુના સાંનિધ્યમાં ન કરાવે પરંતુ કોઈ કરે તો તે ગુરુને અવશ્ય ગમે. મૌની સ્વામીએ શ્રીરંગ અવધૂત મહારાજને શ્રી બ્રહ્મચારી મહારાજની પાદ્યપૂજા કરવા સહર્ષ સંમતિ આપી. શ્રીરંગ અવધૂત મહારાજે મૌની સ્વામીએ આપેલી સંમતિની વાત કરતાં જ શ્રીબ્રહ્મચારી મહારાજે ગુર્વાજ્ઞા પાળવી જ રહી. આ રીતે શ્રીરંગ અવધૂત મહારાજે શ્રીસચ્ચિદાનંદ સ્વામીની આજ્ઞા લઈને શ્રી બ્રહ્મચારી મહારાજની પાદ્યપૂજા કરી.

હવે આપણે એક નાની લીલાની નોંધ લઈશું. વડોદરામાં હાલ નવરંગ ટોકીઝ છે ત્યાં પૂર્વે નાટક માટે હોલ હતો. ત્યાં રાજારામ નાટક કંપનીના નાટ્યપ્રયોગો હતા. રાતના ૯ વાગ્યે નાટકનો પ્રારંભ થવાનો હતો. શ્રીસચ્ચિદાનંદ સ્વામી મહારાજને પણ નાટકના આયોજકોએ આમંત્રણ આપ્યું હતું. નવ વાગ્યા છતાં શ્રીસચ્ચિદાનંદ સ્વામી મહારાજ હજુ પધાર્યા ન હતા. આથી નાટક શરૂ થયું ન



હતું. ૧૦-૧૫ મિનિટ થઇ છતાં નાટકનો પ્રારંભ ન થતાં પ્રેક્ષકોમાં ઘોંઘાટ શરૂ થયો. આયોજકોએ જાહેર કર્યું કે શ્રીસચ્ચિદાનંદ સ્વામી પધારવાના હોવાથી વિલંબ માટે દિલગીર છીએ.

નાટક કંપનીના માણસો સ્વામીજીના નિવાસે જવા નીકળ્યા. ત્યાં જ સામેથી સ્વામીજી થિયેટર તરફ આવતા હતા. સ્વામીજીને સ્ટેજ ઉપર લઇ જવામાં આવ્યા તથા સ્ટેજ ઉપરથી જાહેરાત કરવામાં આવી કે હવે સ્વામીજી પધાર્યા હોવાથી હવે નાટક શરૂ થશે. વિલંબ માટે ક્ષમા પ્રાર્થીએ છીએ. મૌની સ્વામીએ નાટકના પ્રાયોજકોને પ્રશ્ન કર્યો કે ક્ષમા શા માટે? નાટક ક્યારે શરૂ થવાનું હતું? આયોજકોએ જણાવ્યું કે નવ વાગે. ત્યારે સ્વામીજીએ આયોજકોને જણાવ્યું કે ક્ષમા માગવાની કોઇ જરૂર નથી. તમે જાહેરાત કરો કે પ્રેક્ષકો પોતપોતાનાં ઘડિયાળ જુએ. હાલમાં જ નવ થયા છે. સ્ટેજ પરનું ઘડિયાળ પણ નવનો સમય દર્શાવતું હતું. પ્રેક્ષકોએ જ્યારે પોતપોતાનાં ઘડિયાળ જોયાં તો સર્વેનાં ઘડિયાળમાં નવ વાગ્યા હતા. સર્વ પ્રેક્ષકો આશ્ચર્યમુગ્ધ થયા.

મધ્યાંતરમાં સ્વામીજીનાં દર્શન કરવા પ્રેક્ષકો પડાપડી કરવા લાગ્યા. તો તેમને ખબર પડી કે સ્વામીજી તેમના આસન પર નથી. આયોજકોને પણ ખબર ન પડી કે સ્વામીજી ક્યાં પ્રસ્થાન કરી ગયા. નાટક કંપનીવાળાએ બે સેવકોને સ્વામીજીના નિવાસે મોકલ્યા તથા પૃચ્છા કરી કે સ્વામીજી થિયેટરમાંથી ક્યારે પાછા પધાર્યા? સેવકોને તે સાંભળીને સુખદ આશ્ચર્ય થયું કે સ્વામીજી બપોરથી ક્યાંય ગયા નથી. આમ સ્વામીજી એક જ સમયે બે સ્થળે દેખાયા. સંતો તો બે સ્થળે શું અનેક સ્થળે દેખાઇ શકે છે. "એકી સાથે આઠ સ્વરૂપ ધરી દેવ બહુરૂપ અરૂપ" આમ દત્તબાવનીમાં શ્રીનૃસિંહસરસ્વતીની લીલાઓનું વર્ણન આવે છે.



શ્રીગુરુચરિત્રમાં પણ આ અષ્ટરૂપધારણની કથાનું વિસ્તારથી નિરૂપણ આવે છે, જે ઘણા બધા અવધૂતભક્તો જાણે છે.

## (૧૫) દ્વારકાધીશની જગ્યાએ સ્વામીજીનાં દર્શન :

શ્રીનાના જોગળેકર મૌની સ્વામીના નિકટના શિષ્યો પૈકી એક હતા. તેઓ ગાયકવાડી સરકારમાં નોકરી કરતા હતા. ગાયકવાડી રાજ્ય વડોદરા સિવાય અમરેલી, મહેસાણા તથા દ્વારકા સુધી પથરાયેલું હતું. શ્રીનાના જોગળેકર સ્વામીજીનાં દર્શન કરવા નિત્ય સિદ્ધનાથ મંદિરે જતા. તે સમય દરમિયાન તેઓને દ્વારકા હિસાબ તપાસવા જવાનું હતું. શ્રીજોગળેકરને થયું કે શ્રીસચ્ચિદાનંદ સ્વામીને દ્વારકા લઇ જઇએ તો કેવું સરસ? તેમણે સ્વામીજીને આ માટે પ્રાર્થના કરી.

સ્વામીજી બોલ્યા, "તીર્થયાત્રાનો ખર્ચ નાના બાળકોને ખવડાવવામાં વાપરી નાખો એટલે તીર્થયાત્રાનું શ્રેય આપમેળે મળે." શ્રીજોગળેકરે જણાવ્યું કે ખર્ચનો પ્રશ્ન જ નથી. સરકારી ખર્ચે સરકારી કામે જવાનું છે. એક સાથે બે કામ થાય. સ્વામીજી બોલ્યા, "જે અહીં (પોતાની તરફ અંગુલીનિર્દેશ કરીને) છે તે જ ત્યાં (દ્વારકા) છે. તો વિશેષ પરિશ્રમ શા માટે?" છતાં શ્રીજોગળેકરે આગ્રહભરી વિનંતી કરતાં સ્વામીજી એક શરતે દ્વારકા જવા કબૂલ થયા કે તેઓ કાળિયા (દ્વારકાધીશ)ના દર્શને મંદિરમાં નહીં આવે. શ્રીજોગળેકરને તો સ્વામીજી દ્વારકા આવે તેમાં જ રસ હતો. આથી તેઓએ સહર્ષ તે શરત સ્વીકારી.

શ્રીજોગળેકરનો સરકારી ઠરાવ થવાનો બાકી હતો. શ્રીસચ્ચિદાનંદ (મૌની) સ્વામીએ શ્રીજોગળેકરને બીજા દિવસે સવારે બોલાવ્યા. સવારે સ્વામીજી બોલ્યા,"અત્યારે જ આપણે દ્વારકા જઇશું." શ્રીજોગળેકરે જણાવ્યું કે સવારમાં



કોઇ ટ્રેન દ્વારકા જતી નથી. સ્વામીજી કહે, તેની કોઇ જરૂર નથી. સ્વામીજીએ કહ્યું, "મારા પગ મજબૂતીથી પકડી લે અને આંખો બંધ કર." શ્રીજોગળેકરે તેમ જ કર્યું. થોડી જ ક્ષણોમાં સ્વામીજીએ કહ્યું "હવે આંખો ખોલ." શ્રીજોગળેકરે આંખો ખોલતાં જ તેમને દ્વારકા મંદિર તો જોવા ન મળ્યું પરંતુ તેઓ બેટ દ્વારકા પહોંચ્યા હતા. સ્વામીજીએ કહ્યું કે બેટમાં બધે દર્શન કરી આવો. કાલે દ્વારકા જઇશું. શ્રીજોગળેકરે તે પ્રમાણે બેટ દ્વારકાનાં મંદિરોનાં દર્શન કરી આવ્યા.

બીજે દિવસે બંને દ્વારકા આવ્યા. ગોમતી નદીમાં સ્નાન કર્યું. સ્વામીજીએ શ્રીજોગળેકરને જણાવ્યું કે હવે તેઓ દ્વારકાધીશનાં દર્શન કરી આવે. એટલે નાના જોગળેકર દ્વારકાધીશનાં દર્શને ગયા. સ્વામીજી મંદિરની બહાર પ્રાંગણમાં જ બેસી રહ્યા.

મંદિરમાં ઘણી ભીડ હતી. ઘણા ભક્તો હાથમાં પુષ્પહાર, તુલસી, માખણ, સાકરની વાટકી તથા ઇતર પૂજા દ્રવ્ય સાથે દર્શન કરવા આવ્યા હતા. ઘણા હાથમાં કરતાળ, મંજીરા લઇને સંકીર્તન કરતા હતા. ઘણા ભક્તો પ્રભુને વિવિધ મીઠાઇ ધરાવવા આવ્યા હતા. કોક વળી ફળોના કરંડિયા સાથે આવ્યા હતા. કેટલાક જપી-તપી સાધુઓ મંદિરના પ્રાંગણમાં ઝાડ નીચે કે ખૂણામાં નિત્ય પૂજાધ્યાન કરતા હતા. આવી પરિસ્થિતિમાં નાના જોગળેકર દ્વારકાધીશનાં દર્શને જઇ રહ્યા હતા. સખત ભીડ હતી. કોક ભકત આગળ જવા પ્રયત્ન કરે તો આગળથી ધક્કો વાગતો અને તે ભકત પાછળ ધકેલાઇ જતો. ઘણા પ્રયત્નો પછી જ્યારે નાના જોગળેકર ભગવાનનાં દર્શન કરવામાં સફળ ન થયા ત્યારે તેઓ બીજો કોઇ રસ્તો શોધતા હતા. તે જ દરમિયાન એક પૂજારી જેવી વ્યક્તિ તેમને મળી અને પૂછવા લાગી, "તમારું કશું ખોવાય છે?" નાના જોગળેકરે કહ્યું કે "મારે દ્વારકાધીશનાં દર્શન કરવાં છે."



તે પૂજારી જેવી વ્યક્તિ નાના જોગળેકરને બીજા રસ્તેથી પ્રભુના શ્રી વિગ્રહ પાસે લઇ ગઇ. શ્રીજોગળેકરે બંને હાથ જોડીને દર્શન કર્યાં ત્યારે તેમને સુખદ આશ્ચર્ય થયું. દ્વારકાધીશની જગ્યાએ તેમને શ્રીસચ્ચિદાનંદની મૂર્તિ દેખાઇ. સુહાસ્યવદને શ્રીસચ્ચિદાનંદ સ્વામી બધા ભક્તોની પૂજા સ્વીકારતા હતા. નાના જોગળેકરને થયું કે સ્વામીજી તો બહાર પ્રાંગણમાં બેઠા છે તથા મને કહ્યું હતું કે હું કાળિયાનાં દર્શને નહીં આવું. શું તેઓ સ્વયં દ્વારકાધીશ હશે? આમ વિચાર કરતા તેઓ મંદિર બહાર સ્વામીજી પાસે આવ્યા ત્યારે સ્વામીજી સ્વસ્થપણે ત્યાં બિરાજમાન હતા.

શ્રીજોગળેકર ફરી મંદિરમાં ગયા તો ત્યાં તેમણે સ્વામીજીને જ જોયા. આમ બે ત્રણ વખત તેમણે ખાતરી કરી, છેવટે તેઓ સ્વામીજી પાસે પહોંચ્યા અને પોતે જોયેલા આશ્ચર્યની વાત કરી. શ્રીજોગળેકરે જણાવ્યું કે બધા ભક્તો દ્વારકાધીશને બદલે આપની પૂજા કરી રહ્યા હતા. સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું કે " મેં તો પ્રથમથી જ કહ્યું હતું કે જે અહીં (સ્વયં તરફ નિર્દેશ કરીને) છે તે જ ત્યાં (દ્વારકામાં) છે."

છતાં શ્રીજોગળેકરને દ્વારકાધીશનાં દર્શનની તીવ્ર ઇચ્છા હતી. તેમણે સ્વામીજી આગળ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. સ્વામીજીએ સહાસ્ય વદને "તથાસ્તુ" કહ્યું. શ્રીજોગળેકર ફરી મંદિરમાં ગયા ત્યારે તેમને દ્વારકાનાથનાં દર્શન થયાં. તેમનાં નયનો પ્રભુદર્શનથી તૃપ્ત થઇ ગયાં. તેઓ મનમાં સમજી ગયા કે ગુરુનાં ચરણમાં સર્વ તીર્થોનો વાસ હોય છે તથા ગુરુ એ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશનું સ્વરૂપ છે.

સ્વામીજીએ શ્રીજોગળેકરને બોધ આપતાં કહ્યું હતું કે હવે પછી ભવિષ્યમાં તીર્થયાત્રા માટે દોડાદોડ કરીશ નહીં. સદ્‌ગુરુચરણમાં સર્વ તીર્થોનો વાસ હોય છે.



સદ્‌ગુરુ એ પરબ્રહ્મનું બીજું સ્વરૂપ છે. આટલું કહીને બંને વડોદરા પાછા આવ્યા. શ્રીગુરુચરિત્ર તથા પૂ.શ્રીરંગ અવધૂત મહારાજકૃત શ્રીગુરુલીલામૃતમાં તંતુકને શ્રીનૃસિંહસરસ્વતી મહારાજ શ્રીશૈલનાં દર્શન આ રીતે જ કરાવે છે. તેના લગભગ પાંચસો વર્ષ પછી આવી લીલા દ્વારા શ્રીસચ્ચિદાનંદ સ્વામી શ્રીજોગળેકરને દ્વારકાધીશનાં દર્શન કરાવે છે. ખરેખર ધન્ય છે શ્રીજોગળેકરની ભક્તિ અને વડોદરા શહેર પણ ખરેખર ધન્ય છે જેને આવા સંતો તથા ભક્તોએ પોતાના નિવાસ દ્વારા પવિત્ર બનાવ્યું છે.





## પ્રકરણ-૪

## ભક્તો પર કૃપા અને અન્ય લીલા

### (૧) શ્રી પ્રાણશંકર દવે :

પ્રાણશંકર દવે એ ગોધરા પાસેના શહેરા ગામના વતની હતા. તેઓ મુંબઈમાં એક અંગ્રેજી કંપનીમાં ઊંચા હોદ્દા પર નોકરી કરતા હતા. તેમનો સ્વભાવ સાત્વિક તથા નિ:સ્પૃહ હતો. તેમણે પોતાના ગામના એક મિત્રને તે જ કંપનીમાં નોકરીએ રખાવ્યો. બંને વચ્ચે સારી મિત્રતા હતી. થોડા દિવસો પછી પ્રાણશંકર દવેને લાંબી રજા લઈ બહારગામ જવાનું થયું. તેમણે કંપનીના પોતાના હોદ્દાનો હવાલો પોતાના મિત્રને સોંપ્યો. તાત્કાલિક જરૂર પડે તે માટે કેટલાક કોરા કાગળો ઉપર સહી કરી આપી. ચેકબુક પર પણ સહી કરી આપી.

તેમના મિત્રના મનમાં પાપ હતું. તેઓ આ જ લાગ જોઈ રહ્યા હતા. તે મિત્રે મોટી રકમની ઉચાપત કરી. રજા પરથી પ્રાણશંકર દવે નોકરીએ હાજર થયા તે પહેલાં કંપનીનું ઓડિટ શરૂ થઈ ગયુ હતું. પોતે કરેલી ઉચાપત જાહેર થશે એમ લાગતાં જ તેમનો મિત્ર રજા લઈ ક્યાંક નાસી ગયો. ઓડિટમાં ઉચાપત જાહેર થઈ ગઈ. કાયદાકીય રીતે કેટલાય દસ્તાવેજોમાં પ્રાણશંકરના હસ્તાક્ષર હોવાથી તેઓ જ જવાબદાર હતા. ઈ.સ.૧૯૦૦ની આસપાસ લાખો રૂપિયાનો સવાલ હતો. હાલના કરોડો રૂપિયા ગણાય. પોલીસમાં ફરિયાદ કરવામાં આવી. નિર્દોષ હોવા છતાં જેલના સળિયા ગણવા પડશે એ બીકે પ્રાણશંકર દવેએ નાસી જવાનો વિચાર કર્યો



અને કંપની પર તથા પોતાની પત્ની પર પત્ર લખી, તે ઓશીકા નીચે મૂકી, પોતે ઘર છોડીને મુંબઇથી દૂર જતા રહ્યા.

પ્રાણશંકર દવેએ વેશપલટો કર્યો તથા મધ્યપ્રદેશની હદમાં જતા રહ્યા. વર્તમાનપત્રમાં કંપનીની તેમની ઉચાપત અંગેના અહેવાલો આવતા હતા. પોલીસ હવે મધ્યપ્રદેશ તરફ રવાના થઇ છે એમ વાંચીને તેઓના છક્કા છૂટી ગયા. અપકીર્તિ કરતાં મૃત્યુ સારું એમ વિચાર કરી તેઓએ આત્મહત્યા કરવાનો વિચાર કર્યો.

નર્મદાકિનારે ૐકારેશ્વર પાસે ઊંચી ભેખડ પરથી નર્મદામાં છલાંગ લગાવવાનું તથા હાથ પગ હલાવી ક્યાંક જીવતા રહીએ તો ધરપકડ થાય એવો ભય હતો, તેથી છાતી પર પથ્થર બાંધવાનું નક્કી કર્યું. કપડાં કાઢીને, પોતે નિર્દોષ હોવા વિશે પત્ર લખી પથ્થર નીચે કપડાં સાથે મૂક્યો. ઇશ્વરનું નામ લઇ તેઓ નદીમાં ભૂસકો મારવા જતા હતા ત્યાં જ કોઇ સંન્યાસીએ પાછળથી પકડી લીધા. સંન્યાસી બોલ્યા, “ખરો ગુનેગાર મોરટક્કા સ્ટેશને પકડાઇ ગયો છે અને પોલીસ કસ્ટડીમાં છે. તારે આત્મહત્યા કરવાની જરૂર નથી.”

પ્રાણશંકર દવે આ સંન્યાસીને ઓળખતા ન હતા. તેમનું નામ શું છે તે પણ જાણતા ન હતા. સંન્યાસી તરત જ અદશ્ય થઇ ગયા. તેમનાં વચન પર વિશ્વાસ રાખી પ્રાણશંકર દવેએ આત્મહત્યા કરવાનો વિચાર માંડી વાળ્યો તથા ઘરે પાછા ફરવાનો નિશ્ચય કર્યો. પાછા ફરતાં મોરટક્કા સ્ટેશને પ્રાણશંકરે તેમના વિશ્વાસઘાતી મિત્રને પોલીસ દ્વારા હાથકડી પહેરાવેલો જોયો. તેમની કંપનીના અધિકારી પણ સાથે હતા. તેમણે પ્રાણશંકરને જોયા તથા હર્ષભેર તેમને ભેટી પડ્યા. તેમણે જણાવ્યું કે સાચો ગુનેગાર પકડાઇ ગયો છે. તમારે પલાયન થવાની જરૂર ન હતી. પાછળથી કોર્ટમાં કેસ ચાલ્યો જેમાં પ્રાણશંકર નિર્દોષ ઠર્યા તથા તેમના મિત્રને સજા થઇ.



પ્રાણશંકર દવે ફરીથી કંપનીમાં નોકરી કરવા લાગ્યા તથા થોડાં વર્ષો પછી તેમને ભાગીદાર બનાવવામાં આવ્યા. જે સંન્યાસીએ પોતાને બચાવ્યા હતા તેમના વિશે તેઓ કશું જાણતા ન હતા. એક દિવસ ગણેશ અનગરેના ઘરે તેમણે (મુંબઇમાં થાણામાં મોતીલાલ શેઠની ચાલીમાં) સ્વામી મહારાજની છબી જોઇ. તેમણે અતિ વિનમ્ર ભાવે આ છબી કોની છે તે વિશે પૂછપરછ કરી. "તેઓ મારા ગુરુ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી છે તથા હાલ ગરુડેશ્વરમાં નિવાસ કરે છે." એમ ગણેશ અનગરેએ જણાવ્યું.

"તેમનાં દર્શન કરીને પછી જ હું પાણી પીશ, તમે પણ મારી સાથે ગરુડેશ્વર ચાલો" એમ પ્રાણશંકરે પ્રસ્તાવ મૂક્યો. શ્રીઅનગરેએ કહ્યું કે ગરુડેશ્વર ઘણું જ દૂર છે તથા પહોંચતાં ઘણો સમય લાગશે. આથી 'જળ ન લેવું' એવો નિયમ ન લેશો. પરંતુ પ્રાણશંકર તો નિયમને વળગી રહ્યા.

ગરુડેશ્વર પહોંચીને પ્રથમ શ્રીઅનગરેએ સ્વામી મહારાજનાં દર્શન કર્યાં. સ્વામી મહારાજે તરત પ્રશ્ન કર્યો, "પેલા આત્મહત્યાવાળા ભાઇ આવ્યા છે?" તરત જ પ્રાણશંકરે સાષ્ટાંગ પ્રણિપાત કર્યા. પ્રાણશંકરની આંખો ભીની થઇ ગઇ તથા તેમને જીવતદાન આપનાર સંતનાં દર્શન થયાં તેથી પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યા. પરંતુ સ્વામી મહારાજે તો કર્તૃત્વપણાનો ભાવ રાખ્યા વિના તટસ્થ ભાવ દર્શાવ્યો. સંતપુરુષોને પોતાની પ્રસિદ્ધિ બિલકુલ ગમતી નથી. સંતો તથા અવતારી પુરુષો માટે તો "પ્રતિષ્ઠા સૂકરી વિષ્ઠા" સમાન છે.

## (૨) શ્રીઅનગરે કુટુંબ પર કૃપા (ઇ.સ. ૧૮૯૮) :

શ્રીગણેશ અનગરે નામના ભક્ત સરકારી નોકર હતા. તેમનાં ધર્મપત્નીનું નામ નર્મદાબહેન હતું. નર્મદાબહેનનું પિયર તિલકવાડા હતું. નર્મદાબહેનનાં માતા



વારુબાઇ કરંજગાંવકર તિલકવાડામાં નર્મદા- પરિક્રમાવાસીઓને અન્ન, વસ્ત્ર, વાસણ ઇત્યાદિની યથાશક્તિ મદદ કરતાં. આમ ઘણાં વર્ષો સુધી તેમણે આ સેવા કરી હતી. કોઇ સંન્યાસી આવે તો ભિક્ષા માટે બોલાવતાં. તિલકવાડામાં ચાતુર્માસ નિમિત્તે સ્વામી મહારાજનો મુકામ હતો ત્યારે તેઓ પણ વિનમ્ર આમંત્રણને માન આપી વારુબાઇને ત્યાં ભિક્ષા માટે જતા.

એક દિવસ આમંત્રણ અનુસાર વારુબાઇ કરંજગાંવકરને ત્યાં સ્વામી મહારાજ ભિક્ષા માટે પધાર્યા. વારુબાઇએ સ્વામી મહારાજને કહ્યું, "મહારાજ તમારા જેવા સાધુ-સંતોની ઘણાં વર્ષો સેવા કરી એમાં અમને શું મળ્યું? મારી દીકરી નર્મદાનો ખોળો ખાલી છે." સ્વામી મહારાજ બોલ્યા, "તેને સંતાન જરૂર થશે. તેના ભાગ્યમાં એક જ પુત્ર છે. પાંચમા મહિને શૂલપાણેશ્વરના મંદિરે તુલા કરાવશો એટલે બધું વ્યવસ્થિત થશે."

નર્મદાબહેન સ્ત્રીધર્મ અનુસાર ત્રણ-ચાર દિવસ સ્વામી મહારાજનાં દર્શને ન ગયાં. સ્વામી મહારાજે પૂછ્યું, "વારુબાઇ, નર્મદા મારાથી રિસાઇ છે કે શું? બે-ત્રણ દિવસ દેખાઇ નહીં." વારુબાઇએ ફરી વિનંતી કરી "આપ દીકરી નર્મદા નર્મદા કરો છો પરંતુ તેને સંતતિ નથી એ તમારાથી કેમ જોવાય છે?" સ્વામી મહારાજ બોલ્યા, "મારી પાસે સંતાનોનાં ઝાડ નથી કે બધાંને વહેંચતો ફરું ! સારુ, તેને કાલે લઇ આવજો." બીજા દિવસે નર્મદાબહેન દર્શન કરવા આવ્યાં. સ્વામી મહારાજે હસતાં-હસતાં પૂછ્યું, "નર્મદા, મારા પર રિસાઇ છે?" નર્મદાબહેન બોલ્યાં, "મહારાજ આપના પર તે કોઇ રિસાઇ શકે? હું તો સ્ત્રીધર્મ અનુસાર દર્શન કરવા આવી ન હતી." વારુબાઇએ ફરી યાદ અપાવી. સ્વામી મહારાજ બોલ્યા, "નર્મદા, તને એક પુત્ર થશે. સાત વર્ષ સુધી તેને થાપણ તરીકે સાચવજે અને નામકરણ કરવું નહીં. આગળ દત્તપ્રભુની જેવી ઇચ્છા હશે તેમ થશે."



આમ સ્વામી મહારાજના આશીર્વાદથી નર્મદાબહેનને તા.૨૧-૧૨-૧૯૦૭ના દિવસે પુત્ર અવતર્યો. સ્વામી મહારાજ ચાતુર્માસ પછી આગળના પ્રવાસે નીકળી ગયા. ઈ.સ. ૧૯૧૩-૧૪ માં સ્વામી મહારાજનો મુકામ ગરુડેશ્વરમાં હતો. શ્રીગણેશ અનગરે તથા નર્મદાબહેન પુત્ર સહિત મુંબઈ રહેતાં હતાં. તેમને માહિતી મળતાં સ્વામી મહારાજનાં દર્શને ગરુડેશ્વર ગયાં.

પુત્ર સહિત નર્મદાબહેનને જોતાં જ સ્વામી મહારાજે પૂછ્યું, "હવે તારી માતાને પૌત્ર જોઈને સંતોષ થયો ને ? આનું નામ શું પાડ્યું છે?" નર્મદાબહેને જણાવ્યું કે "આપે થાપણ તરીકે રાખવા જણાવ્યું હતું આથી નામ પાડ્યું નથી. શું નામ રાખીએ?" સ્વામી મહારાજ બોલ્યા,"પ્રથમ આના વજન જેટલો ઘઉંનો રવો લાવો અને આને ત્રાજવામાં બેસાડો." કહ્યા પ્રમાણે કરતાં જ સ્વામી મહારાજ બોલ્યા, "આ તારો વાસુદેવ લે. તેનું જનોઇ વસંતપંચમીના રોજ કરજો. તેનો યજ્ઞોપવિત સંસ્કાર થાય પછી મારી પાસે એને લઇ આવજો."

વસંતપંચમીના રોજ ઉપવીતસંસ્કાર થયા પછી નર્મદાબહેન વાસુદેવને લઈ સ્વામી મહારાજનાં દર્શને ગયાં. સ્વામી મહારાજ બોલ્યા, "કેમ હવે બ્રાહ્મણ થયો ને? ગાયત્રી કરજે. કદી ત્રાસ નહીં પડે. ત્રાસ થાય તો પણ સહન કરવાની શક્તિ તે જ આપશે." આ પછી સ્વામી મહારાજે કહ્યું, "હું તને એક મંત્ર આપું છું. ઓછામાં ઓછો દસ વખત તેનો રોજ જપ કરજે." એમ કહીને તેમણે વાસુદેવને સરસ્વતીનો વિદ્યાપ્રદ મંત્ર કહ્યો.

કહ્યા પ્રમાણે કરતાં જ વાસુદેવ અનગરેએ સંગીતવિદ્યામાં નિપુણતા કેળવી અને કાઠિયાવાડના ચુડાનરેશને ત્યાં સંગીતનિષ્ણાત તરીકે નોકરી મેળવી. સ્વામી મહારાજના આશીર્વાદથી વાસુદેવ અનગરેને જોધપુર, બીકાનેર, અલવર, મૈસુર, પોરબંદર, ભાવનગર, જામનગરના રાજાઓ દ્વારા સન્માન મળ્યું. મૈસુરનરેશ



તરફથી તેમને સાડા ત્રણ તોલા સોનાથી મઢાવેલું રત્નજડિત શિવલિંગ ઇનામ તરીકે મળ્યું. ૧૯૩૨માં ઓલ ઈન્ડિયા મ્યુઝિક કોન્ફરન્સ, ગ્વાલિયરમાં પ્રથમ નંબરનો સુવર્ણચંદ્રક પ્રાપ્ત થયો.

ગરુડેશ્વરમાં સ્વામી મહારાજના નિવાસ દરમ્યાન વાસુદેવ અનગરેનાં માતાજી નર્મદાબહેન તથા મામા, માસી હાજર હતાં. કુતૂહલવશ નર્મદાબહેને પૂછ્યું, "મહારાજ, આપ બીજા બધાનાં આયુષ્ય કથન કરો છો તો મારા આયુષ્યનું કથન કરો ને." પ્રથમ હા-ના કરતાં સ્વામી મહારાજે જણાવ્યું કે "તારા પુત્રના સોળમા વર્ષે તારું મૃત્યુ થશે." નર્મદાબહેન આ સાંભળીને બોલ્યાં, "તો પછી મને પુત્રસુખ આપ્યું જ કેમ? હું કઈ રીતે પુત્રનો સંસાર જોઈશ? આના કરતાં પુત્ર ન આપ્યો હોત તો સારું થાત."

આનો ઉપાય પણ સ્વામી મહારાજ પાસે હતો. તેમણે કહ્યું, "તેમ થઇ શકે છે પરંતુ એક વર્ષ તારે શારીરિક ક્લેશ ભોગવવો પડશે." નર્મદાબહેને હા પાડતાં જ સ્વામી મહારાજે આશીર્વાદ આપતાં કહ્યું, "જા, તને બીજાં સોળ વર્ષ આયુષ્ય આપું છું. પરંતુ છેલ્લું એક વર્ષ તારે વૈધવ્ય ભોગવવું પડશે અને શારીરિક વ્યાધિનો ત્રાસ સહન કરવો પડશે." આ કથન પ્રમાણે જ ઇ.સ.૧૯૩૮માં જ ગણેશ અનગરેનું અવસાન થયું અને તે પછી એક વર્ષ બીમારી ભોગવી નર્મદાબહેનનું અવસાન થયું. આમ સ્વામી મહારાજ આયુષ્યકથન કરતા એટલું જ નહીં પરંતુ તેમાં ફેરફાર પણ કરી શકતા. નર્મદાબહેનના કિસ્સામાં તેમણે સોળ વર્ષ આયુષ્ય વધારી આપ્યું.

આમ સંત આજ્ઞાપાલનથી આયુષ્ય વધે છે અને આજ્ઞા ન પાળીએ તો ઘણું જ કષ્ટ પડે છે.



## (૩) શ્રી રામશાસ્ત્રી પ્રકાશકર :

શિનોરમાં સ્વામી મહારાજનો મુકામ હતો. અહીં લગભગ એક દોઢ મહિનો તેઓ રોકાયા. શિનોરના માર્કંડેશ્વરના મંદિરમાં નિવાસ કર્યો. ગામમાં એક સંન્યાસી આવ્યા છે એમ જાણી રામચંદ્ર પ્રકાશકર સ્વામી મહારાજનાં દર્શન કરવા આવ્યા. યુવાની હોવાથી તેમનામાં અહંકાર હતો. તેમણે ઊભા ઊભા જ સ્વામી મહારાજને નમસ્કાર કર્યા તથા મર્યાદા ન રાખતાં ગમે તેમ તેમની સામે બેઠા. સ્વામી મહારાજે અવિનય જાણ્યો તથા તેઓની દૃષ્ટિ તેમણે ચાંદીની દત્તમૂર્તિ તરફ જ સ્થિર કરી.

"મહારાજ ક્યાંથી આવ્યા?" રામચંદ્રે પૂછ્યું. સ્વામી મહારાજે આંગળી વડે જે દિશામાંથી આવ્યા હતા તે તરફ નિર્દેશ કર્યો. સંત-સંન્યાસી મળે તો "તદ્‌વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા" એમ ગીતામાં કહ્યું છે. તેના બદલે આવા લૌકિક પ્રશ્નો પૂછવા એટલે સુવર્ણ તક ગુમાવવા જેવું ગણાય. આ પછી રામચંદ્રે નીચે પ્રમાણે ચાર પાંચ પ્રશ્નો પૂછ્યા. "પહેલાં કયે ગામ હતા? આપનું પૂર્વાશ્રમનું નામ શું? પૂર્વાશ્રમમાં કયો વ્યવસાય કરતા હતા? ક્યાં વિદ્યાભ્યાસ કર્યો?" આમ એકીસાથે ઘણા બધા પ્રશ્નો પૂછ્યા હોવાથી સ્વામી મહારાજને ગુસ્સો આવ્યો. તેમણે આ પ્રમાણે જવાબ આપ્યો : "તમારો કોઇ સંબંધી ગુમ થયો હોય તો તે હું નથી."

સંન્યાસીને પૂર્વાશ્રમનું નામ ન પુછાય. સંન્યાસીને પૂર્વાશ્રમની વિગતો પૂછવી અવિનય ગણાય. ઉપર પ્રમાણે જવાબ સાંભળી રામચંદ્ર પોતાને ઘરે જતા રહ્યા. સ્વામી મહારાજની નીચે લીલાનંદ સરસ્વતી નામે એક બીજા સંન્યાસી રહેતા હતા. તેમના ચાતુર્માસ સ્વામી મહારાજ કરતાં વધારે હોવાથી (વહેલાં સંન્યાસ



લીધો હોવાથી) સ્વામી મહારાજ તેમને વંદન કરતા. લીલાનંદ સરસ્વતી કહેતા, "મહારાજ ! મુદ્રા, દંડસૂત્ર, કટિસૂત્ર ઇત્યાદિ આશ્રમને અનુસરીને મારી પાસે હોવી જોઇએ. તે વસ્તુઓ ન હોવાથી આપનાં વંદન સ્વીકારતાં મને સંકોચ થાય છે."

સ્વામી મહારાજે કહ્યું, તમે જનોઇ એકઠી કરો હું તમને દંડસૂત્ર તથા કટિસૂત્ર બનાવી આપીશ. આમ કહીને જનોઇ ભેગી થતાં તેમણે બધું બનાવી પણ આપ્યું. પરસ્પર તેમનું સંભાષણ પણ થતું. રામચંદ્ર પ્રકાશકરને તેઓ પણ ઓળખતા હતા. સ્વામી મહારાજે વાતચીતમાં જણાવ્યું કે "રામચંદ્ર માટે ખાસ હું અહીં રોકાયો છું. પરંતુ તે અહીં આવતો જ નથી. ફક્ત એક વખત આવી ગયો."

લીલાનંદ સરસ્વતીએ રામચંદ્રને સ્વામી મહારાજને મળવા જણાવ્યું. રામચંદ્રે જણાવ્યું કે ટેંબે સ્વામી વિદ્વાન હોવા છતાં મારે ને તેમને બનશે નહીં. ગામની એક બીજી વ્યક્તિએ રામચંદ્રને સ્વામી મહારાજની વિદ્વત્તાનો લાભ લેવા જણાવ્યું. છેવટે તેઓ તે માટે તૈયાર થયા. પરંતુ અભિમાન તો પહેલાં જેવું જ હતું. ગમે તેમ નમસ્કાર કરી બેફિકરાઇથી સ્વામી મહારાજ સામે બેઠા.

સ્વામી મહારાજે પૂછ્યું, "તું શું ભણ્યો?" રામચંદ્ર પ્રકાશકરે જણાવ્યું, "મારું વેદાધ્યયન થઇને કૌમુદી તથા કાવ્ય અભ્યાસ પૂરો થયો છે. હાલમાં હું એક સ્થળે ભાગવતપુરાણ કહેવા જાઉં છું."

સ્વામી મહારાજે કહ્યું, "'જન્માદ્યસ્ય યતોન્વયાત્....|' આ શ્લોક પર વિવેચન કરો." રામશાસ્ત્રી બોલ્યા, "આવા વેદાંતના શ્લોકનું વિવેચન કરતાં મને આવડતું નથી. આથી હું તેનું ગમે તેમ વિવેચન કરું છું." સ્વામી મહારાજ બોલ્યા, "અરે ! જે મુખ્ય અને આવશ્યક સમજવું જોઇએ તે ન સમજીએ તો ભાગવતવાચનનો



શો ઉપયોગ?" આ સાંભળીને રામશાસ્ત્રીને ગુસ્સો આવ્યો. ત્યારે શાંતપણે સ્વામી મહારાજ બોલ્યા,

"માત્રે અધ્યાત્મનિવેદનમ્ | કિં તદ્ અધ્યાત્મમ્ | જીવબ્રહ્મણોરૈક્ય પ્રતિપાદનમ્ | તદહં કથં વિજાનીયાત્ | યાવત્પૂર્ણો ન વત્સરઃ || "

અવાજ સાંભળીને રામશાસ્ત્રી પ્રકાશકરને વર્ષ પહેલાં સ્વપ્નમાં દેખાતા સંન્યાસી યાદ આવ્યા. આ તેમનો જ અવાજ છે અને તે સંન્યાસી જ સામે છે. એ જોતાં રામચંદ્રનાં નેત્રમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. રોમાંચ થયો અને કંઠ રુંધાઇ ગયો. રામચંદ્ર પ્રકાશકરે તરત જ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સ્વામી મહારાજે તરત જ આજ્ઞા કરી કે હવે ઘરે કોઇ ઉદ્યોગ ન કરતા. અહીંયાં કાલથી જ અધ્યયન માટે આવજો. પંચદશી અને ભાગવતનો પ્રથમ શ્લોક શરૂ કરીશું. ભિક્ષા અને આહ્નિક સિવાયનો બધો સમય અધ્યયનમાં પસાર થતો.

પાઠ ચાલુ હતો ત્યારે એક દિવસ સ્વામી મહારાજે પોતાની પાણી પીવાની નાળિયેરની કાચલી રામચંદ્રને પ્રસાદ તરીકે આપી. થોડાક દિવસોના અભ્યાસ પછી સ્વામી મહારાજ એક દિવસ કોઈને પણ કહ્યા વગર ક્યાંક જતા રહ્યા. રામચંદ્રને ખૂબ શોક થયો. સ્વપ્નમાં સ્વામી મહારાજે તેમને દર્શન આપ્યાં અને જણાવ્યું, "યોગાયોગથી જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તેને સંભાળી ઉપાસના ચાલુ રાખવી. દંડનું લક્ષ્મી વસ્ત્ર તથા કટિસૂત્ર ગોખલામાં રહી ગયાં છે. તેનું નર્મદાના પ્રવાહમાં વિસર્જન કરવું અથવા તારી પાસે રાખવું."

રામચંદ્ર પ્રકાશકરનો પૂર્વ ઇતિહાસ નીચે પ્રમાણે છે. રામચંદ્ર વડોદરાના વતની હતા. તેઓ વેદાધ્યયન માટે શિનોર પોતાના મામાના ઘરે રહ્યા. તેમના પિતાનું મૃત્યુ તેમના અઢારમા વર્ષે પ્લેગથી થયું. આથી રામચંદ્રને ખૂબ દુઃખ થયુ અને ઘરેથી ક્યાંક નાસી જવું એમ તેઓ વિચારવા લાગ્યા. તે જ રાત્રે



એક સંન્યાસી તેમના સ્વપ્નમાં આવ્યા અને કહેવા લાગ્યા, "તું ગૃહત્યાગ કરે તો તારી માતાને કેટલું દુ:ખ થશે? આનો તેં વિચાર કર્યો છે? કર્દમ ઋષિ વનમાં ગયા પરંતુ કપિલમુનિ માતા પાસે જ રહ્યા અને માતાને આધ્યાત્મિક ઉપદેશ કરીને તેને શોકરહિત કરી."

રામચંદ્રે તે સંન્યાસીને સ્વપ્નમાં જ પ્રશ્ન કર્યો, "અધ્યાત્મ એટલે શું?" સંન્યાસીએ જવાબ આપ્યો, "જીવબ્રહ્મની એકતાનું પ્રતિપાદન કરવું એટલે અધ્યાત્મ."

"મને અધ્યાત્મ કેમ સમજાશે?" એમ રામચંદ્ર દ્વારા પુછાતાં, સંન્યાસીએ જણાવ્યું કે "હાલમાં ઉપદેશ માટે તું અયોગ્ય હોવાથી એક વર્ષ પછી તને બધું સમજાશે."

આ બધો વાર્તાલાપ સ્વપ્નમાં તથા સંસ્કૃતમાં થયો. સંન્યાસી વારંવાર તેમના સ્વપ્નમાં આવતા તથા સૂચનાઓ આપતા. સૂચનાનું પાલન ન થાય તે પ્રસંગે મારતા પણ ખરા. દત્તપ્રભુએ રામચંદ્રને ઉપદેશ આપવા માટે આજ્ઞા કરી તેથી સ્વામી મહારાજ શિનોરમાં રોકાયા હતા.

રામચંદ્રનું અધ્યયન ચાલુ હતું. એક વખત તેમણે પાઠ વખતે પ્રશ્ન પૂછીને સ્વામી મહારાજને નિરુત્તર કરીશું એવો વિચાર કરી, ઘેર થોડું વાંચન કરીને આવ્યા. પાઠના પ્રારંભમાં જ સ્વામી મહારાજે જણાવ્યું કે વિદ્યા શિખનારે વિદ્યા પૂર્ણપણે ઉપાર્જન કર્યા પહેલાં વિદ્યાદાતાને પ્રશ્ન પૂછીને નિરુત્તર કરીશું એવો વિચાર ન કરવો. આમ કહીને તેમણે જે પ્રશ્ન રામચંદ્ર પૂછવાના હતા તેને સુંદર રીતે સમજાવ્યો. તેમની વિદ્વત્તા જોઇ રામચંદ્ર પ્રકાશકરનો ગર્વ ચૂર ચૂર થઇ ગયો.

શિનોરમાં સ્વામી મહારાજ રામચંદ્ર પ્રકાશકરના મામાને ત્યાં ભિક્ષા માટે ગયા. તે દિવસે રામચંદ્રના પિતાનું વર્ષશ્રાદ્ધ હતું. આથી રામચંદ્રએ



વિનયથી ભિક્ષા નહીં મળે એમ જણાવ્યું. ત્યારે સ્વામી મહારાજે વિનમ્ર ભાષણથી યતિ (સંન્યાસી) વિમુખ જાય તો તેનો દોષ યજમાનને લાગતો નથી. આમ કહીને શાસ્ત્રવચન પણ કહ્યું.

શિનોરમાં સ્વામી મહારાજનો મુકામ હતો ત્યારે એક વિધવા બાઇ પ્રસાદ તરીકે એક પડિયો ભરીને સાકર લાવી. સ્વામી મહારાજે તે તરફ દૃષ્ટિ પણ ન કરી. પ્રસાદ તરીકે તે લેવા કોઇને આજ્ઞા પણ ન કરી. ૨-૩ દિવસ પડિયો ત્યાં જ પડી રહ્યો. રામચંદ્રએ તેનું કારણ પૂછ્યું. સ્વામી મહારાજે કહ્યું, “બે-ત્રણ દિવસમાં તે સાકર પર એકાદ માખીને પણ બેસતાં જોઇ?” રામચંદ્રએ જોયું તો આજુબાજુ ઘણી માખીઓ હોવા છતાં સાકરના પડિયા પર એક પણ માખી ન હતી. તેનું કારણ પૂછતાં સ્વામી મહારાજ બોલ્યા, “તારે શું કરવું છે તે જાણીને? જેની સાકર હોય તેણે પાછી લઇ જવી.”

નછૂટકે તે બાઇ સાકરનો પડિયો પાછો લઇ ગઇ. રામચંદ્રએ તપાસ કરતાં તે બાઇનું ચારિત્ર્ય સારું ન હતું તેની જાણ થઇ. ત્યારે રામચંદ્ર પ્રકાશકરને સ્વામી મહારાજની સર્વજ્ઞતાની ખાતરી થઇ.

સાયંકાળે લીલાનંદ સરસ્વતી અને સ્વામી મહારાજ બંને સ્નાન માટે નર્મદા નદી પર ગયા. ત્યાં બાળકો પતંગ ઉડાડતાં હતાં. તેમના દોરાનો સ્પર્શ થતાં લીલાનંદ સરસ્વતીને ફરી સ્નાન કરવાનું થતાં ગુસ્સે થયા અને કહેવા લાગ્યા, “આ નઠારા છોકરાઓ આપણને સંન્યાસીઓને પણ ત્રાસ આપવાનું છોડતા નથી.” સ્વામી મહારાજે તેમને જણાવ્યું, “આપણે તેમ ન માનવું. તેઓ આપણાં જ બાળકો છે.” આ સાંભળીને લીલાનંદ સરસ્વતી પણ શાંત થઇ ગયા.



## (૪) ઇંદોરનાં રાણી શ્રીમતી ઇંદિરાબાઈ હોળકર :

મુંબઈના આનંદરાવ તાલચેરકરની પૌત્રી કુ. ઇંદિરાનાં લગ્ન ઇંદોરના રાજા શ્રીમંત સવાઇ તુકોજીરાવ હોળકર સાથે નક્કી થયાં હતાં. (ઇ.સ. ૧૯૧૨). પછી ઇંદોરના મહારાજા યુરોપની સફરે ગયા. ત્યાંથી પાછા ક્યારે ફરશે તે નક્કી ન હતું. આમ દસ-અગિયાર મહિના પસાર થઇ ગયા. માતાપિતાને ચિંતા થવા લાગી. તેઓએ કુ.ઇન્દિરાના જન્માક્ષર સ્વામી મહારાજ પાસે મોકલાવ્યા અને માર્ગદર્શન માગ્યું.

સ્વામી મહારાજે જન્માક્ષર જોઇને કહ્યું કે આમાં રાજયોગ દેખાતો નથી. જે વાડીના પૂજારી દ્વારા જન્માક્ષર મોકલાવ્યા હતા તેઓએ શુદ્ધ અંત:કરણથી જણાવ્યું કે જન્માક્ષરમાં ભલે રાજયોગ ન હોય પરંતુ આપશ્રીના હસ્તકમલના સ્પર્શથી ના થતો હોય તો પણ રાજયોગ થવો જોઇએ એવી મારી માન્યતા છે. સ્વામી મહારાજે છેવટે માર્ગદર્શન આપતાં કહ્યું કે કન્યા દ્વારા નિષ્કામ શિવારાધના થવી જોઇએ. તે પછી તેઓશ્રીએ ઇંદ્રાણીનો મંત્ર "દેવેન્દ્રાણિ નમસ્તુભ્યં....."ના જાપ કરવા કહ્યું. આમ કરશો તો માગશર મહિનામાં કામ થશે.

કુ. ઇન્દિરાએ તે પ્રમાણે જપ કરતાં જ બે-ત્રણ મહિનામાં ઇંદોરના નરેશ પરદેશથી પાછા આવ્યા અને માગશર સુદ દસમને દિવસે સોમવારે ઇ.સ. ૧૯૧૩માં લગ્ન સંપન્ન થયાં. લગ્ન પછી પણ તેઓએ સ્વામી મહારાજ પ્રત્યે અપાર ભક્તિ તથા શ્રદ્ધા રાખી છે. ગરુડેશ્વરમાં ઘાટ અને ધર્મશાળા બંધાવીને તથા માણગાંવ, કુરવપુર તથા કારંજામાં મોટી સખાવતો કરીને પુષ્કળ પુણ્ય ઉપાર્જન કર્યું છે.



# વિવિધ ભક્તો પર કરેલી કૃપા

## (૧) સખારામ કાનડકર :

સખારામ કાનડકર અલોટ ગામે રહેતા હતા. તેમના પિતાજીનું મૃત્યુ થવાથી ભાઇ, બહેન તથા માતાનાં ભરણપોષણની જવાબદારી તેના પર આવી પડી. તેનો કંઠ સુરીલો હોવાથી તેણે કીર્તનનો વ્યવસાય સ્વીકાર્યો. વિવિધ સ્થળે કીર્તન કરવાથી તેને આર્થિક પ્રાપ્તિ પણ સારી થવા લાગી. કુટુંબનો ચરિતાર્થ સારો ચાલતો રહ્યો. પરંતુ તેના વિરોધીઓને આ પસંદ ન પડ્યું. ઈશ્વરનું નામ લઇને ગુજરાન ચલાવવું તેમાં કશું ખોટું નથી. પૂજારી તરીકેનો વ્યવસાય પણ સારો છે પરંતુ જો તેનું ધ્યાન ઈશ્વર કરતાં ભક્તોના પૈસા તરફ વધુ જાય તો તે ખોટું છે. રામકૃષ્ણ પરમહંસ પણ પગારદાર પૂજારી હતા. પરંતુ ઈષ્ટદૈવત સાથે તેમણે ભાવાત્મક એકતા સ્થાપી હતી.

સખારામના શત્રુઓએ તેને કપટથી સિંદૂર પિવડાવી દીધું. આથી તેનો અવાજ બેસી ગયો અને કીર્તનવ્યવસાય બંધ પડ્યો. બીજી કોઇ વ્યવસાય-કુશળતા ન હોવાથી ભૂખે મરવાનો વારો આવ્યો. તેણે આત્મહત્યા કરવા વિચાર કર્યો. તે જ સમય દરમ્યાન સ્વામી મહારાજ મહત્પુર આવ્યા છે એવું જાણી સખારામ સ્વામી મહારાજને શરણે ગયો. દંડવત્ પ્રણામ કરીને તેણે સ્વામી મહારાજને પોતાની આપવીતી કહી સંભળાવી. સ્વામી મહારાજે તેને પોતાની સાથે ચાર માસ રહેવા જણાવ્યું. શ્રીકાનડકરે દુ:ખી થઇને જણાવ્યું કે પ્રાપંચિક અડચણો હોવાથી



તે ચાર માસ સ્વામીજી સાથે રહી શકે તેમ નથી. સ્વામી મહારાજે પરિસ્થિતિ જાણી પોતે જ અલોટ ગામે આવશે તેમ જણાવ્યું અને ત્યાં તેઓ ઉપાય કહેશે તેમ કહ્યું.

સૂર્યગ્રહણને આગલે દિવસે સ્વામી મહારાજ અલોટ ગામે પધાર્યા. શ્રીકાનડકર તેમનાં દર્શને આવ્યો. સ્વામી મહારાજે તેમને એક વનસ્પતિનો રસ પીવા આપ્યો તથા તે રસથી તેમની જીભ પર એક મંત્ર લખ્યો. શ્રીકાનડકરને તેઓશ્રીએ તે જપ સૂર્યગ્રહણના દિવસે ક્ષિપ્રા નદીમાં ઊભા રહીને કરવા જણાવ્યું. પૂર્ણ શ્રદ્ધાથી તેમણે જપ કરતાં તેમનો અવાજ પૂર્વવત્ થઇ ગયો અને બુદ્ધિ પણ વિશેષ સતેજ થઇ. તેમની સ્મરણશક્તિ પણ વધી.

મંત્રાનુષ્ઠાન પૂરું થતાં જ સ્વામી મહારાજે તેમને ઘરે જવા આજ્ઞા આપી. આ પછી તેમનો કીર્તનવ્યવસાય સારો ચાલ્યો અને સખારામ કાનડકર કીર્તનાચાર્ય તરીકે પ્રસિદ્ધ થયા. સ્વામી મહારાજને ધન્ય છે. તેઓ દુ:ખી લોકોનું દુ:ખ દૂર કરવા જાતે અલોટ ગામ પધાર્યા તથા કાનડકરનું દુ:ખ દૂર કર્યું.

## (૨) વેશ્યાનો ઉદ્ધાર :

સરસ્વતીબાઇ નામની એક વેશ્યા, અંત:કરણમાં વૈરાગ્યનો ઉદય થવાથી નૃસિંહવાડીમાં દેવસેવા માટે રહેતી હતી. તેનો કંઠ મધુર હતો તથા હૃદયનો ભાવ પણ ઉચ્ચ પ્રકારનો હતો. દીક્ષિત સ્વામીની આજ્ઞાથી તે નિત્ય કરુણાત્રિપદીનો પાઠ કરતી. એક દિવસ સરસ્વતીબાઇએ સ્વામી મહારાજની ઉપસ્થિતિમાં ઉચ્ચ તાલસ્વર સાથે કરુણાત્રિપદીનું ગાન કર્યું. તેની ભક્તિ જોઇને સ્વામી મહારાજ પ્રસન્ન થયા અને "ભાવેં નમૂં શ્રીગુરુચ્યા પદાસી---" આ ગુરુસ્તોત્ર લખી આપ્યું. થોડો ધ્યાનાભ્યાસ પણ શિખવાડ્યો.



સરસ્વતીબાઇએ આજીવન સદ્‌ગુરુ આજ્ઞા પ્રમાણે આચરણ રાખી માનવદેહનું કલ્યાણ કર્યું. ધન્ય છે સરસ્વતીબાઇને જેના પુણ્યનો ઉદય થતાં, સામાજિક રીતે નિંદાપાત્ર કે ઘૃણિત વ્યવસાયમાં ડૂબેલી હોવા છતાં તેના અંત:કરણમાં વૈરાગ્યનો ઉદય થયો અને તે સાચી ભક્ત બની. ઉપસર્ગો દૂર થતા ગયા અને સદ્‌ગુરુ કૃપા તથા ધ્યાનદીક્ષા પણ પ્રાપ્ત થઇ ! પરંતુ આ બધું વૈરાગ્યના ઉદય પછીની વાતો છે. વૈરાગ્ય વિના સ્વપ્નમાં પણ મોક્ષ ન મળે તેમ પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે શ્રીગુરુલીલામૃતમાં લખ્યું છે.

ઘણા લોકોને વૈરાગ્ય એટલે શું તેની સાચી સમજ હોતી નથી. તેનો સાદો અર્થ નીચે પ્રમાણે છે. પ્રાપ્ત ભોગો પ્રત્યે આસક્તિ ન રાખવી, તટસ્થભાવ કેળવવો. અપ્રાપ્ત કે ન મેળવેલા ભોગોને મેળવવા ખોટી રઝળપાટ ન કરવી. આ સાથે જ ભોગો કે વિષયો- તેનાં સાધનો નષ્ટ થતાં દ્વેષભાવ, વેરભાવ ન રાખવો કે ઉદાસ ન થવું. આવાં લક્ષણો પ્રગટે તો સમજવું કે વૈરાગ્યનો ઉદય થયો છે. અક્ષરોથી લખવું જેટલું સીધું છે તેટલું જ આચરણમાં મૂકવું અઘરું છે. પૂર્વ સુકૃત ફળે કે પુણ્ય ઉદય થાય ત્યારે જ આ વાત બને છે.

આવો જ એક કિસ્સો શ્રીઅક્કલકોટના સ્વામીના જીવનમાં પણ બન્યો હતો. તેઓ કદી બાળકની જેમ, કદી ઉન્મત્તની જેમ, કદી જ્ઞાનીની જેમ તથા કોઇક વાર અજ્ઞાનીની જેમ વર્તન કરતા. રાજા-મહારાજાથી શરુ કરી, અમીર-ઉમરાવ, વિદ્વાનો, વેપારીઓ, શાહુકારો, ગરીબો, નર્તકીઓ, વેશ્યાઓ વગેરે- સમાજના વિભિન્ન સ્તરના લોકો તેમની પાસે આવતા. એક વેશ્યા પણ તેમની પરીક્ષા કરવા આવી.

આ વેશ્યાને વિઘ્નસંતોષી લોકોએ મોકલી હતી. વેશ્યાના મનમાં પણ ઘમંડ હતો કે તે ભલભલા વ્યાખ્યાનકાર, પંડિતો, વિદ્વાનોને પોતાના નેત્રકટાક્ષથી



ધૂળ ચાટતા કરી શકે છે. ઓછા ભક્તગણો હોય તેવા સમયે તે વેશ્યા સ્વામીજી પાસે આવી. સ્વામીજીને કેવી રીતે ફસાવવા તે વિશે તે મનમાં વિચાર કરવા લાગી. કદાચ તેના ઘણા જન્મોનાં પુણ્યનો ઉદય થઇ ગયો હતો.

તે વેશ્યા અક્કલકોટના સ્વામીને હરાવવા કે લજ્જિત કરવા એકાંતમાં મળવા આવી. બીજા શબ્દોમાં કહીએ તો યોજનાપૂર્વક તેણે સ્વામીજીને મળવા સમય ફાળવ્યો. લોકો આપ્તજનોને મળવા સમય ફાળવે છે પરંતુ સંતોને મળવા, સિદ્ધપુરુષોને મળવા-સેવા કરવા સમય ફાળવતા નથી. કેવી રીતે વાત શરૂ કરવી તે અંગે તે વિચારવા લાગી. તેના વ્યવસાય અનુસાર તે વિચારવા લાગી કે આ બાવા (શ્રીઅક્કલકોટના સ્વામી)ને સ્ત્રીસંગ થયો હશે કે કેમ? ક્ષણાર્ધમાં જ સ્વામીએ તેના વિચારતંતુને પકડી પાડ્યો. આવો વિચાર જે દ્વૈત (પુરુષ-સ્ત્રી)માંથી ઉદ્‌ભવે છે તેને આધારે સ્વામીજીએ તે વેશ્યાને પ્રશ્ન કર્યો : "પુરુષ અને સ્ત્રીમાં શો ભેદ છે?" વેશ્યાના આધારે ઘણા ભેદ હશે પરંતુ પ્રગટપણે તે બોલી, "સ્ત્રીઓની છાતી પુરુષ કરતાં અલગ પડે છે." અક્કલકોટના મહારાજે મોટેથી હસીને તથા તાળી પાડીને કહ્યું, "આના આધારે તું જ કહે કે તું પુરુષ છે કે સ્ત્રી?"

એક વેશ્યા સંતપુરુષને અપમાનિત કરવા આવી હતી અને પોતે જ અત્યંત લજ્જિત થઇ. તેનાં પુષ્ટ સ્તનો ગાયબ થઇ ગયાં હતાં અને તેની છાતી પુરુષ જેવી થઇ ગઇ હતી ! આ શારીરિક ફેરફાર અપરિવર્તનીય હતો. આખી જિંદગી પસ્તાવો કરવો પડે તેવું બન્યું હતું. તેને પોતાની જાત પર, તેના વ્યવસાય પર તિરસ્કાર ઊપજ્યો. તે વિચાર કરવા લાગી કે અત્યાર સુધીના જન્મો વેડફીને તેણે આત્મઘાતી કાર્યો કર્યાં છે. હવે દુર્લભ મનુષ્યદેહ કેવી રીતે સાર્થક કરવો? આવા વિચારો પ્રગટ્યા તે પણ શ્રીઅક્કલકોટના સ્વામી મહારાજની ઉપસ્થિતિનો પ્રભાવ હતો.



આખી જિંદગી ઘૃણિત જિંદગી જીવી, હવે શું કરવું? તે પશ્ચાત્તાપના અગ્નિમાં શેકાવા લાગી. તે શ્રીઅક્કલકોટના મહારાજને શરણે ગઇ. "મને બચાવો, આપની કૃપાદષ્ટિ અમારા પર થવા દો "એમ અશ્રુભરી આંખે સ્વામીજીને આજીજી કરવા લાગી. અક્કલકોટના મહારાજ ઘણું ઓછું બોલતા. પરંતુ ન બોલવા છતાં તેઓ આટલું વૈચારિક પરિવર્તન લાવી શકતા. તેઓશ્રીએ ટૂંકમાં કહ્યું, "જાગ્યા ત્યારથી સવાર. જંગતને વહાલા થવા જિંદગી ખર્ચી, હવે જગતપતિને વહાલા થવા જે કરવું હોય તે કરો."

તે વેશ્યાએ ઘૃણિત વ્યવસાયનો ત્યાગ કર્યો, સફેદ વસ્ત્ર પરિધાન કર્યાં તથા શ્વાસેશ્વાસે હરિનામ લેતી તીર્થયાત્રાએ નીકળી પડી. કરેલાં કુકર્મોને લીધે રાતદિવસ તે અશ્રુપાત કરતી હતી. ઘણાં વર્ષો સુધી તીર્થયાત્રા કરીને તે શ્રીઅક્કલકોટના સ્વામીજીનું ચરિત્ર લખનાર શ્રીવામનબુવા વામોરીકરને મળી. તેણે શ્રીવામોરીકરને આત્મવૃત્તાંત કહ્યો. તેઓ તેની હકીકત જાણી ભાવવિભોર થયા. તેમને એક કહેવત યાદ આવી. દિવસ ભરાઇ ગયા હોય, મૃત્યુ આવવાનું હોય ત્યારે ગાય કસાઇવાડે જાય છે. તેમ પાપીઓનાં પાપ ભસ્મીભૂત થવાનાં હોય ત્યારે પાપીઓ સંતના આશ્રયે કે સંતને કનડવા જાય છે. દુષ્ટો ભલે સંતને કનડવા જાય કે પજવવા જાય, સંતપુરુષોની આંખોમાંથી દયાનું ઝરણું વહેવા લાગે છે. તે ઝરણું સામેની વ્યક્તિમાં વિવેક જગાડે છે. જેવો વિવેક પ્રગટે કે તરત તેની પાછળ વૈરાગ્ય દોડી આવે છે. પછી તે દુષ્ટ કે પાપી, વિવેક વૈરાગ્યથી વિભૂષિત મુમુક્ષુ બની જાય છે.

આમ પૃથ્વી પરના બોલતા-ચાલતા દેવ એટલે કે સંત પુરુષોને આપણે ઓળખીએ, સમજીએ તથા યથાશક્તિ તેમની સેવા કરીએ અને તેઓએ આદરેલાં



ઈશ્વરીય કાર્યમાં યથાશક્તિ ફાળો આપીએ તો જીવન કંઈક અંશે સાર્થક કર્યું ગણાશે.

## (૩) શ્રી ગણેશ સાતવળેકર :

કોલગાંવમાં ગણેશ સાતવળેકર નામે એક બ્રાહ્મણ યુવાન રહેતો હતો. તેણે સ્વામી મહારાજની ખ્યાતિ સાંભળી અને કોઈને કહ્યા વગર તેમને મળવા ઘર છોડીને જતો રહ્યો. તેના પિતાએ ખૂબ શોધ કરી અને મહાપ્રયાસે તેને ઘરે લઈ આવ્યા. પરંતુ યુવાનની વારંવાર ગૃહત્યાગ કરવાની પ્રબળ વૃત્તિ જોઈને પિતાએ શ્રીગુરુચરિત્રની પોથીના સોગંદ આપીને વચન લીધું કે સ્વામી મહારાજનાં દર્શન કરીને તે ઘરે પાછો આવશે.

ઉપર પ્રમાણે વચન આપ્યા પછી ગણેશ સાતવળેકર સ્વામી મહારાજનાં દર્શન કરવા મંડલેશ્વર આવ્યો. સ્વામી મહારાજનાં દર્શન કરીને તે ધન્ય બન્યો. તેની સાત્ત્વિકવૃત્તિ તથા ગ્રંથ અધ્યયનની જિજ્ઞાસા જોઈને સ્વામી મહારાજે તેને વેદસ્તુતિ તથા મનન અને ઉપનિષદોનો અભ્યાસ કરાવ્યો. ગણેશ સાતવળેકરને અનુગ્રહ પણ પ્રાપ્ત થયો.

કૃપાપ્રસાદ પ્રાપ્ત થયા પછી વિશ્વેશ્વરના મંદિરમાં બપોરે શ્રીગણેશ સાતવળેકરને દત્ત ભગવાને સંન્યાસીરૂપે દર્શન આપ્યાં. આથી તેનું ચિત્ત શાંત થયું. આમ છતાં આપેલાં વચન પ્રમાણે તે ઘરે પાછો ગયો. તેણે નૃસિંહવાડીમાં બે વખત તથા ગરુડેશ્વરમાં એક વખત સ્વામી મહારાજનાં દર્શન કર્યાં હતાં. સ્વામી મહારાજે તેને યોગ વિશે પણ શિક્ષણ આપ્યું હતું. તદ્ઉપરાંત સ્વામી મહારાજે ઔષધો વિશેના પોતાના અનુભવો સ્વહસ્તે લખી આપ્યા હતા



તથા વૈદકનો વ્યવસાય ચાલુ રાખવા જણાવ્યું હતું. આમ ઘણા જિજ્ઞાસુઓની જ્ઞાનતૃષા સ્વામી મહારાજે છિપાવી હતી.

## (૪) મસ્તક-શૂળ મટાડ્યું :

નરસી ગામે ચુનિલાલ નામે એક મારવાડી ભક્ત રહેતો હતો. તેને મસ્તકશૂળનો અસહ્ય ત્રાસ હતો. ઘણા ઉપચારો કર્યા છતાં રોગ દૂર થતો ન હતો. છેવટે ચુનિલાલ સ્વામી મહારાજને શરણે ગયો. જો કે સ્વામી મહારાજે તેની પરીક્ષા કરવા કહ્યું કે "તેઓ વૈદ નથી, સાધુ નથી તથા તેમને કોઇ પણ અતીંદ્રિય જ્ઞાન નથી. તેથી ચુનિલાલ તેમની પાછળ ન પડે." પરંતુ ચુનિલાલ પણ સ્વામી મહારાજનાં સામર્થ્ય વિશે અજ્ઞાની ન હતો. સ્વામી મહારાજ ગંગાસ્નાને જતા ત્યારે ચુનિલાલ દંડવત્ કરતો કરતો ગંગાકિનારા સુધી જતો. સ્વામી મહારાજના સ્નાન સુધી તે ત્યાં જ રહેતો. ઉપર પ્રમાણેનો ક્રમ ઘણા દિવસો સુધી ચાલુ રહ્યો. એક દિવસ સ્વામી મહારાજે તેને ફરી કહ્યું "મારા થકી તને શું ફાયદો થશે? નાહક તું મારી પાછળ પડ્યો છે." સ્વામી મહારાજનાં વચનો સાંભળીને ચુનિલાલનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તેણે આર્તસ્વરે કહ્યું, "આપના સિવાય મારો કોણ ઉદ્ધાર કરશે? હવે મને મારો કે તારો, હું તમારા શરણે છું."

સ્વામી મહારાજને દયા આવી. તેમણે સામે આવેલા ઝાડ તરફ આંગળી ચીંધી કહ્યું, "આ ઝાડની છાલ, સ્ત્રીના દૂધમાં લસોટીને માથે લેપ કરવો. ઇશકૃપાથી બધું સારું થશે." પ્રથમ દિવસે જ લગભગ અડધું શૂળ ઓછું થયું. સવારે તેણે અતિ હર્ષથી સ્વામી મહારાજને આ વાત કરી. સ્વામી મહારાજે તેને આ જ ક્રમ ચાલુ



રાખવા કહ્યું. સ્વામી મહારાજની આજ્ઞાનું પાલન થતાં ચુનિલાલ મારવાડીનું શિર:શૂળ એકદમ મટી ગયું તથા તે સ્વામી મહારાજનો પરમ ભકત બન્યો.

## (૫) ત્રિપિંડી શ્રાદ્ધથી સંતતિપ્રાપ્તિ :

સ્વામી મહારાજના પૂર્વાશ્રમના ભાણાને સંતતિ ન હતી. ભાણાનો પિતરાઇ પિશાચ થઇને ત્રાસ આપતો હતો. સ્વામી મહારાજે તેને ત્રિપિંડી શ્રાદ્ધ કરવા જણાવ્યું. કોઇક ગ્રહ અસ્તનો હોવાથી ભાણો શ્રાદ્ધ કરવા માગતો ન હતો. આથી સ્વામી મહારાજે તેને જવા માટે આજ્ઞા કરી. આગળ જતાં ત્રણ ચાર વર્ષ સુધી તે શ્રાદ્ધ ન થયું. પછી સ્વામી મહારાજનો મુકામ ગરુડેશ્વરમાં હતો ત્યારે તેની માતા સ્વામી મહારાજનાં દર્શને ગઇ. સ્વામી મહારાજે તેને પુત્ર દ્વારા વહેલી તકે શ્રાદ્ધ કરવા જણાવ્યું. તે શ્રાદ્ધ થતાં જ ભાણાને સંતતિ પ્રાપ્ત થઇ તથા ઘરની પીડા પણ દૂર થઇ.

## (૬) દત્તમાલામંત્રથી લાભ :

આજેગાંવના શ્રી કૃષ્ણરાવ દેશમુખને નિઝામ સરકાર તરફથી અમુક ગામો ઇનામમાં મળ્યાં હતાં. કોઇ કારણવશ નિઝામ સરકારે તે ગામો ખાલસા કર્યાં હતાં. શ્રીદેશમુખે આ સંકટમાંથી બચાવવા સ્વામી મહારાજને વિનંતી કરી. સ્વામી મહારાજે તેમને ઉત્તમ બ્રાહ્મણો દ્વારા શ્રી દત્તમાલામંત્રનું અનુષ્ઠાન કરવા જણાવ્યું. અનુષ્ઠાન પૂર્ણ થતાં તેમને એક યુરોપિયન અધિકારીએ મદદ કરી જેથી તેમને પોતાનાં ગામો પાછાં મળ્યાં.



શ્રીકૃષ્ણરાવ દેશમુખના દીકરા શંકરરાવને ક્ષયરોગ લાગુ પડ્યો હતો. તે સમયે ક્ષયરોગ અસાધ્ય ગણાતો. વૈદ-ડૉક્ટરોની દવા કરાવવા છતાં તેને રોગમાં રાહત ન હતી. આથી તે સ્વામી મહારાજને શરણે ગયો. સ્વામી મહારાજે તેને જણાવ્યું કે આ ક્ષયરોગ નથી પરંતુ ચિહ્નો તેના જેવાં છે. તેઓશ્રીએ સિતોપલાદિ ચૂર્ણ લેવા કહ્યું તથા ષટ્કર્મોમાંથી ધૌતિક્રિયા કરવા જણાવ્યું. સ્વામી મહારાજે કરેલાં માર્ગદર્શન પ્રમાણે કરતાં જ શંકરરાવે પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યું.

સખારામપંત ગેંડે નામના એક પૂજારી વાડીમાં રહેતા હતા. કોઈ કારણવશ તેમને મળતું વંશપરંપરાગત ઉત્પન્ન બંધ થયું હતું. સ્વામી મહારાજે તેમને પત્ર દ્વારા શ્રીદત્તમાલામંત્રનો જપ કરવા જણાવ્યું. શ્રદ્ધાપૂર્વક તેમણે જપ કરતાં બંધ થયેલ તેમનું ઉત્પન્ન મળવાનું ચાલુ થયું.

## (૭) મૃત બાળકને સજીવન કર્યું :

તંજાવરમાં સ્વામી મહારાજનો મુકામ હતો. દર્શન માટે અસંખ્ય ભકતો આવ્યા હતા. આવી ગિરદીમાં એક સ્ત્રીએ પોતાનું મૃત બાળક કપડામાં વીંટાળીને મૂક્યું તથા પોતે દૂર જતી રહી. લોકોએ તે બિનવારસી વસ્તુની તપાસ કરતાં તે લૂગડાંમાંથી મૃત બાળક નીકળ્યું. સ્વામી મહારાજને આ હકીકતની જાણ કરતાં તેઓશ્રી બોલ્યા, "તે બાળક મર્યું નથી. માતાઓ કેટલીક વાર નિષ્કાળજી રાખે છે. બાળકને ધવરાવ્યા વિના કામ કર્યે જ રાખે છે. તેની માતા આટલામાં જ ક્યાંક હશે. આ વિભૂતિ બાળકના શરીરે ચોપડો."



તે બાળકના શરીરે વિભૂતિ ચોપડતાં તેના શ્વાસોચ્છ્શ્વાસ શરૂ થયા અને તે રડવા લાગ્યું. બાળકને રડતું જોઈ તેની માતા નજીક આવી. તેને પુષ્કળ આનંદ થયો. તે બાળકને ધવરાવવા લાગી. પોતાના બે બે પુત્રોનાં અકાળ મૃત્યુ થવાથી તેણે આમ કર્યું હતું. તેણે સ્વામી મહારાજની માફી માંગી તથા તેમના આશીર્વાદ લઇને પોતાને ઘેર જતી રહી.

## (૮) જગલો માછીમાર :

જગલો નામનો એક માછીમાર હતો. તેનું લગ્ન નક્કી થતાં સંસાર પ્રત્યેના અનાસક્ત ભાવને લીધે તે ઘરેથી નાસી ગયો. શિવાજીના ગુરુ સમર્થ રામદાસ પણ લગ્નવેદી પરથી નાસી જ ગયા હતા ને ! તે શિનોરમાં ઠંડી, ગરમી, વરસાદ ઇત્યાદિ સહન કરીને તપસ્યા કરતો હતો. શરીર પ્રત્યે તેનું દુર્લક્ષ હતું અને દેહ પ્રત્યે જડભરત જેવું તેનું વલણ હતું. બે વર્ષથી તે શિનોરમાં રહેતો હતો.

શિનોરમાં સ્વામી મહારાજ ઘાટ પરથી સ્નાન કરીને આવતા હતા. તે સમયે જગલાએ બે હાથ ફેલાવીને જાણે કે સ્વામી મહારાજને અટકાવ્યા. સ્વામી મહારાજે પરિચિત હોય તેમ પૂછ્યું, “તું અહીં રહે છે? રાત્રે માર્કંડેશ્વરના મંદિરમાં આવજે.” આટલું કહીને સ્વામી મહારાજ આગળ નીકળી ગયા. સાંજે સ્વામી મહારાજે ભક્તોને જણાવ્યું કે આજે રાત્રે ગીતા પર પ્રવચન થશે. ઘણા ભક્તો ગીતા સાંભળવા એકત્ર થયા. જગલો માછીમાર પણ રોજ પ્રવચન સાંભળવા માર્કંડેશ્વરના મંદિરમાં હાજર રહેતો.

ગીતાના ૧૭મા અધ્યાય સુધી જગલો રોજ પ્રવચન સાંભળવા અચૂક હાજર રહેતો. ૧૭મો અધ્યાય પૂરો થતાં જગલાએ સ્વામી મહારાજને દંડવત્ પ્રણામ



કરીને જણાવ્યું, "હવે કાલથી હું પ્રવચન સાંભળવા નહીં આવું." આમ કહીને તે જતો રહ્યો. આ પછી એક બે મહિનામાં જ તેનું અવસાન થયું. જગલા માછીમારના મુમુક્ષુપણાને ધન્ય છે ! તેનાં વિવેક, વૈરાગ્ય જોઇને સ્વામી મહારાજે સ્વયં તેને જ્ઞાનપ્રદાન કરવા નક્કી કર્યું. તેની જિજ્ઞાસા સંતોષવા ખાસ ગીતા પર પ્રવચનોનું આયોજન કર્યું અને સ્વયં તેને આમંત્રણ આપ્યું. બાહ્યત: અશિક્ષિત જેવો લાગતો માછીમાર વાસ્તવમાં જ્ઞાનપ્રાપ્તિ માટે પૂરતો શિક્ષિત હતો તેમ સ્વામી મહારાજની લીલા પરથી જણાય છે.

આવા અનેક જિજ્ઞાસુની જ્ઞાનતૃષા છિપાવવા સ્વામી મહારાજ પોતાના શરીરની પણ કાળજી ન રાખી ભારતભરમાં પરિભ્રમણ કરતા. આ તેમના ઇશ્વરીય કાર્યનું અભિન્ન અંગ હતું. કદાચ ૧૭મા અધ્યાયમાં જ જગલો જ્ઞાનની ટોચે પહોંચ્યો હોય અને ગીતાના ૧૮મા અધ્યાયનું ફળ તેને પહેલેથી જ પ્રાપ્ત થયું હોય. આથી જ તે ૧૮મો અધ્યાય સાંભળવા ન આવ્યો.

સ્વામી મહારાજનાં દર્શન કરવા તથા માર્ગદર્શન માટે કેટલાય ભક્તોની આકરી કસોટી થઇ છે. ઘણા ભક્તોને સેંકડો માઇલની રઝળપાટ કરવી પડી છે. ઘણાં કષ્ટો પછી ભક્તો તેમનાં દર્શનને લાયક બનતા. રાજામહારાજાઓને પણ દર્શન માટે અનુજ્ઞા લેવી પડતી. ધન્ય છે જગલા માછીમારને કે જેને લીધે સ્વામી મહારાજ ખાસ શિનોરમાં રોકાયા. રોકાયા એટલું જ નહીં પરંતુ ગીતાજ્ઞાન સત્ર તેને માટે રાખ્યું. જગલો પણ નિત્ય શ્રવણ કરવા આવતો. જેમ પાકેલું ફળ વૃક્ષ પર વધારે સમય સુધી ટકી શકતું નથી તેમ જ્ઞાનથી પરિપક્વ થયેલ મનુષ્યનું જડ શરીર પણ આત્મા સાથે વધારે સમય સુધી સંલગ્ન રહી શકતું નથી. પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરીને જગલાએ નશ્વરદેહનો ત્યાગ કર્યો.



## (૯) કલૌ ચતુર્ગુણં પ્રોક્તમ્ | :

સાવંતવાડી જિલ્લાનો એક બ્રાહ્મણ પિશાચપીડાથી ત્રાસીને સ્વામી મહારાજના માર્ગદર્શન માટે ગયો. તે સમયે સ્વામી મહારાજનો મુકામ પવની ગામે હતો. સ્વામી મહારાજે તેને વાડીમાં જઈને અનુષ્ઠાન કરવા જણાવ્યું. તે બ્રાહ્મણના દાદાએ એક બ્રાહ્મણની વાડી ઝૂંટવી લીધી હતી. વાડીનો મૂળ માલિક પિશાચ થઈને તેને ત્રાસ આપતો હતો. તેની પત્ની તથા પુત્રોને પિશાચે યમધામ પહોંચાડ્યાં હતાં. હવે પૌત્રનો વારો આવ્યો હતો. પૌત્રનું નસીબ સારું કે તે સ્વામી મહારાજને શરણે ગયો.

નરસોબાવાડીમાં તે બ્રાહ્મણે અનુષ્ઠાન શરૂ કર્યું. પિશાચે તેના શરીર પર સોજો ઉત્પન્ન કર્યો. આથી તે બ્રાહ્મણ અનુષ્ઠાન પૂરું કરી શક્યો નહીં. સ્વામી મહારાજ જ્યારે વાડીમાં પધાર્યા ત્યારે તે બ્રાહ્મણ ફરી તેમને શરણે ગયો. સ્વામી મહારાજે તેને ત્રણ લાખ ગાયત્રીના જાપ તથા શ્રીગુરુચરિત્રનાં ૪૯ સપ્તાહપારાયણો કરાવવા કહ્યું. પિશાચે તેને ૭૫ હજાર જપ કરવા કહ્યું હતું. પરંતુ સ્વામી મહારાજે કહ્યું કે "કલૌ ચતુર્ગુણં પ્રોક્તમ્" એટલે કે કલિયુગમાં ચાર ગણો જપ કરવો. જો ચારગણો જપ ન કર્યો હોત તો પિશાચપીડા દૂર થઈ ન હોત.

સ્વામી મહારાજે તે બ્રાહ્મણ પર તીર્થપ્રોક્ષણ કરતાં પિશાચ દેહ છોડી ગયો તથા તેને મુક્તિ મળી. તે બ્રાહ્મણે સ્વામીજી નિર્દિષ્ટ જપ તથા બ્રાહ્મણસમારાધના કરી પિશાચપીડામાંથી મુક્તિ મેળવી. પરંતુ દાદાએ બ્રાહ્મણની વાડી છીનવી ન હોત તો બધાના પ્રાણ ન ગયા હોત તથા આ બ્રાહ્મણે જે સમય પિશાચપીડા



નિવારણાર્થે ગાળ્યો હતો તે સમયમાં ઇશ્વરની નિષ્કામ ઉપાસના કરી આધ્યાત્મિક પ્રગતિ કરી શક્યો હોત.

સત્તા, દ્રવ્ય કે ઇતર છળકપટથી મનુષ્ય કોઇને પણ છેતરી શકે છે. દેખીતી રીતે તેનો વિજય દેખાય છે પરંતુ તે પછીની પેઢીને, વંશજોને વેઠવાં પડતાં કષ્ટોનો ખ્યાલ કરી કોઇએ પણ બીજાને ત્રાસ કે કષ્ટ પહોંચાડવું નહીં. કેટલાક લોકો સત્તા કે દ્રવ્યના મદમાં બીજાને કનડવા હંમેશાં તત્પર હોય છે. આવી કનડગત સારી નથી. પોતાને કે પોતાના વંશજોને આ કનડગત જ પાછી મળવાની છે.

સંતો હંમેશાં અપકારી પર પણ ઉપકાર કરે છે તેનું રહસ્ય આ જ છે. જેવું કરો તેવું પામો. ઉપકાર કરો તો ઉપકાર પામશો.

## (૧૦) શ્રીધુંડીરાજ કવીશ્વર (પ્રપંચમાં રહીને પરમાર્થ સાધવો) :

નૃસિંહવાડીના શ્રીધુંડીરાજ કવીશ્વર ધારવાડમાં સ્વામી મહારાજનાં દર્શને આવ્યા હતા. તેમના પિતાજી શ્રીવક્રતુંડબુવા પર પણ સ્વામી મહારાજનો વિશેષ પ્રેમ હતો. વાડીમાં પ્રવચન દરમ્યાન વક્રતુંડબુવા આવ્યા છે કે નહીં તેની સ્વામી મહારાજ ખાતરી કરતા. વક્રતુંડબુવાના ચિરંજીવી શ્રીધુંડીરાજની, પિતાજીના દેહાંત પછી વાડીમાં જ શુકલવૃત્તિથી રહીને પ્રભુની સેવા કરવાની ઇચ્છા હતી. પરંતુ સ્વામી મહારાજે તેમને "પ્રપંચમાં જ રહીને પરમાર્થ સાધવો" એમ જણાવ્યું હતું. સ્વામી મહારાજે તેમને મંત્રાનુષ્ઠાન બતાવ્યું હતું જે તેમણે શ્રદ્ધાપૂર્વક સંપન્ન કર્યું હતું. સ્વામી મહારાજની આજ્ઞાથી પુરાણ-પ્રવચનાદિથી ધર્મજાગૃતિનું કામ સુંદર રીતે કર્યું હતું.



ધારવાડ પ્રાંતના મદિહાલ ગામમાં સ્વામી મહારાજ અને તેમની મુલાકાત થઇ હતી. તેમની ઇચ્છા ત્યાં સ્વામી મહારાજને ભિક્ષા કરાવવાની હતી. પરંતુ અસંખ્ય ભક્તોમાં તેમને તક મળશે કે કેમ તે ચિંતામાં તેઓ હતા. તેમનું નિર્મળ અંત:કરણ તથા સાત્ત્વિકતા જોઇ સ્વામી મહારાજે તેમને ભિક્ષાની તૈયારી કરવા આજ્ઞા કરી. પોતાની ભિક્ષા કરાવવાની મનોકામના પૂરી થતાં તેમને કૃતાર્થતાનો ભાવ થયો.

શ્રીઘુંડીરાજ કવીશ્વરનો સંતોષી સ્વભાવ તથા સમાધાનની વૃત્તિથી સ્વામી મહારાજને તેમના પર વિશેષ પ્રેમ હતો. ગરુડેશ્વરમાં તેઓ સ્વામી મહારાજનાં દર્શને ગયા. સ્વામી મહારાજે તેમને ઘણા દિવસો સુધી આગ્રહપૂર્વક રાખ્યા. કવીશ્વરબુવા જવાની વાત કરે એટલે સ્વામી મહારાજ આવેલા ભક્તોને પૂછતા, “તમે કવીશ્વરબુવાનું પ્રવચન સાંભળ્યું છે?” ભક્તો “ના” કહેતા એટલે સ્વામી મહારાજ તેમને જણાવતા કે આજે સાંભળો. ઘુંડીરાજબુવા પણ ગુર્વાજ્ઞાથી ત્યાં રોકાઇ જતા. પ્રયાણ વખતે સ્વામી મહારાજે તેમને એક શ્રીફળ તથા છાટી પ્રસાદ તરીકે આપી આશીર્વાદ આપ્યા.

શ્રીઘુંડીરાજ કવીશ્વરના દીકરા શ્રીદત્ત મહારાજ કવીશ્વર તરીકે ઓળખાયા. તેઓ પણ ઉત્તમ પ્રવચનકાર, શાસ્ત્રોના નિષ્ણાત અને વિદ્વાન હતા. ૧૨ વર્ષની ઉંમરે તેમણે પ્રથમ ભાગવત-સપ્તાહ કરી હતી. પુનામાં આવેલ શ્રીગુળવણી-મહારાજસ્થાપિત શ્રીવાસુદેવનિવાસ (મઠ)ના તેઓ પીઠાધીશ હતા. શ્રીવક્રતુંડબુવાએ જ દત્ત મહારાજ તરીકે ફરી જન્મ લીધો છે તેમ સ્વામી મહારાજે કહ્યું હતું.

શ્રીદત્ત મહારાજ કવીશ્વરના પ્રવચનમાં હાજર એક શંકરાચાર્યે તેમનું ગૌરવ કરતાં જણાવ્યું હતું કે જો તેઓ શંકરાચાર્ય ન હોત તો શ્રીદત્ત મહારાજને સાષ્ટાંગ



દંડવત્ કરત. પરંતુ શંકરાચાર્ય પીઠના પ્રસ્થાપિત નિયમ પ્રમાણે તેઓ કોઇને વંદન કરી શકે નહીં !

આમ કવીશ્વર કુળમાં સંતોની ત્રિપુટીએ જન્મ લીધો. કવીશ્વર કુળનો જેટલો જયજયકાર કરીએ તેટલો ઓછો છે. તદ્ઉપરાંત તેઓ માત્ર વાણીના જ પંડિત ન હતા. તેઓ જેવું આચરણ કરતા તેવો જ ઉપદેશ કરતા. સાત્ત્વિકતા, ભક્તિ, તપશ્ચર્યા, શાસ્ત્રાધ્યયન ઇત્યાદિ ગુણોથી વિભૂષિત હોય તેવા ભક્તો પર જ સ્વામી મહારાજ પ્રેમ રાખે, સ્નેહ કરે તે સ્પષ્ટ છે. ધન્ય છે તેવા કવીશ્વર કુળના વિદ્વાનોને !

## (૧૧) નર્મદામાતાની કૃપાદષ્ટિ :

ગરુડેશ્વરમાં સ્વામી મહારાજનો મુકામ હતો. એક સેવક રસોઇનાં વાસણો માંજવા નદી પર ગયો. ઘણાં બધાં વાસણો હતાં. એક તપેલું નદીપ્રવાહમાં વહેતું વહેતું દૂર નીકળી ગયું. પાણી ઊંડું હતું તથા તે સેવકને તરતાં આવડતું ન હતું. તપેલું હવે મધ્યપ્રવાહ સુધી પહોંચી ગયું હતું. તે સમયે પાણી માટે નળની વ્યવસ્થા ન હોવાથી વાસણો નદી પર માંજવાં લઇ જવા પડતાં.

સ્વામી મહારાજે વાત જાણી એટલે સ્વયં નર્મદાકિનારે આવ્યા તથા નર્મદામાતાને ઉદ્દેશીને બોલ્યા, "નર્મદામાતા એ તપેલું લઇને શું કરશે? બાળ ગોપાળનાં ભોજનમાં તે વિઘ્ન નહીં આણે." આટલા શબ્દો સ્વામી મહારાજના મુખેથી નીકળ્યા અને પેલું તપેલું નદીનાં મોજાંથી ધીમે ધીમે સ્વામી મહારાજના પગ પાસે આવી પહોંચ્યું. સેવકોએ તે કિનારા પર લઇ લીધું.



## (૧૨) સંતઆજ્ઞાનું પાલન ન કરવાનું ફળ :

શ્રીવાસુદેવ અનગરેના મામાની દીકરી ગંગુતાઇનું લગ્ન શ્રીશંકરરાવ વિઠ્ઠલ દેશપાંડે સાથે થયું હતું. દેશપાંડે કુટુંબ અતિ નાસ્તિક હતું અને સંતવચનના પાલનમાં માનતું નહીં. શ્રીવાસુદેવ અનગરેના માસી વેણુબાઇએ સ્વામી મહારાજને નીચે પ્રમાણે વિનંતી કરી: "મહારાજ, આપે નર્મદાને પુત્ર આપ્યો તેમ આ ગંગુને પણ સંતાન આપો."

સ્વામી મહારાજ બોલ્યા, "વેણુબાઇ, નર્મદાને લગ્ન થયે ઘણાં વર્ષો વીત્યાં હતાં. ગંગુતાઇને લગ્ન થયે હજુ સવા વર્ષ જ થયું છે. આથી તારો પ્રશ્ન અસ્થાને છે. પરંતુ તારા પ્રશ્નની કુંડલી પરથી એમ લાગે છે કે ગંગુના નસીબમાં એક જ પુત્ર છે. પરંતુ તે પિતાના મૂળ ઉપર (ઘાતક) છે ! આથી પુત્રજન્મ પછી પિતા જો છ માસ સુધી પુત્રનું મોઢું ન જુએ તો સારું. પુત્રજન્મ પછી છ માસ સુધીમાં જો પિતા પુત્રનું મુખ જોશે તો ગંગુને વૈધવ્ય પ્રાપ્ત થશે." આ પ્રસંગ ઇ.સ. ૧૯૧૩ નો છે.

આ પછી ગંગુતાઇને પુત્રસંતાન થયું. તેના નામકરણ સંસ્કાર- નિમિત્તે શંકરરાવ દેશપાંડેને જાણ કરવામાં આવી. આ સાથે શંકરરાવને સ્વામી મહારાજે કહેલી સૂચના પણ કહેવામાં આવી કે છ માસ સુધી પિતાએ પુત્રનું મુખ જોવું નહીં, નહીં તો પરિણામ સારું નહીં હોય. દેશપાંડેકુટુંબ નાસ્તિક હોવાથી નામકરણસંસ્કાર વખતે તેમણે શંકરરાવને જ મોકલ્યા.

શંકરરાવ નામકરણ વખતે સાસરે આવ્યા અને લોકોની ઉપેક્ષા કરી, પારણામાંથી પોતાના પુત્રને ઊંચક્યો. ગંગુતાઇને ઘણું માઠું લાગ્યું. ગુસ્સે પણ થઇ. પરંતુ શંકરરાવ તેને ગણકારે તેમ ન હતા. ગંગુતાઇ સાસરે ગયા પછી



એક જ વર્ષમાં શંકરરાવને ક્ષયરોગ લાગુ પડ્યો અને તેમાં જ તેમનું મૃત્યુ થયું. પરિણામે ગંગુતાઇ વિધવા થયાં. ગંગુતાઇનો દીકરો ચિંતામણિ પણ તેનાં લગ્ન પછી એક કન્યાનો પિતા બની ક્ષયરોગમાં જ મૃત્યુ પામ્યો.

જો દેશપાંડે કુટુંબે સ્વામી મહારાજનું વચન માન્યું હોત અને તે મુજબ પિતાએ ગ્રહશાંતિ કર્યા બાદ પુત્રમુખ જોયું હોત તો પિતાનો આ રીતે દેહાંત ન થાત. છ માસની અંદર (જન્મથી) ગ્રહશાંતિ કરવા સ્વામી મહારાજે કહ્યું હતું.

આમ, નર્મદાબેન અનગરેને સ્વામી મહારાજે ૧૬ વર્ષનું આયુષ્ય વધારી આપ્યું. કારણ કે અનગરેકુટુંબ સંતોની સેવા કરનારું હતું. જો તેમણે સ્વામી મહારાજની વાત ગ્રાહ્ય રાખી હોત તો શ્રીદેશપાંડે પણ આવા જ સુખના ભાગીદાર બની શક્યા હોત, ઘરમાં સદા આનંદ કિલ્લોલ રહ્યો હોત. પરંતુ નાસ્તિક હોવાથી તેમણે સંતવચન અનુસાર વર્તન કર્યું નહીં અને ઘોર આપદા ભોગવી. શંકરરાવ સ્વયં તો પ્રભુને પ્યારા થયા જ પરંતુ પત્નીને પણ વૈધવ્ય આપતા ગયા. આથી સંતની આજ્ઞાનો કદી ભંગ કરવો જોઇએ નહિ.

વડોદરાના સિદ્ધનાથ ગણપતિના મહંત સ્વામી મહારાજનાં દર્શન કરવા ગરુડેશ્વર આવ્યા. તે દિવસે વદ ચોથ એટલે કે સંકટચોથ હતી. તે વ્રતના નિયમ પ્રમાણે ગણેશભક્તો ચંદ્રોદય સમયે ગણપતિપૂજન કરીને, પછી થાળ ધરાવી ભોજન કરે છે. સ્વામી મહારાજે તે મહંતને રાત્રે પૂજનોપરાંત થાળ ધરાવી, ભોજન કરીને પછી ગરુડેશ્વરથી નીકળવા સલાહ આપી. સંતસાંનિધ્યમાં વ્રતનું પૂજન તથા નિવેદ કરીએ તો તે ઇચ્છનીય ગણાય. પરંતુ મહંત રાત સુધી ન રોકાતાં બપોરે જ નીકળી ગયા. સ્વામી મહારાજનું કહ્યું ન માનવાથી તિલકવાડા સુધી પહોંચતાં તેમને રાતના ૧૦-૧૧ થયા. તે જ દિવસે સ્વામી મહારાજના બીજા ભક્ત શ્રીસબનીસ પણ બપોરે ગરુડેશ્વરથી પ્રયાણ કરવાના હતા. પરંતુ સ્વામી મહારાજના કહેવાથી રાત્રે



ઉપવાસ છોડીને ગરુડેશ્વરથી તેમણે વિદાય લીધી. રાત્રે દસ-અગિયાર વાગે તેઓ તિલકવાડા પહોંચ્યા ત્યારે બપોરના ગરુડેશ્વરથી નીકળેલા વડોદરાના મહંત પણ તે જ સમયે તિલકવાડા પહોંચ્યા હતા. રાતના સમયે હવે લાકડાં ભેગા કરી તેઓ રસોઇની તૈયારી કરતા હતા.

મહંતની હોડીને અનુકૂળ પવન ન મળ્યો. નર્મદાપ્રવાહમાં અનેક હાડમારી વેઠી તેઓ ખૂબ મોડા તિલકવાડા પહોંચ્યા. શ્રીસબનીસ જેવા આજ્ઞાંકિત ભકતે ગુર્વાજ્ઞા પ્રમાણે આચરણ કરતાં તેમને કોઇ કઠિનાઇ ભોગવવી ન પડી. શ્રીસબનીસે મહંતને તે પ્રમાણે કહ્યું પણ ખરું. શ્રીસબનીસ તરત બીજા દિવસે નોકરી પર (વડોદરામાં) હાજર થયા જ્યારે મહંતને વડોદરા પહોંચતાં બીજા ત્રણેક દિવસ લાગ્યા.

## (૧૩) ગધેડાને પૂરણપોળી ખવડાવવાથી કોઢ દૂર થયો :

વેંગુર્લા(બંદર)ના એક બ્રાહ્મણને કોઢ હતો. કોઢ મટે તે માટે પાંચ-છ વર્ષ સુધી તે વાડીમાં સેવાર્થે રહ્યો. પરંતુ તેનો કોઢ મટ્યો નહીં. એક ભકતના કહેવાથી તે બ્રાહ્મણ કૃષ્ણાતીરે સ્વામી મહારાજને મળ્યો. તેણે સ્વામી મહારાજને રોગમુકત કરવા વિનંતી કરી. સ્વામી મહારાજે તેને બીજા દિવસે બોલાવ્યો. તે દિવસે પણ દત્ત ભગવાન દ્વારા કોઇ સૂચન ન થવાથી સ્વામી મહારાજે તેને ત્રીજે દિવસે ફરી આવવા કહ્યું.

ત્રીજા દિવસે સ્વામી મહારાજે દત્તપ્રભુને તેના રોગનિવારણ માટે પૂછ્યું. દત્ત ભગવાને સ્વામી મહારાજને જણાવ્યું કે જો તે બ્રાહ્મણ ગધેડાને પૂરણપોળી ખવડાવે તો તે રોગમુક્ત થશે. સ્વામી મહારાજે તેને તે પ્રમાણે કરવાનું સૂચન કર્યું



તથા જણાવ્યું કે તેઓશ્રીની સામે ભક્તો દ્વારા મુકાએલા પૈસાનો ઉપયોગ પૂરણ માટે કરી શકશે. તે પૈસામાંથી ગામના બ્રાહ્મણ દ્વારા પૂરણ તૈયાર કરાવ્યું. બપોરે તે કુષ્ઠી પૂરણપોળી લઇને જંગલમાં ગયો તથા તે પૂરણ ગધેડાઓને ખવડાવ્યું, પૂરણ ખવડાવીને તે બ્રાહ્મણ સ્વામી મહારાજ પાસે આવ્યો. સ્વામી મહારાજનો તે મધ્યાહ્ન-સંધ્યાનો સમય હતો. સ્વામી મહારાજ ઊંચા પ્રવાહમાં સ્નાન કરતા હતા. તે બ્રાહ્મણ જરા નીચા પ્રવાહમાં સ્નાન કરવા લાગ્યો. સ્વામીજીના સ્પર્શથી પુનિત થયેલું કૃષ્ણાજળ કુષ્ઠી બ્રાહ્મણને રોગમુક્ત કરતું ગયું. બ્રાહ્મણે નદીમાં ત્રણ ડૂબકી લગાવતાં જ તેનું શરીર નીરોગી બન્યું.

## (૧૪) પૂર્વજ સંતપુરુષની સમાધિની પૂજા અર્ચાથી સ્વાસ્થ્યપ્રાપ્તિ :

ઇંદોરના શ્રીવાસુદેવ ઠાકુરનાં પત્નીની તબિયત સારી રહેતી ન હતી. ઘણી દવા કરી પરંતુ તબિયતમાં સુધારો ન થયો. તેઓ સ્વામી મહારાજને શરણે ગયાં તથા રોગમુક્ત થવા વિનંતી કરી. સ્વામી મહારાજે તેમને જણાવ્યું કે તેમના પૂર્વજ એક સંત થઇ ગયા. તેમની સમાધિની નિત્ય પૂજા-અર્ચા થતી નથી. પૂજા ચાલુ કરાવતાં જ સ્વાસ્થ્યપ્રાપ્તિ થશે. માર્ગદર્શન પ્રમાણે શ્રીઠાકુર પોતાના મૂળ ગામ ગયા. ખેતરમાં દટાયેલી પૂર્વજની સમાધિ તેમણે શોધી કાઢી. તે સમાધિની પૂજા અર્ચાની વ્યવસ્થા કરતાં જ તેમનાં પત્નીની તબિયત સારી થઇ ગઇ.

## (૧૫) સુવર્ણ ઝૂલાના દાનથી સંતતિપ્રાપ્તિ :

માણગાંવનો એક બ્રાહ્મણ બબ્બે લગ્નો કર્યા છતાં નિઃસંતાન હતો. તે બ્રાહ્મણ વાડીમાં સ્વામી મહારાજને શરણે આવ્યો. સ્વામી મહારાજે તે બ્રાહ્મણને



સોનાનો ઝૂલો (પારણું) દાનમાં આપવા કહ્યું. સ્વામી મહારાજની આજ્ઞાનું પાલન થતાં જ થોડા જ દિવસોમાં તેને સંતતિ પ્રાપ્ત થઇ.

## (૧૬) સંતઆજ્ઞાપાલનમાં ચોકસાઈ રાખવી :

નૃસિંહવાડી નજીક કુરુંદવાડ સંસ્થાન આવેલું છે. ત્યાંના અધિપતિ શ્રીમંત બાળાસાહેબ કુરુંદવાડકર સ્વામી મહારાજના ભક્ત હતા. તેમના દીકરાની બીજી પત્નીને પુત્રસંતાન થવા તેમણે સ્વામી મહારાજને માર્ગદર્શન આપવા વિનંતી કરી. સ્વામી મહારાજે તેમને નૃસિંહવાડીમાં નાગ-નારાયણબલિ કરવા જણાવ્યું.

તેમના ઉપાધ્યાયે પોતાની અનુકૂળતા માટે તે વિધિ કુરુંદવાડના ઘાટ પર જ કરી. આગળ જતાં શ્રીકુરુંદવાડકરના દીકરાને કન્યારત્ન પ્રાપ્ત થયું પરંતુ પુત્રસંતાનની ઇચ્છા અધૂરી રહી ગઇ. સ્વામી મહારાજ જ્યારે ફરી પાછા નૃસિંહવાડી પધાર્યા ત્યારે તેમણે પોતાની હકીકત સ્વામી મહારાજને કહી તેનું કારણ પૂછ્યું. સ્વામી મહારાજે જણાવ્યું કે નૃસિંહવાડીમાં કહ્યા પ્રમાણે વિધિ ન કરતાં કુરુંદવાડમાં વિધિ કર્યો માટે તેવું ફળ મળ્યું. આથી સંતપુરુષો જે કહે તે જ પ્રમાણે શબ્દશ: તેમની આજ્ઞા કે સૂચનનો અમલ કરવો. તેમાં પોતાની બુદ્ધિ ચલાવવી નહીં.

## (૧૭) શિક્ષિત હોવાથી ભૂત-પિશાચની ઠેકડી ઉડાડવી :

એક ગામમાં સખારામ નામે એક શિક્ષિત ગૃહસ્થ રહેતો હતો. તે જમાનામાં (૧૦૦-૧૨૫ વર્ષ પૂર્વે) આધુનિક શિક્ષણને કારણે તે ભૂત-પિશાચની ઠેકડી ઉડાડતો તથા તેવી કોઇ યોનિ હોવાનો વિરોધ કરતો. કાળે કરીને તે ગૃહસ્થને



જ એક પિશાચ વળગ્યું અને તેઓ પિશાચના ત્રાસથી પીડાવા લાગ્યા. તે ગૃહસ્થ પિશાચપીડાથી મુક્ત થવા સેવા માટે માણગાંવમાં રહેતો.

તે પિશાચપીડિત ગૃહસ્થનો સાળો એક દિવસ માણગાંવ આવ્યો. તે વ્યક્તિ વકીલ હોવાથી પોતાને વધારે ડાહ્યો સમજતો હતો. તે બનેવીના શરીરમાં સંચાર થયેલા પિશાચની મશ્કરી કરવા લાગ્યો. પિશાચે તેને કહ્યું કે વિના કારણ મારી મશ્કરી કેમ કરો છો? તેણે જવાબ આપ્યો કે જો તું મને પ્રત્યક્ષ ત્રાસ આપે તો તને સાચો માનું, નહીં તો આ બધું ધતિંગ છે એમ માનવામાં વાંધો નથી. પિશાચે કહ્યું કે અમારું જેની પાસેથી લેણું હોય તેને જ ત્રાસ આપી શકીએ. તમારી પાસે લેણું ન હોવાથી હું તમને ત્રાસ આપી શકું નહીં.

આથી સખારામના તે સાળાએ પિશાચપીડિત લોકો, ભગવાન અને શાસ્ત્રીબુવા એમ બધાની નિંદા કરવાનું શરૂ કર્યું. છેવટે સખારામના પિશાચે તપાસ કરી કે તેમના કુળમાં હેરાન કરનાર કોઈ પિશાચનું અસ્તિત્વ છે કે કેમ? એક પિશાચ મળી આવ્યું. તેને સખારામના સાળાની ખબર લેવા વિનંતી કરી. લેણદેણ બાકી હતું તેથી તે પિશાચે ખબર લેવાની શરૂઆત કરી. આ દરમ્યાન સખારામના પિશાચે તેના સાળાને પૂછ્યું, હવે કેમ ઢોંગ કરો છો? છેવટે તે વ્યક્તિ મરણોન્મુખ સ્થિતિને પ્રાપ્ત થઈ. તેના ઘરનાં બધાં માણસો માણગાંવમાં આવ્યાં અને પિશાચપીડામાંથી મુક્ત કરવા શાસ્ત્રીબુવાને વિનંતી કરી. શાસ્ત્રીબુવાએ જણાવ્યું કે આ વ્યક્તિ દેવનો અપરાધી છે. તેણે થોડા દિવસો સુધી માણગાંવમાં રહીને સેવા કરવી. શાસ્ત્રીબુવાની વાત માનીને તે વ્યક્તિએ માણગાંવમાં રહીને શ્રદ્ધાથી સેવા કરી ત્યારે તે પિશાચપીડામાંથી મુક્ત થયો.

ઈશ્વરની સૃષ્ટિમાં બધાનું જ અસ્તિત્વ તથા મહત્ત્વ છે. મનુષ્ય એટલો અલ્પજ્ઞ છે કે તેને તેનું જ્ઞાન નથી. સંતપુરુષો પાસે દિવ્ય અને સૂક્ષ્મ જ્ઞાન હોય છે.



આથી તેઓ આ પ્રકારના પ્રશ્નોને હલ કરી શકે છે. પરંતુ ઈશ્વરે નિર્માણ કરેલી સૃષ્ટિનો સ્વીકાર કરવાને કે આભાર માનવાને બદલે તેનો તિરસ્કાર કે દ્વેષ કરીએ, મશ્કરી કરીએ તો તે ઈશ્વરનો અપરાધ છે. અદશ્ય સૃષ્ટિ કેટલીક વાર અકલ્પિત રીતે મનુષ્યસૃષ્ટિને મદદ કરે છે. સંત તુલસીદાસને હનુમાનજી સાથે મુલાકાત કરાવનાર એક બાવળના ઝાડ પર રહેતું ભૂત હતું ! તમે તેની સાથે કેવી રીતે વર્તાવ કરો છો તેના પર બધો આધાર છે. ભૂતપ્રેતની જેમ ઘણા લોકો પૈસાના મદમાં દેવતાઓ-કુળદેવીની મશ્કરી કરતા થઈ જાય છે. છેવટે ખૂબ જ હેરાન થઈને પસ્તાય છે. વગર વિચાર્યે આ બધું ન કરીએ તો પ્રગતિનો માર્ગ સહજ પ્રાપ્ય બને છે અને યોગ્ય માર્ગ મળતાં માનવ પુરુષાર્થથી મહામાનવ બની શકે છે.

## (૧૮) પુનર્વિવાહ પર ખંડનાત્મક લેખ :

એક વખત પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે કે વિરુદ્ધ તે વિશે જોર- શોરથી ચર્ચા શરૂ થઈ. ઘણા વિદ્વાનોનો આગ્રહ હતો કે સ્વામી મહારાજે પુનર્વિવાહ પર એક ખંડનાત્મક લેખ લખવો જેથી તે માન્યતાને જન- સામાન્યમાં વ્યાપક સ્વીકૃતિ ન મળે. સ્વામી મહારાજે લેખ લખવા લખણી હાથમાં લીધી. દત્ત ભગવાને સ્વામી મહારાજને આજ્ઞા કરી, “પ્રથમ લેખણી નીચે મૂક.” આથી તે લેખ માટે દત્ત ભગવાન સંમત નથી તે સ્પષ્ટ થયું. નજીકનાં ભવિષ્યમાં પુનર્વિવાહ એ સમાજસ્વીકૃત બાબત થવાની છે તે દત્ત પ્રભુએ આડકતરી રીતે સમજાવ્યું.

આમ પણ સમાજને ટકાવી રાખનાર જે સિદ્ધાંતો- નિયમો હોય છે તેને જ ધર્મ કહે છે. **ધારણાત્ ધર્મ ઈત્યાહુ:** | પરંતુ આ જ નિયમો કાળાંતરે સમય અનુસાર ફેરફારને આધીન છે. મોગલોના અત્યાચાર વખતે શીખ-સંપ્રદાયના સંતોએ



શારીરિક બળ વિકસાવવા તથા શસ્ત્રોની ઉપાસનાને, દેવપૂજા પહેલાં અગ્રિમતા (પ્રાયોરિટી) આપી હતી. DEMOGRAPHIC આંકડા પ્રમાણે પુરુષની સરખામણીમાં સ્ત્રીઓનું પ્રમાણ વધુ હોય તો બહુપત્નીત્વ તે સમાજની સ્વીકૃત બાબત ગણાય છે. આ સિદ્ધાંતને તેમનો ધર્મ માન્યતા આપે છે. મુસ્લિમધર્મ તેનું ઉદાહરણ છે. સ્ત્રીની સરખામણીમાં પુરુષોનું પ્રમાણ વધુ હોય તો તેમનો ધર્મ બહુપતિત્વ સ્વીકારે છે. આસામ-ઉત્તર પૂર્વીય રાજ્યોમાં કેટલેક અંશે આ પ્રથા પ્રચલિત છે.

એકાદ વર્ષ પછી કાગળ અને લેખણી જોતાં સ્વામી મહારાજ શ્રીદત્ત એવા કેટલાક શબ્દો લખી રહ્યા હતા. "દત્તપ્રભુએ લખવાની ના પાડી છે" તેવો વિચાર આવતાં જ તેમણે લેખણી નીચે મૂકી. દત્તપ્રભુએ તેમને તે લેખ લખવાની જ ના પાડી હતી. તે પછી સ્વામી મહારાજનું લખાણ-ગ્રંથ રચના ઇત્યાદિ શરૂ થયું. હાલની પરિસ્થિતિમાં આપણે જોઈએ છીએ કે પુનર્વિવાહ સમાજસ્વીકૃત તથા ધર્મસ્વીકૃત બાબત બની છે.

## (૧૯) કોલગાંવના શ્રીગણેશ સાતવળેકર :

કોલગાંવ સાવંતવાડીના શ્રીગણેશ સાતવળેકરે સ્વામી મહારાજના સત્સંગનો લાભ લેવા થોડા દિવસ નૃસિંહવાડીમાં મુકામ કર્યો. ઉપનિષદનો પાઠ પૂરો થયા પછી સ્વામી મહારાજનાં ચરણોમાં પ્રણામ કરવાની તેમની ઇચ્છા હતી. પરંતુ સ્વામી મહારાજ કોઈને સ્પર્શ કરવા દેતા ન હતા. આથી ઘણા દિવસો સુધી તેમની ઇચ્છા મનમાં જ રહી ગઈ. એક દિવસ તેમણે પોતાની ઇચ્છા સ્વામી મહારાજ



આગળ રજૂ કરી. સ્વામી મહારાજે આજ્ઞા આપતાં તેમણે પોતાનું મસ્તક શ્રીચરણોમાં મૂક્યું અને ધન્યતા અનુભવી.

શ્રીસાતવળેકરે દ્વિસાહસ્રી ગુરુચરિત્રની એક પ્રત સ્વહસ્તે લખીને સ્વામી મહારાજને અર્પણ કરી. સ્વામી મહારાજને અનેક કામો હોવા છતાં સમય કાઢીને તેમણે શ્રીસાતવળેકરને દ્વિસાહસ્રી ગુરુચરિત્ર સમજાવ્યું. આ સિવાય સ્વામી મહારાજે વીંછીનું ઝેર ઉતારવાનો મંત્ર, સાપનું ઝેર ઉતારવાનો મંત્ર, સુદૃષ્ટિપ્રાપ્તિ માટે, સુલભ પ્રસૂતિ માટે ઉપયોગી મંત્રો તેમને લખી આપ્યા. કૃષ્ણા નદીમાં પગ લપસી પડતાં તેઓ બચી ગયા હતા તે સ્વામી મહારાજની કૃપાનું ફળ છે તેમ તેઓ માનતા.

તેઓ જ્યારે પોતાના ઘરે પાછા જવાના હતા ત્યારે સ્વામી મહારાજની આજ્ઞા લેવા ગયા. સ્વામી મહારાજે કહ્યું, "તમે કાલે જાવ તો?" શ્રીસાતવળેકરે જણાવ્યું કે "ઘોડાગાડી નક્કી થઈ ગઈ છે એટલે જવું સારું." સ્વામી મહારાજ કશું બોલ્યા નહીં. બીજા દિવસે ઘોડાગાડીવાળો આવ્યો જ નહીં. જ્યારે શ્રીસાતવળેકર સ્વામી મહારાજનાં દર્શન કરવા ગયા ત્યારે સ્વામી મહારાજ એક બીજી વ્યક્તિને સંબોધીને વિનોદમાં કહેવા લાગ્યા, "પેલા સાતવળેકર તો ગઈ કાલે જ ઘોડાગાડીમાં જતા રહ્યા હશે, નહીં?" ઘોડાગાડી ન આવ્યાનું જણાવી સાતવળેકરે સ્વામી મહારાજની ક્ષમા માંગી તથા આજ્ઞા લઈ પોતાને ગામ ગયા.

## (૨૦) ધાર્મિક સ્થાનોની મરામત તથા સ્વચ્છતા :

સ્વામી મહારાજે ઈ.સ.૧૯૧૧માં કુરુગડ્ડીનો ચાતુર્માસ કર્યો. સ્વામી મહારાજ ત્યાં પહોંચ્યા તે પહેલાં દુષ્કાળ હતો. સ્વામી મહારાજે ત્યાં આવીને



ભક્તો પાસે ઋષ્યશૃંગ મંત્રનું અનુષ્ઠાન કરાવ્યું. આથી તે વિસ્તારમાં પુષ્કળ વરસાદ થયો.

સ્વામી મહારાજે પ્રથમ દિવસે ત્યાંના પૂજારીને ત્યાં ભિક્ષા લીધી. ત્યાં પૂજારીનાં બે જ ઘર હોવાથી બીજા દિવસે ભિક્ષા ન કરી. પૂજારીઓનો શૂદ્રવત્ આચાર જોઈને સ્વામી મહારાજને તે ગમતું ન હતું. શ્રીપાદશ્રીવલ્લભે સ્વામી મહારાજને દૃષ્ટાંત આપીને જણાવ્યું, "મારા પ્રિય રજક ભક્તે દાનમાં આપેલી જમીનની આવકમાંથી મંદિરનો થાળ તથા નંદાદીપની વ્યવસ્થા થાય છે. મને તે પ્રિય છે, તમને ન ગમવાનું કારણ? અહીં દ્રવ્યશુદ્ધિ અને ભાવશુદ્ધિ છે તેથી અહીં ભિક્ષા લેવામાં વાંધો નથી."

એક દિવસ શ્રીલક્ષ્મણરાવ નાઇકને યંત્ર કરી આપવાનું હતું. તેને લીધે સ્વામી મહારાજનું નિત્યક્રમનું એક સ્તોત્ર રહી ગયું. તેથી ભિક્ષા લઇને ઝોળીમાં હાથ નાંખતાં હાથને વીંછી કરડ્યો. દત્ત ભગવાને તેનું કારણ પણ કહ્યું. લોકોને તેનું કારણ જણાવતાં સ્વામી મહારાજે નિખાલસ ભાવે જણાવ્યું કે, અમારું સ્તોત્ર રહી જતાં અમને પણ આવી શિક્ષા થાય છે તો તમે સંસારી લોકો દેવસેવામાં કેટલી ભૂલ કરો છો તેનું પરિણામ તમારે ભોગવવું પડશે તેનો ખ્યાલ રાખજો. વીંછી કરડાવવાનો હેતુ સ્વામી મહારાજને શિક્ષા આપવા કરતાં ભગવાનનો લોકશિક્ષણનો હેતુ રહેલો છે.

સ્વામી મહારાજ કુરુગડ્ડીમાં રોજ સમાધિ લગાવતા. એક દિવસ સમાધિમાં સ્વામી મહારાજ પર મરેલી ચકલી, પક્ષીઓનાં ઇંડાં તથા વિષ્ટા પડી. સ્વામી મહારાજે આવી ગંદી ચીજો ધ્યાનાવસ્થામાં જ હાથથી દૂર હડસેલી દીધી. દત્ત ભગવાને સ્વામી મહારાજને જણાવ્યું, તેં તો આવો કચરો દૂર ફેંકી દીધો પરંતુ



મારા પર રોજ આવી ગંદકી પડે છે તે હું ક્યાં ફેંકું? તને આ પરિસ્થિતિની ખબર પડે તે માટે જ મેં આ ગંદી ચીજો તારા પર ફેંકી છે.

સ્વામી મહારાજે જ્યારે મંદિરમાં જોયું તો ખરેખર ત્યાં મરેલી ચકલી, પક્ષીઓનાં ઇંડાં, પક્ષીની વિષ્ટા વગેરે પડેલાં હતાં. સ્વામી મહારાજે બધી જ જગ્યા સાફ કરી. દરવાજો તૂટેલો હતો તેની મરામત કરી. ભીંતમાં તિરાડો પડેલી હતી તે ચૂનાથી પૂરી દીધી.

આમ બધાં જ મંદિરોની સ્વચ્છતા જાળવવી જોઇએ, પછી તે પ્રાચીન હોય કે અર્વાચીન. પુરાતન દેવાલયો જર્જરિત હોવાથી દેવાલય ગંદું થાય છે તથા ભગવાન પર અપવિત્ર વસ્તુઓ પડે છે. મંદિરની મરામત પણ યોગ્ય રીતે કરવી જોઇએ.

અષાઢ સુદ ૧૧ના દિવસે કૃષ્ણા નદીએ શૂદ્ર સ્ત્રીસ્વરૂપે આવી "મને ખાવા માટે દાળ આપો એમ માંગણી કરી." તે વર્ષે દશહરાના દિવસો દરમ્યાન સ્વામી મહારાજ મલપ્રભા નદીના તીરે હતા. આથી કૃષ્ણા નદીને નિવેદ ધરાવ્યો ન હતો. અહીં કૃષ્ણા નદી શૂદ્રસ્વરૂપે વહે છે. વ્યાસ પૂર્ણિમાના દિવસે સ્વામી મહારાજે વ્યાસપૂજા કરી. સાંજે કૃષ્ણામાતાની પૂજા કરી. ગામના શૂદ્રોને બોલાવી કૃષ્ણામાતાને વાટેલી દાળનો પ્રસાદ ધરાવી, તે પ્રસાદ સ્ત્રીઓ, બાળકો તથા પુરુષોને વહેંચ્યો. આથી કૃષ્ણામાતા પણ તૃપ્ત થયાં અને તેમણે સંતોષ વ્યકત કર્યો.

## (૨૧) કેશવરાવ :

કેશવરાવ નામનો એક બ્રાહ્મણ સારંગપુરમાં રહેતો હતો. પ્રથમ તે નાસ્તિક હતો. સ્વામી મહારાજે તેને સંધ્યા, વૈશ્વદેવ, પૂજા ઇત્યાદિ શીખવાડીને પૂર્ણ



આસ્તિક બનાવ્યો. બ્રહ્મકર્મ શીખ્યા પછી તેના ઘરે સ્વામી મહારાજે ભિક્ષા લીધી. પૂ.શ્રીરંગ અવધૂતપ્રણિત શ્રીગુરુલીલામૃત ગ્રંથમાં પણ તેનું વર્ણન છે. પૂરક માહિતી નીચે પ્રમાણે છે.

કેશવરાવ મૂળ પુનાનો રહેવાસી હતો. તેનું લગ્ન થયેલું હતું, પરંતુ નોકરી કરવા તે એકલો જ સારંગપુર આવ્યો. તે વ્યવસાયે વેક્સિસનેટર (VACCINATOR) એટલે કે રસી આપનાર હતો. પરંતુ લોકો તેને ડૉક્ટર સમજતા. તે ત્યાંના મામલતદારના ઘરે રહેતો. તેની પત્ની ઉંમરલાયક થતાં કેશવરાવને શોધતી શોધતી સારંગપુર આવી. કેશવરાવ પત્ની પર ગુસ્સે થઇ ગયો. તેને પોતાની સાથે રાખવા ચોખ્ખી ના પાડી. મામલતદાર વચ્ચે પડ્યા અને પત્નીને થોડા દિવસ પોતાની સાથે રાખી પતિપત્ની વચ્ચે સમાધાન કરાવ્યું.

આગળ જતાં કેશવરાવને એક સંતાન થયું. તેનો પુત્ર આજાનબાહુ હતો. તે ગામમાં બધાને ગમતો. ત્રણ વર્ષથી તેનો પુત્ર સમર્થ રામદાસ રચિત “મનાચેં શ્લોક”નું રટણ કરતો. તેને યાચકોને ભિક્ષા આપવી ખૂબ ગમતું અને તે હોંશે હોંશે ભિક્ષા આપતો. તે પુત્ર પાંચ વર્ષનો થતાં એક જટાધારી તપસ્વી ભિક્ષા માટે તેના ઘરે આવ્યો. તે જટાધારીને બાળકે ભિક્ષા આપતાં તે જટાધારી બોલ્યા, “ક્યોં બચ્ચે પ્રપંચમેં કહાં તક ઠહરનેકા બિચાર હૈ?”

ઉપરનો પ્રશ્ન સાંભળીને કેશવરાવના પુત્રે જવાબ આપ્યો, “મૈં કલ આઉંગા.” આ વાર્તાલાપ કેશવરાવે પણ સાંભળ્યો હતો પરંતુ તેને તે સાધુઓનું ચીલાચાલુ સંભાષણ લાગ્યું. બીજા દિવસે તે બાળકે મા-બાપને કહીને ગામના



ઘણા લોકોને ઘરે બોલાવ્યા. બધા લોકો આવ્યા પછી તે બોલ્યો, "પ્રભુનું સ્મરણ નિત્ય કરી સન્માર્ગે ચાલો." આ પછી-

"સદા સર્વદા યોગ તુઝા ઘડાવા તુઝે કારણીં દેહ માઝા પડાવા |
ઉપેક્ષું નકો ગુણવંતા અનંતા ગુરુ નાયકા માગણેં હેંચી આતા ||"

આમ પ્રાર્થના કરીને ઈશ્વરને સાષ્ટાંગ પ્રણિપાત કરી દેહત્યાગ કર્યો. પાંચ વર્ષના બાળકે એક તપસ્વીને છાજે તેવો દેહત્યાગ કર્યો. બધા લોકોને દુ:ખ થયું પરંતુ તેની માતાએ સમતા ધારણ કરી કહ્યું, "જગતમાં કોઈ પણ સંબંધ સાચો નથી. ઋણાનુબંધ હોય ત્યાં સુધી જ સંબંધ ટકે છે. છ માસ પછી હું પણ પંઢરપુરમાં દેહત્યાગ કરીશ."

છ મહિના પછી તે સ્ત્રીએ પતિને પંઢરપુર જવા વિનંતી કરી. તેઓની સાથે મામલતદાર પણ પંઢરપુર ગયા. અગિયારસના દિવસે તે સ્ત્રીએ ચંદ્રભાગામાં સ્નાન કરી પાંડુરંગનાં દર્શન કર્યાં. તે પછી તે સ્ત્રીએ પતિને દંડવત્ પ્રણામ કરી કહ્યું, "આજે હવે હું રજા લઉં છું. મારા થકી આપના વંશની વૃદ્ધિ થઈ નથી. આમ છતાં મોરોપંતની કન્યા સાથે તમારો વિવાહ થશે અને તેના દ્વારા તમારા વંશનો વિસ્તાર થશે."

આમ કહીને તે સતી સ્ત્રીએ બધાની રજા લઈ, હરિસ્મરણપૂર્વક દેહત્યાગ કર્યો. કેશવરાવે પંઢરપુરમાં જ તેની સર્વ ઔર્ધ્વ દૈહિક ક્રિયા કરી. પછી તે પુના આવ્યો. મોરોપંતે તેની કન્યા માટે કેશવરાવ સાથે લગ્ન સંબંધી વાત કરી. કેશવરાવે સ્પષ્ટ ના પાડી તથા તે લગ્ન ન થાય તે માટે ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ સતી સ્ત્રીનાં વચન અનુસાર કેશવરાવનું લગ્ન મોરોપંતની કન્યા સાથે સંપન્ન થયું જ. આવી વિલક્ષણ ઘટનાઓ ઘટ્યા પછી પણ કેશવરાવ નાસ્તિક જ રહ્યો. સ્વામી મહારાજ સાથે સત્સંગ થતાં તે પૂર્ણ આસ્તિક બન્યો.



## (૨૨) જારણ, મારણ, વશીકરણ મંત્રોનું ઔચિત્ય :

બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજનો મુકામ હતો. મંત્રશાસ્ત્ર વિશે ચર્ચા ચાલી રહી હતી. સ્વામી મહારાજે જણાવ્યું કે જારણ, મારણ, વિદ્વેષણ મંત્રોનો પ્રયોગ કરી બીજાને નુકસાન કરવું યોગ્ય નથી. આથી મંત્રપ્રયોગ કરનારનું અધ:પતન થાય છે. શ્રોતાઓમાંથી કોઇ બોલ્યું,તો પછી આવા અધ:પાત કરનારાં સાધનો, ઉપાયો શાસ્ત્રોમાં, તંત્રશાસ્ત્રમાં, મચ્છેન્દ્રનાથ, ગોરખનાથ ઇત્યાદિ મહાપુરુષોએ કેમ કહ્યાં અથવા લખ્યાં? આવા ઉપાયો-મંત્રો જો લખાયા જ ન હોત તો તેનો કોઇ ઉપયોગ ન કરત અને કરનારનું અધ:પતન પણ ન થાત.

સ્વામી મહારાજે જણાવ્યું કે સૃષ્ટિના પ્રારંભથી સત્ત્વ, રજ અને તમો ગુણનું પ્રાબલ્ય છે. પ્રકૃતિ પ્રમાણે દરેકમાં સત્ત્વ, રજ કે તમો ગુણનું પ્રાબલ્ય છે. દુકાનદાર પોતાની દુકાનમાં ખાંડ, તેલ જેવી ઘર ઉપયોગી વસ્તુઓ સાથે વછનાગ, ઝેરકોચલાં, સોમલ જેવા ઝેરી પદાર્થો પણ વેચવા માટે રાખે છે. છરી, ચપ્પુ જેવી ચીજો પણ વેચવા માટે રાખે છે, જેનો ઉપયોગ શાક સમારવા કે બીજાને ઇજા પહોંચાડવા થઇ શકે છે. વેપારી આપણને આગ્રહ નથી કરતો કે અમુક જ વસ્તુ વેચાતી લો. માલ લેનારે નક્કી કરવાનું છે કે કયો માલ લેવો શ્રેયસ્કર છે. મહાપુરુષોએ ઘણાં સાધનો બતાવ્યાં હોય છતાં આપણે સંયમપૂર્વક સારાં સાધનો જ લઇએ તો આપણું કલ્યાણ થાય. જો કોઇ પૂર્વજન્મના દુષ્ટ સંસ્કારને લીધે ખરાબ સાધનો તરફ વળે તો તેની અધોગતિ નિશ્ચિત છે.

વછનાગ, સોમલની ગણતરી ઝેરમાં થાય છે. પરંતુ આયુર્વેદ પ્રમાણે તેમાં કેટલાક ઓષધીગુણ પણ છે. છરી, ચપ્પુથી શાક સમારી શકાય, પ્રસાદનાં ફળો



સુધારી શકાય કે કોઈનું ખૂન પણ થઈ શકે. કોઈપણ સાધન ખરાબ નથી. કયા હેતુ માટે તે સાધન વપરાયું છે તે પ્રમાણે તે કર્મનું ફળ મળે છે. સર્જનની છરી વાઢકાપમાં કે કાંટો કાઢવામાં વપરાય તો તેનો હેતુ સારો છે. તે જ સાધનનો ઉપયોગ કોઈને ઈજા પહોંચાડવા કરીએ તો હેતુ ખરાબ હોવાથી તેનું પારમાર્થિક માઠું ફળ મળે છે.

ક્લોરોફોર્મ નામની દવા ઓપરેશનમાં દર્દીને બેભાન કરવામાં વપરાય છે જેથી વાઢકાપનું દર્દીને દુઃખ ન થાય. તે જ ક્લોરોફોર્મ લૂંટારાઓ રૂમાલ પર છાંટીને શિકારના મોઢા પર નાંખી બેભાન કરી શિકારને લૂંટી લે છે. અહીં તેમનો હેતુ સારો ન હોવાથી વપરાશકર્તા દોષી છે.

સ્વામી મહારાજ શાસ્ત્રવિરુદ્ધ આચરણ બિલકુલ ચલાવી લેતા નહીં. જો કોઈ શાસ્ત્ર વિરુદ્ધ આચરણ કરે તો સખત નાપસંદગી બતાવતા. તે અંગે જે તે વ્યક્તિને જાહેરમાં ઠપકો પણ આપતા. પછી ભલે તે વ્યક્તિ ગમે તેટલી પ્રતિષ્ઠિત કે લૌકિક મોટા હોદ્દાવાળી હોય. આવી પરિસ્થિતિમાં તેવી વ્યક્તિ અપમાનનું વેર લેવા સ્વામી મહારાજ પર અભિચારમંત્રનો પ્રયોગ કરતી. સ્વામી મહારાજ ધારત તો તેનું વારણ (પાછો મોકલવો) કરી શકત. પરંતુ સ્વામી મહારાજ માનતા કે સર્વમાં ઈશ્વરનો વાસ છે. આથી મંત્રપ્રયોગ કરનાર પ્રત્યે કોઈપણ દ્વેષભાવ રાખતા નહીં. બીજું કારણ એ પણ હોઈ શકે છે કે મંત્રપ્રયોગ કરનાર પોતાના સંસ્કાર અનુસાર ગમે તેટલી નીચલી પાયરીએ જઈ શકે છે પરંતુ પોતે તો સ્વયં દત્તાવતારી સંત હતા. તેમના જેવા સંત હીન લોકો જેવા બની શકે?

તેમના એક વિરોધીએ મંત્રપ્રયોગથી તેમને સંગ્રહણીનો રોગ લાગુ પાડ્યો હતો. તેઓશ્રીના નિત્યક્રમમાં તે ખૂબ જ બાધારૂપ હતો. છતાં હસતે મોઢે તેને સ્વીકાર્યો. આખી જિંદગી તેમણે ત્રાસ ભોગવ્યો પરંતુ દુશ્મનો પ્રતિ તેમણે કટુતા બતાવી નથી. શરીરનો "પ્રારબ્ધભોગ" સમજીને તે સહન કર્યું છે.



## (૨૩) દ્વિસાહસ્રીનો સ્વાહાકાર :

સાવંતવાડીના શ્રીઉકિડવેને દત્ત ભગવાને દ્વિસાહસ્રીના સ્વાહાકાર અંગે સ્વપ્નદષ્ટાંત આપ્યો. તેઓએ દેવ કરતાં ગુરુ શ્રેષ્ઠ એ ન્યાયે સ્વામી મહારાજનું માર્ગદર્શન માગ્યું. તે સમયે સ્વામી મહારાજનો મુકામ પવનીમાં હતો. સ્વામી મહારાજે નીચે પ્રમાણે અભિપ્રાય જણાવ્યો :

"ઋષિપ્રણિત મંત્રો સિવાય અન્ય મંત્રોનો સ્વાહાકાર થઇ શકતો નથી. તમારી ઇચ્છા હોય તો શ્રીગુરુચરિત્રનાં ૧૦ પારાયણો કરી બ્રાહ્મણભોજન કરાવો."

શ્રીઉકિડવેએ ગુર્વાજ્ઞા પ્રમાણે જ કર્યું. પરંતુ સ્વામી મહારાજે જે ગ્રંથોની રચના કરી તે ઋષિપ્રણિત ગ્રંથોની સમકક્ષ હતા જેનું સમર્થન સ્વયં દત્ત ભગવાને ભકતને દષ્ટાંત આપીને કર્યું. શ્રીઉકિડવેનાં ગુરુચરિત્રપારાયણના જવાબમાં સ્વામી મહારાજે નીચે પ્રમાણે પત્ર લખ્યો.

**શ્રાવણ સુદ ૯** **પવની**

"મંત્રશાસ્ત્રમાં મનુષ્યો દ્વારા રચિત મંત્રનું અનુષ્ઠાન ન કરવું તેમ છે. તો પછી સ્વાહાકાર તો ન જ થઇ શકે. વળી આ ગ્રંથ મેં રચ્યો તેવું પણ અભિમાન નથી. શ્રીગુરુની જેમ ઇચ્છા હોય તેમ થાવ. સ્વાહાકાર માટે અનુમોદન આપવા ઇચ્છા થતી નથી. શ્રીગુરુચરિત્ર (ગ્રંથ) સ્વાહાકાર અંગે જાતે નિરાધાર. (તેમાં આ



વિશે કશું કહેવામાં નથી આવ્યું) માટે જ આધારભૂત રીતે કશું કહી શકાય નહીં. માટે જ દેવતા (નિર્વાપ), હવન, પ્રકાર ઇત્યાદિ વિશે અપ્રામાણિક એવું કશું જ કહી ન શકાય.” નારાયણ.

પૂ.શ્રીગાંડા મહારાજે આ પ્રસંગ પર ટીપ્પણી કરતાં જણાવ્યું હતું કે જો દત્ત ભગવાન દ્વારા તેમને સ્વયં દૃષ્ટાંત થયો હોત તો તેઓ પ્રથમ સ્વાહાકાર કરત અને પછી સ્વામી મહારાજને જાણ કરત. જો સ્વાહાકાર કરતાં પહેલાં આજ્ઞા માગીએ તો સ્વામી મહારાજ મંજૂરી આપે નહીં અને શિષ્યે ગુર્વાજ્ઞાનું અવશ્ય પાલન કરવું પડે છે.

## (૨૪) ક-મનનું દાન :

એક વખત એક સ્ત્રી સ્વામી મહારાજનાં દર્શન કરવા આવી. સ્વામી મહારાજ પાસે તેણે એક શ્રીફળ મૂક્યું તથા ભૂલથી અધેલી (નાણું) ને બદલે એક ગીની (સુવર્ણ) મૂકી દીધી. મનના વિચારોને જાણનાર સ્વામી મહારાજે તે સ્ત્રીને તે ગીની પાછી લેવા જણાવ્યું. મનમાં (ગીની પાછી લેવાની) ઇચ્છા હોવા છતાં હાજર રહેલા ભક્તો શું કહેશે તેમ માની તે સ્ત્રી પ્રગટ રીતે બોલી, એકવાર સમર્પિત થયેલી ગીની હું પાછી નહીં લઉં. પરંતુ દેવના ખજાનામાં અનિચ્છાએ મૂકેલું દ્રવ્ય દેવસેવામાં વાપરી શકાય નહીં.

સ્વામી મહારાજે તે સ્ત્રીને પ્રસાદ તરીકે શ્રીફળ આપ્યું જે ઘરે જઇને વધેરવા કહ્યું. ઘરે જઇને તે સ્ત્રીએ શ્રીફળ વધેરતાં શ્રીફળમાંથી તે ગીની નીકળી. આમ તેની ગીની તેને પાછી મળી. ભગવાન કે સંતને જે પણ વસ્તુ અર્પણ કરીએ



તે સ્વકષ્ટાર્જિત દ્રવ્યમાંથી ખરીદેલી હોવી જોઇએ. તદ્ઉપરાંત તે વસ્તુ શુદ્ધભાવથી અર્પણ કરવી જાઇએ. આપ્યા પછી એવું લાગવું ન જોઇએ કે વસ્તુ ખોટી દેખાદેખીથી અપાઇ ગઇ. વસ્તુ અર્પણ કરવાનો આનંદ થવો જોઇએ, નહીં કે વિષાદ.

ઈશ્વર પાસે અખૂટ ભંડારો પડ્યા છે. સંતો તેમના પ્રતિનિધિ છે એટલે આડકતરી રીતે તેઓ પણ તે ખજાનાના સહ-માલિક છે. તેમાં આપણે કશું ન આપીએ તો પણ ચાલે. પરંતુ દંભથી, દેખાદેખીથી આપીએ તો તેનો સ્વીકાર થતો નથી. ઘણા લોકો મંદિરને કે સંતને જાણે કે મદદ કરવા દ્રવ્ય કે વસ્તુ અર્પણ કરે છે. વાસ્તવિક રીતે દરેક ભકત પોતાના આધ્યાત્મિક લાભ માટે સેવા અર્પણ કરે છે, નહીં કે ઈશ્વરના ખજાના ખાલી છે માટે !

## (૨૫) અતિથિનિવાસનો નિયમ :

સ્વામી મહારાજનો નિવાસ ૐકારેશ્વરની એક ધર્મશાળામાં હતો. ત્યાં તેઓશ્રીને નવજવરનો ત્રાસ શરૂ થયો. ધર્મશાળામાં પૂરતો આરામ મળતો ન હતો. ચાર- પાંચ દિવસ પછી એક બ્રાહ્મણના આગ્રહથી તેના ઘરે નિવાસ માટે ગયા. ૪-૫ દિવસ પછી પરસેવો વળ્યો અને તાવ જતો રહ્યો. પરંતુ શરીરમાં અશક્તિ ખૂબ હતી. આથી ત્યાં જ નિવાસ ચાલુ રાખ્યો.

તે રાત્રે સ્વામી મહારાજ ઊંઘમાં માટેથી બૂમો પાડતા હતા. “ભૂલ થઇ, ક્ષમા કરો, હવેથી ભૂલ નહીં થાય” ઈત્યાદિ. કોઇ તેમને મારતું હોય તેમ જણાયું. સવારે તે બાબતમાં પૂછતાં સ્વામી મહારાજે જણાવ્યું કે શાસ્ત્રનિયમ પ્રમાણે અતિથિએ બ્રાહ્મણના ઘરે ત્રણ દિવસ કરતાં વધુ દિવસ મુકામ કરવો જોઇએ નહીં. બ્રાહ્મણો મધ્યમવર્ગના હોઇ અતિ સંપન્ન નથી હોતા. અતિથિ ઘણા લાંબા



સમય સુધી રોકાય તો આર્થિક રીતે બ્રાહ્મણને પોષાતું નથી. આથી શાસ્ત્રોએ આવા નિયમો ઘડ્યા છે. તે નિયમનો ભંગ થતો હોવાથી દત્ત ભગવાને તેમને શિક્ષા કરી હતી.

આમ તો સ્વામી મહારાજ અને દત્ત ભગવાન જુદા નથી. પરંતુ શાસ્ત્રીય નિયમોનું આચરણ કરીને પછી તેનો ઉપદેશ અપાય તો તેની સારી અસર થાય. શાસ્ત્રીય નિયમોનું સ્વામી મહારાજ જેવા અવતારી સંતોએ પણ ચુસ્ત રીતે પાલન કરવું જોઇએ. તે હેતુથી દત્તપ્રભુએ શિક્ષા કરવાનું નાટક રચ્યું.

## (૨૬) યોગભ્રષ્ટ કન્યા :

કાનપુરમાં એક ગૌડ બ્રાહ્મણ રહેતો હતો. તેને દસ વર્ષની એક કન્યા હતી. પિતાએ તેનું લગ્ન નક્કી કર્યું. કન્યાનો પતિ નોકરી કરે છે તેમ જણાતાં કન્યાએ પિતાને જણાવ્યું કે "મારે નોકરી કરનાર સાથે લગ્ન કરવું નથી. વેપાર કે ખેતી કરનાર સાથે પણ હું લગ્ન નહીં કરું. જે બ્રાહ્મણ કેવળ ભિક્ષા માગીને તપશ્ચર્યા કરતો હોય તેવા બ્રાહ્મણની સાથે જ હું લગ્ન કરીશ." આવી સ્પષ્ટ વાત સાંભળીને તેના પિતાને ચિંતા થવા લાગી. તેણે આ હકીકત સ્વામી મહારાજને જણાવી તથા તેમનું માર્ગદર્શન માગ્યું. સ્વામી મહારાજે કન્યાના પિતાને જણાવ્યું, "તારી કન્યા ગત જન્મની કોઇ યોગભ્રષ્ટ આત્મા છે. તેની ઇચ્છા વિરુદ્ધ તું કોઇપણ પગલું ભરીશ નહીં. તેની પસંદગીનો વર અનાયાસે ઘેર બેઠાં પ્રાપ્ત થશે."

થોડા દિવસો પછી તેમના ઘરની નજીક ધર્મશાળામાં એક તીર્થયાત્રાળુ બ્રાહ્મણ યાત્રા કરતાં કરતાં આવી ચઢ્યો. તે બ્રહ્મચારીને જોઇને કન્યાએ પિતાને જણાવ્યું કે "મારાં લગ્ન આ બ્રાહ્મણ સાથે કરાવો." પિતાએ તે બ્રહ્મચારીને



ઘરે જમવા બોલાવ્યો. પિતાએ તે યાત્રાળુ બ્રાહ્મણને પોતાની કન્યા સાથે લગ્ન કરવા પૂછ્યું. પરંતુ બ્રહ્મચારીએ ચોખ્ખી ના પાડી. આથી તે ગૌડ બ્રાહ્મણે સ્વામી મહારાજને આ અંગે વાત કરી.

તે કન્યાનું મહત્ ભાગ્ય કે જેથી કરીને સ્વામી મહારાજે સ્વયં મધ્યસ્થી કરી. તે બ્રહ્મચારીને સ્વામી મહારાજ સમજાવવા લાગ્યા. "આ કન્યા તને મનથી વરી ચૂકી છે. હવે જો તું લગ્ન નહીં કરે તો તને સ્ત્રીહત્યાનું પાતક લાગશે. તારા ગોત્રનો તેમના ગોત્ર સાથે મેળ થાય છે. આ કન્યા તને પ્રપંચમાં અનુકૂળ પત્ની તરીકેની ફરજ નિભાવશે." છેવટે તે બ્રહ્મચારીએ પોતાનો પ્રારબ્ધયોગ છે એમ સમજીને લગ્નની સંમતિ આપી. યોગ્ય મુહૂર્ત પર તેમનાં લગ્ન થયાં. લગ્ન પછી તે કન્યા પતિ સાથે તીર્થયાત્રાએ જતી રહી.

## (૨૭) કૃષ્ણાલહરી સ્તોત્ર :

વાડીના બ્રાહ્મણોએ સ્વામી મહારાજ પાસે ગંગાલહરી પ્રમાણે કૃષ્ણાનદી માટે એક સ્તોત્ર લખવા વિનંતી કરી. પરંતુ ઈશ્વર આજ્ઞા સિવાય સ્વામી મહારાજ કોઈ સાહિત્યકૃતિની રચના કરતા નહીં.

ગાણગાપુર જતાં સ્વયં કૃષ્ણા માતાએ દર્શન આપ્યાં અને કૃષ્ણાલહરી લખવા આજ્ઞા કરી. સ્તોત્ર લખતી વખતે સ્વયં કૃષ્ણામાતા ત્યાં હાજર હતાં. તેમનું સ્વરૂપ જોઈને સ્વામી મહારાજે તે કાવ્યની રચના કરી. તેમાં આધિભૌતિક, આધિદૈવિક તથા આધ્યાત્મિક સ્વરૂપનો સમાવેશ થાય છે. ૫૧ શ્લોકો પૂરા થતાં કૃષ્ણા માતાએ "બસ" કહ્યું અને અંતર્ધાન થયાં.



## (૨૮) ભક્તિના ગ્રંથો વિશે :

એક જિજ્ઞાસુએ સ્વામી મહારાજને ભક્તિ પ્રાપ્ત કરવા શું કરવું તેવો પ્રશ્ન કર્યો. સ્વામી મહારાજે તેને જણાવ્યું કે ભક્તિમાર્ગના ગ્રંથો વાંચવાથી મન શુદ્ધ થશે અને ઈશ્વરભક્તિ મનમાં પેદા થશે. ભક્તિગ્રંથોમાં (૧) જ્ઞાનેશ્વરી (૨) ભાગવત તથા (૩) ભક્તિવિજય જેવા ગ્રંથોનો સમાવેશ થાય છે. આ અંગે સ્વામી મહારાજે તેલંગણ પ્રદેશની વાત રજૂ કરી.

એક વિદ્યાર્થી સ્વામી મહારાજનાં દર્શને આવ્યો. આવવાનું કારણ પૂછતાં તેને પરીક્ષામાં ઉત્તમ યશ પ્રાપ્ત થાય તે માટે આવ્યાનું પ્રયોજન જણાવ્યું. તે વિદ્યાર્થીએ પ્રથમા અને મદયમા આ બંને પરીક્ષાઓ પાસ કરી હતી. તેણે ભગવદ્‌ગીતા ઉપરનાં મદવાચાર્ય અને રામાનુજાચાર્યનાં ભાષ્યોનો અભ્યાસ કર્યો હતો. તેનો શંકરાચાર્યના ભાષ્યનો અભ્યાસ ચાલુ હતો.

સ્વામી મહારાજે તે વિદ્યાર્થીને પ્રશ્ન કર્યો તને કયો મત ગમે છે, યોગ્ય લાગે છે ? તે વિદ્યાર્થી કોઈ જવાબ આપી શક્યો નહીં. આથી સ્વામી મહારાજે એક વાર્તા કહી:

એક ગુરુ પાસે બે વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. થોડા દિવસોના અદયયન પછી તે ગુરુએ બંને શિષ્યોને "તત્ત્વમસિ" આ મહાવાક્યનો અર્થ સમજાવવા કહ્યું. એક શિષ્યે "તત્ ત્વમ્ અસિ " એટલે કે "તે બ્રહ્મ તું જ છે" એવો અદ્વૈત પર અર્થ કર્યો. બીજા શિષ્યે "તસ્ય ત્વમ્ અસિ" તે ઈશ્વરનો તું (ભક્ત) છે એમ દ્વૈત અર્થ કર્યો. આ સાંભળીને ગુરુને આશ્ચર્ય થયું. ઘણા ગ્રંથો વાંચ્યા છતાં મનમાંથી દ્વૈત ગયું ન હતું. અંત:કરણ શુદ્ધ ન હોય તો અદયયન



વ્યર્થ છે. અંત:કરણની અશુદ્ધિ દૂર કરવા કર્મમાર્ગનો આશ્રય લેવો જોઈએ જેથી સાચું જ્ઞાન પ્રાપ્ત થાય.

## (૨૯) અગ્નિહોત્ર માટે સંમતિ :

સાવંતવાડીના શ્રીસપ્રેએ અગ્નિહોત્ર રાખવા માટે સ્વામી મહારાજ પાસે સંમતિ માંગી. સ્વામી મહારાજે જણાવ્યું કે શારીરિક તથા આર્થિક દષ્ટિએ અગ્નિહોત્ર ચલાવવું મુશ્કેલીભર્યું છે. હાલમાં સ્માર્તાગ્નિ છે તેટલી અગ્નિ સેવા પૂરતી છે. તેમ છતાં શ્રીસપ્રેની પ્રબળ ઈચ્છા જોઈને તેમણે નિષેધ ન કર્યો. આને સ્વામી મહારાજની સંમતિ માની શ્રીસપ્રેએ અગ્નિહોત્ર સ્વીકાર્યું તથા આજીવન ભિક્ષા માંગીને અગ્નિનારાયણની સેવા કરી.

## (૩૦) અભિષેકથી મહામારી કેવી રીતે દૂર થાય છે? :

નૃસિંહવાડીમાં સ્વામી મહારાજનો મુકામ હતો. કૃષ્ણા નદીમાં પાણી ઓછું હતું. તેમાં યે શ્રાદ્ધના પિંડ નાખતાં પાણી વધુ દૂષિત થતું હતું. તે પાણીના ઉપયોગથી મહામારીનો ઉપદ્રવ શરૂ થયો. એક બે મૃત્યુ પણ પામ્યા. આ સંકટમાંથી બચવા શું કરવું તે માટે સ્વામી મહારાજને પ્રાર્થના કરતાં તેઓશ્રીએ કહ્યું, "શ્રીદત્તપાદુકા પર અભિષેક કરો." લોકોએ જિજ્ઞાસાથી પૂછ્યું, "અભિષેકથી મહામારી કેવી રીતે દૂર થાય? અભિષેક અને મહામારી વચ્ચે શો સંબંધ?"

સ્વામી મહારાજે તેનો ખુલાસો આ પ્રમાણે કર્યો. "મૃત્યુરૂપ પરમેશ્વરની મહામારી આદિ વિવિધ શક્તિઓ છે. મૃત્યુરૂપ પરમેશ્વરને અભિષેકથી શાંત કરીએ



એટલે તેમની શક્તિઓ પણ શાંત થાય છે." ભક્તોએ દત્તપાદુકા પર મહારુદ્રનો અભિષેક કર્યો. પરિણામે મહામારીનો ઉપદ્રવ શાંત થયો.

## (૩૧) શૈવ-સ્માર્ત વચ્ચે સંપ કરાવ્યો :

ગોકર્ણ, ગુર્લહસોર પછી સ્વામી મહારાજ ગલગલી ક્ષેત્રમાં આવ્યા. ત્યાં તેઓશ્રી બે મહિના રોકાયા. એક સ્ત્રીનું બાળક બીમારીમાંથી સાજું થયું. આથી તે સ્ત્રીએ ૧૧૦૦ રૂપિયા સ્વામી મહારાજ પાસે મૂક્યા. સ્વામી મહારાજે તે પૈસા પાછા લઈ લેવા તે સ્ત્રીને જણાવ્યું. તે સ્ત્રીએ મક્કમતાથી કહ્યું, "પૈસા નદીમાં પધરાવશો તો ચાલશે પરંતુ હું પૈસા પાછા નહીં લઉં."

છેવટે તે પૈસા એક પૂજારીને અપાવીને સ્વામી મહારાજે તેમાંથી કીર્તન, પુરાણ ઇત્યાદિ ધાર્મિક કાર્યક્રમો શરૂ કરાવ્યા. તે ગામમાં વૈષ્ણવ બ્રાહ્મણોની વધારે વસતિ હતી. તેઓ શૈવોનો દ્વેષ કરતા હતા. શૈવોએ સમારાધના માટે વાસણો માગતાં વૈષ્ણવોએ ચોખ્ખી ના પાડી. આથી મોટાં મોટાં વાસણો દૂરથી મંગાવવાં પડ્યાં. ગલગલી એ ગાલવ મુનિનું સ્થાન પરંતુ ત્યાંના બ્રાહ્મણોનું આવું બેહૂદું વર્તન હતું.

વૈષ્ણવોનું વર્તન ભગવાનને ન ગમ્યું. વૈષ્ણવ લોકો સામૂહિક બીમાર પડ્યા. દવાથી પણ કોઈ ફેર પડ્યો નહીં. આથી તેઓને ખાતરી થઈ કે તેમણે દેવનો અપરાધ કર્યો છે. શાસ્ત્રોમાં શિવ-વિષ્ણુમાં ભેદ માનવા ના કહી છે. છેવટે સર્વ વૈષ્ણવો સ્વામી મહારાજને શરણે આવ્યા. સ્વામી મહારાજે તેમને રોકડું પરખાવ્યું, "તમે બ્રાહ્મણ કહેવડાવો છો અને બ્રાહ્મણસંતર્પણ માટે વાસણો આપતા નથી. તમારું મોઢું જોવું નથી. અહીંથી ચાલતા થાવ."



સ્વામી મહારાજનું ક્રુદ્ધ સ્વરૂપ જોઇ બધાજ બ્રાહ્મણોએ અતિ પશ્ચાત્તાપપૂર્વક કહ્યું, "અમને ક્ષમા કરો, હવેથી આવું વર્તન નહિ કરીએ. એક વખત ક્ષમા કરો. અમે તમારા શરણે છીએ." છેવટે સ્વામી મહારાજને પણ શૈવ-વૈષ્ણવોમાં સંપ કરાવવો હતો. વૈષ્ણવો શિવ ઉપાસકોનો દ્વેષ ન કરે તે માટે દરેક વૈષ્ણવને ૧૨૦૦ શિવમંત્રનો જપ કરવા કહ્યું. "જેઓ શ્રદ્ધાયુક્ત જપ કરશે તે રોગમુક્ત થશે." આમ સ્વામી મહારાજે કહેતાં, દરેક વૈષ્ણવે ૧૨૦૦ શિવમંત્રનો જપ કર્યો. શિવમંત્રનો જપ થતાં જ દરેક રોગમુક્ત થયા.

શિવ-વિષ્ણુમાં ભેદ ન માનવો તેમ શાસ્ત્રો કહે છે પરંતુ સંકુચિત વિચારવાળા કેટલાય મઠાધિપતિ, સાંપ્રદાયિક નેતા, સાંપ્રદાયિક સમભાવથી લોકોને દૂર રાખે છે. હિંદુ ધર્મના પેટાસંપ્રદાયોના અધિપતિઓમાં સ્નેહ, આત્મીયતા, પરસ્પર આદરનો અભાવ હોવાથી હિંદુઓનું સંગઠન વિશ્વના બીજા ધર્મની સરખામણીમાં ઘણું જ પાછળ પડી ગયું છે. હજુ પણ આ અંગે સામાજિક તથા ધાર્મિક નેતાઓએ જાગૃતિ લાવવાની જરૂર છે. એક વખત શ્રીવિવેકાનંદ કોક દૂરના સ્થળે રાત્રે પહોંચ્યા. હિંદુ ધર્મના બધા જ પેટાસંપ્રદાયવાળા નેતાઓએ તેમને રાત્રિનિવાસ માટે ચોખ્ખી "ના" પાડી. "હા" પાડવામાં એક ખ્રિસ્તી પાદરી હતા. શું હિંદુ તરીકે આપણે તેમાંથી બોધપાઠ ન લઇએ?

## (૩૨) પિશાચપીડામાંથી મુક્તિ :

વાડીમાં એક શ્રીમંત ગૃહસ્થ પત્નીની પિશાચપીડાથી દુઃખી હતો. તે પત્ની સાથે ત્રણ મહિના માટે નૃસિંહવાડીમાં સેવા માટે રોકાયો. આમ છતાં તેનું સંકટ ટળ્યું નહીં. આથી તે સપત્નીક સ્વામી મહારાજને શરણે ગયો. સ્વામી મહારાજે



તેને બીજા દિવસે આવવા કહ્યું. બીજા દિવસે તે દંપતી દર્શન કરવા આવ્યાં. સ્વામી મહારાજે તેમને જણાવ્યું, "તમારા પૂર્વજો પાસે એક બ્રાહ્મણના ૧૨૦૦ રૂપિયાની થાપણ હતી. તે થાપણ તેને પાછી મળી નથી. આથી તે તમને પિશાચ થઇને પીડા આપે છે."

સંકટમુક્ત થવા શું કરવું તેમ પૂછતાં, સ્વામી મહારાજે જણાવ્યું, "તે પૈસા વાડીના બ્રાહ્મણભોજન માટે ખર્ચ કરો તો તમારી પત્નીની પીડા દૂર થશે." તે ગૃહસ્થે તાર દ્વારા પૈસા મંગાવ્યા. તે પૈસા સ્વામી મહારાજે એક પૂજારીને અપાવ્યા અને બ્રાહ્મણસંતર્પણમાં ખર્ચ કરવા જણાવ્યું. સ્વામી મહારાજે સર્વ પૂજારીઓને તાકીદ કરી કે તે પૈસા જ્યાં સુધી ખલાસ ન થાય ત્યાં સુધી કોઇએ ઘેર જમવું નહીં.

જેમ જેમ રોજ બ્રાહ્મણ-અન્ન સંતર્પણ થતું ગયું તેમ તેમ તે સ્ત્રીને રાહત થતી ગઇ. જયારે તે પૈસા પૂરેપૂરા વપરાઇ ગયા તે જ દિવસે પિશાચને મુક્તિ મળી અને તે સ્ત્રીની પિશાચપીડા દૂર થઇ. આથી જ કહ્યું છે કે કોઇનું ઋણ બાકી ન રાખવું.

## (૩૩) "વિપરીત કરણી મુદ્રા"થી પેટશૂળ મટ્યું :

પેટલાદ ગામે ચાતુર્માસ કરીને સ્વામી મહારાજ ચિખલદા આવવા નીકળ્યા. રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાં સ્વામી મહારાજે મુકામ કર્યો. તે ગામનો એક બ્રાહ્મણ યુવક પેટપીડાથી દુ:ખી હતો. તે તેની માતા સાથે રહેતો હતો. આર્થિક દૃષ્ટિએ તે ગરીબ કુટુંબ હતું. સ્વામી મહારાજે તેને યોગની "વિપરીત કરણી મુદ્રા" કરવા કહ્યું અને તેનું નિદર્શન કરી તેની પાસેથી તે મુદ્રા પોતાની સમક્ષ કરાવી લીધી. રોજ એક ઘટિકા તે મુદ્રા કરવા કહ્યું.



વિપરીત કરણી મુદ્રા કરવાથી તે બ્રાહ્મણ યુવકનું પેટશૂળ ઓછું થયું અને તેની ભૂખ ઉઘડી. અડધો રોટલો તે ખાઇ શકતો ન હતો તેને બદલે આહાર વધીને રોજના બે મોટા રોટલા બે વાર ખાતો થયો. હજુ આહાર વધવાનો હતો. ગરીબ બ્રાહ્મણની માતા સ્વામી મહારાજ પાસે આવી અને તકરાર સ્વરૂપે કહેવા લાગી, "મહારાજ તમે આવું શું કર્યું જેથી મારા દીકરાનું પેટ વધુને વધુ રોટલા માગે છે. રોજ વધતા આહારને હું કેવી રીતે પહોંચી વળીશ?"

સ્વામી મહારાજને તે બાઇનું કહેવું સાંભળી હસવું આવ્યું. તેઓશ્રીએ તે યુવકને હવે પછી વિપરીત કરણી મુદ્રાનો અભ્યાસ બંધ કરવા જણાવ્યું. તેમ કરતાં જ તે યુવકનો આહાર પૂર્વવત્ થયો. તેની પેટપીડા કાયમ માટે મટી ગઇ.

સ્વામી મહારાજે પોતે વિપરીત કરણી મુદ્રાનો અભ્યાસ કર્યો હતો. તેઓશ્રીએ એક પ્રહર એટલે ત્રણ કલાક વિપરીત કરણી મુદ્રાનો અભ્યાસ કર્યો હતો. તેનાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને જરા (વૃદ્ધત્વ) નષ્ટ થઇ અમૃતપ્રાશન કરાવી મૃત્યુને દૂર ધકેલનારી આ ક્રિયા છે. તેઓશ્રી અભ્યાસ કરતા ત્યારે ભોજન વધારે લેવા છતાં મળપ્રવૃત્તિ ઓછી અને ત્રીજા દિવસે થતી. સ્નાનપૂર્વે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે શૌચવિધિ કરવો. ખરેખર યોગક્રિયામાં અપાર સામર્થ્ય હોય છે. પરંતુ માર્ગદર્શક હોય તો તેની દેખરેખ નીચે યૌગિક ક્રિયાઓ કરવી.

## (૩૪) ગાંજો, ભાંગ ઇત્યાદિનું સેવન ન કરવું :

શાસ્ત્રીબુવા પૂર્વાશ્રમમાં સાધકાવસ્થામાં સાધુ સંતો વેરાગીઓની સેવા કરી યથાશક્તિ દ્રવ્ય, વસ્ત્ર અર્પણ કરતા. એક વેરાગીએ શાસ્ત્રીબુવાને જણાવ્યું કે ગાંજો પીને પછી ધ્યાન માટે બેસો તો સારું ધ્યાન લાગે છે. શાસ્ત્રીબુવા બીજે દિવસે



ગાંજો, ચલમ, તમાકુ બજારમાંથી લઇ આવ્યા અને તેનું સેવન કરી ધ્યાન માટે બેઠા. રોજ આસન પર બેસીને તરત જ મન સ્થિર થતું હતુ. પરંતુ ગાંજાનું સેવન કર્યા પછી ચિત્તચાંચલ્ય વધ્યું. મનની એકાગ્રતા ન થઇ.

બીજા દિવસે ફરી ગાંજાનું સેવન કરી ધ્યાન માટે બેસતાં તેમના નાકમાંથી લોહી વહેવા લાગ્યું. ત્યારથી ગાંજાનું સેવન બંધ કર્યું અને ભગવાનની ક્ષમા માંગી. રોજ કરતાં ભજન વધારે કર્યું. તે જ રાત્રે દત્ત ભગવાન સ્વપ્નમાં આવ્યા અને જણાવ્યું કે "ગાંજા જેવા કોઇ પણ કેફી પદાર્થનું સેવન અષ્ટાંગયોગના સાધક માટે નુકસાનકર્તા છે. હવે રોજ બે તોલા ઘી લઇને પછી ધ્યાન માટે બેસજે." સ્વામી મહારાજે તે પ્રમાણે થોડા દિવસો સુધી કરતાં નાકમાંથી લોહી વહેવાનું બંધ થયું.

ઘણાં વર્ષો પછી સ્વામી મહારાજનો મુકામ સાવેર ગામે હતો. સખત ઉનાળાના દિવસો હતા. વેદશાસ્ત્રસંપન્ન ગણપતિબુવાએ ભાંગ બનાવી અને એક પ્યાલો સ્વામી મહારાજ પાસે મૂકીને વિનંતી કરી કે "મહારાજ ઠંડાઇ સ્વીકારો." સ્વામી મહારાજ કશું બોલ્યા નહીં અને પોતાનું કામ ચાલુ રાખ્યું. બે ત્રણ વાર ગણપતિબુવાએ "ઠંડાઇ લો" એમ વિનંતી કરતાં સ્વામી મહારાજે ગણપતિબુવાને કહ્યું, "પ્રાયશ્ચિત્તનો ગ્રંથ તમારી પાસે હોય તો લાવો."

ગણપતિબુવા ગ્રંથ લઇ આવ્યા અને તેને સ્વામી મહારાજ પાસે મૂક્યો. સ્વામી મહારાજે ગણપતિબુવાને જણાવ્યું કે માદક પદાર્થ સેવન કરનારને કયું પ્રાયશ્ચિત્ત લેવું તે પ્રકરણ વાંચો. આમ છતાં ગણપતિબુવાએ "ઠંડાઇ લો" એમ કહેતાં સ્વામી મહારાજ બોલ્યા, "મારે ભાંગનું સેવન કરવું નથી. ધર્મવિરુદ્ધ આચરણ કરવાથી એક તો દોષ લાગે છે અને અજ્ઞાની લોકો પ્રતિષ્ઠિત વ્યક્તિનું આચરણ જોઇ અનુકરણ કરવા પ્રયત્ન કરે છે. આ ભાંગનો પ્યાલો અહીંથી દૂર લઇ જાવ."



ગામ હોય કે પરગામ, સ્વામી મહારાજ માધુકરી (ભિક્ષા) માંગી દિવસમાં એક વખત ભોજન લેતા. શાસ્ત્રોમાં યતિએ આઠ કોળિયા ભોજન લેવાનો નિયમ કહ્યો છે. તંજાવરના વિદ્ધાન પંડિતોએ માધુકરી ન માગતાં ભોજન માટે આગ્રહ રાખ્યો. તે સમયે સ્વામી મહારાજે શ્રુતિસંમત વચન કહેવાથી વિદ્ધાનોને સમાધાન થયું. પરંતુ અન્ન પર શૂદ્રાદિકની દૃષ્ટિ પડે તે અયોગ્ય સમજી સ્વામી મહારાજની ચારે બાજુ એક એક વ્યક્તિ ભીના વસ્ત્રનો પડદો બનાવી સ્વામી મહારાજ સાથે ચાલતા.

ભિક્ષામાં કોઈ ઘી પીરસે તો સ્વામીજીને ઝાડા થઈ જતાં. કુદરતી હાજતે ગયા પછી તેઓ સ્નાન અવશ્ય કરતા. જેટલી વખત હાજતે જાય તેટલી વખત સ્નાન કરતા. સખત ઉનાળામાં નદીકિનારે પણ અમુક વિસ્તાર છોડીને પગમાં કશું પહેર્યા વિના જતા.

સ્વામી મહારાજને પરકાયાપ્રવેશવિદ્યા પણ જ્ઞાત હતી. તે માટે જરૂરી આસન સિદ્ધ કરી નિશ્ચિત મંત્રનો જપ કરવાનો હોય છે. શાસ્ત્રીબુવાએ નિશ્ચિત આસન અને જપ પૂરો કર્યો. તે જ રાત્રે દત્તભગવાને સ્વપ્નમાં દૃષ્ટાંત આપ્યો "આ શું ભવાઈ માંડવાની છે?" ત્યારથી સ્વામી મહારાજે તેનો ફરી ઉપયોગ કર્યો નથી.

## (૩૫) કુશોબાની દાસ્તાન :

બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજનો મુકામ હતો. ત્યાં કુશોબા ઉર્ફે કૃષ્ણાજી પટવર્ધન નામે એક સાત્ત્વિક બ્રાહ્મણ રહેતો હતો. તેના હાથના હાડકાંને સડો લાગ્યો હતો. દવાથી કોઈ સુધારો ન હતો. સ્વામી મહારાજ એક દિવસ તેમના ઘરે ભિક્ષા માટે ગયા. સ્વામી મહારાજને જોઈને તે રડવા લાગ્યો. તેને સાંત્વન આપીને સ્વામી મહારાજે તેને શાંત કર્યો. ધ્યાનથી જોતાં કુશોબાનું આયુષ્ય પૂરું થવાને



આરે હતું. સ્વામી મહારાજે તેને જણાવ્યું કે શરીર હવે જલદી છૂટશે માટે દત્તસ્મરણ કરતા રહેજો. કુશોબાએ ઈશસ્મરણ શરૂ કર્યું.

તે જ રાત્રે કુશોબાને સ્વપ્ન પડ્યું અને દષ્ટાંત થયો, "ગોવિંદભટ્ટને ગયા જન્મના ૩૫ રૂપિયા આપવાના બાકી છે. તેટલા રૂપિયા તેના દીકરાને આપો એટલે તે હિસાબ ચૂકતે થઈ દેહ પડશે." કુશોબાએ ગોવિંદભટ્ટના દીકરાને બોલાવ્યો તથા સ્વપ્ન પ્રમાણે પાંત્રીસ રૂપિયા તેને આપ્યા. પૈસા આપ્યા પછી તે જ રાત્રે કુશોબાનું દેહાવસાન થયું. આથી કોઈએ પણ કોઈનું દેવું બાકી રાખવું નહીં.

## (૩૬) નાગપૂજાની પ્રથા શરૂ કરતાં સંતાનપ્રાપ્તિ :

રાયચૂરના લક્ષ્મણરાવ વૈદ્યને સંતતિ થઈને તેનો નાશ થતો હતો. સંતતિપ્રાપ્તિ માટે માર્ગદર્શન માગતાં સ્વામી મહારાજે તેમને જણાવ્યું કે "તમારા કુળમાં નાગપૂજાની પ્રથા બંધ થઈ છે તેને શરૂ કરો. શ્રાવણ મહિનામાં રાફડાની પૂજા કરવાની અને છેવટના દિવસે સુવર્ણ નાગનું દાન કરવું. પાંચ પાંચમના રોજ રાફડાનું પૂજન કરો."

બતાવ્યા પ્રમાણે લક્ષ્મણરાવે એક મહિનો રાફડાનું પૂજન કર્યું. છેલ્લે દિવસે પ્રત્યક્ષ નાગ હાજર થયો. નાગને જોઈને દંપતી ગભરાયાં અને પાછાં ફરતાં હતાં ત્યાં જ ઝાડીમાં તેમને એક ભીલ દેખાયો અને તેણે "ગભરાશો નહીં" એમ કહી ધીરજ રાખવા કહ્યું. પતિ-પત્ની બંનેએ નાગપૂજા કરતાં જ નાગ અને ભીલ બંને અદશ્ય થયા.

વ્રત સમાપ્ત થયા બાદ સ્વામી મહારાજે તેમને સ્વપ્નમાં દષ્ટાંત આપી જણાવ્યું કે હવે તમને દીર્ઘાયુ પુત્ર થશે. પુત્રનો જન્મ થયા પછી સ્વામી મહારાજે



બાળકની માતા તથા દાયણ બંનેને જણાવ્યું કે "દીકરો આયુષ્યમાન છે." તેઓશ્રીએ જણાવ્યું કે "છઠની અધિષ્ઠાત્રી" ષષ્ઠીદેવીને તેઓશ્રીએ વિનંતી કરી છે કે તે બાળકના કપાળમાં સારું લખે.

બાળક જન્મના છઠ્ઠા દિવસે કેટલાક લોકો ષષ્ઠીદેવી માટે કાગળ, લેખની, શાહી વગેરે રાખે છે. કેટલાક લોકો આને કપોળકલ્પિત માને છે. પરંતુ સ્વયં સ્વામી મહારાજે તેનો ઉલ્લેખ કર્યો હોવાથી તેમનું અસ્તિત્વ છે જ. તે બાળકનું નામ સ્વામી મહારાજના કહેવાથી "વાસુદેવ" રાખ્યું.

બ્રહ્માવર્તમાં અપ્પા ખાડિલકર નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને ઝાડાવાટે લોહી પડતું હતું. ખૂબ જ અશકત થઇ ગયો. તેની માતાને કોઇકે ઉપાય બતાવ્યો કે રોગી પુત્ર પરથી પાંચ પકવાન્નોયુકત થાળી ઉતારી કોઇને ખવડાવી દો, તો તારો પુત્ર સાજો થશે. અપ્પાની માતા આવો અઘોરી ઉપાય કરવા તૈયાર થઇ.

અપ્પા પરથી પકવાન્નોયુકત થાળી ઉતારીને વ્યંકટરાવને જમવા બોલાવ્યો. તે થાળી વ્યંકટરાવને ભિક્ષા સમયે આપી. આથી અપ્પાનો રોગ દૂર થયો પરંતુ વ્યંકટરાવને લાગુ પડ્યો. તે રોગથી વ્યંકટરાવ ખૂબ જ હેરાન થયો. સ્વામી મહારાજે તેને જણાવ્યું કે રોગી ઉપરથી ઉતારેલું અન્ન તને કોઇએ ખવડાવ્યું છે આથી તને રોગ લાગુ પડ્યો છે. આ રોગમાંથી તું મુકત થાય તેવાં કોઇ ચિહ્ન દેખાતાં નથી.

સાજા થવા વ્યંકટરાવે ઘણા પ્રયત્નો કર્યા પરંતુ તેને સફળતા ન મળી. તે રોગમાં જ વ્યંકટરાવનું મૃત્યુ થયું. વ્યંકટરાવે આમ તો યોગદીક્ષા સ્વામી મહારાજ પાસેથી લીધી હતી. ગાંડા મહારાજ અને અપ્પા નિગડીકર સાથે તે જિહ્વાછેદન માટે ગુના છાવણીમાં ડૉ.તાટકે પાસે ગયો હતો. અપ્પા અને વ્યંકટરાવ બંનેને



નર્મદાકિનારે યોગાભ્યાસ માટે જવા કહ્યું હતું. પરંતુ સ્વામી મહારાજનું ન માનવાથી વ્યંકટરાવને આવું માઠું પરિણામ ભોગવવું પડ્યું. અન્નમાં ઘણા દોષો હોય છે. આથી દેવને ધરાવીને સાત્વિક અન્ન લેવું જેથી પાછળથી પસ્તાવાનો વારો ન આવે.

## (૩૭) પંચમહાભૂત પર આધિપત્ય :

સારંગપુરના રહીશ શ્રીકૃષ્ણરાવ પુંડલીકે સ્વનજરે જોયેલો ચમત્કાર તેમના જ શબ્દોમાં જોઈશું. સારંગપુરથી સ્વામી મહારાજે પ્રસ્થાન કર્યું એટલે ગામના છ-એક લોકો આગળના મુકામે સ્નાન કર્યા બાદ જુદી જુદી (ઓછામાં ઓછી ત્રણ) રસોઇ બનાવે, વૈશ્વદેવ કરીને પછી સ્વામી મહારાજને ભિક્ષા પીરસે એવો ક્રમ હતો.

સ્વામી મહારાજની પ્રતીક્ષા કરતાં તેઓ એક ઝાડ નીચે બેઠા. તે જ સમય દરમ્યાન સ્વામી મહારાજ ત્યાં આવ્યા. મધ્યાહ્ન આહ્નિક પતાવીને ભિક્ષા માગી. ભિક્ષા લઈને તેઓ આસન પર બેઠા. અકસ્માત વાદળાં ખેંચાઈને મુશળધાર વરસાદ દોઢ કલાક સુધી વરસ્યો. નદી, તળાવ, નાળાં, કૂવા પાણીથી તરબતર થઈ વહેવાં લાગ્યાં. આશ્ચર્ય એટલું જ કે સ્વામી મહારાજ તથા છ ભક્તો જે ઝાડ નીચે બેઠા હતા ત્યાં ૧૫-૨૦ ફૂટના પરિઘમાં એક પણ ટીપું વરસાદ ન પડ્યો.

સ્વામી મહારાજે ભિક્ષા લીધી. સારંગપુરના ગ્રામજનોએ પણ ભોજન કર્યું. પછી સ્વામી મહારાજે આગળ પ્રયાણ કર્યું અને સારંગપુરવાસી ભક્તો સારંગપુર પાછા ફર્યા.



## (૩૮) પંચાંગ મુખોદ્ગત :

સ્વામી મહારાજ ચિખલદાથી દ્વારકા પ્રયાણ કરવાના હતા. કોંકણમાં રહેનાર શ્રીભાઉશાસ્ત્રી થોડા દિવસોથી ચિખલદા આવ્યા હતા. તેમણે સ્વામી મહારાજને વિનંતી કરી કે "આ પંચાંગ આપની સાથે લઇ જવું જેથી અગિયારસ વગેરે જોઇ શકાય." સ્વામી મહારાજે જો કે જણાવ્યું કે "પંચાંગની મારે જરૂર નથી." લાકડીથી જમીન પર ગણતરી કરીએ એટલે અગિયારસ કે જે કોઇ તિથિ યોગ હોય તો તે ખબર પડે. આમ બધાં જ શાસ્ત્રો સ્વામી મહારાજને હસ્તામલકવત્ હતાં.

સંસ્કૃત અધ્યયન વિશે સ્વામી મહારાજે કહ્યું હતું કે રઘુવંશના બીજા સર્ગના સાત શ્લોક સુધી શિક્ષણ મળ્યું હતું. એક સ્વજન ગુજરી જવાથી મરણશૌચ આવ્યું હતું ત્યારે તેઓશ્રીએ અમરકોશ (દસ દિવસમાં સૂતક દરમ્યાન) નજર નીચે ફેરવ્યો હતો. તેઓ દશ વર્ષના હતા ત્યારે એક યજમાનના નિધન સમયે ગરુડપુરાણ વાંચીને તે અર્થ સાથે સમજાવ્યું હતું. અગિયારમે વર્ષે એક યજમાનના ઘરે લગ્ન હતું ત્યારે વિદ્વાનો સામે વિવાહપ્રયોગ કોઈપણ ભૂલ વગર સંપન્ન કર્યો હતો.

સ્વામી મહારાજને ઘણી વિદ્યાઓ, હુન્નર હસ્તગત હતાં. વેદ, શાસ્ત્રો, યાજ્ઞિકી, સૂતર કાંતવાનું, પડિયા-પત્રાળાં બનાવવાં, વસ્ત્ર વણવું, મંત્રશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વ્યાકરણ, ન્યાય, અનેક શાસ્ત્રો, હુન્નર, વિદ્યાઓમાં તેઓ પારંગત હતા.

સ્વામી મહારાજે બે થી અઢી વર્ષમાં દશ ગ્રંથોનું અધ્યયન પૂરું કર્યું હતું. તે પછી તે ગ્રંથો વસ્ત્રોમાં મૂક્યા તે ફરી ઉઘાડવાની જરૂર ન પડી. સર્વ ગ્રંથો તેમને મુખોદ્ગત હતા. તેઓશ્રીના કહેવા પ્રમાણે વેદાધ્યયનસમયે તેનો અર્થ સમજાતો ન હતો. પાછલા જીવનમાં વેદોચ્ચારની સાથે જ તેનો અર્થ તરત જ સમજાય છે.



સ્વામી મહારાજે સંહિતા શીખવા ગુરુગૃહે શરૂઆત કરી ત્યારે એક બ્રાહ્મણ ક્રમની સંથા(શિક્ષણ) લેતો હતો. ગુરુજી તેમના નિત્યક્રમમાં પૂજાઘરમાં હતા. તે બ્રાહ્મણ જ્યાં જ્યાં ભૂલ કરતો હતો તે તે સમયે શાસ્ત્રીબુવા (વિદ્યાર્થી સ્વરૂપે) હું હું એમ ઉચ્ચાર કરતા. ઘણી વાર હું હું, એમ ઉચ્ચાર કરવાથી તે બ્રાહ્મણને માઠું લાગ્યું અને તે ગુરુજીને તકરારના સ્વરૂપમાં કહેવા ગયો. ગુરુજી બહાર આવ્યા અને ફરી તે બ્રાહ્મણને વેદોચ્ચાર કરવા કહ્યું. તે બ્રાહ્મણે જેટલી વાર ભૂલ કરી તેટલી વાર વિદ્યાર્થી વાસુદેવે હું હું (ભૂલ છે) એમ કર્યું. કોઈ પણ પૂર્વજ્ઞાન વગર આમ ક્રમની ભૂલ કાઢતા વિદ્યાર્થીદશાના વાસુદેવનું જ્ઞાન જોઇને ગુરુજી આશ્ચર્યમાં ગરકાવ થયા. તેમને ચોક્કસ લાગ્યું કે આ વિદ્યાર્થી નથી પણ કોઇ ઈશ્વરાવતાર છે.

## (૩૯) ચિખલદાની અભ્યંગ સ્નાનલીલા :

સ્વામી મહારાજનો મુકામ ચિખલદામાં શ્રીનીલકંઠેશ્વર મહાદેવના મંદિરની ઉત્તરે આવેલી ધર્મશાળામાં હતો. નિત્યપૂજા માટે સ્વામી મહારાજ પાસે અંગુષ્ઠપ્રમાણ એકમુખ દ્વિહસ્ત દત્તમૂર્તિ હતી. રાત્રે દત્તમૂર્તિએ સ્વામી મહારાજને સ્વપ્નમાં કહ્યું કે દર વર્ષની જેમ કાલે મને અભ્યંગ સ્નાન કરાવજે. સ્વામી મહારાજે સ્વપ્નમાં જ જણાવ્યું કે સંન્યાસી પાસે અભ્યંગ સ્નાનની કેવી રીતે આશા રાખો છો?

બીજા દિવસે શ્રીનર્મદાસ્નાન કરીને સ્વામી મહારાજ નિવાસસ્થાને આવ્યા તો દત્તમૂર્તિ તેના મૂળ સ્થાને ન હતી. ત્યારે સ્વામી મહારાજને અભ્યંગ સ્નાનની વાત યાદ આવી. ધ્યાનમાં બેઠા તો દત્તમૂર્તિ રિસાઇને નર્મદાકિનારે ગયેલી દેખાઇ. સ્વામી મહારાજ, બાળાભાઉ વૈદ્ય નામે એક ભક્ત જે રોજ યોગાભ્યાસ માટે



ત્રિકાળ ત્યાં આવતા હતા તેમની સાથે નર્મદાકિનારે ગયા. નર્મદાજળમાં દત્તમૂર્તિ હતી. સ્વામી મહારાજે હાથ ફેલાવતાં તેમના હાથમાં તરત આવી ગઇ.

મૂર્તિ લઇને સ્વામી મહારાજ, બાળાભાઉ સાથે મુકામે આવ્યા. બાળાભાઉને સ્વપ્નની વાત ખબર પડતાં તેમના ઘરેથી તેલ, અત્તર, પંચામૃત તથા પ્રસાદ વગેરે લઇ આવ્યા. સ્વામી મહારાજે અતિ પ્રેમથી દત્તમૂર્તિને નવડાવી, અત્તર લગાવી, પુષ્પહાર ચઢાવી નિવેદ ધરાવીને અંતરના ઉમળકાથી પૂજા કરી. તેમના મુખથી નીચેનો અભંગ સ્ફુર્યો :

| | |
|---|---|
| મિત્ર મિત્ર જરી ભાંડતી । | દેવભક્તાચેં ભાંડણેં । |
| તરી પુન્હાં એક હોતી ॥૧॥ | પરાભક્તીચેં તેં ઠાણેં ॥૩॥ |
| દંપતીચા હો કલહં । | વાસુ મ્હણે હા વિનોદ । |
| લવમાત્ર ન તૂટે સ્નેહ ॥૨॥ | દેતો દત્તા પરમાનંદ ॥૪॥ |

અર્થ સ્પષ્ટ છે. સાચો મિત્ર હોય ત્યાં કોઇ બાબતમાં મતભેદ હોઇ શકે છે. મિત્ર જો નિ:સ્વાર્થી હોય તો જ તે સ્પષ્ટ અભિપ્રાય આપે છે. મૈત્રીમાં કોઇ ઓટ આવતી નથી. પતિ-પત્ની વચ્ચે કોક વાર કલહ અને કોક વાર પ્રેમ-કલહ થાય છે. પરંતુ સ્નેહનું ઝરણું વહેતું બંધ નથી થતું. દેવ અને ભક્તનો કલહ પણ તે જ પ્રકારે હોય છે. તે પરાભક્તિનો પ્રકાર હોવાથી વૈધિ (વિધિ પૂર્વક) ભક્તિમાં તેનો ઉલ્લેખ નથી.

સ્વામી મહારાજને દત્તપાદુકાપૂજન કરવા ગોવિંદસ્વામીએ કહ્યું. વિપ્ર તરીકે સૂર્ય અને અગ્નિની પૂજા પૂરતી છે તેમ માની સ્વામી મહારાજે તે તરફ ધ્યાન ન આપ્યું. આથી સ્વયં દત્ત ભગવાને પાદુકાપૂજન માટે દૃષ્ટાંત આપ્યો.

એક વખત દત્ત ભગવાને પાર્થિવપૂજા શરૂ કરવા કહ્યું. સ્વામી મહારાજે સાંભળ્યું-ન સાંભળ્યા જેવું કર્યું. ફરી દૃષ્ટાંત થયો કે પાર્થિવ પૂજા શરૂ નથી કરી.



સ્વામી મહારાજે કહ્યું કે તેનું વિધાન પોતાની પાસે નથી. સ્વામીજી ધારત તો ગમે ત્યાંથી મેળવી શક્યા હોત. પરંતુ પ્રેમલક્ષણા ભક્તિમાં આવી ઢીલાશ શક્ય છે. દત્ત ભગવાને કહ્યું કે કવીશ્વરબુવા પાસેથી વિધાન મળશે. તે વિધાન લઈને સ્વામી મહારાજે એક વર્ષ સુધી પાર્થિવ પૂજા કરી. લોકકલ્યાણનાં અનેક કામ કરતાં સ્વામી મહારાજને સમય ઓછો મળતો હતો. તરત જ દત્ત ભગવાને પાર્થિવ પૂજા માટે "બસ" કહ્યું.

દૈનિક પૂજામાં સ્વામી મહારાજ રુદ્રીનાં અગિયાર આવર્તનોથી અભિષેક કરતા. લોકકલ્યાણનાં કામનો વ્યાપ વધતાં દત્ત ભગવાને એક જ આવર્તન બસ છે એમ કહ્યું. તે પછી તો હજુ કામ વધતાં ભગવાને સ્વામી મહારાજને પુરુષ સૂક્તથી અભિષેક કરીશ તોય ચાલશે એમ કહ્યું હતું. ભગવાન કોઈ ભક્તની બહાર નિવાસ કરતો નથી. ભગવાન ભકતના હૃદયસિંહાસનમાં જ બિરાજમાન છે. એ હૃદયસિંહાસન નિર્મળ, ચોખ્ખું રાખીએ તો ભગવાનને બિરાજવાનો આનંદ થાય. સંતોનું જીવન નિર્મળ હોય છે. પરિણામે હૃદય પણ ચોખ્ખું હોવાથી તેમના આરાધ્ય દેવ તેમના હૃદયસિંહાસનમાં જ નિવાસ કરે છે. તેમને ખબર પડે છે કે વધારે પડતા ભક્તિ ઉપચારો કરતાં ભક્તની પરાભક્તિ તેમને વધુ પ્રિય છે જેમાં ઉપચારો કરતાં મનકુસુમ જેવાં પૂજાદ્રવ્યો વધારે મહેક આપે છે.

સમર્થ રામદાસના અજ્ઞાન નામના શિષ્યે તો દાસ્ય ભક્તિમાંથી સખ્ય ભક્તિ તરફ પદાર્પણ કરીને (ભક્તને બદલે) સીતામાતાને રસોઈના કામે લગાડી દીધાં હતાં. હનુમાનજીને ઇંધણ ભેગું કરવાનું કામ સોંપ્યું હતું. અસ્તુ.

## (૪૦) અલ્પ સામગ્રી વિપુલ થાય :

સ્વામી મહારાજ ગૃહસ્થાશ્રમી હતા ત્યારની વાત છે. સ્વામી મહારાજ જંગલમાં વિચરવા જતા હતા. એક નિષ્કપટી બ્રાહ્મણ તેમની સાથે જવા



તૈયાર થયો. શાસ્ત્રીબુવાએ ઘણું કહ્યું કે તારાથી મારા જેટલી ઝડપે ચાલી શકાશે નહીં છતાં તે આવવા તૈયાર થયો. શાસ્ત્રીબુવાએ એક શેર ચોખા તેને આપ્યા, જંગલમાં રાંધીને ખાવા માટે. રોજ દોઢ પાશેર ચોખા રાંધીને તેનો ભાત થતો. આમ આઠ દિવસ થયા છતાં તેની પાસે હતા તેટલા એક શેર ચોખા તેવા ને તેટલા જ હતા. તેને આશ્ચર્ય થયું. તે હકીકત તેણે શાસ્ત્રીબુવાને કરી. સિદ્ધિ-રિદ્ધિનો ઉપયોગ કરી તેનો આનંદ લેવાને બદલે તેના વિશે પ્રશ્નોત્તરી ન કરીએ તે શ્રેષ્ઠ. હવે તે ગૃહસ્થને સાથે રાખવો યોગ્ય નથી તેમ સમજી શાસ્ત્રીબુવાએ તે બ્રાહ્મણને ઘેર જવા રજા આપી.

ગરુડેશ્વરમાં સ્વામી મહારાજનો મુકામ હતો. વેદ શાસ્ત્ર સંપન્ન શ્રીમાધવરાવ પરાંજપે નર્મદાપરિક્રમા કરતાં ગરુડેશ્વર ત્રણ દિવસ રોકાયા. ત્યાંથી વિદાય લેતી વખતે તેઓ સ્વામી મહારાજનાં દર્શન કરવા ગયા. સ્વામી મહારાજે તેમને બશેર ચોખા આપ્યા જે તેમણે પ્રસાદ તરીકે સ્વીકાર્યા તથા તેની પોટલી બાંધી અને ઝોળીમાં મૂકી.

સ્વામી મહારાજે આપેલા ચોખા તેમની પાસે એક વર્ષ સુધી હતા. તેમના સમૂહમાં પાંચ-દસ યાત્રાળુનાં ભોજન નિત્ય થતાં. ચોખાને લીધે અન્નસામગ્રીમાં તેમને બરકત હતી. કદી અન્ન ખૂટ્યું નથી. એક દિવસ શ્રીમાધવરાવના સેવકે તેમની જાણ બહાર પ્રસાદના તે સર્વ ચોખા એક જ વખત રાંધ્યા. ત્યારથી અન્નની રિદ્ધિસિદ્ધિ નષ્ટ થઈ. શ્રીમાધવરાવના સ્વમુખેથી સાંભળેલી આ હકીકત છે.

## (૪૧) યોગક્રિયાના અનુભવો :

યોગાભ્યાસ માટે પ્રથમ શરીરશુદ્ધિ કરવી પડે છે. તે માટે બસ્તિ, ધૌતી, નેતિ ઇત્યાદિ ક્રિયાઓ છે. ચૈત્ર મહિનાનો શુક્લપક્ષ હતો. સ્વામી મહારાજ નદી



ઉપર ગયા. તેઓ શરીરશુદ્ધિ માટે અવારનવાર બસ્તિ પ્રયોગ કરતા હતા. નદીમાં ઊભડક બેસવું. ગુદદ્વારમાં નળી કે પપૈયાના દાંડીની નળીનો પ્રવેશ કરાવી શ્વાસ અંદર લેવાથી આંતરડામાં પાણી પ્રવેશે છે. પછી મળત્યાગની પ્રવૃત્તિ થતાં આંતરડું શુદ્ધ થાય છે. બે વાર પ્રયોગ કર્યા પછી શાસ્ત્રીબુવાને લાગ્યું કે હજી થોડો મળ રહી ગયો છે. આથી ત્રીજી વાર તેમણે બસ્તિનો પ્રયોગ કર્યો.

ત્રીજી વારના પ્રયોગથી શરીર એકદમ અશકત થઇને તેઓ એકાદ કલાક બેભાન રહ્યા. તેઓ સાવધ થયા પરંતુ શરીરમાં શક્તિ બિલકુલ ન હતી. રામનવમીનું સ્મરણ કરી થોડું ચાલ્યા અને થોડું બેસતા. આમ કરતાં કરતાં તેઓ મંદિરમાં આવ્યા. મંદિરમાં થોડાં ફળો હતાં. તે તેમણે સૂતાં સૂતાં ધીમે ધીમે ખાધાં. આમ કરતાં શરીરમાં થોડી શક્તિ આવી. ત્યારથી તેમણે નક્કી કર્યું કે શરીરનો મળ એકદમ પૂર્ણતઃ વિસર્જન ન કરવો.

આ જ પ્રમાણે ખેચરી મુદ્રા પણ તેઓએ સિદ્ધ કરી હતી તથા વજ્રોલી મુદ્રા પણ દુષ્કર છતાં સિદ્ધ કરી હતી. યોગ એટલે મોત સાથે રમત છે. માર્ગદર્શક વિના યોગ આચરવો નહીં.

## (૪૨) સર્વ વિદ્યા-હુન્નરપારંગત સ્વામી મહારાજ :

પૂર્વાશ્રમમાં સ્વામી મહારાજ વિવિધ પ્રકારની લૌકિક તેમજ પારમાર્થિક વિદ્યાઓ હસ્તગત કરવા જિજ્ઞાસુવૃત્તિ ધરાવતા હતા. એક સમયે જમીનમાપણી કરનાર વ્યક્તિ પાસે જઇને વિનંતી કરી કે તેમને જમીનમાપણીનું કામ શીખવું છે. જમીનમાપણી કરનાર (SURVEYOR) ગૃહસ્થ સ્વાર્થી હતો. તેણે હા પાડી તથા જંગલમાં લઇ ગયો. તે સરવેયર સાથે શાસ્ત્રીબુવા પણ ગયા.



જંગલમાં લઈ જઈને તે સરવેયરે શંકુ મૂકીને માપણીનું કામ શરૂ કર્યું. તે સંબંધી ઘણા પ્રશ્નો શાસ્ત્રીબુવાએ પૂછ્યા. પરંતુ સરવેયરે ન સમજાય તેવા અથવા ઘણા વિલંબથી સમજાય તેવા તેના જવાબો આપ્યા. માપણી પછી બંને પોતપોતાના ઘરે ગયા. શાસ્ત્રીબુવાએ માપ તથા નકશો કાગળમાં લખી લીધો. ઘરે ભોજન થયા પછી તેમણે ગુણાકાર કરી ગણિત તૈયાર રાખ્યું.

જમ્યા પછી માપણીદારે શાસ્ત્રીબુવાને બોલાવ્યા. તેમની સામે પોતે ગુણાકાર આદિ ગણિતપ્રક્રિયા કરવા લાગ્યા. તેને તે ગણિત કરતાં બે પ્રહર થયા. ગણિત પૂરું થયા બાદ તે ગૃહસ્થ કહેવા લાગ્યો કે આ કામ કેટલું બધું કઠિન છે તેની ખબર પડી ને ! શાસ્ત્રીબુવાએ કહ્યું, "મેં તો ભોજન પછી થોડા જ સમયમાં ગુણાકાર કર્યો. પછી તમે મને બોલાવ્યો અને હું અહીં જ હાજર છું." વ્યવસાયમાં નવો પ્રવેશ મેળવનાર આટલી પ્રગતિ કરી શકે તે માપણીદારની બુદ્ધિથી સમજાય તેવું ન હતું. તેણે શાસ્ત્રીબુવાનો કાગળ લઈને ગુણાકાર તપાસી જોયા. તેને ખૂબ જ આશ્ચર્ય થયું. તેણે શાસ્ત્રીબુવાને કહ્યું તમે જે ગુણાકારની રીત કરો છો તે મને શીખવાડો. તમારી રીતમાં ક્યાંય ભૂલ નથી.

શાસ્ત્રીબુવાએ કહ્યું, તમે બીજા કોઈને વિદ્યા શીખવાડવા રાજી નથી. તમને વિદ્યા શીખવાડીએ તો તે કોઈ દૃષ્ટિએ કામમાં આવશે નહીં. સંન્યસ્ત લીધા પછી પણ કોઈ જિજ્ઞાસુ જે કોઈ હુન્નર શીખવા તૈયાર હોય તેમને સ્વામી મહારાજ સ્વયં શીખવવા રાજી હતા.

## (૪૩) અન્નપૂર્ણાની સિદ્ધિ :

ચિખલદામાં સ્વામી મહારાજનો મુકામ હતો, (સંવત ૧૯૫૯) ત્રીજા પ્રહરે સ્વામી મહારાજ પોથી પર પ્રવચન કરતા. ત્યારે ત્યાંના એક કોંકણસ્થ બ્રાહ્મણના



આઠેક વર્ષના છોકરાએ પોતાની વાડીનાં છ-સાત બોર એક વાડકીમાં પોથી આગળ પ્રસાદ માટે મૂક્યાં. તે છોકરાનું નામ રાજા હતું. તેને સ્વામી મહારાજે બોરનો પ્રસાદ બાળકોમાં વહેંચી દેવા આજ્ઞા કરી. બાળકોની સંખ્યા વધુ હોવાથી રાજાએ ન તો વાડકી ઊંચકી અથવા પ્રસાદવિતરણ શરૂ કર્યું.

તે જ સમય દરમ્યાન એક બાળકે પ્રસાદ માટે સ્વામી મહારાજ આગળ હાથ લાંબો કર્યો. સ્વામી મહારાજે તેને એક બોર સ્વહસ્તે પ્રસાદ તરીકે આપ્યું. તે જોઈને બીજા બાળકે પણ હાથ લાંબો કર્યો. સ્વામી મહારાજે તેને પણ બોર આપ્યું. પછી તો બધાં જ બાળકોની લાઈન લાગી ગઈ. સ્વામી મહારાજે ત્રણ બોર ડાબા હાથમાં લઈને મૂઠી વાળી દીધી. જમણા હાથથી અંગૂઠા અને તર્જની દ્વારા એક એક બોર મૂઠીમાંથી કાઢીને દરેક બાળકને આપતા ગયા. દસ બાર છોકરાઓને પ્રસાદ આપ્યા પછી તો મોટેરાં પણ પ્રસાદ લેવા આવ્યાં. પુરુષો, બહેનો, વૃદ્ધો, પંડિતો, શાસ્ત્રીઓ બધાને સ્વામી મહારાજ ડાબા હાથની મૂઠીમાંથી જમણા હાથે એક એક કરીને બોર બધાને આપતા ગયા.

આ બધી લીલા પંદર ફૂટ દૂર રહીને પેલો રાજા નામનો છોકરો તથા રામભાઉ બાપટ જોઈ રહ્યા હતા. તે બંનેએ પણ બોરનો પ્રસાદ લીધા પછી સ્વામી મહારાજે મૂઠી ખોલતાં તેમાં ત્રણ બોર વધ્યાં હતાં તે ત્રણ બોર વાડકીમાં મૂક્યાં અને તે છોકરાને પ્રસાદ તરીકે વાડકીમાં મૂકેલાં બોર લઈ જવા કહ્યું. બધા જ શ્રોતાઓને જો કે આ અદ્‌ભુત લીલાની ખબર ન પડી.

## (૪૪) જગદ્‌ગુરુ પરની ટીકા અસહ્ય :

સંવત ૧૯૬૩નો ચાતુર્માસ સ્વામી મહારાજે નર્મદાના ઉત્તર કિનારે બઢવાઈમાં કર્યો હતો. ત્યાં પણ દૂર દૂરથી સ્વામી મહારાજનાં દર્શને ભક્તો આવતા.



એક ગૃહસ્થ દૂરના પ્રદેશથી આવ્યો હતો. તેણે સ્વામી મહારાજને વિનંતી કરી કે "મેં શ્રીમદ્ ભગવદ્ ગીતાનો અર્થ લખ્યો છે તે આપ શ્રવણ કરો." સ્વામી મહારાજ કશું બોલ્યા નહીં. ચાર પાંચ વખત તે ગૃહસ્થે તે પ્રમાણે કહ્યું. સ્વામી મહારાજે કોઇ પ્રતિભાવ દર્શાવ્યો નહીં. સ્વામી મહારાજ શું ગીતાનો અર્થ નહીં જાણતા હોય? વળી "મેં અર્થ કર્યો" એવો અહંકાર પણ તે વ્યક્તિમાં દેખાતો હતો.

એક દિવસ સ્વામી મહારાજને એકલા બેઠેલા જોઇને તે પોતે લખી લાવેલા શ્રીમદ્ ભગવદ્ ગીતા સાર્થ લઇ આવ્યો અને તેની પ્રસ્તાવના વાંચવા લાગ્યો : "શ્રીમદ્ ભગવદ્ ગીતા પર અત્યાર સુધી ઘણાં વિદ્વાનોએ ટીકા, ભાષ્ય અને અર્થવિસ્તાર કર્યા છે અને જગદ્‌ગુરુ શંકરાચાર્યે પણ દ્રાવિડી પ્રાણાયામ કર્યો છે." "દ્રાવિડી પ્રાણાયામ" આ શબ્દો સાંભળીને સ્વામી મહારાજ એકદમ ગુસ્સે થયા. તેઓશ્રીએ મોટેથી બૂમ મારી, "કોઇ છે?" આજુબાજુથી સેવકો દોડી આવ્યા.

સ્વામી મહારાજે સેવકોને કહ્યું, "આ નરકનો કીડો જગદ્‌ગુરુ માટે દ્રાવિડી પ્રાણાયામ કહે છે. તેનું પુસ્તક નર્મદા નદીમાં પધરાવી દો." સ્વામી મહારાજ એટલા બધા ગુસ્સે દેખાયા કે તે વ્યક્તિ થરથર કાંપવા લાગી. તેને લાગ્યું કે "કદાચ મને મારવા કે નર્મદા નદીમાં નાંખવાનું તો સેવકોને નહીં કહે ને?"

સેવકો તે ગૃહસ્થ પાસે આવ્યા તથા લખેલો ગ્રંથ ખૂંચવીને નર્મદાપ્રવાહમાં છોડી આવ્યા. સ્વામી મહારાજને દંડવત્ કરી તે ગૃહસ્થ પોતાને ગામ જતો રહ્યો. ગુરુગીતામાં કહ્યું છે કે ગુરુ કે ગુરુતુલ્ય વ્યક્તિની કોઇ નિંદા કરે તો તેની જીભ શિષ્યે ખેંચી કાઢવી. જીભ ખેંચવી અશક્ય હોય તો શિષ્યે તે સ્થળનો તરત જ ત્યાગ કરવો. શંકરાચાર્ય તો ગુરુ કરતાં ય ઊંચી કક્ષાએ ગણાય એટલે કે જગદ્‌ગુરુની કક્ષાએ ગણાય. તેમની ટીકા કે તેમના વિષે અનુચિત સંબોધન અતિ નિંદાને પાત્ર છે.



આવા જ એક પ્રસંગે નારેશ્વરમાં પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ બિરાજમાન હતા. કોક યાત્રાળુ શ્રીક્ષેત્ર ગરુડેશ્વર જઇને ત્યાં આવ્યા હતા. તેઓ ગરુડેશ્વરની વ્યવસ્થા વિશે કાંઇક ઊણું બોલતા હતા અને તે પણ પૂ.શ્રીરંગ અવધૂત મહારાજશ્રીની સમક્ષ ! પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે મોદીજીને બોલાવવા સેવકને આજ્ઞા કરી. નારેશ્વરના વ્યવસ્થાપક શ્રી મોદીજી જેવા આવ્યા કે તરત અવધૂતજીએ તેમને કહ્યું કે "આ યાત્રાળુને અત્યારે ને અત્યારે અહીંથી રવાના કરી દો. તેમની રૂમ ખાલી કરાવી દો."

પોતાના ગુરુમહારાજ કે તેમનાં સ્થળ વિશે કોઈપણ અશોભનીય રીતે ઉલ્લેખ કરે તે શિષ્યને બિલકુલ ના ગમે તે સત્ય હકીકત છે. ગુરુનાં સ્થાને સગવડ ભોગવવા જવાનું નથી હોતું. તપશ્ચર્યા થાય, અગવડો વેઠીએ તો પણ મન ગુરુચરણારવિંદમાં મગ્ન રહે, ગુરુસ્મરણમાં લીન રહે. ગુરુનાં ચિંતન સિવાય ક્યાંય મન ભટકવું ન જોઈએ. બધા જ લોકો આવી પ્રકૃતિના નથી હોતા. આથી જ તેવા લોકો માટે સ્વામી મહારાજે "નરકના કીડા" એવો શબ્દપ્રયોગ કર્યો છે.

સ્વામી મહારાજે જીવનના અંતિમ તબક્કે ગરુડેશ્વરમાં નિવાસ કર્યો. ત્યારે દત્તભગવાને તેમને જણાવ્યું કે હવે આ સ્થળ છોડશો નહીં. તિલકવાડામાં એક દક્ષિણી બ્રાહ્મણે સ્વામી મહારાજને પોતાના પુત્રના યજ્ઞોપવીત પ્રસંગે પધારવાનું આગ્રહપૂર્વક નિમંત્રણ કર્યું. તે નિમિત્તે તૈયારી કરી સ્વામી મહારાજ દંડ ઉઠાવવા જાય છે તો તેમને વીંછીના ડંખ જેવી વેદના થઇ. વીંછી પ્રત્યક્ષ ન દેખાયો. ફરી દંડને સ્પર્શ કરતાં બીજી વાર વૃશ્ચિક દંશની પીડા થઇ. ધ્યાનપૂર્વક વિચાર કરતાં તેમને દત્ત ભગવાનની આજ્ઞાનું સ્મરણ થયું કે હવે આ સ્થળ ક્યારેય છોડવાનું નથી. તે પ્રમાણે પછી સ્વામી મહારાજે તિલકવાડામાં સંદેશો કહેવડાવ્યો કે તેઓ ત્યાં પધારશે નહીં.



## (૪૫) દેહવિલય પછી પણ કારીગરને દર્શન :

સ્વામી મહારાજના મહાનિર્વાણ પછી ગરુડેશ્વરમાં શ્રીદત્તમંદિર અને સમાધિમંદિરનિર્માણનું કામ ચાલુ હતું. એક કામદારે થોડા દિવસો સુધી કામ કર્યું પરંતુ પછી તેના પગે સોજા આવવાથી કામ કરવું તેને મુશ્કેલરૂપ બન્યું. શૌચ માટે પણ તેને ઘસડાતાં-ઘસડાતાં દૂર જવું પડતું. મંદિર નિર્માણની સેવા પોતાના પ્રારબ્ધમાં નથી તેમ માની તેણે પોતાના વતન જવા નિશ્ચય કર્યો.

તે દિવસે તે શૌચ માટે ઘસડાતો-ઘસડાતો જતો હતો ત્યારે તેને એક ભગવાં વસ્ત્રધારી મહાત્મા મળ્યા. તે મહાત્માને આ કારીગર પર દયા આવી અને તેમણે કારીગરને જણાવ્યું કે આ સામેનો છોડ તું ઘરે લઈ જા. તેને ઉકાળીને લૂગદી કરી સોજા પર લગાડજે, સોજો મટી જશે. તે કામદારે તે પ્રમાણે કરતાં તેનો સોજો ઊતરી ગયો.

સોજો ઊતરવાને લીધે તે ચાલી શકતો હતો. આથી બીજે દિવસે તે કામ પર હાજર થયો. મુકાદમે તેને પૂછ્યું, “કઈ દવાથી તારો સોજો મટ્યો?” તેણે ભગવાં વસ્ત્રધારી મહાત્માની વાત કરી. મુકાદમને લાગ્યું કે તે મહાત્મા સ્વામી મહારાજ હોઈ શકે. આથી તેણે તે કામદારને સ્વામી મહારાજનો ફોટો બતાવ્યો. તે કામદારે કહ્યું કે છબીમાં વસ્ત્રનો રંગ કાળાશ પડતો છે જ્યારે મેં જોયા તે મહાત્માનાં વસ્ત્રનો રંગ ભગવો હતો. બાકી સ્વરૂપ આ જ હતું. આ હકીકત સાંભળીને બધાને લાગ્યું કે સ્વામી મહારાજે ભૌતિક દેહ ભલે છોડી દીધો હોય પરંતુ સૂક્ષ્મરૂપે, ચૈતન્ય સ્વરૂપે તેઓ હજુ પણ હાજરાહજૂર છે અને ભકતોની કામના પૂરી કરે છે.

●



-ગણાગ્રણીરભિરતઃ પરે બ્રહ્મણિ, કલૌ શ્રુતિપથાવનેડત્રિતનયોડવતીર્ણઃ સ્વય
કમંડલુઃ કુમતખણ્ડને દંડભૃત્ પદપ્રણત-વત્સલો જયતિ વાસુદેવોયતિઃ



# પ્રકરણ-૫

## ચાતુર્માસ દરમ્યાન બનેલા તથા અન્ય પ્રસંગો

સ્વામી મહારાજના સંન્યાસ દરમ્યાન કુલ ૨૩ ચાતુર્માસ થયા. ચાતુર્માસ દરમ્યાન એક જ સ્થળે નિવાસ હોવાથી ભકતોને સતત માર્ગદર્શન મળતું. ચાતુર્માસ દરમ્યાન પરિભ્રમણ બંધ રહેતું. દૂર દૂરથી ભકતો તેમને મળવા આવી શકતા. સંન્યસ્ત પછી સૌ પ્રથમ ચાતુર્માસ શક ૧૮૧૩ (ઈ.સ. ૧૮૯૧)માં ઉજ્જૈન મુકામે થયો જયાં તેમને દંડ-દીક્ષા મળી હતી. છેલ્લો ચાતુર્માસ (ઈ.સ.૧૯૧૩) શક ૧૮૩૫માં ગરુડેશ્વર મુકામે હતો. શક ૧૮૧૬-૧૭ (ઈ.સ. ૧૮૯૪-૯૫) આ બે વર્ષ દરમ્યાન તેમના બે ચાતુર્માસ અજ્ઞાત સ્થળે હિમાલયમાં થયા હતા. તેના વિશે વિશેષ માહિતી નથી. તેઓશ્રીએ પણ તે અંગે વિશેષ પ્રકાશ પાડ્યો નથી.

મોટા ભાગની ગ્રંથરચના, સ્તોત્ર, અભંગ તથા દેવસ્તુતિ તેમણે ચાતુર્માસ દરમ્યાન કરી છે. તેમાંથી થોડાં સ્થળોએ કરેલી લીલા આપણે આ પ્રકરણમાં જોઈશું.

**સ્વામી મહારાજના ૨૩ ચાતુર્માસ વિશે માહિતી :-**

| ચાતુર્માસ અનુક્રમ | સ્થાન અને પ્રદેશ | નદી/ સાગર | શકે | ઈ.સન. |
|---|---|---|---|---|
| ૧. | શ્રીક્ષેત્ર ઉજ્જૈન, મધ્ય પ્રદેશ | ક્ષિપ્રા | ૧૮૧૩ | ૧૮૯૧ |
| ૨. | શ્રીક્ષેત્ર બ્રહ્માવર્ત, ઉત્તર પ્રદેશ | ગંગા | ૧૮૧૪ | ૧૮૯૨ |



| | | | | |
|---|---|---|---|---|
| ૩. | શ્રીક્ષેત્ર હરિદ્વાર, ઉત્તર પ્રદેશ | ગંગા | ૧૮૧૫ | ૧૮૯૩ |
| ૪,૫. | હિમાલય અજ્ઞાત સ્થાન | ગંગા | ૧૮૧૬-૧૭ | ૧૮૯૪-૯૫ |
| ૬. | શ્રીક્ષેત્ર હરિદ્વાર, ઉત્તર પ્રદેશ | ગંગા | ૧૮૧૮ | ૧૮૯૬ |
| ૭. | પેટલાદ, મધ્ય પ્રદેશ | મહી | ૧૮૧૯ | ૧૮૯૭ |
| ૮. | તિલકવાડા,ગુજરાત | નર્મદા | ૧૮૨૦ | ૧૮૯૮ |
| ૯. | શ્રીક્ષેત્ર દ્વારકા, ગુજરાત | પશ્ચિમ સાગર | ૧૮૨૧ | ૧૮૯૯ |
| ૧૦. | ચિખલદા, મધ્ય પ્રદેશ | નર્મદા | ૧૮૨૨ | ૧૯૦૦ |
| ૧૧. | મહત્પુર, મધ્ય પ્રદેશ | ક્ષિપ્રા | ૧૮૨૩ | ૧૯૦૧ |
| ૧૨. | બ્રહ્માવર્ત, ઉત્તર પ્રદેશ | ગંગા | ૧૮૨૪ | ૧૯૦૨ |
| ૧૩. | બ્રહ્માવર્ત, ઉત્તર પ્રદેશ | ગંગા | ૧૮૨૫ | ૧૯૦૩ |
| ૧૪. | બ્રહ્માવર્ત, ઉત્તર પ્રદેશ | ગંગા | ૧૮૨૬ | ૧૯૦૪ |
| ૧૫. | નરસી, મહારાષ્ટ્ર | કયાધૂ | ૧૮૨૭ | ૧૯૦૫ |
| ૧૬. | બડવાહ (બઢવાઇ) મધ્ય પ્રદેશ | નર્મદા | ૧૮૨૮ | ૧૯૦૬ |
| ૧૭. | તંજાવર (સંધ્યામંડપ) તામિલનાડૂ | કાવેરી | ૧૮૨૯ | ૧૯૦૭ |
| ૧૮. | મુક્ત્યાલા, આંધ્ર પ્રદેશ | કૃષ્ણા | ૧૮૩૦ | ૧૯૦૮ |
| ૧૯. | પવની, મહારાષ્ટ્ર | વૈનગંગા | ૧૮૩૧ | ૧૯૦૯ |



| | | | | |
|---|---|---|---|---|
| ૨૦. | હાવનૂર, કર્ણાટક | તુંગભદ્રા | ૧૮૩૨ | ૧૯૧૦ |
| ૨૧. | કુરવપુર (કુરુગડ્ડી) કર્ણાટક | કૃષ્ણા | ૧૮૩૩ | ૧૯૧૧ |
| ૨૨. | ચીખલદા,મધ્ય પ્રદેશ | નર્મદા | ૧૮૩૪ | ૧૯૧૨ |
| ૨૩. | શ્રીક્ષેત્ર ગરુડેશ્વર, ગુજરાત | નર્મદા | ૧૮૩૫ | ૧૯૧૩ |

●

## (૧) સગુણની કૃતજ્ઞતાનું દર્શન :

બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજનો મુકામ હતો. ગ્વાલિયરના ગોપાળાચાર્યનો એક શિષ્ય તેમનાં દર્શન કરવા આવ્યો. રાત્રે સ્વામી મહારાજ એકલા હતા ત્યારે તેણે એકાંતમાં સ્વામીજીને પ્રશ્ન કર્યો, "સ્વામીજી, આપ ચતુર્થાશ્રમી (સંન્યાસી) છો. તેમ છતાં મૂર્તિપૂજા કેમ કરો છો? સંન્યાસીએ મૂર્તિપૂજા કરવી તેવું કયા શાસ્ત્રમાં છે? હું ગાયત્રીજપ કરું છું. પરંતુ મૂર્તિપૂજામાં મને બિલકુલ વિશ્વાસ નથી."

સ્વામી મહારાજે શાંતિથી બધું સાંભળી લીધું. પછી સ્વામીજી બોલ્યા : "નિર્ગુણ ઉપાસનાનો અધિકાર જેણે મેળવ્યો છે તેણે સગુણ ઉપાસના ન કરવી તેવું કોઇ બંધન કે નિયમ શાસ્ત્રે કહ્યો નથી. અમારો અધિકાર (ચતુર્થાશ્રમ પ્રમાણે) નિર્ગુણ ઉપાસના માટે હોવા છતાં આ મૂર્તિ જ અમને છોડીને જતી નથી. આથી હવે મારે પૂજા કરવી કે નહીં તે કહો."



ગોપાળાચાર્યના શિષ્ય બોલ્યા : "તમે મૂર્તિનો ત્યાગ કરો એટલે મામલો ત્યાં જ પતી ગયો." સ્વામી મહારાજે કહ્યું, "સારું". સ્વામી મહારાજ તથા પેલા વિદ્વાન બંને ગંગા નદી પર સ્નાન માટે ગયા. દત્તમૂર્તિ સાથે હતી જ. સ્નાન કર્યા પછી દત્તમૂર્તિ ગંગાના પ્રવાહમાં મૂકીને સ્વામીજી કિનારે આવ્યા. સાથે આવેલા પંડિતને આનંદ થયો. પરંતુ થોડી જ ક્ષણોમાં જળપ્રવાહમાં સમર્પણ કરેલી માત્ર અંગુષ્ઠાકારની દત્તમૂર્તિ સ્વામી મહારાજ સામે આવીને ઊભી રહી. આ જોઇને તે પંડિતનો અહંકાર નષ્ટ થયો. તે હવે સાચે જ માનવા લાગ્યો કે સગુણ પૂજામાં નામદેવ આદિ સંતોના હાથે ભગવાને ભોજન કર્યાની વાતો સાચી છે.

બીજા એક પ્રસંગે સ્વામી મહારાજે એક વિદ્વાનને આ અંગે આ પ્રમાણે કહ્યું હતું. "જે સગુણ પૂજાએ મને નિર્ગુણ પૂજાનો અધિકાર આપ્યો છે તેના પ્રત્યે કૃતઘ્ન કેમ થવાય? કૃતજ્ઞતાનો ભાવ રાખીને મૂર્તિપૂજા હું છોડતો નથી."

## (૨) નરસી ગામે ચાતુર્માસ (દ્વયરૂપધારણ) :

ઈ.સ. ૧૯૦૫નો ચાતુર્માસ નરસી ગામે ગુરુપૂર્ણિમાના દિવસથી શરૂ થયો. પ્રથમ સ્વામી મહારાજ વિશે લોકોને વિશેષ ખબર ન હતી. આથી એક મહિના સુધી લોકોની અવરજવરની ઉપાધિ ઓછી હતી. તે પછી ઘણા બધા ભક્તો તેઓશ્રીનો લાભ લેવા લાગ્યા. સ્વામી મહારાજના નિવાસની જગ્યા સાંકડી હતી. અસંખ્ય લોકો દર્શન માટે ભેગા થયા હતા. જવા માટે રસ્તો પણ સાંકડો હતો. આથી સ્વામી મહારાજે બીજું રૂપ ધારણ કરી ઓરડી બહાર અશ્વત્થના ચોતરા પર બેઠક લીધી. અંદર દર્શન કરી ભક્તો બહાર આવતા તો સ્વામી મહારાજનાં ફરી દર્શન થતાં. બહાર



દર્શન કરી ભક્તો હારબંધ અંદર દર્શનાર્થે જતાં તો ત્યાં પણ સ્વામી મહારાજ બિરાજમાન હોય ! બધા જ લોકોને આશ્ચર્ય થયું. નરસી ગામ નાનું હોવા છતાં સ્વામી મહારાજના વાસ્તવ્યને લીધે તેને એક મોટા ક્ષેત્રની શોભા મળી.

સ્વામી મહારાજ સવારે ગંગાસ્નાને જતા ત્યારે ઘણા ભક્તો દર્શનાર્થે તેમની સાથે જતા. દુ:ખી લોકોના સંકટનિવારણ માટે ઉપાય ત્યાં જ કહેતા.

સવારનું અનુષ્ઠાન પત્યા પછી કોકને કાવ્ય, કોકને ભાગવત, કોઇને પંચદશી તથા નિત્ય કર્મ શીખવા આવનારને નિત્યકર્મ શીખવાડતા. નરસી ગામે સ્વામી મહારાજે "દત્તચંપુ" નામે એક ગ્રંથ રચ્યો.

## (૩) નરસીમાં ચાતુર્માસસમાપ્તિ :

નરસી ગામે સ્વામી મહારાજે બે માસ નિવાસ કર્યો. ત્યાંના ભકતોનો સમય ખૂબ જ આનંદઉલ્લાસમાં પસાર થયો. ચાતુર્માસસમાપ્તિ પછી આગળ પ્રસ્થાન માટે ભગવાને સ્વામી મહારાજને કહ્યું. આ હકીકતની સ્વામી મહારાજ દ્વારા લોકોને ખબર પડી એટલે લોકો દુ:ખી થઇ ગયા. હવે આનંદ-અબ્ધિ સુકાઇ ગયો અને શોકાબ્ધિનું આક્રમણ શરૂ થયું એમ લોકોને લાગ્યું.

ભાદરવા સુદ ચૌદસની સાંજે પુરાણ ઉપર પ્રવચન પછી સ્વામી મહારાજે કહ્યું, "કાલે ક્ષૌર કરીને સીમોલ્લંઘન કરવાનું છે." ભક્ત- મંડળમાં મહાદેવ નામના વાળંદે આ હકીકત સાંભળી. તેને આનંદ થયો. તેણે પોતાની ઇચ્છા બ્રાહ્મણ દ્વારા સ્વામી મહારાજના કાને નાંખી. એક સત્પુરુષના સ્પર્શથી તે વાળંદનું જીવન ધન્ય બનવાનું હતું. હજામતના બહાને મહાદેવ વાળંદને સ્વામી મહારાજ જેવા દત્તાવતારી સંતની સેવા કરવાનો મોકો મળવાનો હતો. સ્વામી મહારાજે પણ તે માટે અનુમતિ આપી. મહાદેવને ખૂબ જ આનંદ થયો.



તે બીજા દિવસે વહેલી સવારે સ્નાન કરીને આવ્યો. ક્ષૌર પછી સ્વામી મહારાજના પગમાંથી કાંટા કાઢવા ભક્તોએ મહાદેવને જણાવ્યું. આથી મહાદેવને સ્વામી મહારાજના પગ ધોવાનો પણ લહાવો મળ્યો. નાના-મોટા વીસ કાંટા મહાદેવે કાઢ્યા. આ તો લોકોએ જોયું અને કાંટા કાઢવા મહાદેવને જણાવ્યું. બાકી સ્વામી મહારાજને તો કશાની પણ ફરિયાદ ન હતી. આપણને એક કાંટો વાગે તો કેટલું દુ:ખ થાય છે. આ તો ૨૦ કાંટા પગમાં હોવા છતાં તેમની મુખમુદ્રા સદાય પ્રસન્ન જ રહેતી. સ્વામી મહારાજે આજીવન પગમાં જોડા પહેર્યા નથી અને હજારો માઇલ પગપાળા પ્રવાસ કરી લોકોનો ઉદ્ધાર કર્યો છે. પરંતુ તેની પાછળ તેમણે કેટલું શારીરિક કષ્ટ વેઠ્યું છે તેની કોઇ સીમા જ નથી. આમ પણ તેઓ દેહભાનથી પર હતા. પોતાના શરીરનો ઉપયોગ લોક-કલ્યાણ માટે જ કર્યો છે.

ક્ષૌર પછી સ્નાન થયું અને પછી નિત્ય અનુષ્ઠાનનો ક્રમ રહ્યો. ક્ષૌરના દિવસે ભિક્ષા લેવાની નથી હોતી. સીમોલ્લંઘન માટે દંડને પરશુમુદ્રા બાંધી હતી. આથી આજે સ્વામી મહારાજ પ્રયાણ કરશે એમ નરસી ગામના ભકતોને ખાતરી થઇ. ભક્તોએ વિનંતી કરી કે હજુ બે દિવસ મુકામ વધારો. ચાતુર્માસની સમાપ્તિ કરવાની છે. સ્વામી મહારાજે જણાવ્યું, "શાનો ચાતુર્માસ અને શાની સમાપ્તિ? દેવપ્રીત્યર્થ જે કાંઇ કરવું હોય તે કરો."

આમ બે દિવસ મુકામ લંબાયો. સ્વામી મહારાજ સીમોલ્લઘંન માટે નીકળ્યા ત્યારે ઘણાં બધાં વાદ્યો સાથે ભકતમંડળી હાજર હતી, તાંસાં, ઢોલ, હાર્મોનિયમ, લેજીમ. દરેક ઘરનાં પ્રવેશદ્વાર પાસે રંગોળી પૂરી સુશોભન કર્યું હતું. વાજતે ગાજતે દરેક ભકત સ્વામી મહારાજની આરતી ઉતારતો હતો. ગામની સીમા સુધી, એક કોસ સુધી ગ્રામજનો સ્વામી મહારાજ સાથે સીમોલ્લંઘન માટે ગયા. શમીનાં વૃક્ષ પાસે સ્વામી મહારાજે બેઠક લીધી. સ્વામી મહારાજે શ્રીમદ્ ભગવદ્ગીતાના



અગિયારમા અધ્યાયનો પાઠ કર્યો. આરતી પછી પ્રસાદવિતરણ થયું અને સ્વામી મહારાજ વાજતે ગાજતે ગામમાં પધાર્યા.

બીજા દિવસે નિત્યકર્મ થયા પછી સ્વામી મહારાજ "શ્રીગુરુદેવ દત્ત" એમ જયઘોષ કરી સીતારામ ભટ્ટના ઘરેથી બહાર આવ્યા. બધા ભક્તો સ્વામી મહારાજ સાથે ચાલતા હતા. તેઓ વિનંતી કરતા હતા કે હજુ થોડા દિવસો વધુ નરસીમાં રોકાવો. ગઇકાલનાં વાદ્યો પણ હાજર હતાં. સ્વામી મહારાજનો જયજયકાર કરતા ત્રણસો-ચારસો ભક્તો સાથે હતા. ગામની સીમા સુધી સંઘ પહોંચ્યો હશે કે આગળના ગામના ભક્તો સ્વામી મહારાજનું સામૈયું કરવા આવ્યા હતા.

સ્વામી મહારાજે સર્વ ભક્તોને જણાવ્યું, "હવે સ્નાનનો સમય થઇ ગયો છે. તમે બધા આમ સાથે આવશો તો નિત્યકર્મ પણ અમને કરવા મળશે નહીં. હવે ગંગાસ્નાન માટે હું પ્રયાણ કરવાનો છું." આ પ્રમાણે સ્વામી મહારાજે કહેતાં ગોટેગાંવ ગામના કુલકર્ણીએ કાદવના થરમાં ઊભા રહી દંડવત્ પ્રણામ કરી સ્વામી મહારાજને વિનંતી કરતાં, સ્વામી મહારાજે તેને શું જોઇએ છે તે પૂછતાં તે બોલ્યો, આપનો નિવાસ નરસી ગામે બે માસ સુધી રહ્યો. હવે એક દિવસ આ ગામે મુકામ કરો. બધાને પ્રસાદ મળે તેવી આપને વિનંતી છે. આ બધા ભક્તો પણ પ્રસાદ લઇને પછી જાય.

પરગામના ભક્તો પણ સ્વામી મહારાજને લેવા આવ્યા હતા. તેઓ પણ આ માટે કબૂલ થયા. આમ સ્વામી મહારાજનો મુકામ ગોટેગાંવમાં મંદિરે થયો. સ્વામી મહારાજ નદીસ્નાને ગયા, બધા ભક્તો પણ તેમની સાથે ગયા, ચુનિલાલ મારવાડીની ઇચ્છા ઘણા સમયથી સ્વામી મહારાજનાં ચરણ ઉપર માથું મૂકવાની હતી. પરંતુ ઇચ્છા કહેવી કેવી રીતે? તે બે હાથ જોડી નદીકિનારે સ્વામી મહારાજ સામે ઊભો રહ્યો. સ્વામી મહારાજે પૂછ્યું, "શેઠજી, હજુ શી ઇચ્છા છે?"



ચુનિલાલ મારવાડીએ બીતાં બીતાં પોતાની ઇચ્છા (ચરણકમળ પર માથું મૂકવાની) વ્યક્ત કરી. સ્વામી મહારાજ સસ્મિત વદને બોલ્યા, "હવે કઠણ પ્રસંગ આવ્યો છે. દરેક આ માટે આગ્રહ રાખે તો દંડત્યાગ કરવો પડે." આ વચન સાંભળીને સર્વ લોકો નિરાશ થયા. તેમની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વહી રહ્યો હતો. છેવટે તેમનો ભાવ જોઇને સ્વામી મહારાજ બોલ્યા, "અહીંયાં જ જે કાંઇ તમારી ઇચ્છા હોય તે પૂરી કરી લો. આગળ જતાં કોઇનું પણ સાંભળવામાં નહીં આવે." આમ કહીને સ્વામી મહારાજ ત્યાં જ ચિત્તવૃત્તિનિરોધ કરીને સ્તબ્ધ ઊભા રહ્યા.

તે સમયનો દેખાવ ખૂબ જ જોવાલાયક હતો. સાક્ષાત્ દત્તપ્રભુ જ ઊભા છે તેમ સર્વને લાગ્યું. ચુનિલાલે ઘણા સમયની ઇચ્છા ચરણકમળ ઉપર મસ્તક મૂકીને પૂરી કરી. આ તકનો લાભ ઘણા હાજર ભક્તોએ લીધો. લગભગ બે કલાકનો સમય આમાં પસાર થયો. સ્વામી મહારાજે નરસીના ભક્તોને પાછા જવા કહ્યું. બે કલાક પછી બધા ભક્તોને દર્શન થઇ ગયા પછી સ્વામી મહારાજ દેહભાન પર આવ્યા. તેમને માન-બડાઇ બિલકુલ ગમતાં નહીં.

બધા ભક્તોએ સ્વામી મહારાજનો જયજયકાર કર્યો. સ્વામી મહારાજે બધાને આશીર્વાદ આપ્યા. સ્વામી મહારાજનું સ્નાન તથા આહ્નિક થતાં સુધી લોકો રાહ જોતા ઊભા રહ્યા. મંદિરમાં સ્વામી મહારાજે ભિક્ષા લીધી અને પછી બધા ભક્તોએ મહાપ્રસાદ લીધો. ભોજન પછી સ્વામી મહારાજે પ્રયાણ આદર્યું. ભક્તો પણ સાથે હતા જ. બે માઇલ પર નદીકિનારે ફરી આરતી ઉતારવામાં આવી. સ્વામી મહારાજે નદી પાર કરી. આ કિનારાના ભક્તો પાછા ફર્યા. સામા કિનારે વિશાળ ભક્તવૃંદ સ્વામી મહારાજના સ્વાગત માટે હાજર હતું. આ દરેક ગામે એકાદ રાત્રી મુકામ



કરી સ્વામી મહારાજ વાસીમ સુધી પહોંચ્યા. ત્યાં તેઓશ્રીનો મુકામ શ્રીકરુણેશ્વરના મંદિરમાં હતો.

જ્યાં જ્યાં સ્વામી મહારાજનો મુકામ થતો ત્યાંના ભક્તો તેમની પાછળ ગાંડા થઇ જતા. ચાતુર્માસના નિવાસસ્થળે તો લોકોને વિશેષ લાભ મળતો. પરંતુ તેઓને અલ્પ સમુદાય કરતાં વિશાળ જનસમૂહનું કલ્યાણ કરવાનું હોવાથી તેઓ કોઇ પણ એક જ સ્થળે બંધાઇ રહેતા નહીં. દરેક મુકામ અથવા ચાતુર્માસ વખતે આવા બનાવોનું પુનરાવર્તન થતું. તેની આછી ઝલક મળે તે માટે ઉપરનો પ્રસંગ વર્ણવ્યો છે.

## (૪) સંતશ્રી કાળુભૈયા :

સ્વામી મહારાજનો પ્રથમ ચાતુર્માસ ઉજ્જૈન ક્ષેત્રમાં થયો. શ્રીનારાયણાનંદ સરસ્વતી મહારાજ પાસેથી દંડ ગ્રહણ કરવો એમ દત્તાજ્ઞા હતી. શ્રીનારાયણાનંદ એ શ્રીનૃસિંહસરસ્વતી મહારાજના વંશજ હોવાથી દત્તપ્રભુએ એવી આજ્ઞા કરી હતી. ઉજ્જૈનના ચાતુર્માસ પછી સ્વામી મહારાજનો મુકામ મહત્પુર ગામે થયો.

મહત્પુરમાં કાળુભૈયા નામે એક કાલીભક્ત રહેતા હતા. પ્રથમ તેઓએ આચારધર્મ પ્રમાણે વર્તન કરી અનેક વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી. એક વખત ગ્વાલિયરની શિંદે સરકારે શ્રાવણમાસમાં એક લક્ષ બ્રાહ્મણભોજનનો કાર્યક્રમ રાખ્યો. આ બ્રાહ્મણ-ભોજનમાં કાળુભૈયાએ ઉચ્છિષ્ટ ભોજન ખાધું. તે સમયથી જ તેઓનું વર્તન બદલાઇ ગયું. અપશબ્દો બોલવા, પથ્થર મારવા, બ્રાહ્મણ દ્વારા ભિક્ષા પ્રદાન થાય તો તે નાંખી દઇને તેઓ ગમે તેને ત્યાં ભિક્ષા લેતા. કદી ઉકરડા



પર પણ બેસતા. આથી લોકો તેમને ગાંડા થઇ ગયા એમ સમજવા લાગ્યા અને કોકકોક વાર તેમને પથરા પણ મારવા લાગ્યા.

વાસ્તવિકતા એ હતી કે કાળુભૈયા પૂર્ણ જ્ઞાની થયા હતા અને લોકસંસર્ગ નિવારવા વિપરીત વર્તન કરતા હતા. પરંતુ લોકોને આ સમજાવે કોણ? આવા જીવન્મુકત પુરુષને કનડગત કરી લોકો પાપના ભાગીદાર થતા હતા. સ્વામી મહારાજનો મુકામ મહત્પુરમાં થયો અને તેમણે એ હકીકત જાણી. તેઓશ્રીએ કાળુભૈયાની અધ્યાત્મિક સ્થિતિ જાણી તથા લોકોને તેમણે જણાવ્યું કે કાળુભૈયા આધ્યાત્મિક ઉચ્ચ શિખરે બિરાજમાન એક સંત છે. તેમને જે કોઇ કનડગત કરશે તેનો બધી રીતે વિનાશ થશે. આમ સ્વામી મહારાજની ચેતવણી ધ્યાનમાં લઇને લોકોએ તેમની પજવણી બંધ કરી. આમ પણ સંત સિવાય સંતને બીજો કોણ ઓળખી શકે? સંતને ઓળખવા સંત થવું પડે એટલે કે તેવું શુદ્ધ-પવિત્ર આચરણ રાખવું પડે.

રામજી નામે એક ગૃહસ્થ કાળુભૈયાની એકનિષ્ઠાથી સેવા કરતો હતો. તે કાળુભૈયાને સ્નાન કરાવતો, જમાડતો, સુવડાવતો તથા દૂર ગયા હોય તો હાથ પકડી નિવાસે લઇ આવતો. કાળુભૈયાના હાથમાં એક મોટી લાકડી રહેતી. એક વખત રામજીના સાંપ્રદાયિક ગુરુ રામજીને મળવા મહત્પુરમાં આવ્યા. જ્યારે તેઓ રામજીને મળવા કાળુભૈયાના નિવાસે પહોંચ્યા ત્યારે કાળુભૈયા લાકડીવતી રામજીને ગુસ્સામાં મારી રહ્યા હતા. આ દૃશ્ય જોઇને રામજીના સાંપ્રદાયિક ગુરુ ત્યાંથી નાસી ગયા.

ઘણો સમય લાકડીથી માર ખાવા છતાં રામજી હસી રહ્યા હતા અને તેમને શારીરિક દુઃખ થતું નહીં હોય તેમ જણાતું હતું. આ નાટક થયા પછી લોકોએ રામજીને પૂછતાં રામજીએ જણાવ્યું કે તે લાકડીનો માર મને ફૂલની જેમ કોમળ



સ્પર્શ કરાવતો હતો. તે પછી કાળુભૈયાએ લાકડીના ત્રણ-ચાર ટુકડા કરી નાંખ્યા. તે દિવસ પછી કાળુભૈયાએ ઉન્મત્તાવસ્થાનો ત્યાગ કર્યો. તેઓ હવે ધ્યાનસ્થ રહેવા લાગ્યા. જિંદગીના છેલ્લા ૪૦ દિવસ શાંતવૃત્તિથી પસાર કરીને શક ૧૮૨૨ માં (ઇ.સ.૧૯૦૦માં ) તેઓ દેહબંધનમાંથી મુક્ત થયા.

## (૫) ખેચરી મુદ્રાનો અભ્યાસ :

ખેચરી મુદ્રાના અભ્યાસ માટે સ્વામી મહારાજે શ્રીનિગડીકર, શ્રીવ્યંકટરાવ તથા શ્રીગાંડાબુવાને ડૉ.વિશ્વનાથ તાટકેને ત્યાં ગુનાછાવણીમાં મોકલ્યા. જીભ નીચેની શિરા ખૂબ જ સાવચેતીથી કાપવાની હોય છે. ભૂલ થતાં પ્રાણ જવાનો ભય રહે છે. શ્રીઅપ્પા નિગડીકર તથા શ્રીવ્યંકટરાવની શિરા કાપવામાં ભૂલ થતાં કોઇ બીજી જ શિરા કપાઇ ગઇ. કોઇ પણ ઉપાયથી રકતસ્ત્રાવ બંધ ન થયો. ડૉકટર તાટકે ગભરાઇ ગયા. તેમણે સ્વામી મહારાજને ૪૦ માઇલ દૂર સારંગપુરમાં તાર દ્વાર જાણ કરી.

ભકતને સંકટમાંથી બચાવવા સ્વામી મહારાજ ૪૦ માઇલ પગપાળા દોડીને હાજર થયા. તેઓશ્રીએ એકંદર પરિસ્થિતિનું નિરીક્ષણ કરી એક વનસ્પતિના રસનો લેપ કરવા જણાવ્યું. તે વનસ્પતિના રસનો લેપ કરતાં જ રકતસ્ત્રાવ બંધ થયો. અશક્તિ ખૂબ આવી ગઇ હોવાથી સ્વામી મહારાજે તેમને બીજે કોઇ સ્થળે યોગાભ્યાસ કરવા જણાવ્યું. પરંતુ તેઓએ આજ્ઞાનું ઉલ્લંઘન કરી બ્રહ્માવર્તમાં જ રહેવાની હઠ કરી. શ્રીગાંડાબુવાને ભરુચ મુકામે નર્મદાકિનારે યોગાભ્યાસ માટે જવાનું કહ્યું. ગુર્વાજ્ઞા શિરસાવંદ્ય કરી શ્રીગાંડાબુવા ભરૂચ મુકામે નર્મદાકિનારે



યોગાભ્યાસ માટે ગયા. ગુરુઆજ્ઞાપાલન કરવાને લીધે શ્રીગાંડાબુવાની ખેચરી જલદી સિદ્ધ થઇ.

## (૬) નૃસિંહવાડી-ચાતુર્માસ (૧૭મો) શક ૧૮૨૮ :

શક ૧૮૨૮ આસો વદ ૬ના બપોરે ૧૧-૧૨ વાગે સ્વામી મહારાજે નૃસિંહવાડીમાં પધરામણી કરી. વાડીના ભક્તો તેમની ચાતકની જેમ રાહ જોતા હતા. વાડીના ભક્તોના મનમાં એમ હતું કે સ્વામી મહારાજની પધરામણી વાજતે ગાજતે ગામમાં કરવી. પરંતુ સાદગીના આગ્રહી સ્વામી મહારાજને આ પસંદ ન હતું. આથી તેઓ બપોરે શ્રીદત્તપાદુકા પાસે દર્શનાર્થે હાજર થયા. આખા ગામમાં વાત પ્રસરી. બપોરનો ભોજનનો સમય હોવા છતાં નૃસિંહવાડીના સર્વ નાના મોટા ભક્તો ઘાટ પર સ્વામી મહારાજનાં દર્શન કરવા ભેગા થયા. દત્તપાદુકાનાં દર્શન કરી સ્વામી મહારાજ પગથિયાં ચઢતા હતા. સર્વ ભક્તોએ ઘણા દિવસો પછી દિવ્યમૂર્તિને ધરાઇને જોઇ. પછી બધા ભક્તો પોતપોતાના ઘરે ગયા.

સ્વામી મહારાજે બ્રહ્માનંદ સ્વામીના મઠમાં મુકામ કર્યો. ભક્તસમુદાય સાથે વાર્તાલાપ થયા પછી મધ્યાહ્ન આહ્નિક પૂરું કરીને ભિક્ષા લીધી. ગામેગામના ભક્તોને સ્વામી મહારાજનાં દર્શનની ઉત્કંઠા હોવાથી દરેક પુરાહિતે પોતપોતાના યજમાનને કાગળ લખી સ્વામી મહારાજે નૃસિંહવાડીમાં વાસ્તવ્ય કર્યાની ખબર કરી. સ્વામી મહારાજની આજ્ઞા અનુસાર ગાંડા મહારાજ, વિષ્ણુબુવા, પટવર્ધન વગેરે ભક્તો રેલવે દ્વારા વાડી આવી પહોંચ્યા હતા. શ્રીનૃસિંહસરસ્વતી (દીક્ષિતસ્વામી) મહારાજને ગુરુદર્શનની તીવ્ર ઉત્કંઠા હતી જે ઘણા દિવસો પછી પૂરી થઇ. સ્વામી મહારાજનો બીજા દિવસથી નિત્યક્રમ શરૂ થયો.



## (૭) નૃસિંહવાડીનો નિત્યક્રમ :

પ્રભાતે ચાર  વાગે ઊઠીને, પ્રભુસ્મરણ કરીને શ્રીનૃસિંહસરસ્વતી (દીક્ષિતસ્વામી)ને સંન્યાસપદ્ધતિનું શિક્ષણ આપવામાં આવતું. પછી શૌચ, મુખમાર્જન અને સ્નાન થતું. પ્રાત:સંધ્યાદિ નિત્યાનુષ્ઠાન થયા પછી સ્વામી મહારાજ પગથિયાં ઊતરી શ્રીદત્તપાદુકાને વંદન કરવા જતા. આ પછી શ્રીનારાયણ સ્વામીની પૂજા થતી. તે પછી ઉપનિષદભાષ્ય ઇત્યાદિનો પાઠ થતો. ત્યારબાદ સદાશિવ બ્રહ્મેન્દ્રકૃત બ્રહ્મસૂત્રવૃત્તિ અને જીવન્મુક્તિવિવેક પર વિવેચન થતું. આ સમયે ગામના સર્વ જિજ્ઞાસુઓ શ્રવણ માટે ઉત્સુકતાથી ભેગા થતા.

નૃસિંહવાડીના પરમ ગણેશભક્ત અને વિદ્વાન શ્રીવક્રતુંડબુવા કવીશ્વર પણ વિવેચન સાંભળવા એક બાજુ આવીને બેસતા. સર્વ શ્રોતાઓ ભેગા થયા પછી સ્વામી મહારાજ પૂછપરછ કરતા કે “વક્રતુંડબુવા આવ્યા કે?” વક્રતુંડબુવા પોતાના સ્થાનેથી ઊઠીને વંદન કરી જણાવતા કે તેઓ હાજર છે, પછી તેઓ આસનસ્થ થતા. (આ વક્રતુંડબુવાના પૌત્ર તે જ શ્રીદત્ત મહારાજ કવીશ્વર, જેઓ પૂ.શ્રી ગુળવણી મહારાજની પૂનાની સંસ્થાના પ્રધાન વિશ્વસ્ત થયા હતા. તેમના વરદ હસ્તે જ ગાંધીનગર દત્તમંદિરમાં પૂજ્ય સ્વામી મહારાજની પ્રતિમાની પ્રતિષ્ઠા થઇ હતી.)

આ પછી વિવેચન શરૂ થતું. એ દસ વાગ્યા સુધી ચાલતું. તે પછી આવેલ ભક્તો સ્વામી મહારાજની પૂજા કરતા. રોજ ૧૦-૧૨ પૂજા થતી. આ વખતે સ્વામી મહારાજનો મુકામ બે મહિનાનો હતો. પૂજાની દક્ષિણા પૂજારીઓ રાખતા. શ્રીફળ, કેળાં ઇત્યાદિ સ્વામી મહારાજ ભક્તોને પ્રસાદ તરીકે જાતે આપતા.



તે સાથે દ્રવ્ય હોય તો સ્વામી મહારાજ સાથે આવેલા પૂજારીઓને કહેતા "આ ઉપર મૂકેલો કચરો ક્યારે દૂર કરશો?"

બાર વાગે સ્વામી મહારાજ ભિક્ષા લેવા જતા. પાંચ ઘરે ભિક્ષા માગતા. લોકો પોતાના ઘરના આંગણાના પ્રવેશદ્વાર પાસે જળછંટકાવ કરી જમીન પવિત્ર કરી રંગોળીઓ પૂરતા. પછી તેઓ સ્વામી મહારાજની રાહ જોતા. તેમની સાથે દીક્ષિતસ્વામી પણ રહેતા. ભિક્ષા લીધા પછી શ્રીનારાયણ સ્વામીના મઠમાં અથવા બ્રહ્માનંદ સ્વામીના મઠમાં ભિક્ષા ગ્રહણ કરતા. "અષ્ટૌ ગ્રાસા મુનેર્ભક્ષ્યા." આ વચન અનુસાર જ સ્વામી મહારાજનો નિત્ય આહાર રહેતો. ભિક્ષા માગવા જતાં કે આવતાં રજસ્વલા સ્ત્રી કે અંત્યજ દૃષ્ટિએ પડે તો ઉપવાસ કરતા. ભિક્ષા માગવા જતી વખતે અથવા પાછા વળતી વખતે કોઇ વંદન કરે તો પણ ઉપવાસ કરતા. ભક્તો કેટલીક વાર બૂમો પાડીને સ્વામી મહારાજ આગળ ચાલતા કે કોઇએ સ્વામી મહારાજને વંદન કરવાં નહીં. ભિક્ષામાં તીખું તથા ગળ્યું વર્જ્ય હતું.

ભિક્ષા લીધા પછી બાજ ઊંચકવા તથા તે જગ્યા સાફ કરી ગાયના છાણથી ચોકો કરવા ઘણી સ્ત્રીઓ હાજર રહેતી. એક બ્રાહ્મણેતર બાઇ ઘણા દિવસોથી પોતાને સ્વામી મહારાજની ઉચ્છિષ્ટ બાજ કાઢવા તથા સફાઇ કરવા માટે મળે એની તીવ્ર ઉત્કંઠાથી મઠ બહાર રાહ જોતી હતી. દેખીતી રીતે તેનો નંબર લાગે તે અસંભવિત હતું. પરંતુ સ્વામી મહારાજ પૂર્ણ દયાળુ હતા. તે સ્ત્રી પણ નિરાશ ન થઇ અને રોજ મઠમાં આવવાનું ચૂકતી નહીં. સ્વામી મહારાજે તે સ્ત્રીની ભાવનાને ઓળખી.

એક દિવસ સ્વામી મહારાજ ભિક્ષા લીધા પછી હાથ ધોવા મઠની બહાર આવ્યા. તે સમયે સ્વામી મહારાજના હાથમાંથી ભાતનો એક દાણો રસ્તા પર પડ્યો. પડ્યો શું પરમ કારુણિક સ્વામી મહારાજે પાડ્યો.



સ્વામી મહારાજ બોલ્યા, "બાઇ, આ જગ્યા જરા સાફ કરો તો !" જેને માટે તે સ્ત્રી બે મહિનાથી તપસ્યા કરી રહી હતી તેનું ફળ તેને આજે મળ્યું. તે જગ્યા સાફ કરીને તે સ્ત્રીને સંતની સેવા કરવાનો આત્મસંતોષ મળ્યો. ધન્ય છે ગુરુસેવા-સંતસેવા કરવા તત્પર એવી તે સ્ત્રીભક્તની ભક્તિને.

ભિક્ષા થયા પછી સ્વામી મહારાજ આવેલા પત્રોના જવાબ જાતે લખતા. ભેગા થયેલા ભક્તોને મંત્ર-જપ-સ્તોત્ર-યંત્ર ઇત્યાદિ લખી આપતા. બપોરે ત્રણ વાગે સ્વામી મહારાજ શ્રીનારાયણ સ્વામીના ઓટલા પર આવીને બિરાજતા. તે સમયે ઘણા ભક્તો પોતપોતાની કામના માટે તેઓશ્રીની પાસેથી ઉપાય પૂછી લેતા. સાંજ સુધી આ જ કાર્યક્રમ ચાલતો. સ્વામી મહારાજ વાડીમાં આવ્યાની જાણ થતાં હજારો ભક્તો તેમનાં દર્શને આવતા તથા પોતાની વિગત કહી ઉપાય પૂછતા. સ્વામી મહારાજ પણ એ બધાને ઉપાય કહેતા. ખાંડના પદાર્થો તેઓશ્રીની સામે કે ભગવાન સામે (પ્રસાદ તરીકે) મૂકવાની મનાઇ હતી. પરદેશી પ્રક્રિયાથી બનાવેલી ખાંડ અત્યંત અપવિત્ર હોવાથી તેનો સ્પર્શ થાય તો પણ પોતે સ્નાન કરતા એવું તેઓશ્રીનું કડક વલણ હતું. મીણબત્તી તથા પરદેશી કપૂર પણ તે જ પ્રમાણે વર્જ્ય હતાં. (ખાંડ માટે રંગ દૂર કરવા તે સમયે એનિમલ ચારકોલ વપરાતો. હાલ તેની પ્રોસેસમાં ઘણા સુધારા થવાથી એનિમલ ચારકોલ વપરાતો નથી.)

સૂર્યાસ્ત સુધી સેંકડો લોકોને તેમની કામપૂર્તિ માટે ઉપાયો કહ્યા પછી સાયંસંધ્યા માટે સ્વામી મહારાજ નિત્ય કૃષ્ણા-પંચગંગા સંગમ પર જતા. સાયંસંધ્યા પછી શ્રીનૃસિંહસરસ્વતી મહારાજને વંદન કરતા. પછી ત્યાં જ પીઠ પર આસનસ્થ થઇ કૃષ્ણાલહરી ઉપર બોલતા. કૃષ્ણાલહરી ઉપર વિવેચન કર્યા પછી થોડા દિવસો સુધી શ્રીમદ્ આચાર્યની શતશ્લોકી પર વિવેચન શરૂ કર્યું. સ્વામી મહારાજની



પ્રવચનશૈલી જોઇને કોઇ પણ વિદ્વાનને સ્વામી મહારાજની સર્વજ્ઞતા વિશે માન ઊપજતું.

દત્ત ભગવાનની પાલખીની ત્રીજી પ્રદક્ષિણા શરૂ કર્યા પછી સ્વામી મહારાજ સંગમ પરથી ઊઠીને નીચે દત્ત ભગવાનની પાદુકાજીનાં દર્શન કરી, બ્રહ્માનંદના મઠમાં ઉપર આવીને બેસતા. શયનારતી થતાં સુધી સકામ ભક્તો પોતાના પ્રશ્નો પૂછતા અને તેમને ઉપાય પણ-સ્વામી મહારાજ કહેતા.

ભગવાનની શયનારતી થયા પછી સ્વામી મહારાજ શ્રી નારાયણ સ્વામીના ઓટલા પર આવીને બેસતા. તે પછી ભજનની શરૂઆત થતી. સ્વામી મહારાજને ભજન ખૂબ જ ગમતું. ભજન દરમ્યાન સ્વામી મહારાજ- રચિત તથા અન્ય સંતો રચિત અભંગો, પદો- ભજનો ગવાતાં. વિષ્ણુબુવા પટવર્ધન ઇત્યાદિ શિષ્યમંડળી ભક્તિભાવ અને રસપૂર્વક ભજન કરતા.

બાર વાગે ભજન સમાપ્ત કરી, આરતી તથા પુષ્પાંજલિ અર્પણનો કાર્યક્રમ થતો. તે પછી પ્રસાદનું વિતરણ કરવામાં આવતું અને ભકતો પોતપોતાના ઘરે જતા. જિજ્ઞાસુઓને વિનંતી પ્રમાણે બ્રહ્મકર્મ શીખવતા. આમ રાત્રે બે વાગતા.

સવારે ચાર વાગે ઊઠી જવાનું તથા રોજનો નિત્યક્રમ શરૂ. ફક્ત બે કલાક જ ઊંઘ અને વિશ્રાંતિ રહેતી. પરંતુ સ્વામી મહારાજના ચહેરા પર કદી પણ કંટાળો કે ગુસ્સો કે ઉદ્વેગનાં ચિહ્નો નજરે પડતાં નહીં. તે બે કલાકના વિશ્રામ દરમ્યાન પણ તેઓ કેટલાય ભકતોનાં સંકટને દૂર કરતા હશે. સંન્યાસી માટે આવી બાવીસ કલાકની નોકરી કે વ્યવસાય હોય છે. કહેવાતા સુધારાવાદીઓ ભલે કહે કે સંન્યાસીઓ કશું જ કામ કરતા નથી !!



## (૮) નૃસિંહવાડીથી પ્રયાણ (ઈ.સ. ૧૯૦૦) :

નૃસિંહવાડીમાં સ્વામી મહારાજના બે મહિનાના નિવાસથી વાડીના સર્વ ભક્તોનો સમય આનંદથી પસાર થતો હતો. સંત સાન્નિધ્યનો તેમને લાભ મળતો હતો. તેવામાં માગસર વદ સાતમના રોજ સવારે રોજના ક્રમ પ્રમાણે સ્વામી મહારાજ શ્રીદત્તપાદુકાને વંદન કરવા ગયા. વંદન કરતાં કરતાં જ સ્વામી મહારાજને સમાધિ લાગી ગઇ. સમાધિમાં જ દત્ત ભગવાને તેમને રામેશ્વર તરફ જવા આજ્ઞા કરી.

વાત પ્રગટ કરીએ તો ઘણા લોકો ભેગા થશે એ ખ્યાલથી બપોરના નીકળતાં સુધી આ વાત તેમણે જાહેર ન કરી. બપોરની ભિક્ષા લીધા પછી સ્વામી મહારાજ પાદુકાને વંદન કરવા ગયા. બપોરે સ્વામી મહારાજનો વંદન કરવાનો સમય ન હતો. આથી સ્વામી મહારાજ કેમ ભરબપોરે વંદન કરવા આવ્યા તે વિશે લોકો વિચાર કરતા હતા. ત્યારે સ્વામી મહારાજે જાહેર કર્યું કે ભગવાનની આજ્ઞા અનુસાર અત્યારે જ વાડી છોડીને જવાનું છે. આખા ગામમાં આ સમાચાર ફેલાઇ ગયા. બધા જ ગ્રામજનો ઘરબાર ખુલ્લાં મૂકી સ્વામી મહારાજનાં દર્શન કરવા મંદિર પાસે દોડ્યા.

મંદિરનું પ્રાંગણ ભક્તોથી ઊભરાઇ ગયું. પ્રસાદ લેવા ખૂબ જ ગિરદી થઇ. સાંજના પાંચ સુધી પ્રસાદવિતરણનું કામ ચાલુ હતું. તે પછી ઘણો જ સમય થયો એમ જોઇ સ્વામી મહારાજ ઊઠ્યા. "પ્રભુની સેવા અનન્ય ભાવે કરો. નિત્ય 'દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા' નું ભજન કરો. તમારું કલ્યાણ થશે." આ પ્રમાણે ભક્તોને સંદેશો આપી સ્વામી મહારાજ સંગમના રસ્તે વળ્યા.



રસ્તામાં ગામની સર્વ સુહાગણોએ સ્વામી મહારાજની આરતી ઉતારી. દત્તપ્રભુનો તથા સ્વામી મહારાજનો જયજયકાર કરતા ભક્તો "દિગંબરા"ની ધૂન બોલાવતા ચાલતા હતા. સંગમના ઘાટ પર શ્રીનૃસિંહસરસ્વતી (દીક્ષિતસ્વામી) તથા બીજા સંન્યાસીઓએ સ્વામી મહારાજને વંદન કર્યાં. બધા ભક્તોએ પ્રાર્થના કરી કે "રામેશ્વરથી પાછા વહેલા પધારી સર્વ બાળ-ગોપાલને દર્શન આપવા કૃપા કરશો." પ્રાર્થના કરતાં કરતાં ભક્તોનો કંઠ ગદ્‌ગદ્ થઇ ગયો અને નેત્રોમાંથી પ્રેમાશ્રુઓ વહી રહ્યાં હતાં.

સ્વામી મહારાજે જણાવ્યું, "અમારું આવવું તમારા પર અવલંબે છે. તમે જેટલી ઉત્કટતાથી ભજન-ભક્તિ કરશો તેટલું વહેલું આવવાનું થશે." આમ આશ્વાસન આપીને સ્વામી મહારાજ નદીપાર થયા. બધા ભક્તો "એક વખત કૃપાદષ્ટિ અમારા પર થવા દો." એમ કહી સદ્‌ગુરુ વિરહને લીધે ખિન્ન હૃદયે રુદન કરી રહ્યા હતા. સ્વામી મહારાજને દત્ત આજ્ઞાનું પાલન કરવું હતું. આથી તેઓ આગળ નીકળી ગયા. ઘણા ભક્તો ત્યાંથી પાછા વળ્યા.

નૃસિંહવાડીથી નીકળતાં સાંજ થઇ ગઇ હતી. આથી સ્વામી મહારાજનો મુકામ તે દિવસે કુરુંદવાડના ઘાટ પર થયો. ત્યાં દત્તદર્શન કરી સ્વામી મહારાજ આસનસ્થ થયા. સાથે વાડીના દોઢસો-બસો ભક્તો હતા જ. કુરુંદવાડમાં સ્વામી મહારાજના આગમનની જાણ થતાં જ કુરુંદવાડના રાજા તથા ગ્રામસ્થ લોકો સ્વામી મહારાજનાં દર્શન કરવા ઘાટ પર આવ્યા. સ્વામી મહારાજે શ્રીનૃસિંહસરસ્વતી (દીક્ષિતસ્વામી)ને વાડીમાં પાછા જવા આજ્ઞા કરી અને પોતે સ્નાન કરવા સંગમ પર આવ્યા. હાજર ભક્તોની વિનંતીથી સ્વામી મહારાજે ભક્તો પર જળથી પ્રોક્ષણ કર્યું.



સાયંસંધ્યા કર્યા પછી સ્વામી મહારાજ ઘાટ પર આવેલા દત્ત મંદિરમાં આવ્યા અને બેઠક લીધી. ત્યાં નૃસિંહવાડીના ભક્તોએ નિત્ય ભજન કર્યું અને વાડી પાછા ગયા. છતાં પચાસેક ભક્તો ત્યાં જ રોકાયા. કુરુંદવાડના રાજા સ્વામી મહારાજનાં દર્શન કરવા વાડીમાં નિત્ય જતા હતા. દર્શન કરી દસ મિનિટ બેસી પાછા જતા. જે દિવસે સ્વામી મહારાજે વાડી છોડી તે દિવસે કુરુંદવાડના રાજા બાળાસાહેબ મીરજ ગયા હતા.

એક સવારને મીરજ મોકલી બાળાસાહેબને બોલાવી લેવામાં આવ્યા. તેમણે રાત્રે જ ઘાટ પર આવીને સ્વામી મહારાજનાં દર્શન કર્યાં અને કહ્યું, "આપનું પ્રયાણ આજે થવાનું છે તેની ખબર નહોતી. હું મીરજ ગયો તે અપરાધની ક્ષમા માગું છું." સ્વામી મહારાજે કહ્યું, તમારી હાજરી અહીં ન હોવાથી જ અહીં મુકામ થયો છે. બાળાસાહેબને ખૂબ જ આનંદ થયો કે તેમની ગેરહાજરી હોવા છતાં સ્વામી મહારાજે તેમનું રાજ્ય નિવાસ માટે યોગ્ય માન્યું.

બીજા દિવસે પણ ત્યાં જ ભિક્ષા લેવા બાળાસાહેબે સ્વામી મહારાજને વિનંતી કરી. સ્વામી મહારાજે વિનંતીનો સ્વીકાર કર્યો. તરત જ બીજા દિવસ માટે રસોઇની સામગ્રી ભેગી કરીને તેની તૈયારી શરૂ થઇ. વાડી તથા કુરુંદવાડના મોટા ભાગના ભક્તોને આમંત્રણ આપવામાં આવ્યું.

બાળાસાહેબ, દાજીસાહેબ તથા ભાઉસાહેબે જુદી જુદી રસોઇ કરીને સ્વામી મહારાજને ભિક્ષા આપી. (સંન્યાસીએ ત્રણ ઘરની માધુકરી માંગવી. તે માટે ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી હતી.) તે દિવસે હજારથી પંદરસો ભક્તોએ પ્રસાદ લીધો. શ્રીમંત બાળાસાહેબ સાથે સ્વામી મહારાજ જાતે જમવા બેઠેલા ભક્તોમાં ફરી આવ્યા. તે પછી તેઓ ભિક્ષા લેવા બેઠા. સાથે નૃસિંહસરસ્વતી અને બીજા ત્રણ-ચાર સંન્યાસીઓ હતા. મહાપ્રસાદનો તે પ્રસંગ ખરેખર ભવ્ય હતો.



ભિક્ષા પછી સ્વામી મહારાજ આગળ જવા નીકળ્યા. બાળાસાહેબની ઇચ્છા વાજતેગાજતે સ્વામી મહારાજને લઇ જવાની હતી. પરંતુ સ્વામી મહારાજને તે સ્વીકાર્ય ન હતું. સ્વામી મહારાજ તરત જ નીકળ્યા. બાળાસાહેબ પગે ચાલીને સ્વામી મહારાજ સાથે જતા હતા. કુરુંદવાડમાં પ્રથમ વિષ્ણુમંદિરમાં દર્શન કરી સ્વામી મહારાજ દત્તમંદિરમાં ગયા. શ્રીમંત બાળાસાહેબની વિનંતીથી સ્વામી મહારાજ રાજમહેલમાં પધાર્યા. રાજમહેલ તથા રાજાશ્રી બાળાસાહેબનું તે મહદ્ભાગ્ય કે સ્વામી મહારાજ જેવી દત્તાવતારી વિભૂતિની પદરજથી રાજમહેલ પવિત્ર થઇ ગયો.

સ્વામી મહારાજે કહ્યું, "આજ સુધી ઘણી રાજધાનીમાં જવાનું થયું હોવા છતાં રાજમહેલમાં જવું નહીં તથા રાજકીય ભિક્ષા સ્વીકારવી નહીં તેવા નિયમનું પાલન કર્યું હોવા છતાં અહીં બાળાસાહેબના પ્રેમને લીધે તે નિયમનો ભંગ કરવો પડ્યો."

ઉપર મુજબનું કથન સાંભળીને કુરંદવાડના રાજા બાળાસાહેબે ધન્યતા અનુભવી તથા લોકોને પણ તેમની સાચી ગુરુભક્તિની અને યોગ્યતાની ખબર પડી. રાજમહેલમાંથી સ્વામી મહારાજ ત્વરિત બહાર નીકળ્યા. તે પછી દેવીનાં દર્શન કરી ગામ બહાર પ્રસ્થાન કર્યું. અહીં સુધી રાજા તથા તેમના સેવકો સાથે હતા. ત્યાંથી જ સ્વામી મહારાજે બાળાસાહેબને પાછા ફરવા આજ્ઞા કરી. રાજાસાહેબે રસ્તામાં જ સ્વામી મહારાજને દંડવત્ પ્રણામ કર્યા. "આવી જ કૃપાદૃષ્ટિ અખંડ રાખજો" એમ પ્રાર્થના કરતાં રાજાસાહેબનો કંઠ ગદ્ગદ્ થઇને નેત્રોમાંથી ગંગાજમના વહી રહ્યાં.

સ્વામી મહારાજે કહ્યું "ગો-બ્રાહ્મણનું સંરક્ષણ કરવું તે રાજાનો ધર્મ છે. તેનું પાલન કરી શ્રીગણપતિની સેવા કરતા રહેજો, તમારું કલ્યાણ થશે."



આમ આશીર્વાદ આપી સ્વામી મહારાજ આગળ નીકળી ગયા. સ્વામી મહારાજની દિશામાં પ્રણામ કરી ભક્તો પોતપોતાના ઘરે પાછા વળ્યા.

## (૯) તેરવાડમાં આગમન :

કુરુંદવાડથી નીકળતાં સાંજ થઇ ગઇ. કુરુંદવાડથી નજીક જ દત્તપ્રભુની ફૂલની વાડી હતી. ત્યાં જ વાડીના બટુ પૂજારીનો બગીચો પણ હતો. સ્વામી મહારાજે રાત્રી મુકામ બટુ પૂજારીના બગીચામાં કર્યો. બીજા દિવસે ભિક્ષા પણ બગીચામાં કરી અને આગળ તેરવાડ ગામમાં ગયા. તેરવાડમાં સ્વામી મહારાજે દત્તભક્ત મુક્તેશ્વરના મંદિરમાં મુકામ કર્યો. મુક્તેશ્વરના વંશજ શ્રીબાળાબુવા તેરવાડકરે વિનંતી કરી અને ત્યાંથી આગળ સદલગા ગામે જવા નીકળ્યા.

દત્તભક્ત શ્રી મુક્તેશ્વર (સત્તરમી શતાબ્દી) એટલે મરાઠી સાહિત્યમાં કાલિદાસની ખ્યાતિ ધરાવતા મહાકવિ મુક્તેશ્વર. તે સંત એકનાથની દીકરીના દીકરા થાય. કુરુંદવાડથી બે માઇલ દૂર તેરવાડ ગામ આવ્યું છે અને નૃસિંહવાડીથી પાંચ માઇલ.

મુક્તેશ્વરના પિતાનું નામ ચિંતામણિ તથા માતાનું નામ ગંગા (ગોદાવરી ઉર્ફે લીલા). તેમનું ગોત્ર અત્રિ અને મૂળ નામ મુદ્‌ગલ. સોનારીના ભૈરવ અને કોલ્હાપુરની મહાલક્ષ્મી એ તેમનાં કુળદેવતા.

વ્યાસ-વાલ્મીકિની પ્રતિભાનો વારસો લઇ આવનાર મરાઠી સાહિત્યનો આ સુપુત્ર સેંકડો સાહિત્યરસિકોને પ્રિય છે. તેમણે રચેલ મરાઠી મહાભારત સર્વ વાચકોને મોહિત કરે છે. ઉત્તુંગ કલ્પનાશક્તિ, ભાવનાનો અવિરત પ્રવાહ અને



ભાષાના રમણીય વિલાસને લીધે તેમનાં કાવ્યો મોહક રહ્યાં છે. પ્રાચીન મરાઠી સાહિત્યના એકમાત્ર કલાકવિ તરીકે તેમનું અદ્વિતીય સ્થાન છે.

મુક્તેશ્વરે રચેલાં મહાભારતનાં પાંચ પર્વો વાંચ્યા પછી બાકીનાં પર્વો વાંચવા વાચકો ખૂબ જ ઉત્સુક હોય છે. માનવ સ્વભાવના અનેક પ્રકારનું તથા ઋતુચક્રના સૌંદર્યનું ચિત્રણ તેમણે ખૂબ જ સરસ રીતે કર્યું છે. એકનાથ જેમ દત્તોપાસક હતા તેવી જ રીતે તેમનો પૌત્ર (મુક્તેશ્વર) પણ દત્તભક્ત હતો. દત્તભક્તિની પ્રેરણા દાદા પાસેથી મળી કે નજીકનાં દત્તક્ષેત્ર નૃસિંહવાડીથી મળી તે ચોક્કસપણે કહી શકાય તેમ નથી.

મુક્તેશ્વરનું રામાયણ પણ પ્રસિદ્ધ થયું છે. રામાયણરચનાની પ્રેરણા તેમને નૃસિંહવાડીમાં મળી તેમ તેઓ જણાવે છે.

પવિત્ર સરિતા કૃષ્ણવેણિ | પંચગંગાસ્થાની નૃસિંહસરસ્વતી ચરણી | ગ્રંથ પ્રસાદ લાધલા| તે ચ જાણી દેવવાણી | ગ્રંથ પાવાવા પ્રતિષ્ઠાની | એકનાથા ચિયે સદની | વિસ્તારેલ બન સુખે |

મુક્તેશ્વરે બાંધેલ દત્તમંદિર તેરવાડમાં છે અને તેમાં તેમની પૂજામાં હતી તે દત્તપાદુકાઓ છે. દત્તાત્રેય એ તેમના સદ્‌ગુરુ અને ઉપાસ્ય દેવ છે. તેમના ગ્રંથોમાં ઠેર ઠેર દત્તભક્તિ જોવા મળે છે.

તેમના ગ્રંથોમાં આવતા ઉલ્લેખો પરથી એમ જણાય છે કે તેઓ દત્તાત્રેયના સોળ અવતારો પૈકી છઠ્ઠા અવતાર લીલા વિશ્વંભરના ઉપાસક હતા.

વિશ્વેશ લીલા વિશ્વંભરુ | દત્તાત્રેય જગદ્‌ગુરુ | તત્પ્રસાદે મુક્તેશ્વરુ | નિરોપી તે પરિસાવે ||

૩૩-૩૮ આદિપર્વ.

લીલા વિશ્વંભર ચિન્મૂર્તિ | દત્તાત્રેય જગદ્‌ગુરુ | જયાચેની નામેં મુક્તેશ્વરુ | અસંખ્ય કથામૂલે ભારતી |





## (૧૦) શિનોરમાં માધુકરી (ઇ.સ.૧૮૯૮) :

શિનોરમાં સ્વામી મહારાજ માધુકરી માટે જતા ત્યારે શ્રીપેંઢારકર તેઓશ્રીને દક્ષિણી બ્રાહ્મણોનાં ઘર બતાવતા. સાથે એક દેગડો પાણી ભરી જતા. સ્વામી મહારાજ તેની પાછળ જતા. દક્ષિણી બ્રાહ્મણના ઘરની સામેની ભૂમિ પેંઢારકર જળથી ધોતા. સ્વામી મહારાજ તે જમીન પર ઊભા રહી માધુકરી માંગતા. ત્રણ ઘેર માધુકરી માગતા. પાછા વળતાં માધુકરીની ઝોળી નર્મદાજળમાં ઝબોળતા. પછી મંદિરમાં આવતા. ત્યાં શ્રીપેંઢારકરનાં માતાએ ગાયના છાણથી લીંપેલી જગ્યા પર ઝોળી મૂકતા. માધુકરીના ત્રણ ભાગ કરી એક ભાગ નર્મદા માતાને, બીજો ભાગ ગાય માટે રાખી ત્રીજો ભાગ પોતે આરોગતા. જતાં કે આવતાં રજસ્વલા સ્ત્રી કે અંત્યજ દષ્ટિએ પડે કે સ્પર્શ થાય તો સમગ્ર માધુકરી નર્મદામાતાને અર્પણ કરતા. જો કે પાઠ-પ્રવચન રોજની જેમ થતાં.

શ્રીપેંઢારકરની સાત્ત્વિક વૃત્તિ જોઇને સ્વામી મહારાજે તેમને અનુષ્ઠાન માટે એક મંત્ર આપ્યો. શ્રદ્ધાથી અનુષ્ઠાન કરતાં તેમને સારી નોકરી મળી તથા તે જમાનામાં તેઓ મામલતદાર સુધી પહોંચ્યા. નોકરીમાં તેમના પર કોઇ ખોટો આરોપ આવ્યો હતો. પરંતુ સ્વામી મહારાજની કૃપાથી તેઓ સંકટમુકત થયા અને આજીવન તેમને પેન્શન મળ્યું. આમ સંતની થોડીઘણી પણ સેવા થાય તો તે મનુષ્યને ઐહિક તથા પારમાર્થિક ફાયદો કરાવી આપે છે.



## (૧૧) પ્રભાસપાટણ તથા સોરઠી સોમનાથમાં નિવાસ :

ગાંડાબુવાને તેમનાં માતા-પિતા પાસે મોકલી સ્વામી મહારાજ ગિરનાર પર્વત પર આવ્યા. દત્તપાદુકાનાં દર્શન કરી સોરઠી સોમનાથનાં દર્શન કરવા માઘ મહિનામાં પ્રભાસક્ષેત્રમાં આવ્યા. સોમનાથના પૂજારી શ્રીબાળંભટ્ટ ભોન્ડેના આગ્રહથી થોડા દિવસ સ્વામી મહારાજ પ્રભાસમાં રહ્યા.

પ્રભાસપાટણમાં દ્વિસાહસ્રી ગુરુચરિત્ર પર ટીકા લખવા સ્વામી મહારાજને આજ્ઞા થઇ. મૂળ પ્રત પોતાની પાસે ન હોવા છતાં એકથી નવ અધ્યાય સુધીની ટીકા પ્રભાસ પાટણમાં થઇ. તે વિશે સ્વામી મહારાજનો પત્ર નીચે પ્રમાણે છે.

“હાલમાં વિશેષ પાઠ આપવાના ન હોવાથી રોજ બે ઘટિકા ગુરુચરિત્ર પર ટીકા લખવામાં જાય છે. સ્તુતિ અને પ્રથમ ચાર અધ્યાય હાલમાં જ પૂરા થયા. સંસ્કૃતમાં ટીકા કરવાની લહેર જાગી છે. અત્યાર સુધી બારસો (લીટી) લખાઇ છે. આગળ કેટલું લખાશે તે કોણ જાણે. શ્રીદત્ત.”

સાવંતવાડીના રામભાઉ સબનીસના દીકરા શ્રીગજાનન બાપુ સબનીસ દ્વારકામાં મામલતદાર હતા. તેઓએ આવીને સ્વામી મહારાજનાં દર્શન કર્યાં. તેમની જનોઇ પૂર્વાશ્રમમાં સ્વામી મહારાજના શુભ હસ્તે થઇ હતી.

## (૧૨) ડાકોરમાં આગમન :

સિદ્ધપુરમાં દત્તજયંતીનો ઉત્સવ કર્યા પછી સ્વામી મહારાજ ડાકોરમાં આવ્યા. પોતે ડાકોરમાં આવવાના છે તે સમાચાર તેમણે શિનોરના



શ્રીરામચંદ્ર પ્રકાશકરને પત્ર દ્વારા જણાવ્યા હતા. આથી રામચંદ્ર પ્રકાશકર, તેમના બંધુ બાળકૃષ્ણ પ્રકાશકર તથા સ્વામી મહારાજ પાસે યોગશિક્ષણ લેનાર એક ગુજરાતી ભક્ત માગસર વદ બીજના દિવસે ડાકોર આવી પહોંચ્યા.

ડાકોરમાં ત્રણ દિવસ મુકામ કર્યા પછી પણ સ્વામી મહારાજનું ડાકોરમાં આગમન ન થયું. આથી ત્રણે ભક્તો પાછા જવાની તૈયારીમાં હતા. વદ પાંચમની સાંજે સ્વામી મહારાજનું આગમન થયું અને પાછા જવાની તૈયારી જોતાં તેઓ બોલ્યા કે જેમને પાછા જવું હોય તેમને મુલાકાત પછી જવાની છૂટ છે. પરંતુ તે દિવસે કોઇ ગયું નહીં.

સાયંસંધ્યા થયા પછી સ્વામી મહારાજે દ્વિસાહસ્રીની પોથી રામચંદ્રને વાંચવા આપી. તેના પરની ટીકા તથા ચૂર્ણિકા હાલમાં જ દ્વારકામાં થયેલી હતી. તે ગ્રંથમાં આવેલાં પદો રામચંદ્રને ગાવા કહ્યું. રામચંદ્રે પદો બોલતાં જ સ્વામી મહારાજે તેની વિકૃતિઓ જેવી કે જટા, ઘન, પંચસંધિ, માલા, રથક્રમ, દંડક્રમ ગાઇ બતાવી. બીજા દિવસે સવારે શૌચ, મુખમાર્જન થયા પછી રામચંદ્રને લઇને સ્વામી મહારાજ ગોમતી નદી પર આવ્યા. નદીમાં પાણી ઓછું હતું. સ્નાન કર્યા પછી પાછા મુકામે આવ્યા.

બીજા દિવસે સાંજે પાંચ વાગે વાતચીત ચાલુ હતી ત્યારે જ હાથમાં દંડકમંડલુ લઇને સ્વામી મહારાજ શ્રીગુરુદેવ દત્ત એમ બોલીને પ્રસ્થાન માટે ઊભા થયા. ભક્તોએ બે-ચાર દિવસ રોકાવા આગ્રહ કર્યો પરંતુ સ્વામી મહારાજે તે માટે ના પાડી. સ્વામી મહારાજ સાથે રામચંદ્ર પણ ચાલવા લાગ્યા. રામચંદ્રએ શિનોર આવવા પ્રાર્થના કરી. "શિનોરમાં એક વખત આવવું થયું છે." એમ સ્વામી મહારાજે જણાવ્યું. "તો પછી હું પણ તમારી સાથે પગપાળા આવું છું." એમ રામચંદ્રએ હઠ



પકડી. સ્વામી મહારાજે તેમને આગગાડીથી શિનોર જવા કહ્યું. નાછૂટકે રામચંદ્ર ટ્રેન દ્વારા વદ આઠમની સાંજે શિનોર પહોંચ્યા.

શિનોરના લોકોએ રામચંદ્રને જણાવ્યું કે તમે સ્વામી મહારાજને મળવા ડાકોર ગયા જ્યારે સ્વામી મહારાજ તો પરમ દિવસે સાંજે જ અહીં આવી ગયા. એટલે ડાકોરથી તે જ દિવસે સ્વામી મહારાજ શિનોર આવી ગયા હતા. રામચંદ્ર આશ્ચર્યચકિત થઇ ગયા. સ્વામી મહારાજ જો કે રામચંદ્ર સામે જોઇને કેવળ હસ્યા. સાયંસંધ્યા પછી રામચંદ્ર સ્વામીજીનાં દર્શને ગયા. આ સમયે સ્વામી મહારાજ ત્રણ મહિના શિનોરમાં રોકાયા હતા.

આ મુકામ વખતે રામચંદ્રને ઘણાં શાસ્ત્રો શીખવાની તક મળી. એક દિવસ સ્વામી મહારાજ બોલ્યા, "અત્યાર સુધીનો અભ્યાસ યાદ રાખીશ તો ભવિષ્યમાં ખૂબ ઉપયોગી થશે." રામચંદ્રને લાગ્યું કે સ્વામી મહારાજ હવે પ્રસ્થાન કરશે. રામચંદ્રએ પ્રાર્થના કરી કે તેઓ તેમને તેમની સાથે લઇ જાય. સ્વામી મહારાજે કહ્યું, "ફરી મુલાકાત થશે અને છેલ્લે સુધી સંગાથ મળશે." આમ ગરુડેશ્વરમાં છેલ્લી મુલાકાત થઇ અને સમાધિકાળ સુધી રામચંદ્ર સાથે રહ્યા. અહીંથી સ્વામી મહારાજ ચિખલદા ગયા અને ત્યાં ઇ.સ.૧૯૦૦નો ચાતુર્માસ કર્યો.

## (૧૩) સિદ્ધપુરમાં આગમન (ઇ.સ.૧૮૯૯) :

સ્વામી મહારાજે દ્વારકાથી નીકળી રાજકોટમાં મુકામ કર્યો અને ત્યાં જ તેઓશ્રીએ ગાંડા મહારાજને મળવા બોલાવ્યા હતા. ગાંડા મહારાજને સ્વામી મહારાજે માતા-પિતાની ક્ષમા માંગી નિવૃત્તિના માર્ગે અગ્રેસર થવા પરવાનગી લેવા મોકલ્યા હતા. ગાંડા મહારાજે સ્વામી મહારાજને જણાવ્યું કે માતા-પિતાએ



ત્રણ શરતો ઉપર તેમને પરવાનગી આપી છે. (૧) માતા-પિતાના મૃત્યુ વખતે તેમણે હાજર રહેવું. (૨) તેમનું ઔર્ધ્વદૈહિક કૃત્ય પાર પાડવું તથા (૩) તેમની દીકરી (એટલે કે ગાંડા મહારાજની બહેન)નું લગ્ન કરાવવું. સ્વામી મહારાજે જણાવ્યું કે કાંઇ વાંધો નથી, શ્રદ્ધા પ્રમાણે કાર્ય સિદ્ધ થશે.

રાજકોટથી નીકળી સ્વામી મહારાજ વઢવાણ, વિરમગામ થઇ સિદ્ધપુરમાં આવ્યા. સાથે ગાંડાબુવા હતા જ. સિદ્ધપુરમાં સરસ્વતી નદીની સ્તુતિ કરીને હાટકેશ્વરના મંદિરમાં મુકામ કર્યો. અહીં ત્રણ મહિના મુકામ થયો. અહીં દત્તજયંતીનો મોટો ઉત્સવ થયો. ગીતા ઉપર રોજ પ્રવચનો થતાં. પાટણથી બંબમહાદેવ સરસ્વતી નામના સંન્યાસી રુદ્રભાષ્ય સમજવા સ્વામી મહારાજ પાસે ખાસ આવ્યા. સ્વામી મહારાજે તેમને રુદ્રભાષ્ય સાથે થોડું ઘણું વેદાંત પણ સમજાવ્યું. કર્ણાટકના બ્રહ્મચારીને સંગ્રહણી-રોગ થયો હતો. તે જીવનના અંતિમ શ્વાસ લઇ રહ્યો હતો. તેની સંભાળ લેનાર કોઇ ન હોવાથી ગાંડા મહારાજને આ કામ સોંપ્યું તથા તેમણે તે કામ અંતઃકરણથી નિભાવ્યું.

સિદ્ધપુરમાં જ કૃષ્ણભટ્ટ વૈજાપુરકર નામના એક બ્રાહ્મણ ગૃહસ્થ શ્રીરણછોડજીના પૂજારી હતા. તેમને ગાંજાનું વ્યસન એવું લાગ્યું કે તેઓ હંમેશાં તેના નશામાં જ રહેતા હતા. તેની પત્નીને આથી ચિંતા થવા લાગી અને તે સ્ત્રી પતિને બચાવવા સ્વામી મહારાજના શરણે ગઇ. સ્વામી મહારાજને કરુણા ઊપજી અને તેમણે ગળામાં બાંધવા એક માદળિયું આપ્યું તથા સેવન કરવા ઔષધિ પણ આપી. સ્વામી મહારાજના કહેવાથી શ્રીવૈજાપુરકરે માદળિયું ગળામાં બાંધ્યું તથા દવા લીધી.

એક દિવસ તે સ્વામી મહારાજનાં દર્શને આવ્યો. સ્વામી મહારાજે "હવે કેમ છે?" એમ પૂછપરછ કરી. શ્રીવૈજાપુરકર ખૂબ જ લજ્જિત થયો અને



સ્વામી મહારાજનાં ચરણ પકડી બોલ્યો, "આપની કૃપાથી હું તે દુ:સંગતિમાંથી છૂટ્યો છું. હવે મારા પર કૃપા કરો અને કોઇ સેવા માટે આજ્ઞા કરો." સ્વામી મહારાજે તેમને મંત્રોપદેશ કર્યો અને આમ તેઓ એકનિષ્ઠ ભકત થયા. દર વર્ષે સ્વામી મહારાજ જ્યાં પણ હોય ત્યાં જઇને દર્શન કરવાનો તેમનો નિયમ હતો. તેમણે સ્વામી મહારાજનાં છેલ્લાં દર્શન મુકત્યાલામાં કર્યાં.

ગુરુકૃપાથી તેઓ મોટા અધિકારી પુરુષ થયા અને જીવનની અંતિમ ક્ષણોમાં તેમણે આતુર સંન્યાસ લીધો. જીવનના અંતિમ શ્વાસ ચાલતા હતા ત્યારે તેમણે ઘરનાં સભ્યોને જણાવ્યું કે મને હવે સારું લાગે છે. તમે બધા ભોજન કરી લો. બધા લોકો જમવા માટે જતા રહ્યા એટલે તેઓ રણછોડજીની મૂર્તિ સામે જઇને બેઠા. સ્વામી મહારાજનું ધ્યાન કર્યું અને પ્રણવોચ્ચાર કરીને દેહત્યાગ કર્યો. સ્વામી મહારાજની કૃપાથી તેમને ઉત્તમ ગતિ મળી.

માણસે કદી વ્યસનનું સેવન ન કરવું. માનવજીવનનો વિકાસ કરવો હોય, માનવમાંથી મહામાનવ બનવું હોય તો વ્યસનની ગુલામી બિલકુલ ન ચાલે. વ્યસન હોય તો તેને છોડવા અવશ્ય પ્રયત્ન કરવો. વ્યસનના ઘેનમાં મરવું તે કરતાં વ્યસન ન કરવાથી મૃત્યુ આવે તે ઇચ્છનીય છે. અફીણ-ગાંજો-ચરસનું વ્યસન એકદમ છોડવાથી મૃત્યુ જેવો જ ત્રાસ થાય છે. તેના અનુસંધાનમાં વ્યસન કરવા કરતાં મૃત્યુ ઇચ્છનીય છે તેમ જણાવ્યું છે.

## (૧૪) સદ્‌ગુરુને સૂચન કે નિર્દેશ કરી શકાય? :

પવનીમાં ચાતુર્માસ પછી સ્વામી મહારાજ બોરીગાંવ થઇને ગોદાવરીના કિનારે જવાના હતા. ગાંડાબુવા પણ સાથે હતા. ગાંડાબુવાએ પ્રસ્તાવ મૂક્યો કે માહુરગઢ થઇને જઇએ તો દત્તદર્શનનો લાભ થશે. જો કે આ માટે સ્વામી મહારાજે



તેમને પૂછ્યું ન હતું. પૂછ્યા વગર ગુરુને સૂચન કરવું એ એક અપરાધ છે. સ્વયં સ્વામી મહારાજને ખબર નહીં હોય કે માહુરગઢમાં દત્તમહારાજનો નિવાસ હોય છે?

સ્વામી મહારાજ શરભંગ ઋષિના આશ્રમે દર્શન કરી ઉનકેશ્વર થઇને માહુરગઢ આવ્યા. સ્વામી મહારાજ તથા બીજા ભક્તો ગઢ ઉપર જઇને અત્રિ ઋષિ, અનસૂયા માતા, શ્રીરેણુકાદેવી તથા દત્ત ભગવાનનાં દર્શન કરી આવ્યા. ગાંડાબુવા બીમાર પડ્યા અને ગઢ ચઢી શક્યા નહીં તથા દત્તદર્શનથી વંચિત રહ્યા. "દત્તદર્શનનો લાભ મળશે" એવું કહેનારા ગાંડા મહારાજ પોતે જ તે લાભથી વંચિત રહ્યા.

## (૧૫) સારંગપુરમાં દત્તમૂર્તિની લીલા :

સારંગપુરમાં સ્વામી મહારાજનો મુકામ હતો. સ્વામી મહારાજ પાસે બે દત્તમૂર્તિ હતી. એક કાગલગામથી મળેલી મૂર્તિ તથા બીજી એક દત્તમૂર્તિ પ્રવાસ માટે પણ હતી. સારંગપુરના રહેવાસી ગોવિંદરાવે આ બે મૂર્તિ પૈકી એક મૂર્તિની (મોટી મૂર્તિની) માગણી કરી. સ્વામી મહારાજે તેને કહ્યું કે આ બે પૈકી કોઇ પણ મૂર્તિ તમારા કામની નથી. તે મૂર્તિની ક્યાંક સ્થાપના કરવી એમ સ્વામી મહારાજના મનમાં હતું. પરંતુ દત્ત ભગવાને તેમને જણાવ્યું હતું કે તેમ કરશો નહીં. "આ મૂર્તિ જ્યાં જશે ત્યાં તે ઘરનો કે ગામનો નાશ કરશે. આથી આ મૂર્તિને કોઇ લેતું નથી તથા હું આપતો નથી."

આપણને આશ્ચર્ય થાય છે કે ભગવાનની મૂર્તિ આવું દુ:ખદ પરિણામ લાવી શકે? કોક સમયે સ્વામી મહારાજે જ તેનો ખુલાસો કર્યો હતો. તેઓશ્રીએ જણાવેલું કે તેમના જેટલી પવિત્રતા તથા નિ:સ્પૃહતાથી કોઇપણ સેવા કરી ન શકે. આથી તે મૂર્તિનો તેવો પ્રભાવ હોઇ શકે.



પરંતુ ગોવિંદરાવ તો સ્વામી મહારાજની આજ્ઞાનો ભંગ કરીને મોટી મૂર્તિ લઈ ગયો અને એક મંદિરમાં પધરાવીને સેવા પૂજા કરવા લાગ્યો. થોડા જ દિવસોમાં તેનો એકનો એક દીકરો કારણ વગર મૃત્યુ પામ્યો. તે પછી ગોવિંદરાવ પોતે પણ બીમાર પડ્યો. દત્તમૂર્તિ ગોવિંદરાવના સ્વપ્નામાં આવીને કહેવા લાગી, "મને બઢવાઈના શ્રી વાસુદેવ-દત્ત મંદિરમાં મૂકી આવ."

બઢવાઈના દત્તમંદિરના પૂજારી લક્ષ્મણબુવા બ્રહ્મચારીને પણ દત્ત ભગવાને દૃષ્ટાંત આપ્યું. આથી લક્ષ્મણબુવા પોતે સારંગપુર ગયા અને પોતાની સાથે દત્તમૂર્તિ લઈ આવ્યા. આમ દેવનું દેવત્વ મૂર્તિને લીધે છે કે ભક્તની વિશુદ્ધ ભક્તિને લીધે? સંકટહરણ માટે લોકો મંદિરમાં દોડે છે જ્યારે આ મૂર્તિ જ્યાં જાય ત્યાં તે ઘરનો કે ગામનો નાશ કરે તે સમજવું અઘરું છે. સત્ય હકીકત તો એ છે કે સંતો કહે તે વચનોમાં શ્રદ્ધા રાખવી. સંતો કહે (ભક્તોને) તેમ કરવું, પરંતુ સંતો કરે (મૂર્તિપૂજા) તેમ કરવાનો મોહ ન રાખવો. ગોવિંદરાવે સ્વામી મહારાજનું કહ્યું માન્યું હોત તો તેના આવા બેહાલ ન થયા હોત.

## (૧૬) પવનીમાં કેસરપૂજા :

પવનીમાં સ્વામી મહારાજનો ચાતુર્માસ હતો. એક દિવસ ગાંડાબુવાએ સ્વામી મહારાજની કેસરપૂજા કરી. ગાંડાબુવાએ સ્વામી મહારાજની ઘણી સેવા કરી છે. ખૂબ જ નજીકથી સેવા કરવાનો તેમને લાભ મળ્યો છે. તેમ છતાં ગુરુ પ્રત્યે તેઓ સર્વોચ્ચ માન ધરાવતા. ગાંડાબુવા દ્વારા સંપન્ન થયેલી કેસરપૂજા જોઈને એક બીજાભક્ત શ્રીથત્તેએ પણ સ્વામી મહારાજની કેસરપૂજા કરી. તેઓએ ભક્તિપૂર્વક કેસરપૂજા કરી. આમ દરેક ભક્ત અલગ અલગ ગુરુપૂજન કરે તો સ્વામી મહારાજના



નિત્યક્રમમાં વિક્ષેપ પડે. આથી ગાંડાબુવા (ગાંડા મહારાજ) શ્રી થટ્ટેને ઊંચા સાદે ઘણું બોલ્યા.

શ્રીથટ્ટેને ઘણું માઠું લાગ્યું. પરંતુ તેઓ કોને કહે? તે રાત્રે સ્વામી મહારાજ ગાંડાબુવાને સ્વપ્નમાં આવીને વઢ્યા. તેઓશ્રીએ ઊંચા અવાજે કહ્યું, હવે જો કોઈને ઊંચા અવાજે વઢીશ તો ખબરદાર ! ભક્તોની ભાવના તો જો ! તેઓશ્રીએ ગાંડાબુવાને ગાલમાં તમાચા પણ માર્યા. પરિણામે ગાંડાબુવાનો ગાલ સૂજી ગયો હતો. સવારે ગાંડાબુવાને તેની ખબર પડી.

સ્વામી મહારાજનાં માસી દુર્ગામાસીનો મુકામ પણ ત્યાં જ હતો. દુર્ગામાસીએ તેમને જણાવ્યું કે તેઓ સ્વામી મહારાજની સાચા હૃદયે માફી માગે. ગાંડા મહારાજે તે પ્રમાણે સ્વામી મહારાજની માફી માંગતા જ ગાંડા મહારાજનો ગાલ પૂર્વવત્ થયો.

આ પ્રસંગ પરથી આપણને ખબર પડે છે કે સંત પુરુષની સેવા કરવાનો હક ફક્ત ગણ્યાગાંઠ્યા આગળ પડતા ભક્તો પૂરતો જ સીમિત નથી. તદ્ઉપરાંત બીજા ભક્તને સેવા કે પૂજા કરતાં રોકવું તે એક અપરાધ છે. કોઈ ભક્તની લાગણી ઘવાય તો ઈશ્વર (દેવ)ની પણ લાગણી ઘવાય અને તે અપરાધીને યોગ્ય શિક્ષા કરે છે.

## (૧૭) બઢવાઈનો ચાતુર્માસ (ઈ.સ.૧૯૦૦) :

ઇંદોર સંસ્થાનનું ગામ બઢવાઈ નર્મદાકિનારા પર આવેલું છે. અહીં ખેડેઘાટમાં ઈ.સ.૧૯૦૦માં ધર્મશાળા નજીક એક ઝૂંપડીમાં સ્વામી મહારાજ રહ્યા. ઝૂંપડી ગામથી બે માઈલ દૂર હતી. આ સ્થળ નર્મદાકિનારે એકાંતમાં હતું.



જનસમુદાયની ઉપાધિ ન થાય તે માટે એકાંતમાં સ્થળ પસંદ કર્યું પરંતુ અહીં પણ લોકો ભેગા થયા. "હવે ક્યાં જવું?" એમ ભગવાનને પ્રશ્ન કરતાં ભગવાને કહ્યું, "તું જ્યાં પણ જઈશ ત્યાં લોકો આવશે જ, આથી ગામ નજીક નિવાસ કરવો."

બઢવાઈમાં ચાતુર્માસ નક્કી થતાં દૂરદૂરથી ભક્તો, વિદ્વાનો દર્શન માટે આવવા લાગ્યા. ઈંદોરથી સખારામ શાસ્ત્રી ટીલ્લુ, હિંગોલીથી હણમંત શાસ્ત્રી, ગુજરાતમાંથી ગાંડાબુવા, પૂર્વાશ્રમના બંધુ સીતારામ મહારાજ, નરસોબાવાડીમાંથી નંદગાંવકર ઈત્યાદિ ભક્તો ત્યાં એકત્ર થયા.

## (૧૮) દિનચર્યા :

સ્વામી મહારાજની દિનચર્યા આ પ્રમાણે હતી. વહેલી સવારે ઊઠીને યોગ શીખવા આવનાર અભ્યાસુને આસન અને પ્રાણાયામ શીખવતા. તે પછી સ્નાન, અનુષ્ઠાન. તે પછી વેદાંત કેસરી, પંચીકરણ, માંડુક્યોપનિષદનો પાઠ. પછી ભક્તો સ્વામી મહારાજની પૂજા કરતા. તે પછી મધ્યાહ્ન સ્નાન અને આહ્નિક કરીને ભિક્ષા થતી. આ ચાતુર્માસમાં ફક્ત સત્તૂનો લોટ, છાશ અને ફળ લેતા. અનાજ લેતા નહીં. વળી સત્તૂના પણ ત્રણ જ કોળિયા લેતા. એક ભક્ત ગામમાંથી નિત્ય સત્તૂનો લોટ અને છાશ નિષ્ઠાપૂર્વક લઈ આવતો.

ભક્તોની રસોઈ થાય પછી ભોજન થાય ત્યાં સુધી સ્વામી મહારાજ ત્યાં હાજર રહેતા. એક કલાક વિશ્રાંતિ અને પછી ફરી પાઠ ચાલતા. પત્રોત્તરો પણ આ સમય દરમ્યાન લખાતા. પુરાણકથન પણ ત્યારે જ થતું. કોઈ પ્રશ્ન પૂછે તો જવાબ પણ આ સમયે જ આપતા. દર્શનાર્થીઓની મોટી કતાર લાગેલી રહેતી.



દર્શનાર્થીઓએ લાવેલાં ફળો બપોરે ભક્તોને આપવામાં આવતાં. ધર્મશાળામાં બસો ભક્તો હતા. તેમની મહાપ્રસાદની વ્યવસ્થા ત્યાં જ હતી.

ભિક્ષાપૂર્વે સમય હોય તો સ્વામી મહારાજ ધ્યાનસ્થ બેસતા. ભક્તોને ઔષધ, બાધાનિવારણ માટે મંત્ર, સંતતિ, સંપત્તિ ઉપર ઉપાય, મંત્ર, યંત્ર, વ્રત, પ્રદક્ષિણા ઈત્યાદિ ઉપાય કહેતાં સાંજ થઈ જતી. સાયં સંધ્યા પછી ભગવદ્ ભજન મધ્યરાત્રી સુધી ચાલતું. તે પછી પ્રસાદનું વિતરણ થતું.

અહીંના પેન્શનર પોસ્ટમાસ્તર ત્ર્યંબકરાવના મોઢામાંથી લોહી પડતું હતું. તેમને ઉપાય કહીને તેમનું દુઃખ દૂર કર્યું. ઇંદોરનાં મહારાણી એક વખત દર્શન કરવા આવ્યાં. સેવક દ્વારા તેમણે કહેવડાવ્યું કે તેઓ દર્શન કરવા આવે ત્યારે બીજા કોઈની હાજરી ન જોઈએ. સ્વામી મહારાજે સેવકને જણાવ્યું કે અહીં ભક્તો તો હાજર રહેશે જ. કોઈને જવા માટે કહી ન શકાય. તે સિવાય પણ એક સંન્યાસીએ કોઈપણ સ્ત્રી સાથે એકાંતમાં હોવું યોગ્ય નથી જ. છેવટે બીજા ભક્તોની હાજરીમાં મહારાણીએ દર્શન કર્યાં.

પૂનમને દિવસે ત્યાંના તહસીલદારની પ્રાર્થનાથી તેમના ઘરે ભિક્ષા લીધી. બે મહિનામાં અનેક શ્રીમંતોએ સમારાધના કરી. પકવાન્નો ખાઈને લોકો કંટાળી ગયા. પૂનમના દિવસે સીમોલ્લંઘન માટે બધા ભક્તો સાથે સામે કિનારે જઈ આવ્યા. ચાર નૌકાઓ હાર, પતાકાથી શણગારી હતી. સુગંધી ધૂપથી વાતાવરણ પવિત્ર કર્યું હતું. દીપ પણ પ્રગટાવ્યા હતા. એક નૌકામાં સ્વામીજી તથા થોડા ભક્તો બેઠા હતા. બીજી ત્રણ નૌકાઓમાં ભક્તો બેઠા હતા.

નૌકા ચાલુ થતાં જ સ્વામી મહારાજના નામનો જયજયકાર કરવામાં આવ્યો. ભજન ધૂન શરૂ થયાં. આમ અતિ આનંદમાં બધી નૌકાઓ સામે કિનારે



પહોંચી. સામે કિનારે સનાવદ ગામે સ્વામી મહારાજ પહોંચ્યા. નૃસિંહવાડીથી આવેલા ભકતોને સ્વામી મહારાજે રેલવેથી આગળ પ્રસ્થાન કરવા જણાવ્યું. નાના શાસ્ત્રીને બ્રહ્માવર્ત જવાનું કહ્યું. તેઓ શાંતિથી દોઢેક મહિના પછી બ્રહ્માવર્ત પહોંચ્યા. ત્યાં પહોંચીને તેમને મહામારી થઇ તેમાં જ તેમનું દેહાવસાન થયું. નરુ અણ્ણાને પગપાળા સ્વામીજી સાથે આવવું હતું. સ્વામી મહારાજે જણાવ્યું કે તેઓ પણ રેલવેથી પ્રવાસ કરે. એટલે તેઓ મહાલય શ્રાદ્ધ માટે નાશિક ગયા. ત્યાં તેમને સખત તાવ આવ્યો. ત્યાં જ તેમને આતુર સંન્યાસ આપવામાં આવ્યો. ત્યાંથી વાડી જઇને ચાર પાંચ દિવસમાં જ તેઓ સમાધિસ્થ થયા. આમ સ્વામી મહારાજે ઘણા ભકતોનાં રોગ, મૃત્યુ ભગવાનને પ્રાર્થના કરીને રોકી રાખ્યાં હતાં. પોતાને ઘરે ગયા પછી તેઓ મૃત્યુને શરણ થયા.

સનાવદ ગામમાં સીતારામબુવાના પિતાની શ્રાદ્ધતિથિ હતી. સ્વામી મહારાજે ખાસ કહ્યું કે આજે વરસાદ પડશે માટે ગામમાં રસોઇ કરજો. ગાંડાબુવા પણ સાથે જ હતા. ગાંડાબુવાએ દલીલ કરી કે વરસાદનાં કોઇ ચિહ્નો નથી. આથી તેમણે ઘાટ પર જ રસોઇ બનાવી. શ્રાદ્ધ વિધિ પૂરી થઇ ના થઇ ત્યાં જ વરસાદ શરૂ થયો. ગાંડાબુવાને પશ્ચાત્તાપ થયો. તેમણે સ્વામી મહારાજની ક્ષમા માંગી. સ્વામી મહારાજે પણ ઉદાર હાથે માફી આપી. કારણ કે પ્રસંગ પણ તેમના પૂર્વાશ્રમના પિતાજીનો હતો. આવો નિ:સ્વાર્થ પિતૃયજ્ઞ અને તેમાં પણ સંતનું સાંનિધ્ય એટલે કર્મની સફળતારૂપે ઇશ્વરી પાવતી એટલે વરસાદ અવશ્ય આવે જ ! ગાંડા મહારાજે માફી માગતાં વરસાદ થોભ્યો અને બધાનું ભોજન થયા પછી વરસ્યો.

સ્વામી મહારાજે તે જ દિવસે ત્યાંથી પ્રસ્થાન કર્યું. પિતૃતિથિ હોવાથી સીતારામબુવાએ બીજે દિવસે પ્રસ્થાન કર્યું.



## (૧૯) ચિખલદામાં નિવાસ :

સ્વામી મહારાજનો ચિખલદામાં સૌ પ્રથમ મુકામ ઈ.સ.૧૮૯૮ (સંવત ૧૯૫૪)માં થયો. ચિખલદા એ હોળકરના રાજ્યાંતર્ગત નર્મદાના ઉત્તર કિનારે આવેલું ગામ છે. પ્રથમ અહીં મહાલની કચેરીઓ હતી. ઈ.સ.૧૯૦૬માં તે બધી કચેરીઓનું સ્થળાંતર નિસરપુર ગામે થયું. ત્યારથી અહીંની વસ્તી ઓછી થઇ. લોકવસ્તી ઓછી હોવા છતાં સ્વામી મહારાજના નિવાસને લીધે અહીં ભારતભરમાંથી વિદ્વાનો, પંડિતો, શ્રીમંતો, ગરીબ ભક્તો, જિજ્ઞાસુઓનું આગમન થતું અને ઘણા જ ભક્તો સમાધાન પામી પાછા જતા.

સંવત ૧૯૫૯ના અધિક અષાઢમાં સ્વામી મહારાજ ચિખલદા પધાર્યા. માહ મહિનાના શુકલપક્ષ સુધી સ્વામી મહારાજ રોકાયા. અહીં એકંદર ૯ મહિના રોકાયા. આ સમય દરમ્યાન ભક્તોની સેવા માટે ઈંધન વગેરે ત્રણ માઈલ દૂર આવેલ બઢવાણી સંસ્થાનના રાજા તરફથી તથા પશ્ચિમમાં બાવીસ માઈલ દૂર આવેલા ડહી સંસ્થાન તરફથી પૂરું પાડવામાં આવ્યું.

આ પહેલાં મહાલ કચેરીઓ હતી ત્યારે સંવત ૧૯૫૪માં આસો કૃષ્ણ પક્ષમાં સ્વામી મહારાજ પધાર્યા હતા. પ્રથમ ગોપાળકૃષ્ણ મંદિરમાં નિવાસ હતો. પછી સગવડતાને લીધે મુકામ હનુમાનજીના મંદિર પાસે આવેલ ઓરડીમાં રહ્યો. ચૈત્ર સુદ ૧૦ સુધી લગભગ પાંચ મહિના અહીં મુકામ રહ્યો. અહીંથી પ્રયાણ કરીને ગુજરાતમાં તિલકવાડા, સિદ્ધપુર, દ્વારકા ઈત્યાદિ સ્થળોને પાવન કરવા લગભગ સવા બે વર્ષ તેઓએ ગુજરાતમાં ગાળ્યાં.



ફરી એક વાર સંવત ૧૯૫૭ (ઇ.સ.૧૯૦૧)ના જેઠ મહિનાની અમાસના રોજ શ્રીનીલકંઠેશ્વર મહાદેવની ધર્મશાળા હતી ત્યાં તેઓશ્રીનો મુકામ આસો વદ ૧૨ સુધી રહ્યો. સંવત ૧૯૫૪ (ઇ.સ.૧૮૯૮)માં પ્રથમ આગમન વખતે દિવાળીના દિવસોમાં દત્તમૂર્તિએ અભ્યંગ સ્નાન માટે હઠ લીધી હતી. આ મૂર્તિ અંગુષ્ઠ માત્ર આકારની એકમુખી તથા દ્વિભુજ હતી. આ મૂર્તિને પાછળથી બ્રહ્માવર્તમાં શ્રીવ્યંકટૈયા લઇ ગયા તેની હકીકત બીજા પ્રકરણમાં આવી છે. અભ્યંગ સ્નાનની લીલા વખતે ત્યાંના શ્રીબાળાભાઉ વૈદ્ય હાજર હતા. એમની હસ્તલિખિત પુસ્તિકા (ઇ.સ.૧૯૩૮) પરથી આ હકીકતની જાણ થઇ છે.

નર્મદાના ઉત્તર કિનારે કોટેશ્વર નામનું સ્થળ છે. ત્યાં વ્યંકટબુવા નામે સાધક રહેતા હતા. તેમણે ચિખલદા આવીને સ્વામી મહારાજ પાસે યોગજિજ્ઞાસા પ્રગટ કરી. સ્વામી મહારાજ કશું બોલ્યા નહીં. આથી શ્રીવ્યંકટબુવાએ અન્નપાણી ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. ત્યારે સ્વામી મહારાજે તેમને યોગદીક્ષા માટે સંમતિ આપી.

સંવત ૧૯૫૪માં માઘમાહાત્મ્ય ગ્રંથની સ્વામી મહારાજે રચના કરી. તે ગ્રંથ શ્રીબાળાભાઉ વૈદ્યને સ્વામી મહારાજે પ્રસાદરૂપે આપ્યો. દત્તપુરાણની મૂળ કોપી ઘણા નાના અક્ષરે લખાયેલી અને ચશ્મા લગાવીને પણ વાંચવી અઘરી એવી તે પ્રત પ્રસાદરૂપે મેળવવા શ્રીબાળાભાઉ વૈદ્ય ભાગ્યશાળી થયા. આ સમય દરમ્યાન સાગરનિવાસી ભૈયાશાસ્ત્રી ચિખલદા આવીને રહ્યા હતા. તેઓ સ્વામી મહારાજ પાસે ‘વેદાંતકેસરી’ ગ્રંથ સમજવા આવ્યા હતા. તેમણે સ્વામી મહારાજને પ્રશ્ન કર્યો કે “સંસ્કૃતમાં શ્લોક બનાવવાની આપની કેટલી ઝડપ છે?” સ્વામી મહારાજે સ્વમુખે જણાવેલું કે બે માણસોને શ્લોક લખવા બેસાડો અને એક પછી એક શ્લોક બનાવું તો તે બંને લખનાર થાકી જશે પરંતુ મારી ઝડપથી લખી નહીં શકે.



"આપે કેટલાં વર્ષ સંસ્કૃતનો અભ્યાસ કર્યો?" એમ સ્વામી મહારાજને પૂછતાં તેઓશ્રીએ જણાવ્યું કે બે-અઢી વર્ષમાં દશ ગ્રંથોનું અધ્યયન પૂર્ણ કર્યું. રઘુવંશના બીજા સર્ગના સાત શ્લોક સુધી ગુરુજી પાસે અધ્યયન કર્યું. તે પછી કોઇ સ્વજનનાં મરણ-અશૌચ નિમિત્તે કોઈ પ્રવૃત્તિ ન હોવાથી અમરકોશ જોયો. બસ આટલું જ સંસ્કૃત અધ્યયન. વેદશિક્ષણ અંગે પણ તેઓશ્રીએ જણાવ્યું કે વેદઅધ્યયન સમયે સ્વયંભુ વેદનો અર્થ સમજાતો ન હતો. હવે વેદ શબ્દ સંભળાય કે તરત જ તેનો અર્થ સમજાય છે. દસમા વર્ષે એક યજમાનના મૃત્યુ અંગે ગરુડપુરાણ કથન કરવાનું તેમના શિરે આવ્યું અને અર્થ સાથે તેમણે તે (દસમા વર્ષે) કથન કર્યું ! આ જ રીતે અગિયારમે વરસે એક યજમાનકન્યાના લગ્નમાં તેઓએ પુરોહિતપણું શોભાવીને કોઈપણ ભૂલ વગર વિદ્વાન પંડિતો સામે વિવાહસંસ્કાર સંપન્ન કરાવ્યો.

## (૨૦) બાળાભાઉ વૈદ્યનું યોગશિક્ષણ :

સ્વામી મહારાજ જ્યારે બ્રહ્માવર્તમાં હતા ત્યારે એક સંન્યાસીએ સ્વામી મહારાજ પાસે યોગશિક્ષણ લીધું હતું. તે સંન્યાસી ચિખલદા આવ્યા હતા. તેમની પાસેથી શ્રીબાળાભાઉ ધૌતીની ક્રિયા શીખ્યા હતા. દરમ્યાન સ્વામી મહારાજ ત્યાં પધાર્યા એટલે શ્રીબાળાભાઉએ એકાંતમાં સ્વામી મહારાજને યોગશિક્ષા માટે પ્રાર્થના કરી. સ્વામી મહારાજે પૂછ્યું, "યોગ એટલે શું?" શ્રીબાળાસાહેબે વિનમ્રભાવે જણાવ્યુ કે જે વૃદ્ધ સ્વામીને આપે બ્રહ્માવર્તમાં યોગપારંગત કર્યા હતા તે સ્વામી પાસેથી મેં ધૌતીની ક્રિયા શીખી છે. હવે મારે નેતિ, બસ્તી, નૌલી તથા ઈતર યોગક્રિયાઓ શીખવી છે. મારે કુટુંબનો કોઇ પાશ રહેતો નથી.



ઇંદોરમાં વિદ્યાભ્યાસસમયે મને એક મહાત્મા (શ્રીગોંદવલેકર મહારાજ) મળ્યા. તે મહાત્માએ મને જણાવ્યું કે "થોડા દિવસો પછી તને એક અલૌકિક અને અદ્વિતીય સંન્યાસીની મુલાકાત થશે. તેમના દ્વારા ધ્યાન આદિ વિષયોની માહિતી મળશે." શ્રીબાળાભાઉની વિનંતીનો સ્વામી મહારાજે સ્વીકાર કર્યો અને હઠયોગપ્રદીપિકા નામનો ગ્રંથ મંગાવી, તેનું નિત્ય વાંચન કરી તેઓશ્રી સામે શ્રીબાળાભાઉનો ત્રિકાળ યોગ અભ્યાસ શરૂ થયો.

શ્રીબાળાભાઉ ત્યાં સરકારી વૈદ્ય હતા. આથી ત્રિકાળ યોગસાધના માટે તેમને સમય અનુકૂળ હતો. તેમણે ગંગાધરને પણ યૌગિક મુદ્રા શીખવવા માટે સ્વામી મહારાજને વિનંતી કરી. સ્વામી મહારાજે જણાવ્યું કે તે એક યોગભ્રષ્ટ આત્મા છે. ઘણું પ્રારબ્ધ તેને ભોગવવાનું બાકી છે આમ છતાં બળજબરીથી તે યોગ શીખવા જશે અને પ્રાણ મસ્તકથી નીચે નહીં ઊતરે તો આ પ્રદેશમાં કોઇ યોગી પુરુષો ન હોવાથી તેને મૃત્યુ પામેલો માની તેના શરીરને બાળી મૂકશે. આથી તેણે તેવી ઉતાવળ કરવી નહીં.

સ્વામી મહારાજ દ્વારા રચાયેલા "દ્વિસાહસ્રી" ગ્રંથમાં છેલ્લા બે અધ્યાય રહસ્ય અંગે છે. તેમાં પ્રથમ અધ્યાય યોગ વિશે માહિતી પૂરી પાડે છે. જ્યારે બીજા રહસ્યમાં વેદાંતનું કથન છે. સ્વામી મહારાજે સ્વયં તેમને યોગરહસ્ય સમજાવ્યું હતું. આ ગ્રંથ સંસ્કૃતમાં હોવાથી સામાન્યજનોને સમજવો અઘરો છે. આથી બાળાભાઉએ તે ગ્રંથ (દ્વિસાહસ્રી)નું ઇ.સ.૧૯૩૨માં મરાઠીમાં ભાષાંતર કર્યું.

દ્વિસાહસ્રીમાં એક પંડિતને વ્યાકરણદોષ જણાયો. તેઓએ તે સ્વામી મહારાજને જણાવ્યો. સ્વામી મહારાજે તે પંડિતને જણાવ્યું કે આ ગ્રંથ દત્તપ્રભુને ગમ્યો છે અને તેને માન્ય કર્યો છે. આથી ભગવાને માન્ય કરેલા ગ્રંથમાં પાછળથી કોઇપણ સુધારા-વધારા ન કરી શકાય.



## (૨૧) પર્જન્ય પરનું અદ્‌ભુત નિયંત્રણ :

સારંગપુરથી સ્વામી મહારાજે પ્રસ્થાન કરવાનું નક્કી કર્યું ત્યારે શ્રીકૃષ્ણરાવ પુંડલીક અને બીજા પાંચ છ ભક્તોએ માર્ગમાં સ્વામી મહારાજ માટે ભિક્ષાનો પ્રબંધ કરવાનો નિશ્ચય કર્યો. તેઓ પાંચ-છ ભક્તોએ સ્વામી મહારાજથી આગળ વહેલા પ્રયાણ આદર્યું. આગળના મુકામ પર સ્નાન કરીને ત્રણ અલગ અલગ રસોઇ કરી, વૈશ્વદેવ પછી સ્વામી મહારાજની પ્રતીક્ષા કરતા રહ્યા.

સ્વામી મહારાજ આવ્યા એટલે તેમણે માધ્યાહ્નિક સંપન્ન કરી ભિક્ષા માગી (ત્રણ પૃથક રસોઇ હતી). ભિક્ષા લઇને ભોજન માટે આસનસ્થ થાય છે તેટલામાં જ વાદળો ખેંચાઇ આવ્યાં અને પુષ્કળ વરસાદ પડવા લાગ્યો. દોઢ કલાક વરસાદ પડ્યો. નદી, નાળાં, તળાવો જળથી પરિપૂર્ણ થયાં. સ્વામી મહારાજ જે ઝાડ નીચે બેઠા હતા ત્યાં તથા બીજા ભક્તો (રસોઇ કરનાર) હતા ત્યાં બિલકુલ વરસાદ પડતો ન હતો. વરસાદ બંધ થયા પછી બધા ભોજન ગ્રહણ કરવા બેઠા. ભિક્ષા કર્યા પછી સ્વામી મહારાજ આગળને રસ્તે ગયા તથા ગ્રામજનો સારંગપુર પાછા વળ્યા. સ્વામી મહારાજ પાસે આવી અલૌકિક યોગશક્તિઓ હતી.

## (૨૨) આશ્વિન નવરાત્રીમાં સપ્તશતી પર પ્રવચન :

ચિખલદાના નિવાસ દરમ્યાન નવરાત્રીના દિવસો આવ્યા. ભક્તોની વિનંતી સ્વીકારીને સ્વામી મહારાજે દેવી સપ્તશતી પર પ્રવચન કરવા સ્વીકાર્યું. પ્રથમ દિવસે પ્રથમ શ્લોક વાંચીને કથા અનુસાર અર્થ કહ્યો. તે પછી અડધા



કલાક વિદ્વત્તાપૂર્ણ પ્રવચન કરી તે શ્લોક દ્વારા હ્રીં બીજ સિદ્ધ કરી બતાવ્યું. સ્વામી મહારાજે પ્રવચનમાં જણાવ્યું કે સપ્તશતીના સાતસો શ્લોક પરથી સાતસો બીજ સિદ્ધ થાય છે. પરંતુ તે રીતે પ્રવચન કરીએ તો મહિનાઓ નીકળી જાય. આથી પ્રથમ શ્લોકનો અર્થવિસ્તાર કર્યા પછી બાકીના શ્લોકો નવ દિવસમાં પૂરા કરવાની દૃષ્ટિથી મૂળકથાને અનુસરીને પ્રવચન કર્યું. દરેક ધર્મગ્રંથનો આવો ગૂઢ અર્થ હોય છે. સ્વામી મહારાજ જેવા અવતારી પુરુષો પાસે તે ગૂઢ અર્થ સહજ હસ્તગત હોય છે. યોગ્ય જિજ્ઞાસુ મળે અને પ્રશ્ન પૂછે તો તે સંત તે વિશે પ્રકાશ પાડે છે.

સ્વામી મહારાજે વિશેષમાં જણાવ્યું કે ભટ્ટોજી દીક્ષિત જેમણે સિદ્ધાંતકૌમુદી વ્યાકરણનો ગ્રંથ લખ્યો છે, તેમણે સપ્તશતી શ્લોક પરથી (તેમનાં ભાષ્યમાં) સાતસો બીજમંત્રો સિદ્ધ કરી બતાવ્યા છે. હાલમાં તો સપ્તશતીની શુદ્ધપ્રત કે શુદ્ધ શ્લોકનો ઉચ્ચાર જોવા મળતો નથી તો આવું બધું ગ્રંથરહસ્ય તો પ્રાયઃ દુર્લભ જ સમજવું.

## (૨૩) ચિખલદાથી કાતરખેડા :

સંવત ૧૯૫૯ (ઈ.સ.૧૯૦૩)માં ચિખલદા પછી સ્વામી મહારાજે કાતરખેડા તરફ પ્રયાણ કર્યું. કાતરખેડા એકદમ વન્યપ્રદેશ છે. વાઘ આદિ હિંસક પશુઓથી સભર પ્રદેશ છે. સાપ, વીંછી પણ ઘણા. કાતર એટલે કોતર અને ખેડા એટલે ગામડું. કોતરોમાં આવેલું ગામડું.

સ્વામી મહારાજ સાયંસંધ્યા સમયે સર્વ ભક્તો સાથે નર્મદાસ્નાન માટે જતા. પછી સર્વને આગળ કરી પોતાના મુકામે પાછા ફરતા. તે પછી કોઈએ પોતાનું



સ્થાન છોડવું નહીં તેમ સ્વામી મહારાજની સર્વને આજ્ઞા હતી. એક દિવસ રાત્રે નવ વાગે સામે કિનારે પાણી પીવા વાઘ આવ્યો. તેની ગર્જના સાંભળી ઘણા ભયભીત થયા. ગર્જનાના પડઘાઓ પણ સંભળાતા હતા. સ્વામી મહારાજની ઉપસ્થિતિ હતી તેથી લોકોને ભય ઓછો હતો. થોડી જ વારમાં વાઘ પાણી પીને જતો રહ્યો.

વાઘની વાત પરથી સ્વામી મહારાજે પૂર્વાશ્રમનો પ્રસંગ કહ્યો તે નીચે પ્રમાણે છે. તેઓશ્રી નરસોબાવાડી યાત્રાર્થે આઠ-દસ માણગાંવવાસીઓ સાથે જઇ રહ્યા હતા. રાત થઇ ગઇ હતી. ડુંગરાઓ વચ્ચેથી પસાર થતા હતા ત્યાં જ તેમણે વળાંક પર રસ્તો રોકીને બેઠેલા વિકરાળ વાઘને જોયો. તેણે જીભ લંબાવીને બહાર કાઢી હતી. તેની પાછળ ચાર-પાંચ ફૂટ જગ્યા હતી અને વિકરાળ મુખ પાસે ત્રણ-ચાર ફૂટ જગ્યા હતી. પાછા નાસી જવાનું પણ શક્ય ન હતું.

સ્વામી મહારાજે ગ્રામવાસીઓને કહ્યું કે હું વાઘના મોં પાસે ઊભો રહું છું. તમે મારી પીઠ પાછળથી નીકળી જજો. સ્વામી મહારાજના સામર્થ્ય પર ગ્રામવાસીઓને શ્રદ્ધા હતી. એક એક કરીને સર્વ ગ્રામજનો સ્વામી મહારાજની પાછળથી નીકળી ગયા. તેઓ પચાસ વાર દૂર ગયા પછી સ્વામી મહારાજ પણ વાઘ સામેથી ખસીને તેમની સાથે સામેલ થયા. યોગસામર્થ્યને લીધે સ્વામી મહારાજ પાસે આવી અનેક અતિ-માનવીય શક્તિઓ હતી. વાઘ કેવી રીતે જીભ બહાર કાઢીને બેઠો હતો તે દર્શાવવા સ્વામી મહારાજે વ્યાઘ્રાસન કરી બતાડ્યું. તેઓની ખેચરી મુદ્રા સિદ્ધ થએલ હોવાથી જીભ ઘણી બહાર નીકળી શકતી હતી. સ્વામી મહારાજની લટકતી લાલ જીભ જોઈને જ કેટલાક ભક્તો ભય પામ્યા હતા. જો વાઘ જ ખરેખર સામે હોત તો? સ્વામી મહારાજ જેવા શાંત થઈને આપણે તો



ઊભા કે બેસી રહી શકીએ નહીં. યોગાભ્યાસીએ સર્વમાં નારાયણને જોવા એવો સિદ્ધાંત તો છે પરંતુ પ્રાથમિક કક્ષાના સાધકો તેવી નિર્ભયતા કેળવી શકતા નથી.

## (૨૪) ચિખલદાની વાતો :

શ્રીવાસુદેવ નાઇકનો જન્મ ઇ.સ.૧૯૦૪માં ચિખલદામાં થયો. તેમના પિતા શ્રીરાજારામ ઉર્ફે નથ્થોપંત નાઇક ચિખલદાના થાણેદાર. તેમનો પગાર રૂ.૨૦ હતો. બંધુ ગણપતરાવ નાઇક પટવારી તરીકે રૂ.૧૫ ના પગારથી નોકરી કરતા. ઇ.સ.૧૯૧૨માં ચાતુર્માસનિમિત્તે સ્વામી મહારાજ ચિખલદા પધાર્યા ત્યારે શ્રીવાસુદેવ નાઇક આઠ વર્ષના હતા.

સ્વામી મહારાજ ભગવાં વસ્ત્રધારી. છાટી, દંડ, કમંડલુ હંમેશાં તેમની સાથે રહેતાં. પાંચ ઘરે ભિક્ષા માંગી લાકડાનાં વાસણમાં ભોજન કરતા. ભોજન પહેલાં નર્મદામાતાને નિવેદ ધરાવતા. રાત્રે ઇચ્છા હોય તો થોડું દૂધ કે ફળો લેતા. ત્રિકાલ નર્મદાસ્નાન કરતા. પોથી (ભાષ્ય કે પ્રવચન) પછી બંને વાર જપ કરતા. રાતના પોથી વાંચન પછી સાડા આઠથી બાર વાગ્યા સુધી ભજન થતું. ભજન શરૂ થાય એટલે સ્વામી મહારાજ ધ્યાનસ્થ થઇ સમાધિમાં ઊતરી જતા.

એક દિવસ રાત્રે ભજન સમયે તેઓશ્રી ધ્યાનસ્થ હતા ત્યારે રોગની દેવી (મહામારી)એ તેઓશ્રીને જણાવ્યું કે તે ગામ પર આક્રમણ કરશે તથા ઘણા ભોગ લેશે. સ્વામી મહારાજે તે દેવીને કહ્યું કે “તું આ ગામમાં માણસોનો ભોગ લઇશ નહીં. લોકો દૂર દૂરથી દર્શનાર્થે આવે છે. તને શાંત કરવા યોગ્ય ઉપાય કરીશું. જોઇએ તો એકાદ ભોગ લેજે.”



આ પ્રમાણે સંભાષણ થયા પછી સ્વામી મહારાજ બાહ્યભાન પર આવ્યા. તેમણે ગ્રામજનોને કહ્યું કે "નર્મદાકિનારે જઇ નાવડીવાળાને કહેજો કે કાલથી સામેના કિનારેથી એક પણ પ્રવાસીને આ કિનારે લાવે નહીં. કારણ કે દેવીનો પ્રકોપ આ ગામમાં થવાનો છે. દેવીનો પ્રકોપ શાંત કરવા લઘુરુદ્ર માટે બ્રાહ્મણોની વ્યવસ્થા કરો."

ગ્રામજનો કહેવા લાગ્યા કે આ નાના ગામડામાં તો ચાર પાંચ બ્રાહ્મણો મળશે. અગિયાર બ્રાહ્મણો ક્યાંથી થશે? સ્વામી મહારાજે જણાવ્યું કે "ગુરુ મહારાજ બાકીના બ્રાહ્મણોની વ્યવસ્થા કરશે." ચાર દિવસ પછી સ્વામીજીએ શ્રીગંગાધર પંત આદિને જણાવ્યું કે આજે નર્મદાકિનારે જાવ. કાશીથી બ્રાહ્મણો દર્શન કરવા આવવાના છે. તે સર્વને લઇ આવો. શ્રીગંગાધર પંત નર્મદાકિનારે ગયા ત્યારે કાશીના બ્રાહ્મણો સ્વામી મહારાજ વિશે પૂછપરછ કરતા હતા. તે બ્રાહ્મણોએ સ્વામી મહારાજનાં દર્શન કર્યાં તથા પાકશાળામાં જઇ મહાપ્રસાદ લીધો.

મહાપ્રસાદ લઇ તેઓ પાછા જવા આજ્ઞા માગતા હતા. સ્વામી મહારાજે કહ્યું કે અહીં દેવીકોપશમનાર્થે લઘુરુદ્ર કરવાનો છે. આથી તમે બ્રાહ્મણો રોકાઇ જાવ. બ્રાહ્મણો સંમત થયા અને બીજા દિવસથી રુદ્રાભિષેક શરૂ થયો. સ્વામી મહારાજ પણ અભિષેક સમયે હાજર રહેતા. બ્રાહ્મણોના સ્પષ્ટ ઉચ્ચારથી સ્વામી મહારાજ પ્રસન્ન દેખાતા. અભિષેક પછી બ્રાહ્મણોને એક ધોતી અને દક્ષિણા મળી. તેઓ પણ સંતુષ્ટ થયા.

અભિષેકમાં શ્રીનથ્થોપંત ઉર્ફે રાજારામ (વાસુદેવના પિતા) તથા ગણપતરાવે (ભાઇ) પણ ભાગ લીધો. તે બંનેને પણ ધોતી અને દક્ષિણા આપી. વાસુદેવે તેના ભાઇ ગણપતને જણાવ્યું કે "મને પણ ધોતી જોઇએ છે." ભાઇએ જણાવ્યું કે તને જોઇતી હોય તો સ્વામીજી પાસે જા, તેઓ તને આપશે.



બીજા દિવસે વાસુદેવ નાઇક સ્વામીજી પાસે ગયો અને ધોતીની માંગણી કરી. સ્વામી મહારાજ બોલ્યા, "હું આપું તે જપ એકાગ્રતાથી પાંચ દિવસ કર. પછી તને ધોતી આપીશ." વાસુદેવની ઉંમર આઠ વર્ષની હોવાથી જપ કરતાં કરતાં મન રમતાં બાળકોમાં વિશેષ હતું. બાળકોએ તેને બૂમ પાડી એટલે તે જપ છોડીને રમવા ગયો.

બીજા દિવસે સ્વામી મહારાજે વાસુદેવને પૂછ્યું, "જપ થયો?" વાસુદેવે જપ કર્યો ન હતો છતાં જુઠ્ઠું બોલ્યો કે જપ કર્યો. સ્વામીજી બોલ્યા, "તેં જપ કર્યો નથી અને બાળકોમાં રમ્યા કરતો હતો." વાસુદેવ શરમિંદો થયો. સ્વામી મહારાજે કહ્યું, "કાલથી મન દઇને જપ કરજે." તે પ્રમાણે બીજા દિવસથી વાસુદેવે પાંચ દિવસ સુધી જપ કર્યો. પાંચ દિવસ જપ પૂરો કર્યા પછી વાસુદેવ સ્વામી મહારાજને ખબર કરવા ગયો. તે હકીકત જાણી સ્વામીજી પ્રસન્ન થયા અને તે બાળક (વાસુદેવ નાઇક)ને રેશમી કિનારીવાળું ધોતિયું પ્રસાદ તરીકે આપ્યું. બાળક વાસુદેવ ખુશ ખુશ થઇ ગયો અને બધાને પોતાનું ધોતિયું બતાડવા લાગ્યો. ત્યારે તે બાળક વાસુદેવ નાઇકને પણ આછોપાતળો ખ્યાલ આવ્યો કે દેખાય છે તેવા આ સાદા સંન્યાસી નથી પરંતુ કોઇ અવતારી સંત છે.

ધારના રહેવાસી ભૈયાજી નાઇકનાં પત્ની જાનકીબાઇને ત્રણ ત્રણ પિશાચની બાધા હતી. સ્વામીજીનાં દર્શને તે આવી અને ચિખલદામાં સેવા કરવા લાગી. એક દિવસ સ્વામીજી નર્મદાસ્નાન કરવા ગયા હતા. જાનકીબાઇ ભૂતાવેશમાં નર્મદાકિનારે દોડ્યાં. તેમની પાછળ બીજા લોકો દોડ્યાં. નર્મદા નદીમાં જઇને ભૂતને મુક્તિ મળી અને જાનકીબાઇ સ્વસ્થ થયાં.

સ્વામી મહારાજની હાજરીમાં બધાં ભૂતો પોતપોતાની હકીકત કહેતાં. બીજા ભૂતને સ્વામી મહારાજે કહ્યું કે "તું નરસોબાવાડી જઇને દત્તભગવાનની



સેવા કર." તે ભૂતે વળી સામે દલીલ કરી કે "નૃસિંહવાડીના દત્ત તો અહીં મારી સામે પ્રત્યક્ષ છે.(સ્વામી મહારાજ)." તે સાંભળી પોતાની વધુ પ્રશંસા ન થાય તે માટે સ્વામી મહારાજે તે સ્ત્રી (જાનકીબાઇ) પર જળપ્રોક્ષણ કરતાં બીજા ભૂતને પણ મુક્તિ મળી.

ત્રીજું ભૂત જોરદાર હતું અને તેની માંગણી પણ યોગ્ય હતી. તે ભૂત જાનકીબાઇના પિતાનું હતું. તેઓ શ્રીઢેકણે હતા. તેમને કોઇ પુત્ર સંતાન ન હતું. તેમણે પોતાનું મકાન તથા ઇતર સંપત્તિ દીકરી જાનકીબાઇ તથા જમાઇ ભૈયાજીને આપી હતી. પરંતુ શ્રીઢેકણે માટે તેઓ શ્રાદ્ધ-પક્ષ કરતાં ન હતાં. આથી શ્રીઢેકણેના આત્માને મુક્તિ મળી ન હતી. સ્વામી મહારાજે ભૈયાજી નાઇકને નારાયણબલિ કરવા સલાહ આપી. પરંતુ ભૈયાજીએ તે તરફ ધ્યાન આપ્યું નહીં. આથી છેવટે જાનકીબાઇએ કૂવામાં પડી આત્મહત્યા કરી. સ્વામી મહારાજની સલાહ અનુસાર નારાયણબલિ કર્યો હોત તો જાનકીબાઇ બચી જાત. પૈસા કે વારસાઇ લેવાનું સૌને ગમે છે પરંતુ નિ:સંતાન વ્યક્તિ પાછળ દાન-ધર્મ કે શ્રાદ્ધાદિ કરવા કોઇ તૈયાર થતું નથી. આથી તેવા લોકો પાછળથી દુ:ખી થાય છે.

ગંગાધરપંત વૈદ્યનો દીકરો ગોવિંદ નર્મદાકિનારે સ્નાન માટે ગયો. ત્યાં જ બીમાર પડી મૃત્યુ પામ્યો. ગંગાધરપંત સ્વામી મહારાજ પાસે ગયા અને હકીકત જણાવી. સ્વામી મહારાજે તેને સમજાવ્યો કે હે ગંગાધર, તારા દીકરાને હું પાછો જીવતો કરી શકું છું પરંતુ તારા પૂર્વજન્મોનાં પાપ-પુણ્યના સરવાળાનું આ ફળ છે. માટે તું શોક કરીશ નહીં.

શ્રીનાઇક કુટુંબ પર સ્વામી મહારાજે કૃપા કરી શ્રીદત્તાત્રેય માલામંત્ર, શ્રીઅન્નપૂર્ણા મંત્ર, શ્રીમહાલક્ષ્મી મંત્ર, શ્રીશારદા મંત્ર તથા શ્રીરામ મંત્ર સ્વહસ્તે લખી આપ્યા છે. શ્રીગણપતરાવ રાજારામ નાઇકને પ્રસાદ તરીકે શ્રીફળનું



અક્ષયપાત્ર આપ્યું છે. તે હજુ પણ નિત્યપૂજામાં છે. શ્રીરાજારામ (નથ્થુ) ગોપાલ નાઈકને લખેલો પત્ર (સ્વામી મહારાજના હસ્તાક્ષરમાં) ભંભોરી માળવા હોળકર સ્ટેટમાં તા.૬-આગસ્ટ ૧૯૦૬ના રોજ મળ્યો હતો. બીજો પત્ર તા.૩ ઓક્ટોબર ૧૯૦૯ના રોજ મળ્યો હતો. તેમાં શ્રીમહાલક્ષ્મીનો મંત્ર છે.

**હસ્તલિખિત લખાણના આધારે**

(૧) શ્રીવાસુદેવ (ભિકાજી) રાજારામ નાઈક, દશહરા મૈદાન. ઉજ્જૈન. (મધ્ય પ્રદેશ). (૨) શ્રીગંગાધર અણ્ણાજી મહંમદપુરકર વૈદ. મુ.નિસરપુર (ચિખલદા પાસે) હોળકર સ્ટેટ (લિ. તા.૧૬-૨-૧૯૩૮)

## (૨૫) ગરુડેશ્વરમાં ચાતુર્માસ: (શક ૧૮૩૫) (ઈ.સ.૧૯૧૩):-

ચિખલદાથી કાતરખેડા થઈને શૂલપાણની ઝાડીમાં પસાર થઈ સ્વામી મહારાજ ગરુડેશ્વર આવવા નીકળ્યા. તેઓ શૂલપાણની ઝાડીમાંથી પસાર થતા હતા ત્યારે તે ઝાડી ઘણી જ ગીચ હતી તથા પગદંડી પણ કેટલેક ઠેકાણે નજરે પડતી ન હતી. ત્યાં સ્વામી મહારાજને એક ભીલ મળ્યો અને પૂછ્યું કે ક્યાં જવું છે? સ્વામી મહારાજે જણાવ્યું કે ગરુડેશ્વર. તે ભીલે જણાવ્યું કે "મારી પાછળ પાછળ આવો." આમ ભીલ આગળ ચાલતો અને સ્વામી મહારાજ પાછળ-પાછળ ચાલતા હતા. થોડા જ સમય પછી ભીલે કહ્યું કે સામે દેખાય છે તે ગરુડેશ્વર. આમ કહીને તે ભીલ પાછો જતો હતો. સ્વામી મહારાજને મનમાં થયું કે આ શું સાચેસાચ ભીલ છે? તેમણે તેને બૂમ પાડી અને પૂછ્યું, "સાચેસાચ તમે કોણ છો?" તે ભીલે



અશ્વત્થામાનું રૂપ દેખાડ્યું અને કહ્યું, "હું અશ્વત્થામા છું અને આ ઝાડીમાં નિવાસ કરું છું." આમ કહીને તે અદશ્ય થયો. મહાભારતનું શ્રવણ વાંચન કરનારા ઘણા લોકો પાંડવોના પુત્રોનો નાશ કરવા માટે તથા અશ્વત્થામા પ્રત્યે ઘૃણા કરતા હશે. પરંતુ તેણે ચિરંજીવ પદ મેળવવા જે તપસ્યા કરી હશે તે પ્રશંસનીય હોવી જોઈએ. કારણ કે બહુ ઓછા લોકો ચિરંજીવીપદ મેળવી શક્યા છે. સાત ચિરંજીવીઓ છે. જેનો શ્લોક આ પ્રમાણે છે.

અશ્વત્થામા બલીર્વ્યાસો હનુમાંશ્ચ વિભીષણઃ |
કૃપઃ પરશુરામશ્ચ સપ્તૈતે ચિરજીવિનઃ ||

ઉપરના સાત ચિરંજીવીઓનું ભૌતિક શરીર નષ્ટ થયું નથી. પૂ.શ્રીરંગ અવધૂત મહારાજને શૂલપાણની ઝાડીમાં મહર્ષિ વ્યાસનાં દર્શન થયાં હતાં.

ગરુડેશ્વરમાં સ્વામી મહારાજે ગરુડેશ્વર મહાદેવના ઓટલા પર મુકામ રાખ્યો. ગરુડેશ્વર આવ્યા તે દિવસ ચૈત્ર વદ છઠ અને શનિવાર હતો.

ગરુડેશ્વરમાં તે સમયે ભીલ જાતિની વસ્તી હતી. નદીમાં વહેતાં લાકડાં અથવા માછલાં પકડવાં તે તેમનો વ્યવસાય હતો. એકાદ-બે દુકાનો હતી. મોટા ભાગની વસ્તુઓ તિલકવાડા અથવા નાંદોદ (રાજપીપળા)થી ખરીદવી પડતી. અહીં ગરુડેશ્વર, નારદેશ્વર તથા કરોટેશ્વર એમ મહાદેવનાં ત્રણ મંદિરો છે. સ્વામી મહારાજ આવ્યા ત્યારે ત્યાં રહેવાની કોઈ વ્યવસ્થા ન હતી. એક માણસ બેસી શકે તેવા નારદેશ્વરના મંદિરમાં સ્વામી મહારાજ અનુષ્ઠાન કરતા તથા મંદિર બહાર એક શિલા પર નિદ્રા લેતા.

વિષ્ણુપંત સોમણ નામના મરાઠીની કરિયાણાની દુકાન હતી. તેમને ત્યાં માધુકરીની સગવડ હતી. સ્વામી મહારાજ ગરુડેશ્વરમાં નિવાસ કરે છે એવા સમાચાર



ફેલાતાં ભક્તો તેમનાં દર્શને આવવા લાગ્યા. ત્યાં તડકો પુષ્કળ હોવાથી ભક્તો માટે એક નાનો મંડપ ઊભો કરવામાં આવ્યો. વૈશાખ સુદ ૭/૮ ના રોજ શિનોર/વડોદરાના રામશાસ્ત્રી પ્રકાશકર સ્વામી મહારાજનાં દર્શને આવ્યા. તેમને સ્વામી મહારાજે જણાવ્યું કે હવે ગરુડેશ્વરથી ક્યાંય જવાનું થશે નહીં.

વિષ્ણુપંત સોમણનાં ઘરે ભિક્ષા લેવી તથા મંડપમાં મુકામ એમ થોડા દિવસ ચાલ્યું. આ પછી વાસુદેવશાસ્ત્રી ફણસે આવ્યા એટલે સ્વામી મહારાજશ્રી તેમની પાસેથી માધુકરી લેતા. શ્રીઘોંડોપંત કોપરકર થોડા દિવસો પછી સહકુટુંબ દર્શનાર્થે આવ્યા. તેઓ તેમની સાથે ફણસની રોટલી, લીલાં નારિયેળ અને ફણસનાં સૂકાં ગરાં લાવ્યા હતા. ફણસની રોટલી ભિક્ષા માટે રાખી બાકીના પદાર્થો પ્રસાદ તરીકે વહેંચી દીધા. શ્રીઘોંડોપંત થોડા દિવસ ત્યાં જ રહ્યા. તેમણે સ્વામી મહારાજ માટે એક ઝૂંપડી બાંધી. આ પર્ણકુટીની વાસ્તુશાંતિ વૈશાખ સુદ ૧૧ના દિવસે કરવામાં આવી. અડધી ઝૂંપડીમાં સ્વામી મહારાજ બેઠક લેતા અને અડધી ઝૂંપડીમાં સામાન રહેતો. રસોઇ પણ ત્યાં જ થતી. આ ઝૂંપડીને પર્ણકુટી કહેતા. આ ઝૂંપડીની બાજુમાં આવેલા લીમડાનાં પાંદડાં શક ૧૮૩૫ ચૈત્ર સુદ એકમ (ગુડીપડવા)ના દિવસે સ્વામી મહારાજે લીધાં. તે દિવસથી તેનાં પાંદડાં મીઠાં થયાં, તેની કડવાશ જતી રહી.

આ પછી વધારે ભક્તો આવવા લાગ્યા. આથી શ્રીપરશુરામભાઇ કુબેર ભટ્ટ (ડૉ.રણજીતભાઇ ભટ્ટના કાકા) એન્જિનિયરે રસોઇ માટે અલગ ઓરડી બાંધી. ભક્તોના અધિકાર પ્રમાણે સ્વામી મહારાજ કોઇને ગીતાભાષ્ય તથા કોઇને દત્તભાવસુધારસ ઇત્યાદિ સમજાવતા. નારદેશ્વરથી નીચે ઊતરી નર્મદાસ્નાન કર્યા પછી સ્વામી મહારાજ ભક્તો પર જળપ્રોક્ષણ કરતા. એવા પ્રોક્ષણનો લાભ



લેનાર ભકતના પુત્ર કે પૌત્ર હજુ જોવા મળે છે. તેઓ તિલકવાડાના કે વડોદરાના ભક્તો છે.

સવારે દત્તમૂર્તિ પર લઘુરુદ્રાભિષેક થતો. બહારગામનાં બેત્રણ સ્ત્રીભક્તો ગરુડેશ્વર રહેવા આવ્યાં. આથી સ્વામી મહારાજની ભિક્ષાની સગવડ (ઓછામાં ઓછાં ત્રણ ઘરની ભિક્ષા જરૂરી છે માટે) થઇ. સ્વામી મહારાજ મોરૈયાની રોટલી કે ભાખરી અને મીઠા વગરનું શાક લેતા. ફળોના કરંડિયા ને કરંડિયા ભક્તો સ્વામી મહારાજ પાસે લઇ આવતા. પરંતુ તે ભક્તોને પ્રસાદ તરીકે વહેંચી દેવામાં આવતા.

સાંજે કોઇ વિષય પર વિવરણ કરતા. રાત્રે સ્વામી મહારાજની હાજરીમાં ભજન થતું. ભજન થયા પછી સર્વ ભક્તોને બાફેલા ચણા કે મગની દાળ, ઉપમા કે ફળો આપવામાં આવતાં. રાત્રે ભોજનની વ્યવસ્થા ન હોવાથી આવી વ્યવસ્થા ગોઠવી હતી. અહીં ઘણા ભક્તો સત્યદત્ત પૂજા કરતા. તેમાં પ્રસાદમાં સવામણ ગોળનો શીરો રહેતો. વડોદરાથી ઘણા ભક્તો આવવા લાગ્યા. આથી ૫૦-૬૦ માણસો બેસી શકે તેવો પતરાનો શેડ ઊભો કરવામાં આવ્યો.

બધા ભક્તો માનાપમાન છોડી ત્યાં આનંદથી જુદાં જુદાં કામો કરતા. કોઇ પાણી લાવતું, કોઇ લાકડાં વીણી લાવતું, કોઇ વળી ખાખરાનાં પાંદડાં ભેગાં કરી બાજ બનાવતું. કોઇ રસોઇ બનાવતું. શ્રીદત્તપ્રભુને થાળ ધરાવ્યા પછી બધાનું ભોજન થતું. આગળ જતાં રોજ ત્રણસો-ચારસો ભક્તો મહાપ્રસાદ લેતા. "આજે અમુક સંખ્યામાં ભક્તો આવવાના છે" એમ સવારે સ્વામી મહારાજ કહેતા. ભક્તો ૧૨-૧ વાગે આવી પહોંચતા.

શૃંગેરીથી બ્રહ્માનંદતીર્થ અને નીલૂર મઠાધિપતિ બ્રહ્માનંદ સરસ્વતીનું ગરુડેશ્વરમાં આગમન થયું. બંને સ્વામીઓનું એક સાથે ગરુડેશ્વરમાં આગમન થયું.



બંનેએ સ્વામી મહારાજ સાથે ગરુડેશ્વરમાં ચાતુર્માસ કર્યો. બ્રહ્માનંદ સરસ્વતીનો પરિચય પૂર્વે થયેલો હતો. તેમને સ્વામી મહારાજે કહ્યું હતું કે તમારી સાથે એક ચાતુર્માસ કરીશું. આથી આ વખતે એ યોગ આવ્યો. ગ્વાલિયરના બળવંતરાવ ભાગવત ગોકર્ણમાં નોકરીએ હતા. તેમને બ્રહ્માનંદતીર્થ પાસે સંન્યાસ અને દંડ અપાવ્યો. તેમનું નામ પ્રદ્યુમ્નાનંદતીર્થ રાખ્યું.

## (૨૬) દંડસ્પર્શથી નર્મદાનું પૂર નિયંત્રણમાં આવ્યું :

વરસાદ પુષ્કળ પડતો હતો. નર્મદાનું પાણી ખૂબ જ વધી રહ્યું હતું. લોકો ભયગ્રસ્ત થયા હતા. તેઓ સ્વામી મહારાજ પાસે ગયા અને હકીકતની જાણ કરી. સ્વામી મહારાજ દંડ લઈને નર્મદા પાસે આવ્યા અને પ્રાર્થના કરવા લાગ્યા, "હે માતા, હવે વધુ પૂર ન આવે તો સારું, નહીં તો તમારા ભક્તોને ત્રાસ સહન કરવો પડશે." આમ કહીને તેમણે નર્મદાજળને પોતાના દંડનો સ્પર્શ કર્યો. તે સાથે જ પાણી ઓછું થવા લાગ્યું. નર્મદામાતા સાથે આવો તેમનો પુત્ર જેવો સંબંધ હતો ! બંને એક-બીજાનું માન રાખતા.

શ્રાવણ મહિનામાં ધોંડોપંત કોપરકર ફરી દર્શન કરવા આવ્યા. તે વખતે નર્મદામાં ખૂબ જ પૂર હતું. ચાણોદથી તિલકવાડા આવવા ૪૦-૫૦ માણસો નાવડીમાં ચઢ્યા. પાણીના પ્રવાહનો વેગ પુષ્કળ હતો. નાવડી ઊંધી વળશે કે શું? તેવું લાગતું હતું. શ્રીધોંડોપંત અને બીજા ભક્તોએ સ્વામી મહારાજનો જયઘોષ કરી પ્રાર્થના કરી. આથી નાવડી ગરુડેશ્વર પહોંચી. બધાં દંડવત્ પ્રણામ કરતાં હતાં ત્યાં જ સ્વામી મહારાજ બોલ્યા, "નાવડી ડૂબે છે એમ જાણતાં જ ભગવાનને



પ્રાર્થના કરી હતી." એટલે કે ભક્તોએ આર્ત પોકાર કર્યો તે સ્વામી મહારાજે સાંભળ્યો હતો. પોતે સંકટ દૂર કર્યું એમ ન કહેતાં પોતે ભગવાનને પ્રાર્થના કરી હતી એવું કહ્યું એ સ્વામી મહારાજની નમ્રતા જ છે. જો કે ઘોંડોપંતે કહ્યું કે નાવ ડૂબતી હતી તેથી આપના નામનો જયઘોષ કર્યો હતો.

## (૨૭) શ્રીફળમાંથી નથ મળી :

એક સ્ત્રી ભક્ત સ્વામી મહારાજનાં દર્શને આવી. તે સ્ત્રી વંદન કરતી હતી તે દરમ્યાન તેના નાકની નથ પડી ગઇ. તેના ખ્યાલમાં આ ન આવ્યું. સાંજે તે સ્ત્રીને ખબર પડી કે તેની નથ ખોવાઇ ગઇ છે. તેણે ઘણી શોધી પરંતુ નથ ન જ મળી. તે સ્ત્રી સ્વામી મહારાજ પાસે આવી અને જણાવ્યું કે તેની નથ ક્યાંક ખોવાઇ ગઇ છે. સ્વામી મહારાજે જણાવ્યું કે "બાઇ, ઘરે શ્રીફળ વધેરશો એટલે મળશે."

તે સ્ત્રી ભક્ત પોતાના ઘરે ગઇ અને પ્રસાદનું શ્રીફળ વધેરતાં તેમાંથી જ તેની નથ મળી.

## (૨૮) અભેદદૃષ્ટિ :

કેટલાક મુસલમાન લોકો રોગથી ત્રસ્ત થઇ સ્વામી મહારાજ પાસે કૃપાયાચના કરવા આવ્યા. સ્વામી મહારાજે નિમિત્ત માત્ર ઔષધ કહીને કુરાનના મંત્રોનું રટણ કરવા કહ્યું. નૃસિંહસરસ્વતી મહારાજે જેવી રીતે મલેચ્છ રાજા ઉપર કૃપા કરી હતી તે જ પ્રમાણે સ્વામી મહારાજે મુસલમાન ભક્તોનાં દુઃખ દૂર કર્યાં



હતાં. દત્તબાવનીમાં પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે યોગ્ય રીતે જ લખ્યું છે કે "યવનરાજની ટાળી પીડ, જાતપાતની તને ન ચીડ."

મુસ્લિમો સિવાય પારસી લોકોને પણ સ્વામી મહારાજે દુ:ખમુક્ત કર્યા છે જેનો ઉલ્લેખ ઉપાસનાકાંડમાં આવેલો છે. સંતો જાતિ-પાતિ-ધર્મ-સંપ્રદાય ઇત્યાદિ કોઇ પણ વાડામાં બંધાતા નથી. જીવમાત્ર દયાને પાત્ર એવી તેમની ભાવના હોય છે.

## (૨૯) કૃષ્ણજયંતી :

કૃષ્ણજયંતી આવી માટે જગ્યા નક્કી થઇ અને સાફ સૂફી કરવાનું નક્કી થયું. સ્વામી મહારાજ જાતે જગ્યા સાફ કરવા લાગ્યા. આ તેમની નમ્રતા હતી. તેમને દેશના રાજા-મહારાજાઓ દંડવત્ કરતા. કાશીમાં સ્વયં પ્રકાશાનંદજી જેવા અતિવૃદ્ધ સંન્યાસી તેમને વંદન કરતા. જેમની સાથે દત્તમૂર્તિ પ્રત્યેક ક્ષણ વાતચીત કરતી તેવા દત્તાવતારી શ્રીવાસુદેવાનંદસરસ્વતી ઈશ્વરના-કૃષ્ણાવતારના જન્મનિમિત્તે જગ્યા સાફ કરવા લાગ્યા. પછી તો પૂછવું જ શું? બધા જ ભક્તો ઉત્સાહભેર કામે લાગ્યા. થોડા સમયમાં જ જગ્યા સાફ થઇ ગઇ.

ગેસની બે બત્તીઓ કરવામાં આવી. કીર્તન પછી ભજન શરૂ થયું. એટલામાં નર્મદા નદીના સામે કિનારે વરસાદની હેલી શરૂ થઇ. હવે અહીં પણ વરસાદ આવશે અને ભજનમાં ભંગ પાડશે એમ સબનીસ આદિ વ્યવસ્થાપકોને લાગ્યું અને તેથી તેઓ ચિંતાતુર બન્યા. સ્વામી મહારાજે ચિંતાતુર ભક્તોને જોઇને એક દૃષ્ટિ આકાશ તરફ કરી અને જણાવ્યું કે "વરસાદની કોઇ બીક રાખશો નહીં, ભજન ચાલુ રહેવા દો."

ભજન થયા પછી લોકો પર્ણકુટીમાં આવ્યા, કૃષ્ણજન્મ થયો અને પ્રસાદ વહેંચાયો. એટલામાં મુશળધાર વર્ષા શરૂ થઇ. સ્વામી મહારાજ શ્રીસબનીસને કહેવા



લાગ્યા, "સબનીસ, આ તો ભજન વખતનો વરસાદ !" એટલે કે ભજન પૂરા થતા સુધી સ્વામી મહારાજે તેને રોકી રાખ્યો હતો. આવો હતો તેમનો પંચ મહાભૂતો પરનો પ્રભાવ !

## (૩૦) સંન્યાસીના ભોજનના નિયમો :

એક દિવસ બારસના દિવસે સ્વામી મહારાજ માધુકરી લઇ આવ્યા. પારણા માટે બેઠા ત્યારે ખબર ન હોવાથી એક બાઇએ તેમના પતરાળા પર લીંબુની ચીરી મૂકી. આગલા દિવસે સ્વામી મહારાજને ઉપવાસ હતો. છતાં સ્વામી મહારાજ ફક્ત એટલું જ બોલ્યા કે સંન્યાસીના નિયમોની આ બાઇને ખબર નથી લાગતી (લીંબુ, મીઠું આદિ ન પીરસવું). કશા જ ઉદ્વેગ વગર સ્વામી મહારાજ ઊઠ્યા. હાથ-પગ ધોઇને આચમન કર્યું અને આસન ઉપર બેઠક લેતાં જ ભક્તો સાથે પ્રશ્નોત્તરી શરૂ થઇ. બે દિવસના ઉપવાસ હોવા છતાં મુખમુદ્રા નિર્વિકાર હતી. ન કોઇ ગુસ્સો કે ક્રોધ. આમ પણ જમતી વખતે ક્રોધ કરવો વર્જ્ય છે પણ આપણા જેવા તે સોનેરી સુવાક્યોને ભૂલી જાય છે. ભક્તોના આગ્રહથી સ્વામી મહારાજે માત્ર એક પ્યાલો છાશ લીધી.

## (૩૧) સર્વભૂતહિતે રત :

ગરુડેશ્વરમાં જયાં દત્તમૂર્તિની સ્થાપના કરી હતી તે જગ્યામાં એક સાપ દેખાયો. સ્વામી મહારાજે બધા ભક્તોને કહ્યું કે "તમે બધા પર્ણકુટીની બહાર સૂઇ જાવ, નહીં તો તમે મને ઉઠાડશો અને સર્પદંશ ઉપર ઉપાય કરવા કહેશો."



આ પછી તેમણે તે સર્પ પર ચોખા નાંખીને જણાવ્યું કે "તું કોઇને દેખાઇશ નહીં." તે સર્પ અદશ્ય થયો. બધા લોકો ત્યાં જ સૂઇ ગયા.

બીજા દિવસે સાંજે ગીતાપ્રવચન શરૂ થયું અને સાપની હિલ-ચાલ શરૂ થઇ. તે સાપની નજીક જઇ સ્વામી મહારાજ બોલ્યા, "ગીતાપ્રવચન ચાલુ છે. આથી અહીં તારી ગરબડ ન જોઇએ. તું દૂર નીકળી જા." વાત સાંભળી હોય તેમ સાપ બહાર નીકળી ગયો. લોકો તેની પાછળ ગયા. પરંતુ સ્વામી મહારાજે લોકોને જણાવ્યું કે તેને મારશો નહીં. જરૂર લાગે તો નર્મદાકિનારે છોડી આવો. આથી લોકો તે સાપને નર્મદાપ્રવાહમાં છોડી આવ્યા.

એક દિવસ માણગાંવમાં મંદિરમાં સાપ ભગવાનનાં દર્શને આવ્યો. ત્યારે લોકો ભયભીત થયા. સ્વામી મહારાજે લોકોને જણાવ્યું કે તે (સર્પ) પણ તમારી જેમ ભગવાનનાં દર્શન કરવા આવ્યો છે. તેનાથી ડરશો નહીં. દર્શન કર્યા પછી તે જતો રહેશે. માણગાંવમાં એક સાપ વળી રાત્રે મંદિરે આવ્યો હતો. સ્વામી મહારાજ તેને બત્તી લઇ જંગલ સુધી મૂકવા ગયા હતા. સંતોને સર્વ પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ હોય છે. તેઓ કશાથી ડરતા પણ નથી. જ્યાં ત્યાં બધે ઇશ્વર જ ભર્યો હોય પછી સંતો માટે મિત્ર-દુશ્મન જેવાં કોઇ દ્વંદ્વ નથી.

## (૩૨) ઇશ્વરી ખજાનો :

ભકતો દ્વારા સ્વામી મહારાજ પાસે મુકાતા દ્રવ્યમાંથી રોજનો ખર્ચ થયા પછીનું વધેલું દ્રવ્ય એક ડબામાં રાખવામાં આવતું. તેમાંથી જ અનાજ-કરિયાણું વગેરે લાવી ભંડારો કરવામાં આવતો. એક દિવસ એક ભકતને અનાજ લાવવા પૈસા આપી મોકલવામાં આવ્યો. તે પછી તે પેટીમાં ત્રણ જ રૂપિયા સિલક હતી.



સ્વામી મહારાજ દ્રવ્યને કદી સ્પર્શ કરતા નહીં. રોજ બસો-ત્રણસો ભક્તો મહાપ્રસાદ માટે રહેતા. વ્યવસ્થા જોનાર ભક્તો પૈકી શ્રીસબનીસે આ હકીકત સ્વામી મહારાજને જણાવી.

સ્વામી મહારાજ બોલ્યા, "ઈશ્વરની ઈચ્છા પ્રમાણે બધી વ્યવસ્થા થશે. ચિંતા શા માટે કરવી? દ્રવ્ય ભેગું ના જ થયું તો નર્મદામાતાનું જળ તો ભરપૂર છે ને?" સ્વામી મહારાજનું કથન સાંભળી શ્રીસબનીસ સ્વસ્થ થયા. આઠ-દસ દિવસ પછી સામાન લાવનાર ભક્તને પૈસા આપો એમ સ્વામી મહારાજે કહેતાં શ્રીસબનીસે દ્રવ્યની પેટી ખોલતાં જ આખી પેટી સોનાની ગીનીઓથી ભરેલી જોઈ. શ્રીસબનીસને ખૂબ જ આશ્ચર્ય થયું.

સ્વામી મહારાજ વહાડ પ્રદેશમાંથી પસાર થતા હતા ત્યારે શ્રીઅંબાદાસ ભાકે નામના ગૃહસ્થના ખેતરમાં થઈને પસાર થયા. સ્વામી મહારાજના પવિત્ર પાદસ્પર્શથી તે ખેતરમાં પુષ્કળ પાક થયો. આથી તે દંપતીને સ્વામી મહારાજ પ્રત્યે અપાર શ્રદ્ધા પ્રગટી. તે દંપતી ગરુડેશ્વરમાં આવ્યાં ત્યારે તેઓ ત્રણ હજાર રૂપિયાની ગીનીઓ લઈ આવ્યાં અને સ્વામી મહારાજના ચરણે ધરી. (અત્યારના હિસાબે ત્રણ લાખ રૂપિયાની થાય.)

સ્વામી મહારાજ શ્રીઅંબાદાસ ભાકેને રમૂજમાં "માલિક" કહેતા. કાગળ ઉપર રામનામ લખી, તે કાગળ લોટમાં ભેળવી, નાની ગોળીઓ કરી માછલીને ખવડાવવા સ્વામી મહારાજે તેમને જણાવ્યું હતું. તેઓ પણ દરરોજ અચૂક આમ કરતા. કદાચ તેને લીધે જ તેઓ રૂપિયા ત્રણ હજારની ગીનીઓ આપવા સમર્થ બન્યા હોય.



## (૩૩) માંત્રિક પ્રયોગની શરત :

એક ગુજરાતી બ્રાહ્મણ તેની દીકરીને લઇને ગરુડેશ્વર આવ્યો. તે ૧૦-૧૧ વર્ષની હતી. તે ત્રણ દિવસથી બેભાન હતી. તેણે સ્વામી મહારાજને દુ:ખમાંથી મુક્ત કરવા વિનંતી કરી. સ્વામી મહારાજે પ્રવચન બંધ કરી તે છોકરી પર કમંડલુમાંથી જળપ્રોક્ષણ કર્યું. આથી તે છોકરી ઊભી થઇ અને બોલવા લાગી. તેનામાં રહેલા પિશાચે જેને લીધે તે ત્રાસ આપતું હતું તે કારણ જણાવ્યું. સ્વામી મહારાજે છોકરીના બાપને કહ્યું કે, "તમે આ છોકરીને કોઇ સારા માંત્રિક પાસે લઇ જાવ. આ કામ છોડ્યાને મને ઘણો સમય થયો છે તથા તે માટે મારી પાસે જરૂરી સાધનો પણ નથી. તમને માંત્રિક પણ નજીકના ભવિષ્યમાં મળશે. ત્યાં સુધી આ છોકરીને કોઇ બીક નથી. આટલી વ્યવસ્થા કરી છે." આ સાંભળીને તે બાપ છોકરીને લઇને પોતાને ગામ જતો રહ્યો. આગળ જતાં તેને યોગ્ય માંત્રિક મળ્યો અને તે કન્યા પિશાચપીડામાંથી મુક્ત થઇ.

તાંત્રિક ક્રિયામાં જે માધ્યમ કે વસ્તુ દ્વારા સચોટ અસર થાય છે તે ખાલી મંત્રથી નથી થતી. સ્વામી મહારાજની સાધનાના આરંભકાળમાં એક ભૂતે સ્વામી મહારાજનું ગળું દબાવ્યું અને કહ્યું કે "જે સ્ત્રીને માદળિયું આપ્યું છે તે પાછું લઇ લે, નહીં તો તારો જ પ્રાણ લઇ લઇશ."

સ્વામી મહારાજને ખબર પડી કે તેઓ બધી ક્રિયાઓ કરતાં પહેલાં આત્મરક્ષણનો શ્લોક બોલવાનું ભૂલી ગયા હતા. ઘરનાં બધાં જાગી ગયાં હતાં. તેમણે પણ પિશાચની વાત મોટેથી સાંભળી હતી. સ્વામી મહારાજે રમામાતાને



ઈશારાથી ચોખા લાવવા કહ્યું. રમામાતા ચોખા લઈ આવ્યાં અને સ્વામી મહારાજના હાથમાં આપ્યા.

જેવા હાથમાં ચોખા આવ્યા કે તરત જ સ્વામી મહારાજે (તે સમયે તેઓ શાસ્ત્રીબુવાના નામથી ઓળખાતા) મંત્ર બોલીને તે ચોખા પિશાચ પર નાંખ્યા અને તેને બંદી બનાવી દીધો. ઉત્સવપ્રસંગે તેની પાસેથી જુદું જુદું કામ લેતા. એટલે ફક્ત મંત્ર બોલવાથી કામ નથી થતું. તે મંત્રની ધ્વનિ-લહરીઓને યોગ્ય સ્થળે પહોંચાડવા કોઈ માધ્યમની જરૂર પડે છે. પછી તે માધ્યમ ચોખા, અડદ, ભગવાનનું ચરણામૃત કે ભગવાનને ચઢાવેલું પુષ્પ હોઈ શકે.

ગરુડેશ્વરમાં ગુરુદ્વાદશીનો ઉત્સવ મોટા પાયે ઊજવવામાં આવ્યો. ઘણા લઘુરુદ્ર થયા. હજારો ભક્તોએ મહાપ્રસાદ લીધો. સ્વામી મહારાજ જાતે જમવા બેઠેલા ભક્તોમાં ફર્યા અને "સ્વસ્થપણે ભોજન લો" એમ વિનંતી કરી. બધા જ ભક્તોને દક્ષિણા પણ આપવામાં આવી.

ઇંદોરના ભવિષ્યનાં મહારાણી ઇંદિરાબાઇને ઇંદ્રાણીનો મંત્ર "દેવેન્દ્રાણિ નમસ્તુભ્યં........." ગરુડેશ્વરમાં જ અપાયો હતો. આ હકીકત આગળ આવી ગઇ છે.

## (૩૪) મંત્ર એક, માળા જુદી-ફળ જુદું :

વડોદરાની એક શ્રીમંત સ્ત્રીનો દીકરો બીમાર હતો. સ્વામી મહારાજે તે અંગે જપવા માટે એક મંત્ર આપ્યો હતો. તે સ્ત્રીએ નોકર દ્વારા પરિસ્થિતિની જાણ સ્વામી મહારાજને ગરુડેશ્વરમાં કરી. સ્વામી મહારાજે તે બાઇને જણાવ્યું કે જપ તો



આપેલા મંત્રનો જ ચાલુ રાખવાનો છે પરંતુ તે માટે રુદ્રાક્ષની માળા ન લેતાં સ્ફટિકની માળા લેવી. આજ્ઞા અનુસાર તે શ્રીમંત બાઇએ સ્ફટિકની માળાથી જપ કરતાં જ તેનો દીકરો બીમારીમાંથી સંપૂર્ણ સાજો થયો.

ગરુડેશ્વરમાં દત્તજયંતીનો ઉત્સવ ધામધૂમથી ઉજવાયો. બે-ત્રણ હજાર ભક્તો ભેગા થયા હતા. આમ અનેક ભક્તો રોજ સ્વામી મહારાજનાં દર્શને આવતા અને કૃતકૃત્ય થઇ જતા.





## પ્રકરણ-૬

# ગરુડેશ્વરમાં અંતિમ દિવસો

રાબેતા મુજબનો નિત્યક્રમ ચાલુ હતો. શક ૧૮૩૬ (ઇ.સ.૧૯૧૪)ના વૈશાખ મહિનામાં અતિસારના રોગથી સ્વામી મહારાજનું શરીર વધુને વધુ ક્ષીણ થતું ગયું. આ સમાચાર જાણીને સ્વામી મહારાજને પુન:સ્વાસ્થ્ય પ્રાપ્તિ થાય તે માટે નૃસિંહવાડીના પૂજારીઓએ ભગવાન પર સતતધાર અનુષ્ઠાન શરૂ કર્યું. સ્વામી મહારાજને આ હકીકતની જાણ થતાં તેઓશ્રીએ પૂજારીઓને સમાચાર મોકલાવ્યા કે ભગવાનને આ રીતે ત્રાસ ન આપવો. કારણ કે હવે તેમનું શરીર અલ્પ સમય સુધી જ ટકવાનું છે.

"દત્તમૂર્તિનું શું કરવું?" તેમ ભગવાનને પૂછતાં દત્તપ્રભુએ "ગરુડેશ્વરમાં જ લીલા કરવી છે" એમ જણાવ્યું. આથી ભક્તોએ ભગવાન આગળ મૂકેલા પૈસા નૃસિંહવાડી મોકલવાનું બંધ કર્યું. સ્વામી મહારાજ છેલ્લો મહિનો પથારીવશ જ રહ્યા. પત્રનો જવાબ પણ બીજા પાસે લખાવતા. ગરુડેશ્વરમાં શ્રીલલિત નામે એક ઉત્તમ જ્યોતિષી આવ્યા હતા. ભક્તોએ સ્વામીજીના સ્વાસ્થ્ય અંગે પૂછતાં તેમણે જણાવ્યું કે જેઠ મહિનો સ્વામીજી માટે અનુકૂળ નથી. તે મહિનો પસાર થઇ જાય તો સ્વામીજીને આરામ થશે.

શ્રીરામચંદ્ર પ્રકાશકર, શ્રીધોંડોપંત કોપરકર ઇત્યાદિ ભક્તો સેવામાં હતા. સ્વામી મહારાજ હંમેશાં ધ્યાનમગ્ન જ રહેતા. દિવસ દરમ્યાન ૫-૧૦ વાક્યો જ બોલતા. જરૂર પડતાં કોઇ ભક્ત સાથે વધુ બોલતા. દત્ત ભગવાનને ગરુડેશ્વરમાં



લીલા કરવાની હોવાથી સ્થાનના વિકાસ માટે એક સમિતિની રચના કરવામાં આવી. સમિતિ રચવામાં શ્રી બ્રહ્માનંદ સ્વામી મુખ્ય હતા. સમિતિમાં (૧) શ્રીનૃસિંહસરસ્વતી (દીક્ષિત સ્વામી)-અદ્યક્ષ (૨) શ્રીરામચંદ્ર વિઠ્ઠલ અધિકારી-ઉપાધ્યક્ષ (૩) શ્રીપરશુરામ કુબેર ભટ્ટ- (ડૉ.દિલીપભાઇ ભટ્ટના પિતાના કાકા) કોષાધ્યક્ષ હતા. બીજા ત્રણ વ્યવસ્થાપકો નીચે પ્રમાણે હતા.

(૧) શ્રીઅમૃતરાવ પુરુષોત્તમ સબનીસ (૨) શ્રીલક્ષ્મીશંકર હરગોવિંદદાસ થાણેદાર (૩) શ્રીપ્રદ્યુમ્નાનંદતીર્થ.

ભક્તોએ સ્વામીજીને દવા લેવા પ્રાર્થના કરી. પરંતુ સ્વામી મહારાજે જણાવ્યું કે આ દેહ હવે જલદી છૂટવાનો છે, આથી ઔષધની જરૂર નથી. આદ્ય શંકરાચાર્ય ફક્ત ૩૨ વર્ષ રહ્યા. તેમના કરતાં આ શરીર વધારે ટક્યું છે. (૧૮૫૪ થી ૧૯૧૪-૬૦ વર્ષ). આ દેહને બે વખત સર્પદંશ, ત્રણ વખત મહામારી, એક વખત સન્નિપાત, એક વખત પ્લેગ, બે વખત મહાવ્યાધિ, બે વખત કોઢ આટલા રોગો ઉત્પન્ન થયા. સંગ્રહણી તો કાયમની છે જ. આ બધા રોગોના ઉપદ્રવ સમયે કોણે દવા આપી? જન્મથી જ જે વૈદને શરણે છું તે વૈદ અત્યારે પણ (દત્તપ્રભુ) છે જ. એની ઇચ્છા હશે તેમ થશે. આમ કહીને ભીષ્માચાર્ય બાણશૈયા પર જે શ્લોક બોલ્યા હતા તે શ્લોક બોલ્યા:-

પૂર્વદેહે કૃતા યે મે વ્યાધય: પ્રવિશન્તુ મામ્ ।
અર્દયન્તુ ચ માં દુ:ખાન્યુતમે પ્રતિમુચ્યતામ્ ॥૧॥
અનુદ્યેયોઽસિ મે દેવ ન મે જન્મ ભવેત્પુન: ।
અસ્માદ્ બ્રવીમિ કર્માણિ ઋણં મે ન: ભવેદિતિ ॥૨॥
ઉપતિષ્ઠન્તુ માં સર્વે વ્યાધય: પૂર્વસંચિતા: ।
અનૃણો ગન્તુમિચ્છામિ તદ્વિષ્ણો: પરમં પદમ્ ॥૩॥



આ ત્રણેય શ્લોક મહર્ષિ શ્રીરંગ અવધૂત ગુરુ મહારાજ કૃત શ્રીગુરુલીલામૃત (ઉપાસના કાંડ) અધ્યાય ૧૪૭ દોહા ૧૭ પછી જોવા મળે છે.

(અર્થ : પૂર્વ જન્મોમાં મેં જે કર્મો કર્યાં છે તેના પરિણામે થતા વ્યાધિઓ મારા શરીરમાં પ્રવેશ કરો અને મને દુ:ખોની પીડા આપો અથવા તેમાંથી મુક્તિ આપો. (૧). હે દેવ ! મારો ફરીથી જન્મ ન થાય, તે માટેની તમે મારા ઉપર કૃપા કરો. એટલે જ કહું છું કે કર્મોનું ઋણ મારા ઉપર ન ચઢો. (૨). બધાં જ પૂર્વસંચિત કર્મોના વ્યાધિઓ અહીં (મારા દેહમાં) આવો. હું ભગવાન વિષ્ણુના તે પરમ પદમાં ઋણ વગરનો થઇને જવા ઇચ્છું છું.(૩).)

ઉપર પ્રમાણે કહીને સ્વામી મહારાજે બધાને કહ્યું કે હવે આ દેહ અંગે તથા દવા લેવા અંગે કોઇએ વાત ન કરવી. બધા "દત્ત દત્ત" કરો. તેમાં જ મને આનંદ છે. પ્રથમ નિર્વાણનો દિવસ જેઠ વદ આઠમનો હતો. પરંતુ તે દિવસે સ્વામી મહારાજની ઇચ્છા ન હતી. આથી આઠમ ક્યારે બેસે છે તે અંગે ભક્તોને પૂછીને તેઓ બીજાની સહાય વડે ત્રણ કલાક સમાધિમાં બેઠા. સમાધિભંગ થયા પછી તેઓશ્રી દેહભાન પર આવ્યા અને જણાવ્યું કે આજનો દિવસ નિર્વાણનો હતો પણ તે યોગ હાલ ટળ્યો છે.

દિવસે દિવસે શરીર વધુ ક્ષીણ થતું ચાલ્યું. શરીરમાં ઉષ્ણતા ખૂબ વધી ગઇ. વેદના ખૂબ થતી. ઉપર કહ્યું તેમ નિર્વાણનો સમય ટાળી શકાય છે પરંતુ વારંવાર તેમ કરી શકાય નહીં અને કદાચ કરીએ તો પણ શરીરની અશક્તિ તથા ઇતર મર્યાદાનો ખ્યાલ રાખવો પડે. આયુષ્ય લંબાય પરંતુ ઇંદ્રિયો નબળી પડે અને જીવન જીવવા જેવું રહેતું નથી. આ જ પ્રમાણે અતિ ચિરંજીવીપદમાં પણ બહુ મઝા નથી. સમયના પ્રવાહમાં નીતિમત્તાનો જે હ્રાસ કે પડતી થાય છે તેનું ફળ બધાએ સહન કરવું પડે છે. આથી નિયતિએ જે આયુષ્ય આપ્યું હોય તે પ્રમાણે જિંદગીનો હિસાબ સમજી નિવૃત્ત થવા હસતા મોઢે તૈયાર થવું તે બુદ્ધિશાળી માણસનું કામ છે.



શરીરના દાહને ઓછો કરવા ઠંડું પાણી શરીર પર છાંટવું પડતું. આવી પરિસ્થિતિમાં પણ તેઓ મુખથી "દત્ત દત્ત" નામ લેતા તથા બીજાને પણ તેવું કરવા કહેતા. જેઠ વદ ૧૪ના રોજ શ્રીઘોંડોપંતને બોલાવીને રોજ ૧૨૦૦ જપ કરવા કહ્યું. "ગરુડેશ્વરમાં ગુરુદ્વાદશી, દત્તજયંતી અને ગુરુપ્રતિપદા-આ ત્રણ ઉત્સવો ઊજવવા તથા યથાશક્તિ બ્રાહ્મણભોજન કરાવવું. આમ કરવાથી અંત:કરણ શુદ્ધ થઈ કૈવલ્યપદની પ્રાપ્તિ થશે." આમ કહીને સ્વામી મહારાજે પોતાની છાટી ઘોંડોપંતને પ્રસાદ તરીકે આપી. ગદ્ ગદ્ અંત:કરણથી ઘોંડોપંતે તે છાટી સ્વીકારી.

જેઠ વદ અમાસના રોજ શરીર વધારે ક્ષીણ થયું. નરસોબાવાડીના પૂજારી શ્રીઆપ્પાશાસ્ત્રી જેરેને પોતાની પાસે બોલાવ્યા અને જણાવ્યું કે પૂર્વે તેઓ ગૃહસ્થાશ્રમમાં હતા ત્યારે કોકે તેમના પર અભિચારમંત્રપ્રયોગ કર્યો હતો. તેઓ ધારત તો તેનું વારણ કરી શક્યા હોત. પરંતુ દરેકમાં ઈશ્વર સમાયેલો છે તે ન્યાયે કોઈનું પણ બૂરું ઈચ્છ્યું કે કર્યું નથી. છેલ્લા દિવસે પણ સ્વામીજીએ નિત્ય કર્મ કરવા પ્રયત્ન કર્યો. પરંતુ જળ હથેળીમાં રહેતું ન હતું. આથી જેવી દેવની ઈચ્છા એમ કહીને સ્વસ્થ રહ્યા. આજે અમાવાસ્યા પૂરી થયે આ સ્થૂળદેહનો ત્યાગ કરવાનો છે તેમ તેઓશ્રીએ જણાવ્યું.

અમાવસ્યા પૂરી થઈ અને એકમ શરૂ થતાં જ તેઓ પૂર્વાભિમુખ બેઠા. પરંતુ તેમ કરતાં ભગવાન સામે પીઠ આવતી હતી. આથી પશ્ચિમાભિમુખ બેઠા. ભગવાન સામે ત્રાટક કર્યું. શ્વાસનો નિરોધ કરી દીર્ઘ પ્રણવોચ્ચાર સાથે દેહત્યાગ કર્યો અને બ્રહ્મસ્વરૂપમાં લીન થયા. તે વખતે અષાઢ સુદ એકમ મંગળવાર, આર્દ્રા નક્ષત્ર તથા ઉત્તરાયણનો સૂર્ય અને રાતના અગિયારનો સમય હતો.

બીજા દિવસે ગુરુમહારાજના દેહ પર પવમાન, પુરુષ સૂક્ત અને રુદ્રીનો અભિષેક કરવામાં આવ્યો. ષોડશોપચારે પૂજા કરવામાં આવી. ગળામાં બીલી,



તુલસી તથા પુષ્પની માળાઓ પહેરાવવામાં આવી. દેહને પુષ્પાસન પર બિરાજમાન કરવામાં આવ્યો. પાર્થિવ દેહને વાજતે ગાજતે નર્મદાતીરે લઇ જવામાં આવ્યો. ત્યાં ફરી પૂજા કરવામાં આવી. નૈવેદ્ય, તાંબૂલ, ફળ, દક્ષિણા સમર્પણ કરવામાં આવી.

દંડના ત્રણ ટુકડા કરી, તે ટુકડાને પલાંઠી પર મૂકવામાં આવ્યા. કમંડલુમાં છિદ્ર પાડવામાં આવ્યું અને તે કમરે બાંધવામાં આવ્યું. પાર્થિવ શરીર નર્મદાને અર્પણ કરવાનું હોવાથી તે કલેવર જળસપાટી પર ન આવે તે માટે તેને દોરીથી પથ્થર સાથે બાંધવામાં આવ્યું. છેલ્લે તે અતિ પવિત્ર શરીર નર્મદા નદીને અર્પણ કરવામાં આવ્યું. તે પછી બધા જ ભક્તો ગુરુસ્મરણ કરતા અશ્રુપૂર્ણ નયને પાછા ફર્યા.

આદ્ય શંકરાચાર્યની જેમ અનેક સ્તોત્રો તથા ગ્રંથો રચનાર, ભારતભરનાં તીર્થોની પગપાળા યાત્રા કરનાર, યોગચૂડામણિ, દત્તાવતારી સંત, ભક્ત શ્રેષ્ઠ, સખ્યભક્તિના ઉદાહરણરૂપ, આચારનિષ્ઠ, સંન્યાસી હોવા છતાં મૂર્તિપૂજાનો ત્યાગ ન કરનાર, માતૃઆજ્ઞાનું પાલન કરવા દેવઆજ્ઞાનો અનાદર કરી હસતે મોઢે કઠોર દંડ સહેનાર, ગુર્વાજ્ઞા પાલન કરવા ઈશ આજ્ઞાનો ભંગ કરી કઠોર શારીરિક ત્રાસ સહન કરનાર, પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી વાસુદેવાનંદસરસ્વતી સ્વામી મહારાજને લાખ લાખ વંદન ! શ્રીગુરુદેવ દત્ત ! શ્રીગુરુદેવ દત્ત !! શ્રીગુરુદેવ દત્ત !!!

•

**જન્મસ્થળ માણગાંવનું સરનામું :**

શ્રીદત્તમંદિર, મુ.પો.- માણગાંવ, તા. કુડાળ, જિ. સિંધુ દુર્ગ.

પીન - ૪૧૬૫૧૯. ફોન - ૦૨૩૬૨-૨૩૬૨૪૫ (૨૩૬૪૨૫)

**Email - vssm@sancharnet.in**

કોંકણ રેલવે દ્વારા સાવંતવાડી, કુડાળ કે કંકાવલી રેલવે સ્ટેશનેથી માણગાંવ જઇ શકાય.

**સમાધિ સ્થળ ગરુડેશ્વરનું સરનામું :**

શ્રીદત્ત સંસ્થાન, મુ.પો. ગરુડેશ્વર, જિ. નર્મદા વાયા રાજપીપળા, પીન -૩૯૩૧૫૧,

ફોન : ૦૨૬૪૦-૨૩૭૦૦૫.

•

# પ્રકરણ-૧

## દીક્ષિત સ્વામી (શ્રીનૃસિંહ સરસ્વતી)

સ્વામી મહારાજના પ્રમુખ સંન્યાસી શિષ્યોમાં દીક્ષિત સ્વામીની ગણના થાય છે. તેઓના પૂર્વજો નૃસિંહવાડી નજીક આવેલા સદલગા ગામે રહેતા હતા. તેઓની મૂળ અટક સ્માર્ત હતી. તેમનાં કુટુંબમાં સાતમી પેઢીએ એક દત્તભકત થઇ ગયા. તેઓ દર શનિવારે અને પૂર્ણિમાના દિવસે નૃસિંહવાડી પગે ચાલતા જઇ મહાપૂજા કરતા. મુખથી હંમેશ દત્તનામ લેતા. તે ભકત હવે વૃદ્ધ થયા હતા. છતાં નરસોબા વાડીની વારી નિયમિત કરતા.

તે ભકત વૃદ્ધાવસ્થામાં નૃસિંહવાડી આવવા નીકળ્યા. સંગમ (કૃષ્ણા-પંચગંગા) સુધી આવીને તેઓ ખૂબ શ્રમિત થયા. આથી થાક ઉતારવા તેઓએ સંગમમાં સ્નાન કર્યું. તેમનું શારીરિક કષ્ટ જોઇ સ્વયં દત્ત ભગવાન એક બ્રાહ્મણ સ્વરૂપે તેમને મળ્યા અને કહ્યું, "હે ભકતરાજ ! હવે તમે વૃદ્ધ થયા. નૃસિંહવાડીની વારી ન કરો તે જ તમારા હિતમાં છે. શા માટે કષ્ટ ઉઠાવો છે?"

ભકતરાજે કહ્યું, "હે ભૂદેવ, જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે અને દેહમાં થોડી પણ શક્તિ છે ત્યાં સુધી હું "વારી" છોડવાનો નથી." દત્તપ્રભુ તરત જ પ્રગટ થયા અને કહ્યું કે "આ ત્રણ પાષાણ લો. આ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સ્વરૂપ છે. તમારી ભક્તિથી હું સંતુષ્ટ છું. હવે પછી તમારે નૃસિંહવાડી આવવાની જરૂર નથી. આ ત્રણ પથ્થરની ગોટીઓની ઘેર નિત્ય પૂજા અર્ચા કરજો. તમારી સાતમી પેઢીએ



હું સ્વયં તમારા વંશમાં જન્મ ધારણ કરીશ. તે વખતે હું નૃસિંહસરસ્વતી નામ ધારણ કરીશ."

તે સમયે તો ભક્તરાજે નૃસિંહવાડીની વારી ભક્તિપૂર્વક પૂર્ણ કરી. તેમના વંશમાં તે ત્રણ પાષાણ હજુ પણ પૂજાય છે. આગળ જતાં એક વંશજે મોટા યજ્ઞો કરવાથી વંશને દીક્ષિત અટક પ્રાપ્ત થઇ. આગળ જતાં છઠ્ઠી પેઢીએ લક્ષ્મણ દીક્ષિત થયા. તેમના પુત્ર તે નારાયણ દીક્ષિત. સંન્યસ્ત લીધા પછી તેમનું નામ નૃસિંહસરસ્વતી હતું. તૃતીય દત્તાવતારી સંત નૃસિંહસરસ્વતી અને સ્વામીજીના શિષ્ય નૃસિંહસરસ્વતી આ બે વચ્ચે સમજફેર ન થાય તે માટે તેઓ દીક્ષિત સ્વામી તરીકે વધુ ઓળખાય છે.

દીક્ષિત સ્વામીનો જન્મ ચૈત્ર સુદ એકમ (ગુડીપડવો શક ૧૭૮૮ ઇ.સ.૧૮૬૬)ના રોજ થયો. યજ્ઞોપવીત સંસ્કાર પછી તેમનો વિવાહ પણ થયો. અંગ્રેજી શિક્ષણ માટે તેઓ ઇચલ કરંજીથી (માસીનું ગામ) મીરજ હાઇસ્કૂલમાં દાખલ થયા. ત્યાં તેઓ ઇસ્ત્રીવાળાં સ્વચ્છ કપડાં પહેરીને ફરતા. તેમના પિતાના એક વૈદિક બ્રાહ્મણ મિત્રે આ અંગે ટકોર કરતાં તેમણે અંગ્રેજી ચોપડીઓ ફાડી નાખી, ઘડિયાળ ફોડી નાખ્યું. તેમના મનમાં વૈરાગ્યનો ઉદય થયો.

નારાયણને એકાંતવાસ ગમવા લાગ્યો. શ્રીગુરુચરિત્રનાં સપ્તાહ-પારાયણો કરવા લાગ્યા. તે જ અરસામાં પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી દત્તાજ્ઞાથી સહકુટુંબ નૃસિંહવાડી આવ્યા અને બ્રહ્માનંદની ધર્મશાળામાં રોકાયા. નારાયણના પિતા લક્ષ્મણ શાસ્ત્રીએ સ્વામી મહારાજને વિનંતી કરી કે નારાયણને તેઓ શિષ્યસ્વરૂપે સ્વીકારે. સ્વામી મહારાજે પણ તે માટે સહર્ષ સંમતિ આપી. ત્યાં તેમનો રોજ સત્સંગ થવા લાગ્યો.



પિતા લક્ષ્મણ શાસ્ત્રી હયાત હતા ત્યારે જ નારાયણ અને સૌ.વારાણસી દંપતીને પ્રથમ મૃત સંતાન અવતર્યું. તે પછી એક પુત્ર અને એક કન્યા થઇ. લક્ષ્મણ શાસ્ત્રીના દેહવિલય પછી તેમની વડીલોપાર્જિત સંપત્તિમાંથી જીવનનિર્વાહ ન ચલાવવો તેવી ઇચ્છા જાગૃત થઇ. આ માટે તેમણે સ્વામી મહારાજને પત્ર લખ્યો. સ્વામીજીએ તેમને શુકલવૃત્તિથી (માધુકરી-સૂકી ભિક્ષા માગવી) રહેવા સહર્ષ સંમતિ આપી. આ પહેલાં સ્વામીજીએ તેમને સંધ્યોપાસના, વૈશ્વદેવ, પૂજા, બ્રહ્મકર્મ કેવી રીતે કરવું તે શીખવ્યું હતું. ગીતા, સ્વશાખાનું ઉપનિષદ, વિષ્ણુસહસ્રનામ, રુદ્રસૂક્ત તથા પુરુષસૂક્ત શીખવાડ્યું હતું. દત્તઉપાસના કેવી રીતે કરવી તે જણાવ્યું.

શુકલવૃત્તિથી રહેતા ઘણા લોકો તેમની નિંદા કરતા. કોક વળી પ્રશંસા કરતા. નારાયણને તો ગુરુ મહારાજને ગમે એટલે પત્યું. લોકોના ગમાઅણગમા પ્રત્યે તેઓ તટસ્થ હતા. તે પછી તેઓએ ગાયત્રીપુરશ્ચરણ, ચાંદ્રાયણ વ્રત, અગિયારસનું વ્રત, પ્રાયશ્ચિત્ત આદિ નિર્વિઘ્ને પૂર્ણ કર્યાં. સંગ્રહવૃત્તિને તેમણે તિલાંજલિ આપી હતી.

## (૧) સંન્યાસગ્રહણ :

એક વખત નૃસિંહવાડીમાં પ્લેગનો રોગચાળો ફાટી નીકળ્યો. તેમાં નારાયણનાં પત્ની વારાણસી, પુત્ર અને કન્યા ત્રણેય મૃત્યુશરણ થયાં. સ્વયં નારાયણને પણ ગાંઠ થઇ હતી. તેમાંથી બચાવ થતાં તેમના મોટાભાઇને તેમણે સંન્યાસ આપવા વિનંતી કરી. મોટાભાઇને તે ગમ્યું નહીં. પરંતુ દેહ-નશ્વરતા ઇત્યાદિનો વિચાર કરતાં કુરુંદવાડથી દત્તંભટ્ટ નામના તપસ્વી બ્રાહ્મણ દ્વારા સંન્યાસ લેવાનો વિધિ સંપન્ન થયો. આમ તેમણે સન ૧૮૯૧માં સંન્યાસ લીધો.



સંન્યાસ લીધા પછી તેઓ સદ્‌ગુરુનાં દર્શન કરવા બ્રહ્માવર્ત આવ્યા. ત્યાં તેઓને સમાચાર મળ્યા કે સ્વામીજી ભેલસા ગામે છે. આથી તેઓ ત્યાંથી ભેલસા ગામે ગયા. ભેલસા ગામે ગુરુ મહારાજને મળવા દંડવત્ પ્રણામ કરતા કરતા ગયા. સ્વામી મહારાજને જોઈને તેમણે કહ્યું, "આ દાસને શરણે લો." સ્વામી મહારાજ બોલ્યા, નારાયણ હવે ઊઠો. હવે આશ્રમધર્મ પ્રમાણે દંડ ધારણ કરો અને બ્રહ્મચિંતન કરજો.

નારાયણે સ્વામી મહારાજ પાસે દંડ માગ્યો. સ્વામી મહારાજે જણાવ્યું કે તમે નૃસિંહવાડી જાઓ અને દત્તપ્રભુનું ચિંતન કરતા રહો. ત્યાં જ ફરી મુલાકાત થશે. આગળ જતાં શક ૧૮૨૬ (ઈ.સ.૧૯૦૪) માં સ્વામી મહારાજ નૃસિંહવાડી પધાર્યા. ત્યાં દત્ત ભગવાનની આજ્ઞા થતાં સ્વામી મહારાજે દીક્ષિત સ્વામીને નારાયણ સ્વામીના મંદિરમાં શ્રી દત્તઉત્સવમૂર્તિ સમક્ષ દંડ દીક્ષા આપી.

એક વર્ષ પછી સ્વામી મહારાજ ફરી નૃસિંહવાડી પધાર્યા ત્યારે પૂજારીઓનાં બાળકો માટે સંસ્કૃત પાઠશાળાની સ્થાપના કરી. પાઠશાળામાં શ્રીઘુંડીરાજ કવીશ્વર અધ્યાપક તરીકે હતા. શ્રીદીક્ષિત સ્વામી પાઠશાળાના અધ્યક્ષ હતા.

શક ૧૮૩૧ (ઈ.સ.૧૯૦૯)માં સ્વામી મહારાજ ફરી પાછા નૃસિંહવાડી પધાર્યા. નૃસિંહવાડીમાં શ્રીદીક્ષિત સ્વામી સ્વામી મહારાજની બધી સેવા કરતા. પ્રાતઃસ્નાન સમયે ગંગા પર અબોટિયું પહેરીને દંડ, છાટી, કૌપીન, કટિસૂત્ર, ભસ્મ આપતા. મઠમાં આવ્યા પછી તેઓશ્રી માટે આસન ગોઠવતા, સંધ્યા માટે કાષ્ઠપાત્રો મૂકતા. સંધ્યાકાળે સંધ્યોપાસના માટે સ્વામી મહારાજ સંગમ પર જતા ત્યારે તેઓશ્રીનો દંડ પોતે લઈને દીક્ષિત સ્વામી સાથે ચાલતા.

બપોરે તેઓ સ્વામી મહારાજ સાથે ભિક્ષા માટે જતા. સ્વામી મહારાજે વૃદ્ધશિક્ષા નામે એક વેદાંતવિષયક ગ્રંથ રચ્યો. તે ગ્રંથ દીક્ષિત સ્વામીને આપીને



સ્વામી મહારાજ બોલ્યા, "આ ગ્રંથની રચના તમારા માટે કરી છે." સ્વામી મહારાજે નૃસિંહવાડીના પૂજારીઓને કહ્યું હતું, "નૃસિંહ સ્વામી અને અમારામાં કોઇ ભેદ ન માનશો. હવે પછીથી તેમને જ ગુરુ માનજો. તેમની આજ્ઞાનું પાલન કરજો."

## (૨) દંડ દીક્ષાનું નિમિત્ત :

તેમને સ્વામી મહારાજની સંમતિથી સંન્યાસદીક્ષા મળી. દંડ પણ સ્વામી મહારાજ પાસેથી મળે તે માટે તેમણે સ્વામી મહારાજને પ્રાર્થના કરી. સ્વામી મહારાજનું બધું જ કામ દત્તાજ્ઞાથી ચાલતું. તેઓશ્રીએ કહ્યું કે દત્તાજ્ઞા હશે તો જ મળશે. દીક્ષિત સ્વામી સ્વામી મહારાજની ઓરડી બહાર આખી રાત દત્ત પ્રભુને આર્તનાદથી પ્રાર્થના કરતા રહ્યા, "હે પ્રભુ ! સ્વામી મહારાજની આજ્ઞાથી સંન્યાસદીક્ષા લીધી. હવે દંડગ્રહણ બીજા પાસે કરવાનું? હે પ્રભુ ! તમને તો હું સૂચન કેવી રીતે કરી શકું? પરંતુ પ્રાર્થના અવશ્ય કરી શકું. સ્વામી મહારાજ દ્વારા જ દંડ પ્રાપ્ત થાય તેમ વિનંતી છે." આખી રાત આંખોમાંથી અશ્રુઓ વહી રહ્યાં.

સવારે સ્વામી મહારાજ જાગ્યા તો દીક્ષિત સ્વામી જાગતા જ ઊભા હતા અને નયનોમાંથી શ્રાવણ ભાદરવો ચાલુ હતો. સ્વામી મહારાજે પૂછ્યું, "સ્વામી, તમે આખી રાત જાગતા જ ઊભા છો?" "જાવ, દંડગ્રહણની તૈયારી કરો." આ શબ્દ સાંભળતાંની સાથે જ દીક્ષિત સ્વામીના હૈયામાં આનંદનાં ફુવારા ઊડવા લાગ્યા. તેમણે દંડની વ્યવસ્થા કરી જ હતી. આમ સંન્યાસની દીક્ષા પછી દંડદીક્ષા પણ દીક્ષિત સ્વામીને પ.પૂ.વાસુદેવાનંદ સરસ્વતી મહારાજ પાસેથી મળી.

સ્વામી મહારાજે તેમને વાડીમાં જ વાસ્તવ્ય કરવા જણાવ્યું હતું. દીક્ષિત સ્વામીએ નૃસિંહવાડીની સામે પાર ઔરવાડ (અમરેશ્વર) ગામે



શ્રીવાસુદેવાનંદ સરસ્વતી પીઠ નામની સંસ્થાની સ્થાપના કરી જેનો હાલ વિસ્તાર થઇ રહ્યો છે. ત્યાં અમરેશ્વરમાં જ ૬૪ યોગિનીઓનું સ્થળ તથા જેની ઝાલર ખાઇને દત્ત પ્રભુ રીઝ્યા હતા તે ભક્તનું ઘર પણ આવેલું છે.

શ્રીનૃસિંહસરસ્વતી (દીક્ષિત સ્વામી)નો મુકામ નરસોબાવાડીમાં હતો. તેમના ગુરુ પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી ગરુડેશ્વરમાં દેહલીલા સંકેલવાની તૈયારી કરતા હતા. તે નિમિત્તે શરીરમાં શારીરિક વ્યાધિ થઇ હોવાથી તેમની રુગ્ણ અવસ્થા હતી. શરીરને ખૂબ જ કષ્ટ પડી રહ્યું હતું. આ વાતની દીક્ષિત સ્વામીને ખબર પડી. તેમનું અંતઃકરણ ખૂબ જ વલોવાઇ ગયું. ગુરુમૂર્તિને સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય તે માટે તેમણે દત્તપાદુકા પર સતતધાર અભિષેક શરૂ કરાવ્યો. અમુક પૂજારીઓને અનુષ્ઠાનમાં બેસાડ્યા. કેટલાક પૂજારીઓને જપ કરવા કહ્યું. કેટલાક પૂજારીઓને શ્રીગુરુચરિત્રસપ્તાહપારાયણમાં બેસાડ્યા. અમુક સ્ત્રીભક્તોને પ્રદક્ષિણા કરવા કહ્યું. આમ લગભગ નૃસિંહવાડીના બધા નિવાસીઓને જુદાં જુદાં અનુષ્ઠાન માટે બેસાડ્યા.

તદ્ઉપરાંત શ્રીગુરુમૂર્તિને ઘણા સમયથી અતિસારનો રોગ હતો. તેના નિવારણ માટે દીક્ષિત સ્વામી દત્ત ભગવાનને વિવિધ ઔષધ અર્પણ કરવા લાગ્યા. તેમનો હેતુ દત્ત ભગવાનના બીજા સ્વરૂપ (શ્રીવાસુદેવાનંદ સરસ્વતી)ને આરોગ્ય પ્રાપ્ત થાય તે હતો. તેમણે વાડીથી પૂજારીઓને ગરુડેશ્વર મોકલ્યા તથા ત્યાંથી ગરુડેશ્વરની પરિસ્થિતિની જાણ તેમને ટપાલ દ્વારા થાય તેવી વ્યવસ્થા ગોઠવી. દીક્ષિત સ્વામી સ્વયં પણ ગરુડેશ્વર ગયા હોત પરંતુ તેમને સ્વામી મહારાજે વાડી છોડવાની મના કરી હતી. આથી તેઓ વાડીનો ત્યાગ ન કરતાં ગુરુ મહારાજના સ્વાસ્થ્ય માટે વિવિધ દૈવી પ્રયત્નો કરવા લાગ્યા.



વાડીના પૂજારીઓએ ગરુડેશ્વર જઇને સ્વામી મહારાજને જણાવ્યું કે વાડીમાં દીક્ષિત સ્વામી તેમના સ્વાસ્થ્ય માટે સતતધાર અનુષ્ઠાન તથા બીજા દૈવી ઉપાય યોજી રહ્યા છે. સ્વામી મહારાજે તેના જવાબમાં કહ્યું કે તેને લીધે જ ગાડું એક મહિનો આગળ ધકેલાયું છે. હવે તેમને જાણ કરો કે દેહ છોડવાની તૈયારી કરવાની છે માટે આરોગ્યના ઉપાયો બંધ કરે.

પૂજારીઓએ વધુમાં જણાવ્યું કે ગુરુ મહારાજની કષ્ટમય સ્થિતિ જોઇને દીક્ષિત સ્વામી શોક કરે છે. ત્યારે સ્વામી મહારાજે નીચેનો શ્લોક કહ્યો :

યસ્મિન્સર્વાણિ ભૂતાન્યાત્મૈવાભૂદ્ વિજાનત : |
તત્ર કો મોહ: ક: શોક એકત્વમનુપશ્યત: ||

(ઇશાવાસ્યોપનિષદ - ૭)

**અર્થ** : સર્વ ઠેકાણે પોતે જ બ્રહ્મરૂપ છે એવા અદ્વૈત જ્ઞાની પુરુષમાં શોક અને મોહ ક્યાં હોય છે? નૃસિંહસરસ્વતીને શોક કે મોહ નથી. અમને પણ ક્યાં કષ્ટ છે? અમે નીરોગી જ છીએ. આમ કહીને સ્વામી મહારાજ કમંડલુ લઇને ટેકરી પર જઇ આવ્યા. આમ તો તેઓ એકદમ અશક્ત હતા. ત્યાર બાદ તેમણે ફરી રુગ્ણાવસ્થા સ્વીકારી. વાડીના પૂજારીઓ માટે તે ન સમજાય તેવી વાત હતી. ગુરુ મહારાજનું કષ્ટ તથા શિષ્યનો શોક બંને વાત પૂજારી વર્ગને ન સમજાય તેવી હતી. કારણ કે તેઓ કાંઇ અદ્વૈત જ્ઞાની ન હતા.

## (૩) દીક્ષિત સ્વામીને પાદુકા આપી :

દીક્ષિત સ્વામીએ સ્વામી મહારાજ પાસે પૂજા અર્ચા માટે પાદુકાની માગણી કરી. સ્વામી મહારાજનો પાદુકા ન પહેરવાનો નિયમ હોવા છતાં દીક્ષિત સ્વામીની



ભાવના જોઇને કાષ્ટની પાદુકા પગમાં પહેરીને આપી. દીક્ષિત સ્વામીએ તથા તેમના ભક્ત મંડળે તે પાદુકાની "યથા દેવે તથા ગુરૌ" પૂજા અર્ચા કરી.

દીક્ષિત સ્વામી નૃસિંહવાડીથી સામે કિનારે ઔરવાડ એટલે કે અમરેશ્વર ગયા ત્યારે તે કાષ્ટપાદુકાઓ સાથે લેતા ગયા. અમરેશ્વરમાં ૬૪ યોગિનીઓનો વાસ તથા મંદિર છે. અમરેશ્વરસ્થાનનો વિકાસ દીક્ષિત સ્વામીએ કર્યો. ગરુડેશ્વરના દત્ત મંદિરના ખાત મુહૂર્ત પછી દીક્ષિત સ્વામી કમિટીમાં અધ્યક્ષસ્થાને રહ્યા.

રાજૂરમાં (ગોદાવરી કાંઠે) સ્વામી મહારાજનો મુકામ હતો. તેઓશ્રીના પૂર્વાશ્રમના લઘુ બંધુ શ્રીસીતારામ મહારાજનો યજ્ઞ હતો. ટાકળીના દાજી મહારાજ ત્યાં પધાર્યા હતા. શંકરકાકા આજેગાંવકર પણ ત્યાં જ હતા. પૈસાનો વરસાદ વરસતો હતો. તગારાંને તગારાં ભરીને નાણાં કોથળામાં ભરાતાં હતાં. સમૃદ્ધિએ બધી જ સીમાઓ ઉલ્લંઘી હતી. આવું ચિત્તાકર્ષક દશ્ય જોવા માટે દીક્ષિત સ્વામી ન હતા. સ્વામી મહારાજની આજ્ઞા હતી કે તેમણે નૃસિંહવાડી છોડવી નહીં.

પરંતુ અમુક ભક્તોને લાગ્યું કે આવું ઐશ્વર્ય જોવા દીક્ષિત સ્વામી હોય તો સારું. આથી તેઓએ વાડીમાં ખોટો કાગળ લખ્યો કે સ્વામી મહારાજે તેમને બોલાવ્યા છે. દીક્ષિત સ્વામીને ખબર ન હતી કે પત્ર ખોટો છે. આથી તેઓ રાજૂર જવા નીકળ્યા. રાજૂરથી ૧૦-૧૨ માઇલ દૂર દીક્ષિત સ્વામી હશે એટલે ભક્તો સ્વામી મહારાજને કહેવા લાગ્યા, "દીક્ષિત સ્વામી આવી રહ્યા છે." સ્વામી મહારાજે ખાતરીપૂર્વક કહ્યું, "તે આવશે નહીં."

દીક્ષિત સ્વામી રાજૂર આવ્યા અને સ્વામી મહારાજનાં દર્શન કરવા ગયા પરંતુ સ્વામી મહારાજે નીચું જોયું અને ગુરુશિષ્યની આંખથી આંખ ના મળી. તેમનું હૈયું વલોવાઇ ગયું. પોતે સદ્‌ગુરુનું અંતઃકરણ દુભાવ્યું હતું. બીજાએ લખેલ પત્ર પર વિશ્વાસ મૂક્યો હતો. પરંતુ તેને લીધે ગુરુ આજ્ઞાનો ભંગ થયો હતો.



ભલે ભૂલને લીધે આમ બન્યું પરંતુ જે થયું તે તો ખોટું જ થયું હતું. છેવટે શ્રીસીતારામ મહારાજ સ્વામી મહારાજ પાસે ગયા અને હાથ જોડી પ્રાર્થના કરી, "મેં જ કાગળ લખીને દીક્ષિત સ્વામીને બોલાવ્યા છે. ભૂલ મારી છે. દીક્ષિત સ્વામીની નહીં. ક્ષમા કરજો." યજ્ઞસમાપ્તિ પછી પણ દીક્ષિત સ્વામી ગુર્વાજ્ઞાથી રાજૂરમાં રહ્યા. પરંતુ પ્રથમ દર્શને જે ગુરુ મહારાજે નીચી નજર કરી તેનાથી તેમના અંતઃકરણને ઘણી વેદના થઇ. દીક્ષિત સ્વામીએ ઇ.સ.૧૯૨૭ આશ્વિન વદ ૭ના રોજ અયોધ્યામાં સમાધિ લીધી.



## પ્રકરણ-૨

## શ્રી સીતારામ મહારાજ

### (૧) બાળપણ તથા કિશોરાવસ્થા :

સીતારામ મહારાજ સ્વામી મહારાજના નાના ભાઇ થાય. તેમનો જન્મ ચૈત્ર સુદ પાંચમ ના રોજ શક ૧૭૮૦ના થયો હતો. રામ નવરાત્રીમાં તેમનો જન્મ થવાને લીધે તેમનું નામ સીતારામ પાડવામાં આવ્યું. સીતારામના વ્રતબંધ વખતે પિતાજી ગણેશભટ્ટનો દેહવિલય થઇ ગયો હતો. આથી સ્વામી મહારાજના હસ્તે તે વિધિ થયો. નાનપણમાં તેમને દૂધભાત ખૂબ ભાવતાં. ઘરે દૂધ ન હોય તો આડોશ-પાડોશ કે રબારી પાસેથી લાવવું પડતું. આગળ જતાં સ્વામી મહારાજે દૂધની સ્વતંત્ર વ્યવસ્થા કરી હતી.

માણગાંવમાં મોટા ઉત્સવો થવાની શરૂઆત થઇ. તે સમયે ઉત્સવની અમુક જવાબદારી સીતારામ પર આવતી. તેઓ ત્યારે ફક્ત છ વર્ષના હતા. તેમનો પરોપકારી સ્વભાવ તથા બુદ્ધિચાતુર્ય જોઇને સ્વામી મહારાજ તેમને ભલોબા નામે બોલાવતા. તે જ પ્રમાણે ત્રીજા ભાઇ હરિભટ્ટને દત્તોબા નામે બોલાવતા. સીતારામને નાનપણથી જ સંગીતમાં વિશેષ રુચિ હતી. તે જોઇને સ્વામી મહારાજે તે સમયે ૩૦ રૂપિયાના પગારથી સંગીતશિક્ષકની વ્યવસ્થા કરી હતી. તેઓ તબલાં તથા સિતાર સરસ રીતે વગાડતા. પ્રાથમિક શિક્ષણ સાથે વ્રતબંધ પછી તેમણે શાસ્ત્રીબુવા પાસે સ્વશાખા ઋગ્વેદનું અધ્યયન કર્યું. રુદ્રી, પુરુષ સૂક્ત, પંચાયતન



તથા દત્તાત્રેયનાં સ્તોત્રો પણ શાસ્ત્રીબુવાએ તેમને શિખવાડ્યાં. સાંજે પંચપદી વખતે સીતારામ શાસ્ત્રીબુવાને તબલાં પર સાથ આપતા. તેમની રુચિ પ્રમાણે તેઓ વિવિધ રાગ અનુસાર સ્વામી મહારાજને ભજનોની રચના કરવા કહેતા તથા સ્વામી મહારાજ પણ તેમની જિજ્ઞાસા સંતોષતા.

સીતારામને નાનપણમાં નવાં નવાં વસ્ત્રો પહેરવાનો શોખ હતો. શાસ્ત્રીબુવા તો એકદમ વિરક્ત હતા. પરંતુ તેઓ સીતારામનો શોખ પૂરો કરતા. સીતારામની ભ્રૂમધ્યમાં તુલસીના રસથી શાસ્ત્રીબુવા તિલક કરતા તથા કહેતા, “અમારો ભલોબા કેવો દેવ જેવો સુંદર દેખાય છે.”

સ્વામી મહારાજે દેવની આજ્ઞાથી સતી અન્નપૂર્ણા સાથે માણગાંવ છોડીને પ્રયાણ કર્યું ત્યારે સીતારામે સતી અન્નપૂર્ણા પાસેથી વસ્ત્રોનું પોટલું લઇ લીધું. શાસ્ત્રીબુવા બોલ્યા, “ભલોબા, તમે ક્યાં ચાલ્યા?” સીતારામ કહે, “જ્યાં તમે, ત્યાં હું.”

શાસ્ત્રીબુવાએ જણાવ્યું, ભલા, તને દિવસમાં ત્રણ વખત દૂધભાત જોઇએ, તને સારાં-સારાં વસ્ત્રો પહેરવાનો શોખ છે. અમે તો કદી જંગલમાં, કદી ગામ બહાર નિવાસ કરીશું. તેમાં તારા શોખ પૂરા નહીં થાય. તું માતાજીની સેવા કર એ જ શ્રેયકર છે. ભલોબા ઉર્ફે સીતારામ પણ માની ગયા.

સીતારામે માતાજીની અંત:કરણપૂર્વક સેવા કરી તથા માતૃઆજ્ઞા લઇને ગુરુતુલ્ય પોતાના મોટાભાઇ શ્રીવાસુદેવાનંદસરસ્વતીને મળવા માણગાંવ છોડ્યું. માતાજી તથા મોટા બંધુ શ્રી હરિભટ્ટની આજ્ઞા તેમણે લીધી. ગામના પ્રપંચી લોકો તેમના આ ધ્યેયમાં ફરી ખલેલ ન કરે તે માટે તેઓ ક્યાં અને ક્યારે જવાના તે વિશે મિત્રોને વાત ન કરી અને સુખ-સાહ્યબીનાં વસ્ત્રો પરિધાન કરી માણગાંવ છોડ્યું.



ઘણે દૂર ગયા પછી કિંમતી વસ્ત્રોનો ત્યાગ કર્યો તથા કૌપીન પહેરીને એક સોટી તથા લોટો અને બે પંચિયાં લઈને આગળ માર્ગક્રમણ કર્યું.

## (૨) નૃસિંહવાડી તથા ગ્વાલિયર થઈને હરિદ્વાર તરફ પ્રયાણ :

માણગાંવ છોડીને સીતારામે નૃસિંહવાડીનો રસ્તો પકડ્યો. ત્યાં સ્વામીના શિષ્ય નારાયણ દીક્ષિત હતા. હજુ તેમણે સંન્યાસ લીધો ન હતો. સ્વામીજીના બંને શિષ્યોએ અરસ-પરસ સ્વામી વાસુદેવાનંદ સરસ્વતીની દિવ્ય લીલાના પ્રસંગોની આપ-લે કરી. નારાયણ દીક્ષિતની આજ્ઞા લઈને સ્વામી મહારાજની શોધમાં તેઓએ આગળ પ્રયાણ કર્યું. ગંગાખેડમાં જ્યાં સ્વામી મહારાજે સંન્યાસ લીધો હતો તે સ્થળનાં દર્શન કરી ઉજ્જૈન ગયા. ત્યાં શ્રીનારાયણાનંદ સ્વામીનાં દર્શન કરી સ્વામી મહારાજ વિશે પૂછપરછ કરી. યતિ શ્રીનારાયણાનંદને તે વિશે માહિતી ન હતી. આથી સીતારામે ગ્વાલિયર તરફ પ્રયાણ કર્યું. પ્રવાસમાં પણ તેઓ નિત્ય સ્નાન, સંધ્યા, પોથીવાંચન તથા બ્રાહ્મણના ઘરની માધુકરી માગીને નિર્વાહ ચલાવતા.

ગ્વાલિયરમાં સંસ્કૃત પાઠશાળા હતી. તેમાં સીતારામ ભટ્ટે શાસ્ત્ર અધ્યયન કરવા વિચાર કર્યો. ત્યાં તેમણે ત્રણ વર્ષમાં ન્યાય તથા વ્યાકરણનો અભ્યાસ પૂર્ણ કર્યો તથા સ્વામી મહારાજ પાસે વેદાંતનો અભ્યાસ કરવાનો નિશ્ચય કરીને હરિદ્વાર તરફ પ્રયાણ આદર્યું. ગ્વાલિયરમાં તેમણે ત્રણ વર્ષ નિવાસ કર્યો હતો. ત્યાંથી તેઓ હરિદ્વાર આવ્યા.

"અયોધ્યા મથુરા માયા કાશી કાંચી અવંતિકા |
પુરી દ્વારાવતી ચૈવ સપ્તૈતે મોક્ષદાયિકા ||"



આ ઉક્તિ અનુસાર માયાનગરી એટલે કે હરિદ્વાર આ સપ્તપુરી પૈકી એક હોવાથી ત્યાં સીતારામ મહારાજ આવ્યા હતા.

## (૩) હરિદ્વારમાં યોગાભ્યાસ :

ગ્વાલિયરથી નીકળી સીતારામ ભટ્ટ પગપાળા હરિદ્વાર આવી પહોંચ્યા. ત્યાં તેમને શ્રીજાલવણકર નામે એક યોગી સત્પુરુષનો ભેટો થઇ ગયો. આ યોગી પાસે તેમણે યોગાભ્યાસ શરૂ કર્યો. સમય જતાં શ્રીજાલવણકરે સીતારામનાં માતા-પિતા અંગે પૂછપરછ કરતાં સીતારામ ભટ્ટે જણાવ્યું કે તેઓ તેમના મોટાભાઇ તથા ગુરુસ્વરૂપ શ્રીવાસુદેવાનંદ સરસ્વતીની શોધમાં ભારતભ્રમણ કરી રહ્યા છે. શ્રીજાલવણકરે જણાવ્યું કે બ્રહ્માવર્તમાં તમારા બંનેના મિલનની શક્યતા છે. આથી યોગીરાજ શ્રીજાલવણકરની આજ્ઞા લઇ તેઓ બ્રહ્માવર્ત ગયા.

બ્રહ્માવર્તમાં સીતારામ ભટ્ટે એક હનુમાનજીના મંદિરમાં મુકામ કર્યો. ત્યાં તેઓ રોજ સ્નાન, સંધ્યા, જપ, પોથીવાંચન તથા બ્રાહ્મણના ઘરે માધુકરી માગીને કાલક્રમણ કરતા. બપોરે વેદાંતનું વાંચન કરતા. પરંતુ ગુરુસ્વરૂપ સ્વામી મહારાજનાં દર્શન ન થવાથી મન વ્યાકુળ રહેતું. આર્તસ્વરે સ્વામી મહારાજને વારંવાર બોલાવતા રહેતા. તે આર્તબૂમ સ્વામી મહારાજે સાંભળી હોય તેમ એક બ્રાહ્મણ તેમને મળ્યો અને જણાવ્યું કે તેઓ રામમંદિરમાં એક વિદ્વાન સંન્યાસીનાં પ્રવચન સાંભળવા જાય. ત્યાં તેમનું સ્વામી મહારાજ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સાથે નાટકીય મિલન થયું.



## (૪) બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજ સાથે નાટકીય મિલન :

એક બ્રાહ્મણના કહેવાથી સીતારામ ભટ્ટ ગંગાકિનારે આવેલાં રામમંદિરમાં પ્રવચન સાંભળવા ગયા. અહીં પણ એક પ્રવચનકાર વ્યાસપીઠ પર બેસીને પ્રવચન કરતા હતા. એક શ્લોકનો અર્થ તેમને આવડ્યો નહીં. આથી સ્વામી મહારાજે પ્રવચનસમાપ્તિ પછી અત્યંત સુંદર રીતે શ્લોકનો અર્થ કહ્યો. તેથી તે પ્રવચનકારે સ્વામી મહારાજને આગ્રહભરી વિનંતી કરી કે તેઓ રોજ પ્રવચન કરે. તે અનુસાર સ્વામી મહારાજ ત્યાં રોજ પ્રવચન કરતા.

પ્રવચન સાંભળવા સીતારામ ભટ્ટ રામમંદિરે ગયા ત્યારે પ્રવચનકાર સંન્યાસી વ્યાસપીઠ પર આસનસ્થ હતા તથા પ્રવચન શરૂ કરવાના હતા. સીતારામ ભટ્ટે વ્યાસપીઠને નમસ્કાર કરી શ્રોતાઓની છેલ્લી પંગતમાં સ્થાન લીધું. સ્વામી મહારાજનું પ્રવચન ઉત્તમ હતું. સીતારામ ભટ્ટે પ્રવચનસમાપ્તિ પછી પણ વંદન કર્યાં અને પોતાને મુકામે ગયા. તેમને લાગ્યું કે એ સંન્યાસી તેમના પૂર્વાશ્રમના બંધુ જ છે. પરંતુ હવે તેમણે સંન્યાસ લીધો હોવાથી પૂર્વાશ્રમની વાતો કરવી નિરર્થક છે. પરંતુ દત્તભગવાનને ચિંતા થઇ. એક પ્રખર સંન્યાસી હોવા છતાં જન્મદાત્રી માતાને શું ભૂલી જવી? માતાને અવશ્ય શ્રદ્ધાંજલિ આપવી જોઇએ, પછી તે ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થી કે સંન્યાસી કોઇ પણ હોય. દત્ત ભગવાને સ્વામી મહારાજને જણાવ્યું કે પૂર્વાશ્રમના બંધુ સીતારામ અહીં આવ્યા છે. તેમને માતુશ્રી વિશે પૂછવું. આથી સ્વામી મહારાજે બીજા દિવસે પૂછવાનું નક્કી કર્યું.

બીજા દિવસે પ્રવચનસમાપ્તિ પછી સ્વામી મહારાજે અંગત વ્યક્તિને કહ્યું કે પેલા છેલ્લા બેઠેલા શ્રોતા બહાર જાય છે તેમને બોલાવી લાવો. તે વ્યક્તિ સીતારામ ભટ્ટ પાસે આવી અને સ્વામી મહારાજની આજ્ઞા સંભળાવી.



સીતારામ ભટ્ટે આશ્ચર્યથી કહ્યું, "મને બોલાવે છે? મારે સંધ્યાનો સમય થઇ ગયો." સીતારામે ઘણી બાળહઠ કરી હતી. આથી સ્વામી મહારાજે ફરી જણાવ્યું કે "તેમને અવશ્ય બોલાવો. તેમની માતા વિશે જાણવું છે."

છેવટે સીતારામ ભટ્ટ સ્વામી મહારાજ પાસે આવી પહોંચ્યા. આદર સહિત પ્રણામ કરીને વિનયથી તેમની નજીક બેઠા. સ્વામી મહારાજે પૂછ્યું, "માણગાંવ ક્યારે છોડ્યું? માતાજીનું સર્વ ક્ષેમ છે ને?" સીતારામ ભટ્ટે જણાવ્યું કે "માણગાંવ છોડ્યે ચાર-પાંચ વર્ષ થયાં. હરિદ્વારમાં હતો ત્યારે માતુશ્રીના નિધનને બે મહિના થયા હતા. બ્રહ્માવર્તમાં આવ્યાને ૧૦-૧૨ દિવસ થયા છે."

માતૃનિધનની વાત સાંભળીને સ્વામી મહારાજ તરત જ ગંગાસ્નાન માટે દંડ લઇને ગયા. માતૃ-નિધનના અશૌચથી સંન્યાસી સ્નાનમાત્રથી શુદ્ધ થાય છે. પરંતુ સંન્યાસી થયા એટલે માતાજીને સંપૂર્ણ ભૂલી જવું એવું નથી. સંન્યાસી પિતાને પગે ન લાગે તો ચાલે પરંતુ માતાનાં દર્શન થતાં તો તેમને પ્રણામ કરવાની શાસ્ત્રાજ્ઞા છે. સ્વામી મહારાજે તે પ્રમાણે માતાજીને શ્રદ્ધાંજલિ આપી. "અત્યાર સુધી શું કર્યું?" એમ પૂછતાં સીતારામ ભટ્ટે ગ્વાલિયરમાં કરેલા શાસ્ત્રાધ્યયન તથા હરિદ્વારમાં કરેલા યોગાભ્યાસ વિશે માહિતી આપી. હવે આગળ શું કરવું તે વિશે તેમણે સ્વામી મહારાજને વિનંતી કરી.

સીતારામ ભટ્ટને કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત કરવું હતું. પરંતુ સ્વામી મહારાજે તેમને ૨૪ લાખ ગાયત્રી મંત્ર પુરશ્ચરણ કરવા કહ્યું. સીતારામ ભટ્ટે પુરશ્ચરણ દરમ્યાન ત્યાં જ નિવાસ કરવા માટે સ્વામી મહારાજને વિનંતી કરી જેનો સ્વામી મહારાજે સ્વીકાર કર્યો. સીતારામ ભટ્ટ પણ હનુમાનજીનું મંદિર છોડીને રામમંદિરમાં રહેવા આવ્યા. સ્વામી મહારાજની ઓરડી અલગ હતી. તેમને પણ રામમંદિરમાં એક અલગ ઓરડી મળી.



## (૫) સીતારામ મહારાજનું બ્રહ્માવર્તમાં ગાયત્રીપુરશ્ચરણ :

સીતારામ ભટ્ટે માણગાંવમાં ભગવદ્ ભજન તથા ભગવદ્ સેવા ઉપરાંત ઉત્સવો દરમ્યાન પોતાની સેવા રજૂ કરી હતી. તેમનાથી વિશેષ શાસ્ત્રાધ્યયન તથા મંત્રપુરશ્ચરણ થયું ન હતું. મનુષ્યના આધ્યાત્મિક વિકાસ માટે આ બંને અંગો આવશ્યક છે. ઉપરની ઊણપો દૂર કરવા જ સીતારામ ભટ્ટને માણગાંવ છોડ્યા પછી ગ્વાલિયરમાં શાસ્ત્રાધ્યયનની તીવ્ર ઇચ્છા જાગી તથા તે તેમણે ગ્વાલિયરની પાઠશાળામાં અધ્યયન કરી પોતાની જિજ્ઞાસા પૂરી કરી. તેના પછી બીજું અંગ એટલે તપશ્ચર્યા-બાકી હતી. બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજે તેમને ૨૪ લાખ ગાયત્રીમંત્રનાં પુરશ્ચરણ માટે આજ્ઞા આપી. પુરશ્ચરણ દરમ્યાન સ્વામી મહારાજે પણ ત્યાં જ નિવાસ કરવા સહર્ષ સંમતિ આપી.

પુરશ્ચરણ શરૂ થયું. સ્વામી મહારાજનો મુકામ ત્યાંનાં રામમંદિરમાં હતો. સીતારામ ભટ્ટને પણ રામમંદિરમાં નિવાસ આપ્યો. તેઓ રોજ સ્વામી મહારાજનાં દર્શન કરીને પછી પુરશ્ચરણનો જાપ શરૂ કરતા. તેમણે અવલોકન કર્યું કે સ્વામી મહારાજની ઓરડી અસ્વચ્છ તથા તેનું લીંપણ ઠેર ઠેર ઊખડેલું છે. બીજા કોઈ ભક્ત તેના તરફ ધ્યાન આપતા નથી. આથી તેમણે જાતે તે ઓરડી સ્વચ્છ કરવાનું નક્કી કર્યું. સ્વામી મહારાજના નિત્ય અનુષ્ઠાનમાં બાધા ન આવે તથા પોતાનું અનુષ્ઠાન પણ ચાલુ રહે તે રીતે સ્વચ્છતા અભિયાનનો પ્રારંભ કરવાનો નિર્ણય કર્યો.

આગલા દિવસે ગામમાંથી છાણ ભેગું કર્યું. સ્વામી મહારાજ સ્નાન માટે તથા દૈનિક અનુષ્ઠાન માટે નદી પર જાય ત્યારે ઓરડીને સ્વચ્છ કરવાનું નક્કી



કર્યું. સ્વામી મહારાજ સ્નાન માટે દંડકમંડલુ લઇને નદી પર ગયા. આ બાજુ સીતારામ ભટ્ટે ઓરડીને વાળીઝૂડીને સાફ કરી તથા છાણથી લીંપીને સુકાઇ ગયા પછી રંગોળી પણ પૂરી. પછી પોતાની ઓરડીમાં મંત્ર અનુષ્ઠાનમાં બેઠા. જ્યારે સ્વામી મહારાજ ઓરડી પર પાછા આવ્યા ત્યારે તેમણે ઓરડી સ્વચ્છ તથા લીંપેલી જોઇ. પોતાની ઓરડીમાં બીજા કોઇએ પ્રવેશ કર્યો છે તેમ જાણીને તેઓ ગુસ્સે થયા. તેઓશ્રીએ પ્રથમથી જ બ્રહ્માવર્તના લોકોને જણાવ્યું હતું કે તેમના સિવાય કોઇએ પણ ઓરડીમાં પ્રવેશ કરવો નહીં. ઓરડીની સ્વચ્છતા પણ તેઓશ્રી જાતે જ કરશે. જો કોઇ વ્યક્તિ તેમની ઓરડીમાં પ્રવેશ કરશે તો તેઓ બ્રહ્માવર્ત છોડીને જતા રહેશે.

સીતારામ ભટ્ટને આ સૂચનાની ખબર ન હતી. તેઓ તો ગુરુતુલ્ય પોતાના સહોદરની સેવા કરીને તેના દ્વારા પોતાના પુરશ્ચરણને વધુ તેજસ્વી બનાવવા ઇચ્છતા હતા. તેમને સ્વામી મહારાજની ઓરડી સ્વચ્છ કરતા જોઇ એક સ્થાનિક નિવાસીએ જણાવ્યું હતું કે "આ તમે શું કર્યું? હવે આ સંન્યાસીબુવા આ સ્થળને તરત જ છોડી દેશે." આ વાત સાંભળી ત્યારે સીતારામ ભટ્ટે જણાવ્યું કે આવું કશું થાય તો તેઓને જાણ કરે. સ્વામી મહારાજે સ્થળ છોડવા માટે તૈયારી કરી અને દંડને પરશુમુદ્રા બાંધી જે પ્રસ્થાન કરવા અંગે સૂચક હતું. ગ્રામવાસીઓ ચિંતામાં પડ્યા. તેઓએ સ્વામી મહારાજને વિનંતી કરી કે ગ્રામવાસીઓ પૈકી કોઇએ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું ન હતું. મંદિરમાં નવા જ રહેવા આવેલા અનુષ્ઠાનાર્થી બ્રહ્મચારી દ્વારા તે ભૂલ થઇ હતી અને તેઓ આ અંગે અજાણ હતા. છતાં સ્વામી મહારાજ તો તેમના નિર્ણયમાં અડગ હતા. છેવટે ગ્રામવાસીઓએ આ સંકટમાંથી બચાવવા સીતારામ ભટ્ટને વિનંતી કરી. સ્વામી મહારાજ જેવી તપસ્વી વિભૂતિનો સંગ નહીં મળે તે વાત જાણી ત્યાંના જ્ઞાનપિપાસુ ભક્તોને ઘણું દુ:ખ થયું.



સીતારામ ભટ્ટ સ્વામી મહારાજ પાસે આવ્યા અને દંડવત્ કરી પોતાની થયેલી ભૂલ અંગે માફી માગી તથા તે માટે ગ્રામવાસીઓને દંડ ન આપવા આગ્રહભરી વિનંતી કરી. જો કે સ્વામી મહારાજ તેમના નિર્ણયમાં અડગ જ રહ્યા. છેવટે સીતારામ ભટ્ટ પણ પોતાનો સામાન સમેટીને સ્વામી મહારાજ સાથે જવા તૈયાર થયા. સ્વામી મહારાજે આશ્ચર્યથી પૂછ્યું, “તમે ક્યાં નીકળ્યા?” સીતારામ ભટ્ટે જવાબ આપ્યો, “તમારી સાથે.” સ્વામી મહારાજે પૂછ્યું, “પછી પુરશ્ચરણનું શું? એક જ સ્થળે તે કરવાનું હોય છે.” સીતારામ ભટ્ટે કહ્યું કે, “પરંતુ સમગ્ર પુરશ્ચરણમાં આપ સાંનિધ્ય આપશો તેવો મને વિશ્વાસ હતો. હવે આપ જો સ્થળનો ત્યાગ કરશો તો આપનાં સાંનિધ્ય માટે હું પણ આ સ્થળનો ત્યાગ કરીશ. જ્યાં જ્યાં આપ જશો ત્યાં ત્યાં હું ટુકડે ટુકડે જપસંખ્યા પૂરી કરીશ. કદાચ પુરશ્ચરણનું ફળ ન મળે તોય ચાલશે, આપનાં સાંનિધ્યથી તેમાં કાંઇ વિશેષ છે?”

નાનપણમાં સીતારામ ભટ્ટે ઘણી બાળહઠો કરી હતી તે સ્વામી મહારાજ જાણતા હતા. હવે ફરી પોતાના હઠાગ્રહને કારણે અધવચ્ચે જ પુરશ્ચરણ છોડી દેવા અંગે સ્વયં કારણભૂત થાય તે અયોગ્ય છે તેમ સમજીને સ્વામી મહારાજે પૂછ્યું, “અને જો હું અહીં નિવાસ ચાલુ રાખું તો?” સીતારામ ભટ્ટે કહ્યું, “તો આ સેવક અહીં જ પુરશ્ચરણ પૂરું કરશે.” છેવટે તપસ્યારૂપ અનુષ્ઠાનમાં સાધકે દૃઢ નિશ્ચય રહેવા અંગે કોઇપણ ગેરસમજ ન ફેલાય તેવા લોકશિક્ષણના હેતુથી સ્વામી મહારાજે બ્રહ્માવર્તમાં જ નિવાસ કરવાનું નક્કી કર્યું અને આ રીતે સીતારામ ભટ્ટનું ૨૪ લાખનું ગાયત્રીમંત્રનું પુરશ્ચરણ સ્વામી મહારાજ જેવા દત્તાવતારી સંતનાં સાન્નિધ્યમાં નિર્વિઘ્ને પૂરું થયું. સ્વામી મહારાજે દંડની પરશુ મુદ્રા છોડી તથા દંડને જમીન પર મૂક્યો. બ્રહ્માવર્તમાં બધા ગ્રામવાસીઓને આનંદ આનંદ થઇ ગયો.



## (ક) બ્રહ્માવર્તમાં ભયંકર આંધીમાંથી સીતારામ મહારાજનો બચાવ :

સીતારામ મહારાજ અને પ.પૂ. વાસુદેવાનંદ સરસ્વતી બંનેનો મુકામ બ્રહ્માવર્તમાં હતો. સાંજના સમયે સીતારામ મહારાજ તથા શ્રીકુલકર્ણી ગંગાકાંઠે સ્નાન કરવા ગયા. તે સમયે મોટી આંધી આવી. તેનું સ્વરૂપ એવું તો ભયંકર હતું કે રેતી આંખમાં, નાકમાં જતી હતી. શ્વાસ થંભી જાય. રેતીનો વેગ એટલો બધો હતો કે પથ્થરની જેમ વાગે. શ્રી સીતારામ મહારાજ (જેઓ તે સમયે બ્રહ્મચારી તરીકે ઓળખાતા હતા) તથા શ્રીકુલકર્ણી બંને આંધીમાં સપડાયા. આંધીમાંથી બચવાનો કોઇ આરો ન હતો. છેવટે સીતારામ મહારાજે ઇશ્વરતુલ્ય પોતાના સહોદર તથા ગુરુસ્વરૂપે બિરાજમાન કરેલ સ્વામી મહારાજને સંકટમાંથી બચાવવા આર્તસ્વરે પ્રાર્થના કરી.

આ બાજુ સ્વામી મહારાજને સંકેત થયો કે કોઇ ભક્ત તેમને સંકટમાં મદદ કરવા બોલાવે છે. તેમણે ત્યાંના નિવાસીને પૂછ્યું કે નદીકાંઠે કોણ કોણ ગયું છે? સીતારામ બ્રહ્મચારી તથા શ્રીકુલકર્ણી ગંગાકિનારે સ્નાન માટે ગયાના તેમને સમાચાર મળ્યા. તેમણે ક્ષણાર્ધમાં નિર્ણય લીધો અને પોતાની ઓરડીનાં દ્વાર બંધ કરીને અંદર જતા રહ્યા. તેઓ શું કરતા હતા તેની કોઇને ખબર ન પડી પરંતુ તેઓ ઓરડી બહાર આવ્યા ત્યારે આંધી શમી ગઇ હતી. સીતારામ ભટ્ટ તથા કુલકર્ણીને અચાનક આંધી શમી ગઇ તેનો આનંદ થયો તથા તેઓ ઇશ્વરનો પાડ માનવા લાગ્યા.

આ બાજુ મુકામે આવતાં સીતારામ મહારાજ તથા કુલકર્ણીને સ્વામી મહારાજે સામાન્ય પૂછપરછ કરી તથા ઇશ્વરે તેમને બચાવ્યા એમ કહીને



સંકટનિવારણનું કર્તૃત્વ પોતાની પાસે ન રાખ્યું. સીતારામ ભટ્ટે ગ્રામનિવાસીઓને પૂછતાં તેમણે જણાવ્યું કે સ્વામી મહારાજે પૂછ્યું હતું કે ગંગાકાંઠે કોણ ગયું છે? ત્યાર પછી ઓરડીનું બારણુ બંધ કરી તેઓ કશું કરતા હતા તે અંગે કોઇને કાંઇ ખબર ન પડી. થોડી જ ક્ષણોમાં આંધી શમી ગઇ અને તમે બંને પાછા સુખરૂપ આવી ગયા. ઈશ્વરાવતાર માટે આંધી-પૂર ઉપર નિયંત્રણ કરવું શકય હોય છે. પંચ-મહાભૂત ઉપર પણ તેમની સત્તા ચાલતી હોય છે.

બ્રહ્માવર્તમાં ગાયત્રીપુરશ્ચરણ પૂરું કરીને સ્વામી મહારાજ પાસે સીતારામ ભટ્ટે વેદાંતનો અભ્યાસ શરૂ કર્યો. બ્રહ્મસૂત્ર, ઉપનિષદો તથા શ્રીમદ્ ભગવદ્ ગીતા આ પ્રસ્થાનત્રયીનો અભ્યાસ પૂરો કર્યો. પછી બંને ગંગોત્રીની યાત્રાએ ગયા. ત્યાંથી સ્વામી મહારાજ દક્ષિણ ભારતના પંથે વળ્યા તથા સીતારામ મહારાજ પણ પોતાની રીતે પદયાત્રાથી નૃસિંહવાડી, ઔદુંબર થઇ કોલ્હાપુર તરફ ગયા.

## (૭) સીતારામ મહારાજની હિંગોલીની લીલા :

રાજૂરથી સીતારામ મહારાજ હિંગોલી ગામે આવ્યા. અહીં દત્તજયંતીનો ઉત્સવ સારી રીતે ઊજવાયો. ત્યાર પછી સીતારામ મહારાજ પ્રસ્થાન કરવાના હતા પરંતુ ત્યાંના ભકતશ્રેષ્ઠ શ્રીહેમરાજ મારવાડીને કારણે તેઓને ત્યાં રોકાવું પડ્યું. શ્રીહેમરાજ કોઇ અકળ બીમારીમાં સપડાયા. તેઓ શ્રીમંત હોવાથી સર્વશ્રેષ્ઠ ઉપચારો કરવામાં આવ્યા. પરંતુ રોગ મચક આપતો ન હતો. છેવટે શ્રીહેમરાજે સીતારામ મહારાજ પાસેથી વિભૂતિ, ચરણામૃત લેવાનું નક્કી કર્યું.

શ્રીહેમરાજ મારવાડીએ વિનંતીના સ્વરૂપમાં જણાવ્યું, "હે દયાવંત, આપ જો કૃપા કરો તો જ હું આ બીમારીમાંથી બચી શકીશ અને બાકીનું આયુષ્ય



સ્વામી મહારાજના ગુણાનુવાદમાં ખર્ચી શકીશ. તમારા વિના મને કોણ બચાવશે?" સીતારામ મહારાજે તેમને આશ્વાસન આપતાં જણાવ્યું કે સ્વામી મહારાજની પ્રાર્થના કરો. તેઓ જરૂર કૃપા કરશે. હેમરાજે જણાવ્યું કે તેઓને સ્વામી મહારાજ તથા સીતારામ મહારાજમાં કોઇ ભેદ દેખાતો નથી. છેવટે સીતારામ મહારાજે કહ્યું કે તેઓ બીમારીમાંથી સાજા ન થાય ત્યાં સુધી પોતે હિંગોલીમાં જ મુકામ કરશે.

સીતારામ મહારાજે હેમરાજ મારવાડીને તીર્થ, વિભૂતિ તથા વિવિધ ઔષધિઓ આપીને રોગ મટાડવાનો પ્રયત્ન કરી જોયો પરંતુ રોગ ઓછો થવાને બદલે વધતો જ ગયો. તે પછી સીતારામ મહારાજે હેમરાજના જન્માક્ષર જોવા માટે માગ્યા. તેમાં જોતાં હવે એકાદ દિવસનું જ આયુષ્ય બાકી હતું. સીતારામ મહારાજે તેમને જણાવ્યું કે તેઓ હવે સર્વ ચિંતા છોડી દઇને દાન-ધર્મ જે કરવું હોય તે કરે. હેમરાજે જણાવ્યું કે તેમને બીજી કોઇ ઐહિક કામના નથી પરંતુ દત્તમંદિરના દૈનિક ખર્ચ માટે એકાદ ખેતર તથા ફૂલનો એક બગીચો તથા મંદિર માટે નાની દુકાન કે મકાન આપવાની તેમની ઇચ્છા છે. તે ઇચ્છા અધૂરી રહી જશે. આ પારમાર્થિક ઇચ્છા જોઇને સીતારામ મહારાજને દયા આવી તથા તેઓએ સ્વયં સ્વામી મહારાજને પ્રાર્થના કરવાનું નક્કી કર્યું.

સીતારામ મહારાજે સ્વામી મહારાજને આર્તસ્વરે વિનંતી કરતાં સ્વામી મહારાજે તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યાં તથા જણાવ્યું કે સંકટનિવારણ કરવાની સંપૂર્ણ શક્તિ સ્વયં તેમના (સીતારામ મહારાજ)માં છે. આવી બાબતોમાં હવે તેઓશ્રીને નિષ્કારણ ત્રાસ ન આપે. નાણાં ધીરધાર કરનાર શ્રોફના મુનીમ પાસે લેણદાર તથા દેવાદાર બંનેનાં નાણાં એકત્ર હોય છે. મુનીમ ધારે તો પૈસા ખર્ચી શકે છે. પરંતુ ખાતાવાર ખતવણી અવશ્ય કરવી પડે છે. કોઇક જીવનું આયુષ્ય ખૂટ્યું હોય તો બીજાનું આયુષ્ય શું લઇ શકાય? બાબરે પોતાનું આયુષ્ય પોતાના



પુત્ર હુમાયુને આપ્યું હતું તે ઈતિહાસ પ્રસિદ્ધ છે. નૃસિંહસરસ્વતી મહારાજે મૃત બ્રાહ્મણનું આગલા જન્મનું આયુષ્ય બ્રહ્માજી પાસે માંગીને તે બ્રાહ્મણને જીવાડ્યો હતો. છેવટે સીતારામ મહારાજે પોતાનું ૧૬ વર્ષનું આયુષ્ય હેમરાજને આપવાનું નક્કી કરીને તે પ્રમાણે સંકલ્પોદક હેમરાજના હાથ પર મૂક્યું અને અલ્પ સમયમાં જ હેમરાજ મારવાડી સાજા થયા. આયુષ્ય મેળવીને તેમણે અંત:કરણપૂર્વક પૂર્વનિર્ધારિત સેવા કરી. આમ આયુષ્યની ફેરબદલી આપણા જેવા માટે તો એક કોયડો જ છે પરંતુ સંત પુરુષો ઘણા જ ઓછા કિસ્સામાં તેને અજમાવે છે. આયુષ્યદાન કર્યા પછી સીતારામ માંડ એકાદ વર્ષ જીવ્યા હશે.

હેમરાજ મારવાડીએ નક્કી કર્યા પ્રમાણે આઠ નંબરની જમીન, એક પુષ્પવાટિકા તથા પચાસ હજારની એક દુકાન મંદિરને અર્પણ કરી. પૂર્ણત: સાજા થયા બાદ જ સીતારામ મહારાજે હિંગોલીની વિદાય લીધી. હિંગોલીથી તેઓ બઢનેરા ગયા જ્યાં તેમને તાવ આવવો શરૂ થયો. શ્રીરામભાઉ બઢનેરકરે અમરાવતી જઇ શ્રીબાળાભાઉ જોષીની દવા લેવા કહ્યું. પરંતુ સીતારામ મહારાજે જણાવ્યું કે હવે દવા લેવાની જરૂર નથી. આ દેહ હવે જલદી છૂટશે. શક ૧૮૪૦ ફાગણ સુદ આઠમ ઈ.સ.૧૯૧૮માં તેઓએ અવતાર સમાપ્ત કર્યો.

દ્વારકામાં સ્વામી મહારાજ તથા સીતારામ મહારાજ બંનેનો મુકામ હતો. જગદ્ગુરુની ગાદી શોભાવવા સ્વામી મહારાજને વિનંતી કરવામાં આવી હતી. સ્વામી મહારાજે સ્પષ્ટ ના કહી. તેથી સીતારામ મહારાજને સ્વામી મહારાજે આજ્ઞા કરી કે તેઓ પીઠાધીશ થાય. સ્વામી મહારાજે તે અંગે સીતારામ મહારાજને પૂછતાં તેઓએ પણ સ્પષ્ટ ના પાડી હતી કે તેમના જેવા સ્વાતંત્ર્યપ્રિયને શંકરાચાર્યની પીઠનું બંધન ન જોઈએ. એક સમયે જંગલમાં મુકામ હતો. એક શિયાળ મુરબ્બાની



બરણી લઈને જતું હતું. તે અંગે એક ભક્તે સીતારામ મહારાજને કહેતાં તેઓએ જણાવ્યું કે ખાલી મુરબ્બો તેનાથી નહીં ખવાય, ચાર રોટલી પણ આપી આવો !

## (૮) હનુમાનજીની માનતા :

સીતારામ મહારાજ નૃસિંહવાડીથી ભ્રમણ કરતા કરતા નિઝામના રાજ્યમાં આવેલ ઉંબ્રજ ગામે આવ્યા. અહીં સમર્થ રામદાસે સ્થાપેલાં અગિયાર હનુમાનજીનાં મંદિરો પૈકીનું એક મંદિર છે. સ્વામી મહારાજ, દત્ત મહારાજની આજ્ઞા અનુસાર જીવન વ્યતીત કરતા હોવાથી ચોક્કસ સ્થળે તેમનો મુકામ રહેતો નહીં. સીતારામ મહારાજને ઉંબ્રજ ગામમાં સ્વામી મહારાજનાં દર્શનની તીવ્ર ઉત્કંઠા થઈ. પરંતુ તેમની પાસે તેઓશ્રીના નિવાસની માહિતી હતી નહિ. આથી તેઓએ હનુમાનજી આગળ માનતા માની કે જો સ્વામી મહારાજ વિશે જાણકારી મળશે તો તેઓ સવામણ પ્રસાદયુક્ત સત્યનારાયણની કથા કરાવશે. આગળ જતાં તેમને માહિતી મળી અને તે પ્રમાણે તેઓએ માનતા પૂરી કરી.

## (૯) પવનીના ચાતુર્માસમાં સહવાસ :

સ્વામી મહારાજનો પવનીમાં ચાતુર્માસ હતો. ત્યાં સીતારામ મહારાજ, ગાંડા મહારાજ અને વામનરાવ ગુળવણી પણ હતા. ત્યાં અનેક ભક્તો સમારાધના કરતા. ભક્તોના ભોજનની વ્યવસ્થા સીતારામ મહારાજ જોતા. તે માટે અનાજ આદિ ચીજવસ્તુઓ એકત્રિત કરવાનું કામ મુશ્કેલ હતું. ત્યારે શ્રીસીતારામ મહારાજે ત્યાંના એક ગરીબ પરંતુ પ્રામાણિક દુકાનદાર ટીલ્લુરામને કહ્યું કે દૂર-દૂરથી સામગ્રી



લાવી તે સેવા આપે તો સારું. તે માટે તેમણે રૂપિયે એક આનો નફાનું ધોરણ બાંધ્યું. ટીલ્લુરામે સહર્ષ સંમતિ આપી.

બીજા દિવસની સાધન-સામગ્રી લાવવાની તથા આગળના દિવસના પૈસા ટીલ્લુરામે લઈ જવા તેમ નક્કી થયું. લગભગ ત્યાં છ માસ સુધી ભક્તો માટે ભંડારો ચાલુ હતો. છેલ્લે સીતારામ મહારાજે ટીલ્લુરામને પૂછ્યું, "રામ શેઠજી, શું તમને વ્યવહારમાં ફાયદો થયો કે નુકસાન? " ટીલ્લુરામે જણાવ્યું કે "સીતારામ મહારાજ, આપે મારા પર અનંત ઉપકાર કર્યો છે. મને જે નફો થયો તે મને તથા મારા કુટુંબ માટે આખી જિંદગી સુધી પૂરતો થઈને પણ વધશે. મને લગભગ રૂ.૩૦,૦૦૦ નફો થયો." (અત્યારના લાખો રૂપિયા થાય.) સીતારામ મહારાજે જણાવ્યું કે "તારા સત્યપાલનના ગુણને લીધે સ્વામી મહારાજે તને ફળ આપ્યું છે." નહીં તો ત્યાં બીજા ઘણા મોટા વેપારીઓ હતા. પરંતુ સીતારામ મહારાજે ટીલ્લુરામ જેવા સત્યવાદી પર પસંદગી ઉતારી.

## (૧૦) હિંગોલીમાં નિવાસ :

પવનીમાં ચાતુર્માસ પછી સ્વામી મહારાજ પરિભ્રમણ કરતા કરતા હિંગોલી ગામે આવ્યા. ત્યાં પણ સીતારામ મહારાજ સાથે હતા. હિંગોલી ગામે હનુમાનજીના મંદિરમાં સ્વામી મહારાજનો મુકામ હતો. સ્વામી મહારાજના આગમનના સમાચાર બધે પ્રસરેલા હોવાથી ત્યાં અગણિત ભક્તો એકઠા થયા. સ્વામી મહારાજ પ્રવાસેથી આવેલા હોઈ તેમને લઘુશંકા માટે જવું હતું. પરંતુ ચિક્કાર ગિરદીને લીધે બહાર જવા રસ્તો ખુલ્લો ન હતો. સ્વામી મહારાજે ત્યાંના લોકોને તેની કલ્પના આપી પરંતુ લોકો તો લાઈન તોડીને, દર્શન કરીને પુણ્યલાભ કમાવવાની હરીફાઈમાં હતા. ધક્કા-મુક્કી કરી કેમ આગળ જવું તેમાં જ બધા પ્રયત્નશીલ હતા. પોલીસની



પણ ઉપસ્થિતિ હતી. પરંતુ લોકસમુદાય આગળ તેઓ પણ લાચાર હતા. છેવટે સીતારામ મહારાજથી રહેવાયું નહીં. તેમણે ત્યાંના આગેવાન ભક્ત શ્રીહેમરાજ પાસેથી ચાંદીની મૂઠવાળી લાકડી લઈને તે લાઠી વીંઝવા માંડી. કેટલાય લોકોને સારો એવો માર પડ્યો ત્યારે લોકોએ રસ્તો મુક્ત કર્યો.

સ્વામી મહારાજ લઘુશંકાએ જઈને હસ્ત-પાદપ્રક્ષાલન કરી આસનસ્થ થયા. બધા લોકો દર્શન કરવા આવ્યા. બધાને સ્વામી મહારાજે પ્રસાદ આપ્યો.

આમ મોડી રાત સુધી ચાલ્યું. પોતાને લીધે દર્શનેચ્છુને માર પડ્યો તે સ્વામી મહારાજને ન ગમ્યું. તેઓ તો સર્વભૂતહિતે રત: હતા. જો કે ભક્તોની ઘેલછા કહો કે અવિનય કહો પરંતુ સંતપુરુષની અનુકૂળતા ન જોતાં, દર્શન કરી પુણ્ય ભેગું કરવાની મનોવૃત્તિ અયોગ્ય છે. રાત્રે બધા નિદ્રાધીન થયા. બાજુમાં જ સીતારામ મહારાજ પણ પંચિયું ઓઢીને સૂતા હતા. સ્વામી મહારાજ તેમની પાસે ગયા તથા સીતારામને જણાવ્યું, "અરે સીતારામ". સીતારામ મહારાજ તરત જ બેઠા થયા. સ્વામી મહારાજે તેમને જણાવ્યું, "સીતારામ, આજે બપોરે તેં જે કર્યું તે શું યોગ્ય હતું? લોકો દૂર દૂરથી આપણને મળવા આવે તેમને શું આવો દંડ દઈ શકાય? કદાચ ધમકાવ્યા હોત તો તે યોગ્ય હતું. આમ ભક્તો ઉપર ગુસ્સો કરવો ઈષ્ટ નથી."

સીતારામ મહારાજને પણ પસ્તાવો થતો હતો. તેઓ બોલ્યા, મહારાજ ! તે અંગે મને ખૂબ જ પસ્તાવો થઈ રહ્યો છે પરંતુ તે ક્ષણે મને કાંઈ જ ભાન રહ્યું ન હતું. આપને પડતી વિટંબણાથી મને ક્રોધ ચડ્યો હતો. તમે મને માફ કરો. સ્વામી મહારાજે પણ યોગ્ય બોધ આપી તેમને માફ કર્યા. તે સમયે ચાંદીની મૂઠવાળી લાકડીના ત્રણ ટુકડા થઈ ગયા હતા. સીતારામ મહારાજે પણ ભવિષ્યમાં તેવી ભૂલ ન થાય તે માટે નિશ્ચય કર્યો. આ બાજુ સંતદર્શને જનાર ભક્તોનો અવિનય



તથા છીછરી બુદ્ધિ ઉપહાસને પાત્ર છે. સંતપુરુષોનું જીવન ચંદનની જેમ જાતે ઘસાઈને સુગંધ ફેલાવે છે પરંતુ તે એક આનંદ, આશીર્વાદ મેળવવાનું કે પુણ્ય કમાવવાનું રમકડું નથી તેમ ચોક્કસ માનવું. સંત પુરુષોની અનુકૂળતા જોઈ, તેમને જેટલું કષ્ટ ઓછું આપીએ તેટલું સારું. તેઓ કદાચ કશું ન બોલે પરંતુ ભક્તોએ સમજવાની જરૂર છે. પોતાનાથી કોઈને કષ્ટ ન થાય તે માટે સંતો હંમેશાં સજાગ રહે છે પરંતુ બીજાઓએ પણ તે અંગે ધ્યાન રાખવું.

## (૧૧) રાજૂર ગામે થએલો અભૂતપૂર્વ સ્વાહાકાર :

પ.પ.વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ કુરુગડ્ડીમાં ચાતુર્માસ સમાપ્ત કરીને શ્રીક્ષેત્ર પરળી વૈજનાથ પહોંચ્યા. સ્વામી મહારાજના પૂર્વાશ્રમના નાનાભાઈ સીતારામ ભટ્ટના મનમાં એક મોટા યજ્ઞનું આયોજન કરવાની ઈચ્છા હતી. જો તે અંગે સ્વામી મહારાજની આજ્ઞા મળે અને સ્વામી મહારાજ તેમાં હાજર રહે તો સોનામાં સુગંધ ભળે તેમ હતું. યજ્ઞ પણ નિર્વિઘ્ને પાર પડે તેમ સીતારામ મહારાજને લાગતું હતું. આથી તેઓ શ્રીક્ષેત્ર પરળી વૈજનાથ સ્વામી મહારાજનાં દર્શને આવ્યા. દંડવત્ પ્રણામ કરીને સીતારામ ભટ્ટે પોતાનો મનોરથ પ્રગટ કર્યો અને યજ્ઞ માટે સ્વામી મહારાજની આજ્ઞા માગી તથા તેઓ સ્વયં તેમાં પધારે તેમ વિનંતી કરી. સ્વામી મહારાજે સહર્ષ સંમતિ આપી તથા પોતે હાજર રહેશે તેમ પણ કહ્યું. સીતારામ મહારાજને ઘણો આનંદ થયો. સ્વામી મહારાજની આજ્ઞા લઈને તેઓ રાજૂર (તા.પાલમ; જિ.પરભણી) આવી પહોંચ્યા. રાજૂરમાં ભક્તોની સહાય વડે યજ્ઞની તૈયારી આરંભી. આ પૂર્વે સીતારામ મહારાજે બ્રહ્માવર્તમાં સ્વામી મહારાજનાં સાન્નિધ્યમાં ચોવીસ લાખ ગાયત્રી મંત્રનું પુરશ્ચરણ કર્યું હતું.



રાજૂરમાં સીતારામ મહારાજનો મઠ હતો. તેની સામે પ્રાંગણમાં વિશાળ જનસમુદાય માટે સગવડયુક્ત મોટો મંડપ ઊભો કરવામાં આવ્યો. મંડપને કેળના સ્તંભ, શેરડીના સાંઠા, તોરણો તથા પુષ્પોથી ભવ્ય રીતે શણગારવામાં આવ્યો. મંડપની વચમાં યજ્ઞકુંડની રચના કરવામાં આવી. મંડપની બાજુમાં ત્રણચાર ઓરડીઓ બાંધવામાં આવી. યજ્ઞ માટે બેઠકો, રસોઇ માટે જરૂરી તપેલાં, થાળ, પીપડાં, પીરસણિયા વગેરે ભેગાં કરવામાં આવ્યાં. ચોખા, સોજી, ખાંડ, ઘી, મસાલો, શાકભાજી ઇત્યાદિના કોથળે-કોથળા આવ્યા. તૈયારી પૂર્ણ થઇ એટલે વૈદિક બ્રાહ્મણોને આમંત્રણ આપ્યું. યજ્ઞ કેટલા મોટા પાયા પર હતો તે નીચેની બાબતો પરથી ખબર પડે છે.

૫૦ રસોઇયા, ૫૦ મીઠું (નમક) પીરસનારા, પાંચસો ભાત પીરસનારા, ત્રણસો ઘી પીરસનારા, ત્રણસો ઇતર પદાર્થ પીરસનાર. આમ હજાર ઉપરાંત તો પીરસનારાઓની ફોજ તૈયાર હતી. આ સિવાય સીતારામ મહારાજના ભક્તો પણ ગમે ત્યારે જરૂર પડે સેવા માટે ખડે પગે તૈયાર હતા.

દક્ષિણા માટે કોથળાઓ ભરીને નાણાં ઓટલા પર હારબંધ ગોઠવ્યાં હતાં. બ્રાહ્મણો માટે, સુહાગણો માટે તથા વિદ્વાનો માટે ઊંચી જાતનાં વસ્ત્રો, સાડીઓ ઇત્યાદિ લાવીને આવશ્યક તૈયારી થયા પછી સીતારામ મહારાજે સ્વામી મહારાજ, જગદ્‌ગુરુ શંકારાચાર્ય તથા દીક્ષિત સ્વામીને માણસો મોકલીને અત્યંત આદર સાથે રાજૂરમાં બોલાવી લીધા. મંડપ નજીક બનાવેલી ઓરડીમાં સ્વામી મહારાજને મુકામ આપવામાં આવ્યો. તથા બીજી બે ઓરડીમાં જગદ્‌ગુરુ શંકરાચાર્ય તથા દીક્ષિત સ્વામીને નિવાસ આપવામાં આવ્યો.

સીતારામ મહારાજે શુભ મુહૂર્ત પર સ્વામી મહારાજની પૂજા કરીને દીક્ષિત સ્વામી તથા જગદ્‌ગુરુ શંકરાચાર્યને આદર સાથે વંદન કરીને ઋત્વિજ તથા



વડીલોને વંદન કરીને યજ્ઞદીક્ષા લીધી તથા હાથે યજ્ઞકંકણ બાંધીને સ્વાહાકારની શરૂઆત કરી. તે સમયે દશગ્રંથી બ્રાહ્મણો ઋગ્વેદસંહિતાના મંત્રોનો ઊંચા અવાજે સ્પષ્ટ ઉચ્ચાર કરી રહ્યા હતા.

બપોર સુધી હવન ચાલુ રહેતો. તે પછી શ્રી અન્નપૂર્ણા દેવીનું પૂજન થઇને સર્વ પ્રથમ સ્વામી મહારાજ આદિ યતિત્રયમૂર્તિને ભિક્ષા પીરસવામાં આવતી. ભિક્ષા માટે યતિત્રયમૂર્તિ આસનસ્થ થયા પછી બીજા બ્રાહ્મણો પ્રસાદ ગ્રહણ કરવા પંગતમાં બેસતા. પ્રસાદ માટે રોજ બદામ, પિસ્તાં, ચારોળી, એલચી અને કેસરયુક્ત શીરો બનાવવામાં આવતો. સ્વયં શ્રીસીતારામ મહારાજ બધાને ભાવપૂર્વક તથા હોંશભેર આગ્રહ કરીને પીરસતા. પાણીની જેમ ઘી વપરાતું. દસ દસ હજારની એક પંગત રહેતી. સૂર્યાસ્ત સુધી એવી કેટલીય પંગતો થતી.

ટાકળીના સંત શ્રીદાજી મહારાજ સાથે બીજા પણ ઘણા સંતો સ્વામી મહારાજ સાથે ભિક્ષા લેતા. સર્વ અતિથિને ભોજન, દક્ષિણા તથા પાનનાં બીડાં આપવામાં આવતાં. યતિઓને મુખશુદ્ધિ માટે માત્ર એલચી કે લવિંગ અથવા તુલસીદલ અપાતાં. મુખ્ય પકવાન્ન શીરો જે કઢાઇમાં બનાવાતો તેમાં નિસરણીઓ ગોઠવવી પડતી અને તે દ્વારા શીરો બીજાં વાસણોમાં કાઢી ભક્તોને પીરસાતો.

બધાનું ભોજન પત્યા પછી સભામંડપમાં ભજન થતાં. હિંગોલીનું ભજનમંડળ ભજનો રજૂ કરતું. શ્રીસ્વામી મહારાજ, દીક્ષિત સ્વામી તથા શ્રી સીતારામ મહારાજ ભજનશ્રવણ કરવા મંડપમાં ઉપસ્થિત રહેતા. યજ્ઞમંડપમાં ઘી અને તેલની ભવ્ય દીપમાળાઓની વ્યવસ્થા હતી જેના પ્રકાશમાં સ્વામી મહારાજ, શ્રીશંકરાચાર્ય તથા દીક્ષિત સ્વામી, પોતપોતાનાં આશ્રમચિહ્નો ધારણ કરી ભક્તોને દર્શન આપવા પીઠ પર આસનસ્થ રહેતા. શ્રીસ્વામી મહારાજની સાથે શ્રી ગાંડા મહારાજ તથા શ્રીગોવિંદરાવ પંડિત ક્ષિપ્રીકર રહેતા. ભજન સમયે સ્વામી મહારાજના ગળામાં



સુગંધી પુષ્પોનો હાર રહેતો. દંડ, કમંડલુ, છાટી તથા ભસ્મવિભૂષિત પ્રસન્નવદન કમલલોચન દત્તાવતાર સ્વામી મહારાજ ભક્તોને દર્શન આપવા શિષ્યો સહિત રાજૂરમાં ઉપસ્થિત રહ્યા છે એવી ભાવના સર્વ ભક્તોના મનમાં થતી. તેઓશ્રીનાં પાવન દર્શનથી અમે બધા ધન્ય થઇ ગયા એવા ઉદ્‌ગારો જેના-તેના મુખ દ્વારા પ્રગટ થતા હતા.

શ્રીસ્વામી મહારાજ તથા યજ્ઞનારાયણ સામે ભક્તોએ અર્પણ કરેલી દ્રવ્યરાશિઓ મંડપમાં જ રહેતી. આ રીતે સાત દિવસ સુધી યજ્ઞ સ્વાહાકાર સંપન્ન થયો. સર્વ હાજર ઋત્વિજોને તેમની કલ્પના કરતાંય વધારે દક્ષિણા તથા વસ્ત્રો આપવામાં આવ્યાં. સુહાગણોને પણ વસ્ત્રો, સૌભાગ્ય અલંકાર ઇત્યાદિ આપવામાં આવ્યાં. શ્રીજગદ્‌ગુરુનું પૂજન કરીને ઉત્તમ જરીથી સંપન્ન શ્રેષ્ઠ પ્રકારના શાલ-જોટાથી તેમનું સન્માન કરવામાં આવ્યું. જગદ્‌ગુરુ ઉંમરમાં નાના હોવા છતાં જ્ઞાનસંપન્ન, નિયમવાન તથા નિરહંકારી હતા. જગદ્‌ગુરુ સ્વામી મહારાજના વંદનનો સ્વીકાર કરતા નહીં. પરંતુ સ્વામી મહારાજ વંદન કરવાનું ચૂકતા નહીં. તેઓ કહેતા, “ગાદીનું માન જળવાવું જ જોઇએ.” જગદ્‌ગુરુએ પણ સ્વામી મહારાજનો અધિકાર જોઇ તેમનાં સાન્નિધ્યમાં મશાલ ઓલવી નાંખી હતી. સળગતી મશાલ કદાચ જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનું પ્રતીક હોઇ શકે છે. જ્યાં સ્વામી મહારાજ જેવા પ્રતિ-શંકરાચાર્ય હાજર હોય અને તેમના દ્વારા જ્ઞાનપ્રદાનનું કાર્ય ચાલતું હોય ત્યાં પ્રતીકાત્મક સળગતી મશાલની જરૂર નથી એ અર્થમાં જ કદાચ જગદ્‌ગુરુએ મશાલ ઓલવી નાંખી હોય. એ રીતે તેમણે સ્વામી મહારાજનું બહુમાન કર્યું હતું.

શ્રીસીતારામ મહારાજે રસોઇમાં પાણી ભરનાર, પાણી આપનાર, પીરસનારાં, ઇતર કામ કરનારાં, ઇત્યાદિને ઠરાવ્યા પ્રમાણે પગાર આપ્યો. તેમાંથી



ઘણા ભક્તોએ પગાર ન લીધો પરંતુ સેવા આપી. સીતારામ મહારાજનો સ્વભાવ ખૂબ જ ઉદાર હતો. ભેગું થયેલું દ્રવ્ય તથા વસ્ત્રો ક્યારે વહેંચીને ખલાસ કરું એમ તેમના મનમાં થતું હતું. પરંતુ ઈશ્વરની કરણી જુઓ ! જેટલું દ્રવ્ય યજ્ઞના પ્રારંભમાં હતું તેટલું ને તેટલું યજ્ઞસમાપ્તિ વખતે પણ હતું. ઘણા લોકોને સીતારામ મહારાજે ખોબો ભરી-ભરીને દક્ષિણા આપી. જગદ્ગુરુને થાળી ભરીને નાણાંનું નજરાણું ધર્યું.

સ્વામી મહારાજ યજ્ઞસમાપ્તિની આગલી રાત્રે દીક્ષિત સ્વામી જોડે પ્રેમપૂર્વક વાર્તાલાપ કરતા હતા. સંસ્કૃતમાં બંનેનું સંભાષણ હોવાથી બીજા લોકો તેને સમજી શક્યા નહીં. સમાપ્તિની વહેલી સવારે દીક્ષિત સ્વામી તથા સીતારામ મહારાજને કહીને સ્વામી મહારાજ રાજૂરથી પોતાને માર્ગે પ્રયાણ કરી ગયા. સીતારામ મહારાજે કહ્યું કે હું પણ તમારી સાથે આવું છું. પરંતુ સ્વામી મહારાજે જણાવ્યું કે યજ્ઞનો આટલો પસારો કર્યા બાદ જેની તેની વસ્તુ પાછી મોકલાવીને પછી જ તારે અહીંથી જવું. ઘણા ભક્તો ભેગા થવાથી રોગચાળો ફેલાવાની દહેશત હોવાથી સ્વામી મહારાજ ત્યાંથી પ્રયાણ કરી ગયા.

દીક્ષિત સ્વામીને યજ્ઞસમાપ્તિ સુધી રોકી રાખવાની સ્વામી મહારાજને પ્રાર્થના કરી. તે માટે સંમત થતાં દીક્ષિત સ્વામી રાજૂરમાં રોકાયા. સીતારામ મહારાજે દીક્ષિત સ્વામી દ્વારા અસંખ્ય ભક્તોને વિભૂતિ અપાવી. દરેકને પોતે પ્રસાદ આપતા હતા. અગણિત લોકોને વિભૂતિ આપતાં-આપતાં દીક્ષિત સ્વામીના હાથ દુ:ખી ગયા. આથી સીતારામ મહારાજે વિભૂતિ અને પ્રસાદ આપવાનાં બંને કામ જાતે કર્યાં.

ગુરુમહારાજનાં દર્શન તથા સાન્નિધ્ય પ્રાપ્ત કરાવી આપનાર સીતારામ મહારાજનો દીક્ષિત સ્વામીએ ખૂબ જ આભાર માન્યો. યજ્ઞસમાપ્તિ પછી



દીક્ષિત સ્વામીનો આભાર માની તેમને નૃસિંહવાડી સુધી મૂકવા એક ભક્તને સાથે મોકલ્યો. દીક્ષિત સ્વામીએ યજ્ઞનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે.

લક્ષાધિક-બ્રાહ્મણાનાં ધનાન્નમિત-તર્પણમ્ ||
જાતં તથાપિ દ્રવ્યાન્નાવ્યયં ગુર્વીક્ષણામૃતમ્ || ૧ ||
અલૌકિકં તંત્રજાતં મનોવાગ્વિષયાતિગમ્ ||
ક: સમર્થો ભવેત્તત્ર યત્ર શ્રી દત્તદગ્ગુરુ : || ૨ ||

રાજૂર યજ્ઞમાં લક્ષાધિક અન્નસંતર્પણ થયું. અમિત દ્રવ્ય અને અમિત અન્ન સમર્પણ થવા છતાં યજ્ઞસમાપ્તિએ પહેલાં જેટલું જ અન્ન અને દ્રવ્ય બાકી રહ્યું હતું. મંડપમાં અનાજની ગૂણોના જાણે કે પર્વત ઊભા થયા હતા. મોટા હોજ જેવા વાસણમાંથી શીરો કાઢવા માટે તેને નિસરણીઓ ગોઠવવામાં આવી હતી. વધેલા દ્રવ્યમાંથી ખોબે ખોબે દક્ષિણા આપીને તેમણે શ્રીદાદા પુરાણિક જેવા યજ્ઞબ્રાહ્મણનું દારિદ્રય દૂર કરવા પ્રયત્ન કર્યો. દાદા પુરાણિક સત્શીલવાન, વૈદિક અને આચારનિષ્ઠ બ્રાહ્મણ હોવા છતાં તેમને તે સમયે હજારો રૂપિયાનું દેવું હતું. આથી સીતારામ મહારાજે દાદા પુરાણિકને સત્તર હજાર રૂપિયાની દક્ષિણા આપીને સંતુષ્ટ કર્યા. દાદા પુરાણિક ખૂબ જ ગળગળા થયા. તે બોલ્યા, હે સીતારામ મહારાજ, તમારી ઉદારતાનો જોટો નથી. બ્રહ્મદેવે મારા કપાળમાં કાયમની દારિદ્રયની લીટી કરી હતી.પરંતુ તમારી ઉદારતાએ એ લીટી ભૂંસી નાંખી છે.

રાજૂરના યજ્ઞનિમિત્તે હૈદરાબાદના નિઝામે સીતારામ મહારાજ પાસે પોતાનો કારભારી મોકલાવીને યજ્ઞમાં જે કાંઇ સહાય જોઇતી હોય તે જણાવજો એમ રજૂઆત કરતાં સીતારામ મહારાજે તેમને જણાવ્યું કે અહીં સર્વ કાંઇ સિદ્ધ છે. હાલમાં કોઇ



પણ વસ્તુની ઊણપ નથી. તે સમયે રાજૂર ગામ હૈદરાબાદના નિઝામ પ્રાંતમાં આવેલું હતું. યવનરાજ હોવા છતાં તેણે યજ્ઞમાં મદદની તૈયારી બતાવી હતી.

સીતારામ મહારાજે ૯ માર્ચ ઈ.સ.૧૯૧૯ને રવિવારે, બઢનેરા (જિ. અમરાવતી, મહારાષ્ટ્ર)માં ફાગણ સુદ આઠમ શક ૧૮૪૦ના રોજ સમાધિ લીધી.



**ઝીરીસ્થિત સંસ્થાનું સરનામું :**

બ્ર.યો.શ્રીસીતારામ મહારાજ ટેંબે સંસ્થાન
યવતમાળ રોડ, બઢનેરા, અમરાવતી (મહારાષ્ટ્ર)
ફોન : ૦૭૨૧-૨૬૮૧૮૪૮.



## પ્રકરણ-૩

## શ્રીશિવાનંદ ટેમ્બે (ઇ.સ.૧૮૮૭-૧૯૭૦)

શ્રીશિવાનંદ ટેમ્બેના પિતાજીનું નામ સખારામ વિનાયક ટેમ્બે. તેઓ સાત્ત્વિક પ્રકૃતિના ગૃહસ્થ હોઇ શ્રીગુરુચરિત્રવાંચનનો તેમનો નિત્ય નિયમ હતો. તેઓ વારંવાર નૃસિંહવાડી દર્શન કરવા પગપાળા યાત્રાએ જતા. આમ એક વખત નૃસિંહવાડીમાં ગયા ત્યારે પ.પૂ.વાસુદેવાનંદ સરસ્વતીનાં દર્શન થયાં તથા સ્વામી મહારાજ દ્વારા તેમને અનુગ્રહ મળ્યો. તેઓનું મૂળ ગામ પાંગરે બદ્રુક. (તાલુકો રાજાપુર, જિલ્લો રત્નાગીરી)

શ્રીસખારામ વિનાયક ટેમ્બે (ઇ.સ.૧૮૫૭-૧૯૦૭)ના ઘરે શ્રીકૃષ્ણાજી (શિવાનંદનું પૂર્વાશ્રમનું નામ)નો જન્મ ૧૯ એપ્રિલ ૧૮૮૭ના રોજ ચૈત્ર વદ અગિયારસયુક્ત દ્વાદશીના દિવસે થયો હતો. નાનપણમાં ઘરમાં અતિ સમૃદ્ધિ ન કહી શકાય પરંતુ ખાધેપીધે ઘર સુખી. ખેતીવાડી-નોકર ચાકર, દૂધાળાં પશુઓ, અનાજ-પાણી પૂરતાં હતાં. નાનપણથી જ કૃષ્ણાજીને અંતર્જ્ઞાન કે સૂક્ષ્મ દૃષ્ટિ જેવી સિદ્ધિ હતી. તેઓ પાંચ વર્ષના હતા ત્યારે રાત્રે ૯-૧૦ વાગે તેઓ બોલ્યા, રાવજી નામના બળદને ગળે ફાંસો લાગ્યો છે, જલદી છોડાવો. ચાકર કોઢમાંથી જ આવેલો હોવાથી તેને કશું તથ્ય ના લાગ્યું. ફરી કૃષ્ણાજીએ આગ્રહભરી વિનંતી કરી કે જો તરત નહીં જાવ તો રાવજી નામના બળદને ખોશો. છેવટે તેની માતાએ કહ્યું કે કોઢમાં જઇને જુઓ તો ખરા. જયારે ચાકરે જઇને જોયું ત્યારે ખરેખર બળદને ફાંસો લાગ્યો હતો. દોરી કાપીને તેને બચાવી લીધો. પરંતુ વિલંબ થયો



હોત તો બળદ ગુમાવવો પડત. પરંતુ આની ખબર નાના કૃષ્ણાજીને કેમ પડી તે વિશે સૌ અજ્ઞાત હતા.

નાનપણમાં બાળકો રમત રમતાં ત્યારે કોણ જીતશે તે વિશે કૃષ્ણાજી અચૂક કહેતા તથા તે જ પ્રમાણે રમતોમાં વિજય થતો. કોઈ સગાંવહાલાંને યાદ કરે તો તે અચૂક ઘરે પધારે. દૂર દેશાવરમાં કોઈ બીમાર હોય તો તેની પણ કૃષ્ણાજીને ખબર પડતી. તે અંગે તે ઘરમાં વાત કરે અને પછી તે પ્રમાણેનો પત્ર ઘરે આવતો. તેમનું શિક્ષણ ઘરે જ થયું. આઠમા વર્ષે જનોઇ આપવામાં આવી તથા નિત્યકર્મ, સંધ્યા ઇત્યાદિ તેમના પિતા પાસે શીખ્યા. રામવિજય, હરિવિજય, પાંડવપ્રતાપ જેવા ગ્રંથો ઘરે વાંચતા. ગ્રંથ વાંચતી વખતે વિષય સાથે એકરૂપ થઇને અનુસંધાન રાખવામાં કૃષ્ણાજી પ્રવીણ હતા.

ઘરમાં અનાજ પૂરતું હોવા છતાં કુટુંબનાં સભ્યોની સંખ્યા તથા મહેમાનોની ગણતરી જોતાં તે પુષ્કળ ન હતું. અનાજને વેચી પણ શકાતું નહીં. ગામડામાં પૈસાની અછત રહેતી. દૂધ અનાજ પૂરતાં હતાં. પરંતુ બીજી જરૂરિયાતો પૂરી કરવા કે લગ્ન, જનોઇ પ્રસંગે મોટું દેવું થઇ જતું જે પરત કરતાં ઘણાં વર્ષો લાગતાં. આર્થિક સ્થિતિ સુધારવા કૃષ્ણાજી ટેંબેએ મુંબઇ જવા નક્કી કર્યું. આમ ૧૫મે વર્ષે તેઓ મુંબઇ રવાના થયા.

મુંબઈમાં કૃષ્ણાજી તેમના પિતરાઇ શ્રી બળવંતરાવ ટેંબેને ત્યાં ગિરગાંવ, ઝાવબાની વાડીમાં રહ્યા. પ્રથમ ચંદબસપ્પાની પેઢીમાં હિસાબનીશ કારકુન તરીકે નોકરીએ રહ્યા.થોડા સમય પછી ઠાકુરદ્વાર નજીક કોલસાની વખારમાં કામ કર્યું. તે પછી ભીંડી બજારમાં આવેલ શંકરરાવ સંસારેની પાનની વખારમાં કામ કર્યું. લગભગ બે-અઢી વર્ષ થયાં હશે ત્યાં તો ગામડેથી પત્ર આવ્યો કે માતા બીમાર છે. આથી કૃષ્ણાજી પાંગરે ગામમાં પાછા ફર્યા. જતી વખતે બોલતા ગયા કે માતાજી



આ બીમારીમાંથી બચવાનાં નથી. અને તે જ પ્રમાણે બન્યું. સમય હતો ઇ.સ. ૧૯૦૫નો.

કૃષ્ણાજીની માતાનું નિધન થયું. સખારામ પંતે પત્ની ગુમાવી. આથી સખારામ પંતનો વૈરાગ્ય દઢ થયો. આમ પણ તેઓ લગભગ સંસારથી અલિપ્ત હતા. હવે વૈરાગ્ય દઢ થયો. હવે વધુ સમય નિત્યકર્મ, પૂજા, વાંચનમાં પસાર કરવા લાગ્યા. પરિણામે કૃષ્ણાજીને માતૃવિયોગનાં દુ:ખ ઉપરાંત ઘર ચલાવવાની જવાબદારી પણ આવી પડી.

## (૧) સ્વામી મહારાજ સાથે પ્રથમ મુલાકાત :

સખારામ પંતે નૃસિંહવાડી જવા નક્કી કર્યું અને સાથે કૃષ્ણાજીને પણ લઇ ગયા. ત્યાં સખારામ પંતના ગુરુ પ.પૂ.વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજનો પણ મુકામ હતો. સખારામ પંતે પુત્ર સાથે સ્વામી મહારાજને દંડવત્ પ્રણામ કર્યા અને કૃષ્ણાજીના જન્માક્ષર તેમને બતાવ્યા. સ્વામી મહારાજે જન્માક્ષર જોઇને કહ્યું કે, “સંસ્કૃતનુ જ્ઞાન ન હોવા છતાં અધ્યાત્મનું જ્ઞાન થશે. પૂર્ણ ગુરુકૃપા થશે. ‘સંસાર સુખ નથી’ એમ જન્માક્ષર કહે છે.”

સખારામ પંતની વિનંતી તથા સ્વયં કૃષ્ણાજીની પ્રાર્થનાના જવાબરૂપે શક ૧૮૨૮ (ઇ.સ. ૧૯૦૬) પોષ સુદ ૧૫ ના રોજ તેમને સ્વામી મહારાજ દ્વારા અનુગ્રહ પ્રાપ્ત થયો. સ્વામી મહારાજે કૃષ્ણાજીને અલગ જઇને નીચે પ્રમાણે આજ્ઞા કરી.

(૧) વિલાસવૃત્તિથી દૂર રહેવું. (૨) એકભુક્ત રહેવું. (૩) ત્રિકાળ સ્નાન કરવું. (૪) એકાંતમાં મનન કરવું. (૫) નિત્ય ગુરુચરિત્રનું વાંચન કરવું.



(૬) સંસારના મોહમાંથી બચવા શ્રીદત્તાત્રેયની ઉપાસના કરવી. તેનાથી આધ્યાત્મિક જ્ઞાન થશે. (૭) સ્વગ્રહીનો શુક્ર દ્વાદશ સ્થાને છે. તે વારંવાર પરીક્ષા લેશે. તે માટે હંમેશાં જાગ્રત રહેવું. (૮) ઉપાસનામાં રત રહેવું.

તે જ સમય દરમિયાન સ્વામી મહારાજે તેમને નિત્યપૂજા માટે સારાં લક્ષણોથી યુક્ત એક શાલિગ્રામ આપ્યો. બે છાટી પણ આપી. એક પહેરવા માટે તથા બીજી ભિક્ષા માટે. તેઓશ્રીએ અભય આપી કહ્યું કે સંકટસમયે આ છાટી તારું રક્ષણ કરશે. બીજી છાટી ભિક્ષા માટે. તેને કામધેનુ સમજજે. કામધેનુ કલ્પતરુથી તારા ઘરે સુખશાંતિ રહેશે. આ ઉપરાંત મંત્રસિદ્ધિ વિશે કેટલીક ગુપ્ત વાતો જણાવી. મંત્રદીક્ષાનો કાર્યક્રમ આ રીતે સંપન્ન થયો. તે દિવસથી કૃષ્ણાજી ટેંબે શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજના અનુગૃહીત શિષ્ય થયા.

પાંગરે ગામમાં પાછા વળતી વખતે કૃષ્ણાજીને એકલાએ જ પાછા ફરવું પડ્યું. સખારામ પંતને સ્વામી મહારાજે નૃસિંહવાડીમાં જ રાખી લીધા. પાંગરે ગામમાં કૃષ્ણાજી બતાવેલા નિત્યકર્મથી સમય પસાર કરવા લાગ્યા. ગુરુ આજ્ઞા પ્રમાણે નિષ્ઠાપૂર્વક ભક્તિ કરતા રહ્યા. તે જ વર્ષે તેમના પિતા સખારામ પંતે નૃસિંહવાડીમાં સદ્‌ગુરુનાં સાંનિધ્યમાં દેહત્યાગ કર્યો. હવે કૃષ્ણાજી માતાપિતા વિનાના અનાથ બન્યા હતા. હવે ઘરગૃહસ્થી, ખેતીવાડી આદિ સર્વની જવાબદારી કૃષ્ણાજી પર આવી પડી. ગુરુ ઉપદેશ પ્રમાણે તેઓ સંસાર પ્રત્યે તટસ્થભાવ રાખી જીવન જીવતા હતા.

## (૨) સંકટોની પરંપરા :

કૃષ્ણાજીના પિતા સખારામ પંતના દેહાંતને લીધે અનુભવી વ્યક્તિની ખોટ હોવાથી અનેક વ્યવહારિક સંકટોની હારમાળા શરૂ થઈ. પોતાનું અસ્તિત્વ ટકાવી



રાખવા તથા ખેતીવાડી, માલમિલકતને બચાવવા કોર્ટ કચેરી, દાવા, જપ્તી ઇત્યાદિ શરૂ થયું. કોર્ટ કચેરીને લીધે ઘરખેતી તરફ દુર્લક્ષ થયું. આર્થિક અભાવ જણાવા લાગ્યો. એક એક કરીને બધા સાથી સાથ છોડીને જતા રહ્યા. રસોઇ કરીને જમાડનાર કોઇ ન રહ્યું. પોતાના તથા ચાકર માટે જાતે રસોઇ બનાવવી પડતી. આવી સંકટગ્રસ્ત પરિસ્થિતિમાં સદ્‌ગુરુ વિના આપણું કોઇ નથી તેવી ભાવના દૃઢ થતી ગઇ. પોતાની પૂંજી ખલાસ થઇ ગઇ તથા કરજ કરવાની જરૂરિયાત ઊભી થઇ. એક માત્ર સદ્‌ગુરુ સિવાય બધા લોકોએ મદદ કરવામાં મોં ફેરવી લીધું.

## (૩) શ્રીમાણિકપ્રભુની સહાય :

જે દિવસે એક મહત્ત્વપૂર્ણ દાવાનો નિકાલ થવાનો હતો તે દિવસે કૃષ્ણાજી વ્યગ્ર, બેચેન હતા. તે જ દિવસે એક દરવેશ ગામમાં આવીને તેમના ઘર સામે જાદુ મનોરંજનનો ખેલ કરી રહ્યો હતો. પરંતુ તે ખેલ જોવામાં કૃષ્ણાજીને રસ ન હતો. તે દરવેશે જાણ્યું. આથી તેણે તે અંગે કૃષ્ણાજીને પૂછ્યું. કૃષ્ણાજીએ પણ વિગતવાર સંકટોની હારમાળાનું વર્ણન કર્યું. તે દરવેશે જણાવ્યું, “કોઇ ચિંતા કરશો નહીં, માણિકપ્રભુ તમારી રક્ષા કરશે. આ દાવામાં તમારી ઇચ્છા મુજબ નિકાલ થશે.” આમ કહીને તે દરવેશે બે ખારેકનો પ્રસાદ આપ્યો તથા ત્યાંથી પ્રસ્થાન કર્યું. બીજી વાતો પૂછવાની હોવાથી કૃષ્ણાજીએ આખા ગામમાં દરવેશની તપાસ કરી પરંતુ તે ક્યાંય જડ્યો નહીં. ઉપરની હકીકત જણાવતો પત્ર તેમણે શ્રીમાણિકપ્રભુને લખી જણાવ્યો. જવાબમાં માણિકનગર સંસ્થાનમાંથી દાસબોધ, જ્ઞાનેશ્વરી અને રુદ્રાક્ષની માળા પ્રસાદ તરીકે પ્રાપ્ત થઇ. તે વખતે કૃષ્ણાજીને ખાત્રી થઇ કે દરવેશના રૂપમાં માણિકપ્રભુ જાતે આવીને તેમનું સંકટહરણ કરી ગયા. તે કેસનો નિકાલ પણ તેમની ઇચ્છાનુરૂપ આવ્યો.



માણિકનગરના શ્રીખંડેરાવ મહારાજના વ્યવસ્થાપક શ્રીદીક્ષિતનો લખેલ પત્ર આવ્યો કે "વ્યાવહારિક સંકટો આવતાં રહેશે પરંતુ ધીરજ છોડવાથી કામ નહીં બને. પૂર્વકર્મના પરિણામસ્વરૂપ જે જે પ્રસંગોનો સામનો કરવાનો થાય તેનો સાક્ષીભાવે સામનો કરીને, મનનું સ્થૈર્ય કાયમ રાખીએ તે જ જરુરી જણાય છે." આ પ્રમાણેનો પત્ર વાંચીને સંકટોની પરંપરાના સમય પછી સારો કાળ આવવાનો છે તેમ માની મનનું સમાધાન કર્યું. આપણા રક્ષણ માટે સદ્‌ગુરુ સતત તત્પર છે તેની ખાતરી થઇ. સદ્‌ગુરુ તરીકે વાસુદેવાનંદ સરસ્વતી હોવા છતાં શ્રીમાણિકપ્રભુ પણ સંકટ સમયે દોડી આવ્યા તેનો વિચાર આવતાં તેમનું હૈયું ભરાઇ આવ્યું.

## (૪) સ્વામી મહારાજની બીજી તથા અંતિમ મુલાકાત (ઇ.સ.૧૯૧૦):

કૃષ્ણાજી ટેંબેને કોર્ટમાં અપીલ નિમિત્તે મુંબઇ જવાનું થયું. તેઓ કોલ્હાપુર થઇને જવાના હતા. કોલ્હાપુરમાં કુળસ્વામિની મહાલક્ષ્મીનાં દર્શન કરીને નૃસિંહવાડી ગયા. વરસાદના દિવસો હોવાથી નરસોબાવાડીની પાદુકા નદીના પાણીમાં જ હતી. નારાયણ સ્વામીની ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાં જ સમાચાર સાંભળ્યા કે પ.પૂ.વાસુદેવાનંદ સરસ્વતી ત્યાં પધાર્યા છે. કૃષ્ણાજી તરત જ દર્શન માટે ગયા. દંડવત્ પ્રણામ કરીને પિતૃનિધન પછી આવેલી સંકટપરંપરાની હકીકત રજૂ કરી. કોર્ટના કેસ અંગે મુંબઇ જવાની વાત પણ કરી. સ્વામી મહારાજે તેમનો કૃપાહસ્ત કૃષ્ણાજીના માથા પર મૂકયો તથા આજ્ઞા કરી કે "હવે પછી તમારે હુબળીના સિદ્ધારૂઢ સ્વામીનું માર્ગદર્શન લેવું. તેઓ જ તમારાં સંકટોનું નિવારણ કરશે." આમ કહીને સ્વામી મહારાજે બે ખારેક તથા એક પૈસો કૃષ્ણાજીને આપ્યો જે તેમણે પૂજામાં રાખ્યો. આ મુલાકાત ઇ.સ.૧૯૧૦માં થઇ. આ તેમની સ્વામી મહારાજ સાથેની બીજી તથા છેલ્લી મુલાકાત હતી. કોર્ટ કેસમાં કૃષ્ણાજીની



તરફેણમાં નિકાલ આવ્યો. ત્યાંથી તેઓ પાંગરે ગામ આવ્યા. ઈ.સ.૧૯૧૪ માં સ્વામી મહારાજનું મહાનિર્વાણ થયું.

## (૫) સિદ્ધારૂઢ સ્વામીનું માર્ગદર્શન :

સદ્‌ગુરુના મહાનિર્વાણ પછી કૃષ્ણાજી પર સંકટો આવતાં જ રહ્યાં. સદ્‌ગુરુ જેવો આપ્ત સલાહકાર, મદદગાર કોઈ નથી. આવા વિચારથી કૃષ્ણાજીનું મન ખિન્ન થઇ ગયું. પરંતુ બીજી જ ક્ષણે ગુરુવચન યાદ આવ્યાં. તેમણે શ્રીસિદ્ધારૂઢ સ્વામીને સર્વ હકીકત વિગતવાર જણાવી. તેઓશ્રીએ તા.૧૨-૧૨-૧૯૧૬ના રોજ જવાબ આપ્યો. તેમાં તેમણે આશીર્વાદ આપ્યા હતા તથા કોર્ટમાં ક્યારે, કેવી રીતે જવું, શું કરવું તે અંગે માર્ગદર્શન હતું. આ પ્રમાણે કૃષ્ણાજી પંત અને શ્રીસિદ્ધારૂઢ સ્વામીનો પત્રવ્યવહાર ઈ.સ.૧૯૨૯ સુધી એટલે કે સિદ્ધારૂઢ સ્વામીના મહાનિર્વાણ સુધી ચાલુ રહ્યો. છેલ્લા પત્રમાં સંદેશ હતો, "હવે ખિસ્સાના પૈસા ખર્ચીને દાવા કોર્ટ કેસ ન જોઈએ." આથી તે પછી કોર્ટકચેરી ન કર્યા.

શ્રીસિદ્ધારૂઢ સ્વામીના માર્ગદર્શનથી સંકટો દૂર થવા લાગ્યાં. કામોના નિકાલ પોતાની તરફેણમાં આવવા લાગ્યા. પ્રથમ પત્રરૂપ માર્ગદર્શન પછી તરત જ પોતાની તરફેણમાં પરિણામ આવ્યું. આથી આ સંતપુરુષનાં દર્શનની તીવ્ર તાલાવેલી કૃષ્ણાજીને લાગી. આથી ઈ.સ.૧૯૧૭માં તેઓ સિદ્ધારૂઢ સ્વામીનાં દર્શન કરવા હુબળી ગયા.

## (૬) સિદ્ધારૂઢ સ્વામી સાથે મુલાકાત (ઈ.સ.૧૯૧૭) :

ઈ.સ.૧૯૧૭માં કૃષ્ણાજી પંતે હુબળીમાં જઈને સિદ્ધારૂઢ સ્વામીનાં દર્શન કરવાનું નક્કી કર્યું. તેમણે શ્રીમહાદેવ શેંળવણેકરને સાથે લીધા. વિજયદુર્ગ- ગોવા



માર્ગે તેમણે હુબળી જવાનું ઠરાવ્યું. તે દિવસોમાં લોકમાન્ય ટિળક જેવા રાષ્ટ્રપ્રેમીની દેશમાં બોલબાલા હતી. પરંતુ તેમના આવાગમન તથા પ્રચાર માટે ગોવાની પોર્ટુગીઝ સરકારનું નકારાત્મક વલણ હતું. ગોવામાં પ્રવેશ કરનાર દરેક પ્રવાસીના સામાનની કડક તપાસ થતી તથા તેમાં કાંઇ વાંધાજનક મળે તો તેવાને તરત જ કેદમાં નાંખવામાં આવતા. આવા કિસ્સામાં કોઇ સ્થાનિક નિવાસી જામીન રહે તો તેમને મુક્ત કરવામાં આવતા.

શ્રીકૃષ્ણાજી પંત ટેંબેના સામાનની તપાસ કરવામાં આવી. જૂનો કેસરી દૈનિકનો અંક (જેને લોકમાન્ય ટિળક પ્રસિદ્ધ કરતા હતા), ટિળકજીનો ફોટો તથા એક રુદ્રાક્ષની માળા, પોર્ટુગીઝ સૈનિકોને વાંધાજનક લાગ્યાં. બંને પ્રવાસીઓને લોક-અપમાં પૂરવામાં આવ્યા. બંને પક્ષોને એકબીજાની ભાષા આવડતી ન હતી. આમ ગુરુતુલ્ય સત્પુરુષનાં દર્શને જતી વખતે આ પ્રકારની મોટી આફત ઊભી થઇ. તે પ્રદેશમાં કોઇ ઓળખીતું ન હતું અને પરપ્રાંતીય ભાષાનું અજ્ઞાન- આ બધાં કારણોને લીધે શ્રીકૃષ્ણાજી ટેંબેએ પોતાના સદ્‌ગુરુની આર્તસ્વરે પ્રાર્થના કરી. બે દિવસ લોક-અપમાં ગયા.

ત્રીજા દિવસે કોઇ સ્થાનિક શાહુકાર થાણા પર આવ્યા અને ટેંબે નામના કોણ પ્રવાસી છે તે વિશે પૂછપરછ કરી અને તેઓ કોઇ પણ વાંધાજનક કાર્ય કરે તો તે અંગે પોતે જામીન છે તેમ જણાવતાં કૃષ્ણાજી અને તેમના સાથીને લોકઅપમાંથી મુક્તિ મળી તથા ગોવા બહાર બેલગાંવ તરફ જતી આગગાડીમાં બેસાડી દેવામાં આવ્યા. આગગાડીએ પ્રયાણ શરૂ કર્યા પછી કૃષ્ણાજીના મનમાં થયું, આપણને જામીન દેનાર કોણ? તે આપણને કેવી રીતે ઓળખે? પોતે તેમનો આભાર માનવો જોઇતો હતો ઇત્યાદિ. પરંતુ હવે ઘણું જ મોડું થઇ ગયું હતું. તેઓ હુબળી પહોંચ્યા તથા તરત જ સિદ્ધારૂઢ સ્વામીના મઠ તરફ જવા રવાના થયા.



સવારના સાડા આઠ-નવ થયા હશે. મુખમાર્જન, સ્નાન કરી તેઓ તરત જ સિદ્ધારૂઢ સ્વામીનાં દર્શન માટે ગયા. સિદ્ધારૂઢ સ્વામી તે સમયે સિંહાસન જેવી ખુરશીમાં બેઠા હતા. આજુબાજુ ભક્તો, વૈદિક પંડિતો, ભૂદેવો, શાસ્ત્રી ઇત્યાદિ હાજર હતા. કન્નડ ભાષામાં યોગવસિષ્ઠ પુરાણ-કથન ચાલુ હતું. તે દરમ્યાન જ સિદ્ધારૂઢ સ્વામીએ ટેંબે નામે કોણ વ્યક્તિ છે તેમ બૂમ મારી. કૃષ્ણાજી આગળ આવ્યા. ચરણોમાં મસ્તક મૂક્યું. સ્વામીજીએ તેમને પોતાની નજીક બેસાડી લીધા. તેમના મસ્તક પર અભય હસ્ત મૂક્યો. તે જ સમયે કોઈએ કેમેરાની ચાંપ દબાવી. તે ફોટો આજે પણ ઉપલબ્ધ છે. તે પછી મરાઠીમાં સિદ્ધારૂઢ સ્વામીએ પૂછ્યું, "ટેંબે, જામીન કેવો હતો?" આ વાક્ય સાંભળતાં જ કૃષ્ણાજી ટેંબેની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. પોતાનો આર્તનાદ અહીં સંભળાયો અને પોતે કેદમુક્ત થયા હતા. પોતાને સંકટમુક્ત કરવા સદ્‌ગુરુને કેટલું કષ્ટ વેઠવું પડ્યું? શ્રીસદ્‌ગુરુને કષ્ટ આપવા માટે તેઓ શરમિંદા બન્યા.

## (૭) સિદ્ધારૂઢ સ્વામીનો ઉપદેશ :

ઘણા બધા ભક્તોમાંથી કૃષ્ણાજી ટેંબેને નજીક બેસવા સ્વામીએ આજ્ઞા કરી. આથી તે કોઈ વિશેષ ભક્ત હોવો જોઈએ તેમ બધાએ માન્યું. પછી ભક્તોને ખબર પડી કે તેઓ કૃષ્ણાજી ટેંબે છે અને ગોવામાં તેમને પોતાની અલૌકિક શક્તિથી સ્વામીએ બચાવ્યા હતા. તે પછી સ્વામીજીએ કૃષ્ણાજીને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો. "નિત્ય ધ્યાનમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ- આ પંચ મહાભૂતને ઓળખી પૃથક્ કરી ભ્રૂમધ્યમાં દૃષ્ટિ સ્થિર કરવી. કાળે કરીને અંગુષ્ઠપ્રમાણ બ્રહ્મ દેખાશે. પ્રકાશ દેખાશે ત્યાં લક્ષ્ય કેન્દ્રિત કરવું."



પોતાની દત્તઉપાસનામાં દત્ત ભગવાનને બીલી ચઢાવવા કહ્યું. પહેલાં કરેલી ઉપાસના ઉપરાંત શિવ ઉપાસના કરવા જણાવ્યું, જેમાં માનસપૂજા, જપ, કવચ ઇત્યાદિનો સમાવેશ થતો હતો. બે ત્રણ દિવસ કૃષ્ણાજી હુબળીમાં રહ્યા. પછી તેઓ પોતાના પાંગરે (બદ્ગુક) ગામે પાછા ફર્યા. આ જ તેમની સિદ્ધારૂઢ સ્વામી સાથેની પ્રથમ અને છેલ્લી મુલાકાત. તે પછી બીજી પ્રત્યક્ષ મુલાકાત થઇ નથી. પરંતુ સ્વામીના મહાનિર્વાણ સુધી બંને વચ્ચે પત્રવ્યવહાર ચાલુ હતો.

## (૮) દિનચર્યા :

બ્રાહ્મ મુહૂર્તમાં શય્યાત્યાગથી શરૂ કરીને પ્રાતઃસ્મરણથી શરૂ થતી દિનચર્યા છેલ્લે રાત્રીમાં ધ્યાનયોગથી સમાપ્ત થતી. રોજ ત્રિકાળ સ્નાન સંધ્યા, દેવપૂજા, શ્રીગુરુચરિત્રવાંચન, વૈશ્વદેવ, અતિથિઅભ્યાગતોનું અને નોકરચાકરનું ભોજન, પછી પોતાનું ભોજન. બધું જ કામ જાતે કરવાનું. તેમાં જમીન મહેસૂલ સંબંધી-કોર્ટ કચેરી, ગણોત બાબતો, ખેતીવાડી અંગેની બાબતો પણ આવી જતી. ગ્રામદેવતા, હરિહરેશ્વરની પૂજા, રોજ જાતે રાંધીને નિવેદ અચૂક કરતા. આ તેમનો દોઢ તપ (૧૮ વર્ષ) કાળ ઇ.સ.૧૯૦૬માં અનુગ્રહ મળ્યા પછી તપસ્યાથી સભર હતો. આ સમય દરમ્યાન અનેક સંકટો આવ્યાં તથા ગયાં. સંસારમાં રહીને પણ અલિપ્ત કેમ રહેવું, વૈરાગ્ય એટલે શું, તપશ્ચર્યા એટલે શું, તે કૃષ્ણાજીની દિનચર્યામાંથી સમજાય છે.

## (૯) સાધના અને કસોટી :

ઇ.સ.૧૯૦૫માં અનુગ્રહ મળ્યા પછી ઇ.સ.૧૯૧૭માં સિદ્ધારૂઢ સ્વામીનાં દર્શન સુધી ૧૨ વર્ષ (એક તપ)એ કૃષ્ણાજીનો સાધનાકાળ હતો. આ સમય



દરમ્યાન ઉપદિષ્ટ મંત્રનો જપ, ત્રિકાળસ્નાન, સંધ્યાપૂજા, વૈશ્વદેવ એકટાણું કરીને વ્રતાચરણ ચાલુ હતું. આ જ સમય દરમ્યાન માતૃપિતૃ-વિયોગ, કોર્ટકચેરી, ઘરની દુર્દશા, કહેવાતાં સ્વજનોએ તેમનો કરેલો ત્યાગ, માથે કરજ થવું ઈત્યાદિ ઘણાં સંકટોની હારમાળા શરૂ થઈ. પરંતુ ફક્ત ગુરુકૃપાને લીધે પોતાનું અસ્તિત્વ ટકાવી શક્યા. ત્રિવિધ તાપથી દાઝીને તેમાં તટસ્થભાવ કેમ રાખવો તે શીખી જ્ઞાનના અધિકારી બન્યા. ઈ.સ.૧૯૧૦ થી ઈ.સ.૧૯૧૪ દરમ્યાન ગુરુએ કહેલા અનેક મંત્રને સિદ્ધ કરવા કમર કસી. ગ્રહણ, પર્વણી આદિ એક પણ તક તેઓ જતી કરતા નહીં. શ્રીવાસુદેવાનંદવિરચિત મંત્રાત્મક શ્લોકો તથા તેઓશ્રીનાં કેટલાંક સ્તોત્રો પણ સિદ્ધ કર્યાં. રાજાપુર નિવાસી પ્રખ્યાત જ્યાતિષી શ્રી સીતારામ દીક્ષિત પાસે જ્યોતિષ શીખ્યા.

હવે લોકો આવે અને પ્રશ્નો પૂછે તો એમનો ઉત્તર અચૂક સાચો પડતો. ખોવાયેલી વસ્તુ મળવી, પરગામથી આવનાર કેમ ન આવ્યો તેનું કારણ, આકસ્મિક બીમારી ઈત્યાદિમાં કૃષ્ણાજી જે કહેતા તે સાચું ઠરતું. કોઈપણ કામ અંગે તેઓ પુરસ્કાર લેતા નહીં.

ઘરની આર્થિક સ્થિતિ કથળી હતી. ઢોરને સાચવનાર ચાકર પણ રહ્યો નહીં. આથી તે કામ પણ કૃષ્ણાજીને જ કરવું પડતું. જંગલમાં ઢોરોને ચરાવવા જવાનો અભિશાપ પણ આશીર્વાદમાં પલટાયો. કારણ કે સવાર સાંજ ચાર ચાર કલાકનું એકાંત જંગલમાં મળવા લાગ્યું. તેનો ઉપયોગ તેમણે અનેક મંત્રપુરશ્ચરણમાં કરી લીધો. દત્તમંત્ર, રામમંત્ર, શિવષડ્ક્ષરી મંત્ર ઈત્યાદિનાં પુરશ્ચરણ તેમણે તે સમય દરમ્યાન કર્યાં. આ સમય દરમ્યાન જ શાહુકારોને આપેલ વચન ન પળાયું. આથી પોતે જ પોતાનાં ઘરનાં મોટાં મોટાં વાસણો તે શાહુકારના ઘરે મોકલાવી



દીધાં. સોનાચાંદીના દાગીનાઓ તો પ્રથમથી જ ઘરમાંથી વિદાય થયા હતા. જો કે અનાજ ખૂટે તેમ ન હતું.

ભવિષ્યની પૂર્વ સૂચના તેમને હવે સ્પષ્ટપણે થવા લાગી. જાનવર પર પગ પડશે તેમ સંભળાતું હતું. પરંતુ એક રાત્રે ફાનસના પ્રકાશમાં સાપ દેખાઇ જતાં તેના પર પગ પડતો રહી ગયો. દેવપૂજામાં તેઓ વિવિધ સુગંધી ફૂલોનો ઉપયોગ કરતા. પૂજામાં વિવિધ જાતનાં અત્તરો પણ વાપરતા. આથી તેમનો પૂજારૂમ પવિત્ર, સુગંધમય તથા આહ્લાદક જણાતો.

## (૧૦) પાદુકાની પ્રાપ્તિ :

સિદ્ધારૂઢ સ્વામીને મળ્યા પછી ત્રણ વર્ષે એટલે કે ઇ.સ.૧૯૨૦માં એક વખત કૃષ્ણાજી અપીલ નિમિત્તે મુંબઇ ગયા. મુંબઇમાં ગિરગાંવમાં રહેતા શ્રી અનંત કાશીનાથ ટેંબેનું એક ઉપાહારગૃહ હતું. તેમને મળવા કૃષ્ણાજી તેમની દુકાનમાં ગયા. તે જ સમયે એક નાથપંથીય સાધુએ દુકાનમાં પ્રવેશ કર્યો તથા કૃષ્ણાજીને તેમણે નામ દઇને નજીક બોલાવ્યા. કૃષ્ણાજી તથા નાથપંથીય સાધુ એક ખૂણામાં ગયા. બંનેને શેઠે દૂધ આપ્યું. તે દિવસ ગુરુવારનો હતો.

તે સાધુએ કૃષ્ણાજીને કહ્યું, “ગુરુદેવ દત્ત” બોલો. કૃષ્ણાજીએ તે પ્રમાણે બોલતાં જ તે સાધુએ ખભે ભેરવેલ ઝોળીમાંથી એક ચપટીભર વિભૂતિ કૃષ્ણાજીને આપી. કૃષ્ણાજીએ ત્યાંજ પડેલો એક કાગળ લઇને તેમાં વિભૂતિનું પડીકું વાળ્યું. તે પડીકું તેમણે ખિસ્સામાં મૂકયું. બંનેએ દૂધ પી લીધું. પછી સાધુ બોલ્યા, “બેટા, દેખ તુઝે પ્રસાદ હો ગયા હૈ, દેખ.” કૃષ્ણાજીએ ખિસ્સામાં મૂકેલ પડીકું ખોલીને જોયું તો તેમાંથી વિભૂતિ અદશ્ય થઇ ગઇ હતી. પરંતુ તે જગ્યાએ સરસ ચાંદીની



પાદુકાનાં દર્શન થયાં. કૃષ્ણાજી આશ્ચર્યચકિત થઇ ગયા ! તેમના અષ્ટ સાત્ત્વિક ભાવો જાગ્રત થયા. તેટલામાં સાધુ જવા નીકળ્યા. જતાં જતાં સાધુ બોલ્યા, "ગિરનારસે આયા હું, ગોકર્ણ જા રહા હું, આતે હો બેટે?"

કૃષ્ણાજીએ ડોક હલાવી ના કહી તેથી સાધુ બોલ્યા, "જેનું ધ્યાન ધરો છો તે જ હું છું. આની નિત્ય પૂજા કરો. બધી કામનાઓ પૂરી થશે." આટલું કહીને સાધુ નીકળી ગયા. કૃષ્ણાજી લગભગ બેભાન જેવી અવસ્થામાં જ હતા. પ્રત્યક્ષ પ્રભુએ દર્શન આપ્યા છતાં તેમનાં ચરણ પર મસ્તક મૂકવાનું રહી ગયું તેનો વસવસો રહી ગયો. ખૂબ શોધ કરી છતાંય તે સાધુ ફરી ન મળ્યા.

તે જ દિવસે સાંજે દત્તાવતારી સંત શ્રીનારાયણ મહારાજ કેડગાંવકર નજીકમાં ક્યાંક આવ્યા હતા. તેમનાં દર્શન માટે કૃષ્ણાજી ગયા. કેડગાંવકર મહારાજ પોતે બોલ્યા, "આજે પ્રસાદ મળ્યો ને? હવે કોનાં દર્શન માટે ભ્રમણ કરો છો? આત્માનંદમાં સુખી થાવ." પ્રાપ્ત થયેલ (પાદુકા) પ્રસાદનો ઉલ્લેખ સંત દ્વારા થયેલો જાણી કૃષ્ણાજી ધન્યતા અનુભવવા લાગ્યા. શ્રીનારાયણ મહારાજ કેડગાંવકરને પણ આ જ રીતે સુવર્ણપાદુકા પ્રાપ્ત થઇ હતી.

## (૧૧) કૃતાર્થ જીવન :

મુંબઇમાં પાદુકાપ્રસાદ પ્રાપ્ત થયા બાદ કૃષ્ણાજી પોતાના વતન પાંગરેમાં પાછા આવ્યા. તેમણે શ્રીસિદ્ધારૂઢ સ્વામીને પત્ર દ્વારા પાદુકાપ્રસાદની હકીકત જણાવી. સ્વામીનો નીચે પ્રમાણે જવાબ આવ્યો.

"નિત્ય નામસ્મરણ કરવું, નિત્ય પાદુકાનું પૂજન કરવું. સદ્ગુરુકૃપાથી કલ્યાણ થશે." આ પ્રમાણે નિત્ય પાદુકાપૂજન, જપ-તપ, ધ્યાનમાં વધુ સમય



વ્યતીત થતો ગયો. એક વખત ધ્યાન દરમ્યાન ગ્રામદેવતાસ્થાન હરિહરેશ્વરનું ગર્ભગૃહ કોટિ સૂર્યથી ઝળહળી ઊઠ્યું. તે જ પ્રકાશ પછીથી અંગુષ્ઠ પ્રમાણ થઇ તૃતીય નેત્રનાં સ્થળે (ભ્રૂમધ્ય) વિલીન થયું. જીવન જાણે કે કૃતાર્થ બની ગયું. ત્યારથી કૃષ્ણાજીને દિક્ કાલનાં બંધન ન રહ્યાં. ત્રિકાળ જ્ઞાન સહજ થવા લાગ્યું. ત્રિખંડમાં બનતા બનાવો બેઠકની જગ્યાએથી જ જોઇ શકવા સમર્થ બન્યા. તેમના પર પૂર્ણ ગુરુકૃપા થઇ ને ખરા અર્થમાં તેઓ સિદ્ધ યોગી બન્યા.

નિત્યક્રમ પહેલાં જેવો જ હતો. પરંતુ વૈશ્વદેવ સમયે અગ્નિમાં દેવદેવતા તથા સાધુસંતોને વધુ આહુતિઓ અપાવા લાગી. તેની જ રક્ષા વિભૂતિ તરીકે વપરાવા લાગી. કેટલીક વાર અદશ્ય સાધુસંતો સાથે તેમનું ભોજન થવા લાગ્યું. હવે વિચારસંક્રમણ માટે ભાષાના માધ્યમની જરૂર ન રહી. પ્રશ્ન પૂછનાર પ્રશ્ન કરે તે પહેલાં તેઓ તેનો જવાબ આપી દેતા. અપરિચિત ભાષામાં પ્રશ્ન પુછાય તો પણ તેનો જવાબ તેઓ આપતા.

## (૧૨) વટવૃક્ષ કે સંદેશાવાહક :

એક છોકરાને તાવ આવ્યો. તેના પિતા ટેંબે સ્વામી પાસે આવ્યા. સ્વામીજીએ ભસ્મ તથા દોરો આપ્યો અને જણાવ્યું કે પાછા જતા રસ્તે એક વડનું ઝાડ આવે છે તેના થડને કે વડવાઇને આ દોરો બાંધજો ને તેને મારો સંદેશો કહેજો કે સ્વામીજીએ આ દોરો છોકરો સાજો થવા માટે આપ્યો છે. તો તેને સાજો થવા દો. છોકરો અને એના પિતા જતા રહ્યા. પરંતુ ત્યાં હાજર રહેનાર એક ભકતને મનમાં શંકા ગઇ કે આવાં ઝાડપાનને સંદેશો આપવાથી શો અર્થ સરે? પરંતુ તેઓ પ્રત્યક્ષ રીતે કશું ન બોલ્યા. આ પ્રસંગ પછી બે ચાર દિવસે આશ્રમના શ્રીવિશ્વનાથ ભાગવત



અને બાળાસાહેબ નાટેકર રાજાપુર ગામે કાંઇ કામવશ ગયા. હંમેશ મુજબ તેઓએ રાત્રી પહેલાં આવી જવાનું નક્કી કર્યું હતું. પરંતુ રાજાપુર ગામમાં તેમને વધારે રોકાવું પડ્યું અને પૂર્વ સમયાનુસાર પાંગરે ગામ પહોંચી શકે તેમ ન હતા. આથી શ્રીભાગવતે વડના વૃક્ષને સંદેશો કહ્યો કે તેઓને મોડું થવાનું છે.

શ્રીસ્વામીજી તથા તે ભક્ત આશ્રમમાં હતા. સાડા ચાર પાંચનો સમય હતો. બંને વચ્ચે કોઇ વાર્તાલાપ ચાલી રહ્યો હતો. વચ્ચે જ સ્વામીજીએ જણાવ્યું કે શ્રીભાગવતને આવતા વિલંબ થવાનો છે. ભક્તે પૂછ્યું, "શા પરથી કહો છો?" સ્વામીજી બોલ્યા, "વાયરલેસ સંદેશો આવ્યો." (વટવૃક્ષ દ્વારા?) રાત્રે બંને ભક્તો મોડા પાંગરે ગામમાં આવ્યા. ભક્તે શ્રીભાગવતને જણાવ્યું કે બપોરના ૪ વાગે વાયરલેસ સંદેશો આવ્યો હતો. શ્રીભાગવતે જણાવ્યું કે તેમને મોડું થવાનું હોવાથી તેઓએ વડના વૃક્ષને સંદેશો કહીને તે પ્રયોગના સત્યની ચકાસણી કરવી હતી. તે પ્રયોગ ચકાસણીમાં સાચો ઠર્યો હતો. વૃક્ષ, પશુ, પક્ષીને કહેલા સંદેશાઓ યોગ્ય સ્થળે યોગ્ય વ્યક્તિને મળતા હોય છે. પરંતુ તેવા કિસ્સામાં સ્વામીજી જેવા સંદેશા ઝીલનારા હોય તો સારું. દરેકની પાસે આનાં રહસ્યની ચાવી હોતી નથી.

બહારગામ જતી વખતે સ્વામીજી બારણું બંધ કરીને જતા ન હતા. તાળું પણ લગાવતા ન હતા. તે સંબંધે એક ભક્તે પૂછતાં "ત્યાં રક્ષક છે" એમ તેઓશ્રીએ કહ્યું. નોકર જ ને? એમ તે ભક્તે પૂછતાં સ્વામીજી બોલ્યા, "ના, નાગરક્ષક છે." આ વાત ત્યાં જ અટકી. ચાર દિવસ પછી રાજાપુરનિવાસી પરંતુ ધંધાર્થે મુંબઇમાં રહેતા શ્રીઢવળે નામના ભક્ત સ્વામીજીનાં દર્શને પાંગરે ગામમાં આવ્યા ત્યારે સ્વામીજી બહારગામ ગયા હતા.

પાંગરે ગામમાં આવ્યા છીએ અને સ્વામીજી ત્યાં ન હતા. આથી દેવસ્થાનનાં દર્શન કરવાં તેમ શ્રીઢવળેએ નક્કી કર્યું. ત્યાંના સેવકને પૂછ્યું કે દર્શન કરવાં છે.



તેણે જવાબ આપ્યો, "ભલે દર્શન કરો." શ્રીઢવળે પૂજારૂમમાં ગયા. દંડવત્ કરીને શ્રીઢવળે પૂજાસ્થાન આગળ બેઠા. તેમની નજરે એક અલૌકિક દશ્ય દેખાયું. દેવસ્થાન ઉપર એક છત્ર તરીકે પોતાની ફેણ ફેલાવીને એક જાતવંત નાગ બેઠેલો તેમને દેખાયો. શ્રીઢવળે ગભરાઇ ગયા. તેઓ જેમ તેમ પૂજાગૃહમાંથી બહાર આવ્યા અને તેમણે નોકરને વાત કરી. નોકરે જણાવ્યું કે તે નાગ કોઇને કશું કરશે નહીં. સ્વામીજી આશ્રમ બહાર હોય ત્યારે કોકકોક વાર કોઇને દેખાય છે. ફરી વાર દર્શન કરી આવો. પરંતુ શ્રીઢવળેજીની હિંમત ન ચાલી. આ વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યારે જે ભકતના મનમાં શંકા હતી કે નાગ વગેરે રક્ષણ માટેની વાતો તો પોથીપુરાણમાં જ હોય છે તે શંકા નિર્મૂળ થઇ.

**સરનામું :**

શ્રીસ્વામી શિવાનંદ આશ્રમ, મુ.પો.પાંગરે બુદ્રુક, તા.રાજાપુર, જિ.રત્નાગીરી. કોલ્હાપુર, રત્નાગીરી, મુંબઇ, ગોવા થી રાજાપુર જવું. ત્યાંથી સવારે ૮.૩૦ અને સાંજે ૪.૩૦ વાગે રાજાપુર-રુસાળે બસમાં બેસતાં પાંગરે આશ્રમ પાસે બસ સ્ટેન્ડ છે.

**સંસ્થાનની માહિતી :** (૧) શ્રીગોવિંદ શંકર ટેંબે, કુલકર્ણી વાડા, ગુજરાળી પીર પાસે, રાજાપુર. જિ. રત્નાગિરી.



# પ્રકરણ-૪

## પૂ.શ્રીગાંડા મહારાજ ઉર્ફે શ્રીયોગાનંદ સરસ્વતી

શ્રીયોગાનંદ સરસ્વતી પરમહંસ પરિવ્રાજક સ્વામી મહારાજના મુખ્ય શિષ્યો પૈકીના એક છે. તેઓએ બીજા શિષ્યો કરતાં સ્વામી મહારાજનાં સત્સંગ, સાન્નિધ્યને વધુ માણ્યાં છે. પ્રથમ મુલાકાત વખતે જ દત્ત મહારાજે સ્વયં સ્વામી મહારાજને કહ્યું હતું કે આ શિષ્ય તારી સાથે જીવનની અંતિમ પળો સુધી ટકી રહેશે.

ગાંડા મહારાજનો જન્મ તા.૨૯-૧૧-૧૮૬૮ ને માગસર સુદ પૂનમ (દત્તજયંતી) રવિવારના સૂરત પાસે આવેલા તલંગપુર ગામે અનાવિલ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમની માતાને પુત્ર સંતાન ન હોવાથી તેમણે શિવરાત્રીનું વ્રત કર્યું હતું. એ વ્રત પ્રભાવે ગાંડા મહારાજનો જન્મ થયો હતો. શિવરાત્રીના વ્રતને લીધે ગાંડા મહારાજનો સ્વભાવ વૈરાગ્યશીલ હતો. જન્મસમયનું તેમનું નામ કલ્યાણ હતું. પરંતુ તેના ભોળા, અલ્લડ સ્વભાવને લીધે સહુ લાડમાં તેને “ગાંડો” કહીને બોલાવતા. સંન્યાસ લીધા પછી તેમનું નામ યોગાનંદ સરસ્વતી પડ્યું.

તેમની માતાનું નામ કાશીબેન તથા પિતાનું નામ ડાહ્યાભાઇ હતું. કલ્યાણજીનું લગ્ન નાનપણમાં કેસરબેન સાથે થયું હતું. તેમની બહેનનું નામ જમનાબેન હતું. શિક્ષણ પૂરું થયું અને કુટુંબને મદદરૂપ થવા શિક્ષકની નોકરી સ્વીકારી. આગળ જતાં પિતાજીએ ખેતીનો વ્યવસાય સ્વીકારવાનું કહેતાં તેમણે ખેતીને વ્યવસાય તરીકે અપનાવ્યો. તે સમયે તેમને આફ્રિકામાં ઘણા સારા પગારથી નોકરીની તક મળી હતી પરંતુ પિતાજીએ ના પાડતાં તેઓએ તે પ્રસ્તાવને ઠુકરાવ્યો.



ગ્રામદેવતા નીલકંઠેશ્વરની તેઓ ષોડશોપચારથી નિત્ય પૂજા કરતા. શ્રાવણ મહિનામાં મહાદેવજીને સવાલાખ બીલીપત્રો ચઢાવતા. શિવરાત્રીવ્રત પણ નિષ્ઠાથી કરતા. ખેતીમાં મન ન લાગતાં પિતાજીએ તેમને નોકરી કરવા સહર્ષ સંમતિ આપી. કલ્યાણજી નોકરી નિમિત્તે મદ્રાસ ગયા. તે સમય દરમ્યાન નાનાભાઇ દયાળજી અને બહેન દેવીબહેનના પતિનું અવસાન થતાં તેઓ તલંગપુર પાછા આવ્યા. દેહની નશ્વરતાનું ભાન થયું અને તેમનો વૈરાગ્ય દૃઢ થયો.

તેમણે મદ્રાસમાં બીજી વાર પેઢી પર નોકરી શરૂ કરી. પિતાજીને કુટુંબ ચલાવવા પડતાં કષ્ટનો ખ્યાલ કરી તેમને મદદરૂપ થવાનો નિર્ણય કર્યો. તેમણે મોતીરામ શાહ નામના પોતાના એક મિત્ર પાસેથી ઉછીના ત્રણસો રૂપિયા લઇને પિતાજીને મનીઓર્ડર કર્યો. જ્યારે પાવતી પેઢીમાં આવી ત્યારે કલ્યાણજી પેઢીએ ન હતા. તેઓ વસૂલી નિમિત્તે બહારગામ ગયા હતા. પેઢીના માલિકના હાથમાં મનીઓર્ડરની પાવતી આવતાં તેને શંકા ગઇ કે નોકરીએ નવા આવેલા કલ્યાણજીએ ઘાલમેલ કરીને પેઢીના પૈસાનો દુર્વ્યય કર્યો લાગે છે. બહારગામથી કલ્યાણજી પાછા આવ્યા. શેઠે તેમને મનીઓર્ડર બાબત પૂછી જોયું. કલ્યાણજીએ મોતીરામ શાહની વાત રજૂ કરી પરંતુ શેઠની શંકા નિર્મૂળ ન થઇ.

કલ્યાણજીને ખૂબ માઠું લાગ્યું. નોકરીને રામરામ કરી કલ્યાણજી કેસરબેન સાથે તલંગપુર પાછા આવ્યા. તલંગપુરમાં તેમણે કાપડની દુકાન ખોલીને તે વ્યવસાય શરૂ કર્યો. પરંતુ ઉધારી ખૂબ વધી ગઇ અને કલ્યાણજીના ભોળા સ્વભાવનો લોકોએ પણ ઘણો ગેરફાયદો ઉઠાવ્યો. છેવટે આ વ્યવસાય પણ બંધ કરવો પડ્યો. પછી કલ્યાણજીએ નિકોરા ગામે ગોળ અને તંબાકુનો ફરી વેપાર શરૂ કર્યો. અહીં તેઓ નર્મદાપરિક્રમાવાસીઓને ગજા ઉપરાંત મદદ કરતા. આથી વેપારમાં કોઇ



ફાયદો ન થયો. કેસરબેને આ અંગે સસરા શ્રી ડાહ્યાભાઇને એક પત્ર લખ્યો. કલ્યાણજીના આકરા સ્વભાવને લીધે કેસરબેન તેમને કશું કહી શકે તેમ ન હતાં.

શ્રીડાહ્યાભાઇ નિકોરા આવ્યા અને હિસાબની તપાસ કરી. કેસરબેને કહેલી વાત સાચી જણાઇ. ડાહ્યાભાઇએ કલ્યાણજીને ઠપકો આપ્યો. કલ્યાણજીનું મન ભરાઇ આવ્યું. સૌ સ્વાર્થનાં સગાં છે. એમ તેમને લાગ્યું અને હવે ગૃહત્યાગ કરી વનમાં તપશ્ચર્યા કરવાનું વિચાર્યું. વસૂલીનું બહાનું કાઢીને કલ્યાણજીએ ગૃહત્યાગ કર્યો અને જંગલમાં ગયા. પંદર દિવસ સુધી કલ્યાણજી પાછા ન આવ્યા ત્યારે કેસરબેનને ચિંતા થઇ અને તેમણે તલંગપુર સમાચાર જણાવ્યા. ત્યાં પણ બધે શોકાકુલ વાતાવરણ થયું. કલ્યાણજી (ગાંડા મહારાજ)ના જમનાબેનનાં લગ્ન ભરુચમાં કલ્યાણજીભાઇ સાથે થયા હતા. ગાંડા મહારાજના આ બનેવી પાસેથી જ પૂ.શ્રીરંગ અવધૂત મહારાજને દત્તપુરાણનો ગ્રંથ મળ્યો હતો.

## (૧) શૂલપાણની ઝાડીમાં તપશ્ચર્યા :

કલ્યાણજી શૂલપાણની અંતરાળ ઝાડીમાં પગપાળા આગળ વધી રહ્યા હતા. ત્યાં લૂંટ ઉપર ગુજરાન ચલાવનારા ભીલ લોકોએ તેમને લૂંટી લીધા. ફક્ત એક લંગોટી રહેવા દીધી. લોટો ખૂંચવી લીધો અને બીજું ઉપવસ્ત્ર હતું તે પણ લઇ લીધું. તેઓ જનોઇને પણ તોડતા હતા ત્યારે કલ્યાણજીએ બ્રાહ્મણની નિશાની ન તોડવા વિનંતી કરી પરંતુ તે ગોદડાં સીવવા કામમાં આવશે એમ કહીને ભીલ લોકોએ તે પણ લૂંટી લીધી.

કલ્યાણજી હજી આગળ ગયા અને ૐકારેશ્વર પાસેનાં ગાઢ જંગલમાં જાતે જ પર્ણકુટી બનાવીને તપસ્યા કરવા લાગ્યા. બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી, પ્રાતર્વિધિ



પતાવી, નર્મદાસ્નાન કરી, મહાદેવનું પૂજન કરી સદ્‌ગુરુપ્રાપ્તિ માટે સંકલ્પયુક્ત અનુષ્ઠાન શરૂ કર્યું. બીલીનાં પાંદડાં અને નર્મદાનું જળ એ જ તેમનો આહાર હતો. તેમની કઠોર તપશ્ચર્યા જોઇને ભીલ લોકોનું હૃદયપરિવર્તન થયું અને તેઓએ કલ્યાણજીને એક ગાય આપી. ગાયના ઘાસચારાની વ્યવસ્થા તથા માવજત ભીલ લોકો જ કરતા.

એક ભીલને પેટમાં સખત દુ:ખવા લાગ્યું. કલ્યાણજીએ તેને બીલીનાં પાંદડાં પાણીમાં ઉકાળીને પીવા કહ્યું. તેમ કરવાથી તે ભીલની પીડા દૂર થઇ. આથી તેમના પ્રત્યે ભીલ લોકોનો આદર વધ્યો. બીજા એક પ્રસંગે સપ્તશતીનો પાઠ ચાલુ હતો ત્યારે એક ભીલ રોગનિવારણ માટે આવ્યો. તેને આંગળીથી બીલીનું ઝાડ બતાવી તેનાં પાંદડાં લેવા ઇશારાથી કહ્યું. તે પાંદડાં લેવાથી તે ભીલનો રોગ મટ્યો. પરંતુ અનુષ્ઠાન દરમ્યાન મૌનનો નિયમ તૂટ્યો હતો આથી તેમને દુ:ખ થયું. પાઠ દરમ્યાન તેમને તાવ આવ્યો. તે જ સમયે તેમને જંગલ છોડી દેવા દૃષ્ટાંત થયો. આથી તેઓ ૐકારેશ્વર છોડીને નેમાવર પાસે બાગદીસંગમ આગળ આવીને રહ્યા. અનુષ્ઠાન પૂર્ણ થયું પરંતુ ગુરુદર્શન થયું ન હતું. તેમના મનમાં તેની તીવ્ર ઉત્કંઠા હતી.

## (૨) શ્રીપાંડુરંગબાબા :

ૐકારેશ્વર પાસે પાંડુરંગબાબા નામે એક સંત રહેતા હતા. નર્મદાપરિક્રમાવાસીઓ અને સાધુસંતો માટે તેઓ સદાવ્રત ચલાવતા હતા. તે માટે તેઓ આજુબાજુનાં ગામોમાંથી અનાજ ઉઘરાવતા. તેને જાતે દળતા. તેના રોટલા બનાવી પરિક્રમાવાસીઓને આપતા. નર્મદા માતા પણ તેમને આ દૈવીકાર્યમાં સહાય કરતાં.



સદાવ્રત માટે એકઠા કરેલા અન્નને લૂંટારુ ભીલો ચોરી ગયા. તે અન્ન ખાવાથી તે ભીલોને પેટમાં અસહ્ય પીડા થવા લાગી. આથી તે ભીલો શ્રીપાંડુરંગબાબાને શરણે આવ્યા. સદાવ્રતના કામમાં તેઓ કોઇ વિઘ્નરૂપ નડતર નહીં કરે તેવા તેમની પાસે શપથ લેવડાવીને પાંડુરંગબાબાએ તેમને રોગ મુક્ત કર્યા. ત્યારથી સમગ્ર ભીલ પરિવાર તેમની આમન્યા પાળતો.

કલ્યાણજી શ્રીપાંડુરંગબાબાને મળ્યા અને પોતાની અભિલાષા જણાવી. પાંડુરંગબાબાએ અંતર્જ્ઞાનથી તેમની અભિલાષા ઓળખી અને જણાવ્યું કે તેઓ તેમના ગુરુ નથી. કલ્યાણજીના ગુરુ દક્ષિણી બ્રાહ્મણ છે અને અતિ ઉચ્ચ અધિકારસંપન્ન સંત પુરુષ છે. કેટલાક દક્ષિણી બ્રાહ્મણોએ કલ્યાણજી અને પાંડુરંગબાબાનો સંવાદ સાંભળ્યો. તેઓએ કલ્યાણજીને જણાવ્યું કે જે મહાત્મા વિશે વાતચીત થઇ રહી છે તે દક્ષિણી મહાત્મા થોડા જ દિવસોમાં ગુજરાત તરફ આવવાના છે. તેઓની પાસે એક દત્તમૂર્તિ છે જે તેમની સાથે નિત્ય સંભાષણ કરે છે. તેમનું નામ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી છે.

કલ્યાણજીને સદ્‌ગુરુ વિશે માહિતી મળી. તેમને ખૂબ આનંદ થયો. શ્રીપાંડુરંગબાબાને પ્રણામ કરી, રજા લઇને કલ્યાણજી દોઢસો માઇલની પદયાત્રા કરી ચિખલદા ગામે આવ્યા. ત્યાં તેમને સમાચાર મળયા કે શ્રીવાસુદેવાનંદ સરસ્વતી ગુજરાતમાં પ્રવેશ્યા છે. ચિખલદાથી તેઓ તિલકવાડા ગયા છે. કલ્યાણજી તિલકવાડા ગયા ત્યારે સ્વામી મહારાજ ચાણોદ પહોંચી ગયા. કલ્યાણજી ચાણોદ ગયા ત્યારે સ્વામીજી વ્યાસ, શુકદેવ આદિસ્થળોએ ગયા હતા.



## (૩) સ્વામી મહારાજ સાથે પ્રથમ મુલાકાત :

કલ્યાણજી વ્યાસ, શુકદેવ, અનસૂયાક્ષેત્રે નર્મદાસ્નાન કરીને શિનોર આવ્યા. શિનોરમાં તેમને સમાચાર મળ્યા કે શ્રીવાસુદેવાનંદ સરસ્વતી શિનોરમાં માર્કંડેશ્વરના મંદિરમાં નિવાસ કરે છે. સમાચાર જાણીને કલ્યાણજીને ખૂબ જ આનંદ થયો. ગુરુશિષ્યની પ્રથમ મુલાકાત કેવી નાટયાત્મક રીતે થઇ તે આપણે જોઇશું.

શિનોરમાં માર્કંડેશ્વરના મંદિરમાં સ્વામી મહારાજનો નિત્ય ભાષ્યપાઠ ચાલુ હતો. સ્વામી મહારાજે ત્યાંના નિવાસી શ્રીરામ શાસ્ત્રીને જણાવ્યું કે એક બે દિવસમાં જ આ વિસ્તારમાં ભટકતો રહેતો અક્ષરશત્રુ (વધારે ન ભણેલો) આવશે. રામ શાસ્ત્રીને એમ કે તે કોઇ સ્વામીજીની પૂર્વ પરિચિત વ્યક્તિ હશે. દત્ત ભગવાને મુલાકાતને આગલે દિવસે સ્વામી મહારાજને કહ્યું હતું કે આવનાર શિષ્ય જીવનની અંતિમ ક્ષણો સુધી એમની સાથે રહેશે. સ્વામી મહારાજે તે શિષ્યની આકરી કસોટી કરવાનો નિર્ણય કર્યો.

બે ત્રણ દિવસમાં જ એક મધ્યમ વયનો, સુકલકડી ગુજરાતી બ્રાહ્મણ સ્વામી મહારાજનાં દર્શન કરવા આવ્યો. તે બ્રાહ્મણ પાસે બે પંચિયાં, એક લોટો તથા એક લાકડી આટલી જ સામગ્રી હતી. આ પૂર્વે તે બ્રાહ્મણ ગોળના વેપાર અર્થે વારંવાર આ બાજુનાં ગામોમાં આવતો. તે જ વેપારી હવે વિરક્ત બનીને સ્વામી મહારાજના શરણે આવ્યો.

તે ગુજરાતી બ્રાહ્મણ એટલે કે કલ્યાણજી સાથે સ્વામી મહારાજ આઠ દિવસ બિલકુલ બોલ્યા નહીં. રોજ સવારે તે બ્રાહ્મણ સ્નાન કરી માર્કંડેશ્વરના મેડા પર સ્વામી મહારાજના નિવાસે આવીને એક ખૂણામાં બેસતો. સ્વામી મહારાજ ભિક્ષા માટે જાય એટલે તે બ્રાહ્મણ ગામમાં ક્યાંક ભોજન કરી સ્વામી મહારાજ



પધારે તે પહેલાં માર્કંડેશ્વરના મેડે આવી જતો. સ્વામી મહારાજ બીજા ભક્તો સાથે વાર્તાલાપ કરતા પરંતુ કલ્યાણજી સાથે બિલકુલ બોલતા નહીં . આમ આઠ દિવસ પસાર થયા. કલ્યાણજીને બદલે કોઇ બીજો હોત તો તેણે આવી ઉપેક્ષા સહન ન કરી હોત. તરત તેણે ચાલતી પકડી હોત. પરંતુ કલ્યાણજી એટલે ભવિષ્યના ગાંડા મહારાજ ! જેઓ ભવિષ્યમાં ઘણાં વર્ષો સુધી સ્વામી મહારાજ સાથે છાયાની જેમ રહેવાના હતા.

આઠ દિવસની ઉપેક્ષા પછી એક દિવસ સ્વામી મહારાજ કલ્યાણજીને ઉદ્દેશીને બોલ્યા, “અહીં આવીને તું રોજ કેમ બેસે છે? તારી શી ઈચ્છા છે?” તે બ્રાહ્મણ (કલ્યાણજી) ખૂબ જ શ્રદ્ધા સાથે બોલ્યો, “આ સમર્થ ચરણકમળ મને ભવસાગર પાર કરાવશે તે વિશ્વાસે હું આપના શરણે આવ્યો છું.” આમ કહીને તે બ્રાહ્મણે પોતાનો પરિચય તથા પૂર્વ ઈતિહાસ રજૂ કર્યો.

મારું મૂળ નામ કલ્યાણ. મારાં લગ્ન આઠમા વર્ષે થયાં. એક સ્કૂલમાં તથા વેપારીને ત્યાં મેં નોકરી કરી છે. પરંતુ મન:શાંતિ ન મળવાને કારણે સાધુસંતોની શોધમાં હું મદ્રાસ સુધી ફરી આવ્યો. પરંતુ સંતપુરુષની મુલાકાત ન થઇ. મારું ઉપાસ્ય દૈવત મહાદેવ છે. હું જાતિએ બ્રાહ્મણ છું અને મને ગુરુ પણ બ્રાહ્મણ વર્ણના જ મળે તેવી મારી હાર્દિક ઇચ્છા છે.

હું પોંડીચેરી સુધી નોકરી નિમિત્તે ફર્યો ને નોકરી છૂટતાં ઘરે પાછો ફર્યો. સંતદર્શન ન થવાથી મને અન્ન-જળ ભાવતાં નથી. ઘરે મા-બાપ હોવાથી તેમનો ત્યાગ કરી દૂર તપશ્ચર્યા કરવા પણ જઇ શકાતું નથી. પૈસે ટકે ઘર સુખી છે પરંતુ દુન્યવી સુખોથી મને સમાધાન થતું નથી. આથી મેં વેપારના બહાને નર્મદાકિનારે સાધુસંતોની સેવા કરવાનું શરૂ કર્યું. પરંતુ પિતાજીને તે પસંદ ન પડ્યું અને મને કડવાં વેણ કહ્યાં. આથી વસૂલાતનું બહાનું કાઢી મેં ગૃહત્યાગ કર્યો.



વેરાગીના વેષમાં ૐકારેશ્વરની ઝાડીમાં વડ નીચે રહેવા લાગ્યો. મને ક્યારે સદ્‌ગુરુ મળશે તેનો જ સતત ધ્યાસ રહેતો. ત્યારથી લોકો મને બ્રહ્મચારી તરીકે ઓળખવા લાગ્યા. તે પછી નર્મદાતીરે સંત શ્રી પાંડુરંગબાબા પાસે ગયો. તેમને મેં મારી હકીકત જણાવી. તેઓશ્રીએ મને જણાવ્યું, "અહીં ઘોર અરણ્યમાં તને સદ્‌ગુરુ ક્યાં મળશે? તું નેમાવર જઇને તપસ્યા કર. ત્યાં તને સદ્‌ગુરુની ભાળ મળશે. આમ નેમાવરમાં સિદ્ધનાથમંદિરમાં જપાનુષ્ઠાન કરી રહ્યો હતો ત્યાં જ આપના સમાચાર મળ્યા. આથી હું તમારે શરણે આવ્યો છું."

સ્વામી મહારાજે કલ્યાણજીએ કહેલી આપવીતી સાંભળી. પરમાર્થ પ્રત્યે તેમની જિજ્ઞાસા જોઇ પરોક્ષ રીતે સંતોષ વ્યકત કર્યો. તેઓશ્રી ફકત હસ્યા. એનો અર્થ એ કે તેમણે કલ્યાણજીનો શિષ્ય તરીકે સ્વીકાર કર્યો. બ્રાહ્મણ ગુરુ હોવા બદલ તેઓશ્રી એટલું જ બોલ્યા કે "શ્રદ્ધા પ્રમાણે ઇશ્વર ફળ આપશે." કલ્યાણજીને સદ્‌ગુરુ સાથે રહેવાની પરવાનગી મળી. ત્યાંથી સ્વામી મહારાજ નિકોરા ગામે ગયા. નિકોરા ગામમાં શિવમંદિરમાં સ્વામી મહારાજે ગાંડા મહારાજને યોગદીક્ષા આપી. સ્વામી મહારાજે કલ્યાણજીને કહ્યું, "અહીં ભગવાન શંકર સામે નિત્ય યોગસાધના કર. શ્રદ્ધા પ્રમાણે શંકર ભગવાન તને ફળ આપશે."

સ્વામી મહારાજ ગાંડા મહારાજને નિકોરા ગામે યોગદીક્ષા આપીને આગળ જતા રહ્યા. થોડા દિવસો પછી ગાંડા માહારાજ સ્વામી મહારાજનાં દર્શને ગયા ત્યારે સ્વામી મહારાજે તેમને જણાવ્યું કે પ્રથમ તું માતા-પિતા પાસે જઇને તેમની માફી માગ અને પ્રેમથી તેમની આજ્ઞા લઇને ચાતુર્માસ દરમ્યાન દ્વારકા આવીને મળજે. સ્વામી મહારાજની આજ્ઞા લઇ કલ્યાણજી તલંગપુર પોતાને ગામ માતા-પિતા પાસે ગયા.



માતા-પિતાને કલ્યાણજી ઘરે પાછો આવ્યો તે ગમ્યું. કલ્યાણજીએ પ્રથમ તો માતાપિતાની માફી માગી. થોડા દિવસો સાથે રહ્યા અને સદ્‌ગુરુને મળવા દ્વારકા જવા પ્રેમથી આજ્ઞા માગી. માતાપિતાએ પણ તેના વૈરાગ્યયુક્ત વલણને લીધે આખરે પરવાનગી આપી.

## (૪) દ્વારકા :

કલ્યાણજી માતાપિતાની શરતો સાથે મંજૂરી લઇ ચાતુર્માસ દરમ્યાન દ્વારકામાં સ્વામી મહારાજને મળ્યા. તેમણે માતાપિતાની શરતો જણાવી. સ્વામી મહારાજ બોલ્યા, "શ્રદ્ધા પ્રમાણે કાર્યસિદ્ધિ થશે." મતલબ કે સ્વામી મહારાજના તેમાં આશીર્વાદ હતા.

દ્વારકામાં સ્વામી મહારાજે ગાંડાબુવાની પરીક્ષા લેવાનું ઠરાવ્યું. શુક્રવારે સાંજે તેમને કહ્યું, "તું અત્યારે જ બેટ દ્વારકા જા. ત્યાંના સર્વ દેવતાનાં દર્શન કરી રવિવારે બોટ દ્વારા પ્રભાસપાટણ પહોંચી જા. ત્યાં બાળંભટ્ટ ભોં ડેની નવ વરસની કન્યા મારાં દર્શન ન થવાથી શોક કરે છે તેને સાંત્વન આપીને મને રાજકોટ મળજે."

કલ્યાણજી તરત જ તૈયાર થયા. લોકો તેમને રોકવા લાગ્યાં. "હાલમાં જશો નહીં. દુષ્કાળનો સમય છે. લોકો લૂંટી લેશે. સાંજે કોઇ બોટ ત્યાં જતી નથી. આથી કાલે સવારે જજો." સ્વામી મહારાજ કશું બોલ્યા નહીં. તેઓ માત્ર હસ્યા. કલ્યાણજી તરત જ અર્થ સમજ્યા. તેઓ તરત જ બેટ તરફ જવા નીકળ્યા. આઠ માઇલનો પગપાળા પ્રવાસ કરી મધ્યરાત્રીએ કિનારે પહોંચ્યા. સામે કિનારે બેટમાં જવા કોઇ બોટ ન હતી. ત્યાં જ ગાંડા મહારાજ ગુરુસ્મરણ કરતા બેસી રહ્યા કે ગુર્વાજ્ઞાપાલન કેવી રીતે સફળ થાય.



તે જ સમય દરમ્યાન એક બોટ સામે કિનારેથી આવી અને ગાંડા મહારાજની નજીક જ થોભી. તેમાંથી એક બે પ્રવાસી ઊતર્યા. ફરી તે બેટ તરફ જતી હતી. ગાંડા મહારાજ તેમાં બેઠા. બોટવાળો કહેવા લાગ્યો કે આ બોટ ખાનગી છે. તેમાં સામાન્ય પ્રવાસી ન જઇ શકે. ખાસ પરવાનગી જોઇએ. ગાંડા મહારાજે પૂછ્યું, "કોની પરવાનગી જોઇએ?" બોટવાળાએ જણાવ્યું કે દ્વારકાના મહાલકારી શ્રીનારાયણસાહેબની પરવાનગી જોઇશે. ગાંડા મહારાજે તેમને જણાવ્યું કે તેમને મહાલકારી નારાયણસાહેબને ઘેર જ જવું છે. જો તમે લઇ નહીં જાવ તો તમારે સહન કરવું પડશે. છેવટે તેઓ લઇ જવા સંમત થયા.

બોટવાળાએ ગાંડા મહારાજને મધરાતે બેટ પર ઉતાર્યા. ત્યાં તેમની પાસે પાસ માંગવામાં આવ્યો. બોટવાળાએ સિપાહીઓને જણાવ્યું કે આ તો નારાયણસાહેબના ખાસ મહેમાન છે. આથી સિપાહીઓએ પણ વધુ માથાકૂટ ન કરી. ગાંડા મહારાજ નારાયણરાવ પાસે ગયા. તેઓ સ્વામી મહારાજના ભક્ત હતા. સ્વામી મહારાજ સાથે ગાંડાબુવાને તેમણે ઘણી વાર જોયા હતા. તેમણે સ્વામી મહારાજનો મુકામ ક્યાં છે તે વિશે પૂછ્યું. ગાંડાબુવાએ સ્વામી મહારાજ રાજકોટ ગયાનું જણાવ્યું.

નારાયણરાવે ગાંડાબુવાનું આદરપૂર્વક ઉત્તમાતિથ્ય કર્યું. ગાંડાબુવાએ બ્રાહ્મણની સાથે બેટનાં બધાં દેવમંદિરોમાં જઇ દર્શન કર્યાં. નારાયણરાવને ત્યાં ભોજન લીધું અને બપોરે બાર વાગે બેટથી પ્રસ્થાન કર્યું. પ્રભાસ પાટણ જઇને ગાંડા મહારાજે બાળંભટ્ટની કન્યા દ્વારકાનો શોક દૂર કરવા પ્રયત્ન કર્યો. પરંતુ તે શાંત ન થઇ. આથી તેમણે તે મતલબનો રાજકોટ પત્ર લખ્યો અને કન્યા દ્વારકાને રાજકોટમાં દર્શન માટે આવે તેની પરવાનગી માગી. સ્વામી મહારાજે સહર્ષ તે



પરવાનગી આપી. આમ ગાંડાબુવા, દ્વારકા, બાળંભટ્ટ સાથે રાજકોટમાં સ્વામી મહારાજનાં દર્શને ગયા. દ્વારકાની ગુરુદર્શનની ઇચ્છા પૂરી થઇ.

સ્વામી મહારાજ તથા ગાંડા મહારાજે રાજકોટમાં દિવાળીનો ઉત્સવ કર્યો. ત્યાંથી સ્વામી મહારાજે ગાંડાબુવાને ગિરનારની યાત્રાએ મોકલ્યા. ગિરનારથી આવીને ગાંડાબુવા સાથે સ્વામી મહારાજ સરસ્વતી નદીના તીરે સિદ્ધપુર આવ્યા અને ત્યાં હાટકેશ્વર શિવમંદિરમાં મુકામ કર્યો.

## (૫) સિદ્ધપુરમાં મુકામ :

સિદ્ધપુરમાં સ્વામી મહારાજનો મુકામ હાટકેશ્વરના મંદિરમાં હતો. સિદ્ધપુર એ માતૃગયા તરીકે પ્રખ્યાત છે. માતાનાં શ્રાદ્ધ માટે દૂરદૂરથી લોકો આવે છે. હાટકેશ્વરના મંદિરમાં એક કર્ણાટકી બ્રહ્મચારીનો પણ મુકામ હતો. આ બ્રહ્મચારીએ ચારધામની યાત્રા પૂરી કરી હતી. ગંગોત્રી નારાયણીની યાત્રા પણ પૂરી કરી હતી. સ્વામી મહારાજનાં પ્રવચન સાંભળવા તે બ્રહ્મચારી પણ રોજ આવતો.

થોડા જ દિવસોમાં કર્ણાટકી બ્રહ્મચારીને સંગ્રહણીનો રોગ લાગુ પડ્યો. શરીરમાં અશક્તિ આવી ગઇ. સ્વામી મહારાજે જાણ્યું કે બ્રહ્મચારી પૂર્ણિમાના દિવસે દેહત્યાગ કરશે. બીજા લોકોએ તેની સેવા શુશ્રૂષા તરફ ધ્યાન આપ્યું નહીં. આથી તેના પર કરુણા કરી તેની સેવાની જવાબદારી ગાંડા મહારાજને સોંપી.

ગાંડા મહારાજ માટે ગુર્વાજ્ઞા એટલે વેદવાક્ય ! સર્વ કાંઇ છોડીને ગાંડા મહારાજે તે બ્રહ્મચારીની સેવા કરી. છેવટે પૂનમનો દિવસ આવ્યો. તેને શ્વાસની તકલીફ ઊભી થઇ. સ્વામી મહારાજ તેની પાસે ગયા. તેના પર જળ પ્રોક્ષણ કર્યું. તે બ્રહ્મચારી સાવધ થયો. તેણે આંખો ખોલી. સ્વામી મહારાજે તેને



આત્માનુસંધાન સાધી નામસ્મરણ કરવા જણાવ્યું. આમ તેણે ઈશનામસ્મરણ કરતાં દેહ છોડ્યો. યોગીને પણ દુર્લભ મૃત્યુ તે કર્ણાટકી બ્રાહ્મણને સાંપડ્યું.

તે પછી સ્વામી મહારાજે સિદ્ધપુર છોડ્યું અને ડાકોર આવ્યા. ડાકોરમાં ડાકોરનાથજીનાં દર્શન કરી તેઓ શિનોર આવ્યા. શિનોર, તિલકવાડા ઈત્યાદિ સ્થળોએ જઈને સ્વામી મહારાજે ચિખલદામાં ચાતુર્માસ કર્યો. ચાતુર્માસ પછી સ્વામી મહારાજ મંડલેશ્વરે આવ્યા. ત્યાં દત્ત ભગવાનનો દૃષ્ટાંત થયો કે ઉજ્જૈનમાં ગુરુ નારાયણાનંદ સ્વામી બીમાર છે. તેથી સેવાશુશ્રૂષા માટે ત્યાં જાવ. સ્વામી મહારાજ તથા ગાંડાબુવા બંને ઉજ્જૈન પહોંચ્યા. નારાયણાનંદ સ્વામીની સેવા શુશ્રૂષામાં સાત-આઠ મહિના થયા. તેઓ પૂર્ણત: નીરોગી થતાં બંનેએ ઉજ્જૈન છોડ્યું.

સ્વામી મહારાજે ગાંડા મહારાજને ખેચરી મુદ્રાની સિદ્ધિ માટે જિહ્વાછેદન માટે ડૉ.તાટકેને ત્યાં મોકલ્યા. તેનું વર્ણન બીજાં પ્રકરણોમાં આવી ગયું છે. છેલ્લે સ્વામી મહારાજે તેમને ભરુચમાં રહીને યોગાભ્યાસ કરવા જણાવ્યું. ગરુડેશ્વરમાં પણ ગાંડા મહારાજ બે-ત્રણ વાર સદ્‌ગુરુનાં દર્શને જઈ આવ્યા. દરેક વખતે સ્વામી મહારાજે તેમને પોતાના પિતાની સેવા કરવા જણાવ્યું. આથી ગરુડેશ્વર છોડી તેઓ ભરુચ આવીને પિતૃસેવામાં રોકાયા. પિતાજીને છેવટે આતુર સંન્યાસ આપવામાં આવ્યો અને તેમના દેહવિલય પછી સંન્યાસીને શોભે તેવી સમારાધના કરવામાં આવી. નિર્વાણદિને એક મણનો શીરો પ્રસાદ તરીકે વહેંચાયો. તેરમા દિવસે સમારાધનામાં ત્રણ હજાર માણસોએ મહાપ્રસાદ લીધો.

ગાંડા મહારાજે હજુ સંન્યાસ લીધો ન હતો. તેમણે શક ૧૮૪૧ (ઈ.સ.૧૯૧૯) માઘ મહિનાના કૃષ્ણ પક્ષમાં ભરુચમાં સંન્યાસ લીધો.



પ્રાયશ્ચિત્તવિધિ શાસ્ત્રી શ્રીભાલચંદ્ર શુકલે કરાવી. ડાકોરના શ્રીકૃષ્ણાનંદ સરસ્વતી પાસેથી નામાભિધાન અને દંડદીક્ષા લીધી. તેમનું નામાભિધાન યોગાનંદ સરસ્વતી કરવામાં આવ્યું.

અનેક ભક્તોનો ઉદ્ધાર કરતાં કરતાં, સ્વામી મહારાજે આદરેલું લોકજાગૃતિનું કામ આગળ ધપાવતાં ગાંડા મહારાજે જીવનના ઉત્તરાર્ધમાં મરાઠાવાડા ક્ષેત્રને પસંદ કર્યું. પાથરી, ગોપેગાંવ, ગુંજ ઇત્યાદિ સ્થળોએ લોકોને માર્ગદર્શન આપતા. ગુંજ (તા. પાથરી, જિ. પરભણી મહારાષ્ટ્ર) સ્થળે ગોદાવરીના કિનારે ફાગણ વદ બારસના રોજ શક ૧૮૫૦ ઈ.સ. ૧૯૨૯ (૬-૪-૧૯૨૯)માં પ.પ.શ્રીયોગાનંદ સરસ્વતીએ સમાધિ લીધી. દેહવિલય પહેલાં તેઓ બીમાર હતા ત્યારે તેમના ગુરુબંધુ પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ તેમની સેવામાં રોકાયા હતા. દેહવિલય પહેલાં એક-બે દિવસ પૂર્વે જ ભગવાને રંગ અવધૂતજીને દૃષ્ટાંત આપ્યો કે તેમના ભાઇ નારાયણ મુંબઈમાં સખત બીમાર છે. માટે તરત જ ત્યાં જવું. આથી ગાંડા મહારાજના દેહત્યાગ સમયે પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ ત્યાં હાજર ન હતા.

પ.પ.શ્રીયોગાનંદ સરસ્વતી ઉર્ફે પૂ.શ્રીગાંડા મહારાજે ઘણી સાહિત્યસેવા કરી છે. તેમાં નીચેના ગ્રંથોનો સમાવેશ થાય છે.

(૧) શ્રીગુરુમૂર્તિચરિત્ર : પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનું ઓંવીબદ્ધ મરાઠીમાં ચરિત્ર આલેખન કર્યું છે. તેનાં ૧૩૫ અધ્યાય છે અને ૧૪,૮૮૩ ઓંવીઓ છે. પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે તેનું સંશોધન કર્યું છે.

(૨) સ્ત્રીધર્મનિરૂપણ : સ્ત્રીઓના માર્ગદર્શન માટે આ ગ્રંથ છે.

(૩) પુરુષધર્મનિરૂપણ : પુરુષોના માર્ગદર્શન માટેનો ગ્રંથ છે.

(૪) અજ્ઞાનતિમિરદીપક : આ ગ્રંથ ગાંડા મહારાજના દંડદીક્ષાગુરુ



શ્રીકૃષ્ણાનંદે લખ્યો છે. તેના પર પ.પ.શ્રી યોગાનંદ સરસ્વતી (ગાંડા મહારાજે) મરાઠીમાં ટીકા લખી છે. આ ગ્રંથ સંન્યાસમાર્ગે જનારા મુમુક્ષુઓ માટે છે. ગ્રંથનો હેતુ બ્રહ્મજ્ઞાન પ્રગટ કરવાનો છે. તેમાં આત્માનું સ્વરૂપ, આત્મસ્વરૂપપ્રાપ્તિ માટે કરવાનો અભ્યાસ, દેહનું સાચું સ્વરૂપ ઇત્યાદિ અનેક વિષયો પર વિવેચન છે.



**પૂ.શ્રી ગાંડા મહારાજ ઉર્ફે શ્રીયોગાનંદ સરસ્વતી સમાધિસ્થાન શ્રીક્ષેત્ર ગુંજનું સરનામું :**

પૂ.શ્રીછનુ મહારાજ,
શ્રીદત્ત સંસ્થાન,
મુ.પો. ગુંજ ખુર્દ, તા. પાથરી,
જિ. પરભણી, પીન- ૪૩૧૫૦૬

**ગુંજ જવાનો રસ્તો :-**

૧. ઔરંગાબાદથી પાથરી જઇ ગુંજ જઇ શકાય.
૨. પરભણીથી પાથરી જઇને પછી ગુંજ જવું.





# પ્રકરણ-૫

## પૂ.શ્રીગુળવણી મહારાજ

પૂ.શ્રીગુળવણી મહારાજનું આખું નામ શ્રી વામન દત્તાત્રેય ગુળવણી. તેમની માતાનું નામ ઉમાદેવી હતું. શ્રીવામનરાવના પ્રપિતામહ શ્રીનાગેશ ભટ્ટને નૃસિંહવાડીનાં સંત શ્રીનારાયણ સ્વામીનો પ્રત્યક્ષ અનુગ્રહ પ્રાપ્ત હતો. શ્રીનાગેશ ભટ્ટને શ્રીનારાયણ સ્વામીની કૃપાથી પુત્રસંતાન થયું હતું. તેનું નામ પણ નારાયણ રાખવામાં આવ્યું હતું. સંતાનપ્રાપ્તિના આશીર્વાદ સમયે શ્રી નારાયણ સ્વામીએ એક નિયમ આપ્યો કે કુટુંબમાંથી એક વ્યક્તિ કોલ્હાપુરના આશ્રમને સેવા માટે આપવી. આ નિયમ શ્રીવામનરાવના ભાઇ શંકર શાસ્ત્રી સુધી જળવાયો. આ એ જ સંત વિભૂતિ નારાયણ સ્વામી છે જેમની પુણ્યતિથિના ઉત્સવમાં સ્વામી મહારાજ પ્રતિ વર્ષ માણગાંવથી નૃસિંહવાડી જતા.

શ્રીદત્તંભટ્ટ પ્રથમ કૌલવ ગામે રહેતા હતા પણ તે પછી કોલ્હાપુર જિલ્લાના રાધાનગરી તાલુકાનાં કુડુત્રી ગામે સ્થાયી થયા. શ્રીનારાયણ ભટ્ટના દીકરા શ્રીદત્તંભટ્ટ ઉર્ફે દત્તાત્રેય અને તેમના સુપુત્ર વામન તે જ શ્રીગુળવણી મહારાજ. તેમનો જન્મ તા.૨૩ ડિસેંબર ૧૮૮૬ માગસર વદ ૧૩ ગુરુવાર શક ૧૮૦૮ રાત્રે ૮=૧૯ કુડુત્રી ગામે થયો હતો. તેમના પિતા દત્તંભટ્ટજી તથા માતા ઉમાબાઇ તપસ્યાયુક્ત સાત્ત્વિક જીવન જીવતાં. તેમણે નૃસિંહવાડીમાં દર પૂનમે યાત્રાર્થે



જવાનો નિયમ લીધો હતો. નૃસિંહવાડી કુડુત્રીથી ૩૦ માઈલ દૂર થાય. તેઓ ઘોડા પર બેસીને નૃસિંહવાડી જતા.

## (૧) જન્મપૂર્વે બે વિલક્ષણ ઘટનાઓ :

શ્રીવામનરાવના જન્મપૂર્વે બે ઘટનાએ પૂર્વ સૂચિત કર્યું કે વંશમાં કુળદીપકનું પ્રાગટ્ય થવાનું છે. શ્રીદત્તંભટ્ટ દર પૂર્ણિમાએ સપત્નીક નરસોબાવાડીની યાત્રાએ જતા. આમ લગભગ બાવીસ વર્ષ થયાં હતાં. તેઓને મનમાં ઈચ્છા હતી કે તેમને પાદુકાનો પ્રસાદ પ્રાપ્ત થાય તો સારું. પરંતુ અત્યાર સુધી તે શક્ય બન્યું ન હતું. આથી ઉમામાતા સદા ઉદાસ રહેતાં. આ ઉદાસીનતા દૂર કરવા તેમણે ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો.

સ્નાનોપરાંત રસોઈ ઈત્યાદિ અનિવાર્ય ઘરકામો કરી ઉમામાતા આખો દિવસ ભગવાન સામે બેસી જપ કરતાં. રાત્રે ત્યાં ભગવાન સામે જ શયન કરતાં. વચવચમાં ભગવાનને પ્રાર્થના કરતાં નયનોમાંથી અશ્રુઓની ધારા શરૂ થતી. ચાર-પાંચ દિવસ પછી શરીરમાં કૃશતા આવી. આથી ઘરનાં બીજાં કામો પુત્ર શંકરશાસ્ત્રી કરતા. ઉમામાતા આખો દિવસ ભગવાન સામે જપ કરતાં આસનસ્થ રહેતાં.

સાતમા દિવસે બપોરના ૧૨નો સમય હતો. ઉપવાસથી શરીર અશક્ત થયું હતું. ઉમામાતાની આંખો બિડાયેલી હતી. મનમાં જપ ચાલુ હતો. તે જ સમય દરમ્યાન તેમના ખોળામાં કશુંક પડ્યું તેવો ભાસ થયો. તેમણે આંખો ખોલીને જોયું તો એક કાગળનું પડીકું હતું. પડીકામાં શું છે તે જોતાં અષ્ટગંધથી વિલેપન કરેલી ચાંદીની પાદુકાઓ હતી. કોણે આ પાદુકાઓ નાખી તે જોવા દ્વાર પર નજર



કરી તો એક સંન્યાસી પાછા જતા હતા. તેજસ્વી ભગવાં વસ્ત્રધારી આકૃતિ જોવા મળી.

હર્ષાવેશમાં સ્વામીજીને બૂમ પાડી, પરંતુ તેઓ અદશ્ય થઇ ગયા. શંકરશાસ્ત્રીને ઉમામાતાએ બૂમ પાડી. તેઓ આવ્યા એટલે "પાદુકાપ્રસાદ" પ્રાપ્ત થયો તેમ કહ્યું. કોણે આપ્યો? એમ શંકરશાસ્ત્રીએ પૂછતાં ઉમામાતાએ દ્વાર આગળ આંગળી ચીંધીને સ્વામીજીએ આપ્યાનું કહ્યું. શંકરશાસ્ત્રી દોડીને બહાર જોવા ગયા પરંતુ ત્યાં સંન્યાસી કે કોઇ જોવા ન મળ્યું.

દત્તંભટ્ટજી નિત્ય આહ્નિક પછી ભોગાવતી નદીના કિનારે બ્રહ્મયજ્ઞ માટે ગયા હતા. ઘરે આવતાં તેમને પાદુકાપ્રાપ્તિના સમાચાર મળ્યા. ત્યાં સુધીમાં ઉમામાતાએ પાદુકાની પૂજા કરી અને નિવેદ ધરાવ્યું. તે દિવસે ઉમામાતાના ઉપવાસનો અંત આવ્યો.

બીજો અનુભવ દત્તંભટ્ટને થયો. દત્તંભટ્ટજી પૂનમ નિમિત્તે નરસોબાવાડીની યાત્રાએ ગયા હતા. માગશર મહિનાની પૂનમ હતી. દત્તજયંતી નિમિત્તે અસંખ્ય યાત્રાળુઓ એકઠાં થયાં હતાં. દત્તંભટ્ટજી સ્નાન કરીને પાદુકાજી પર જળ ચઢાવવા ગયા. ગરમ જળની લોટી હાથમાં લઈને દર્શન માટે ગયા. વંદન કરી જળ પાદુકાજી પર ચઢાવ્યું. આંખો મીંચી ધ્યાન ધરતાં કાને અવાજ સંભળાયો, "હું તમારા પર પ્રસન્ન છું." આંખો ખોલીને જોયું તો ફક્ત પાદુકાનાં જ દર્શન થયાં. આ હકીકત પત્ની ઉમાને જણાવતાં તેમને પણ અતિ હર્ષ થયો. આ બે પ્રસંગો પછી જ માગશર માસની કૃષ્ણ પક્ષની તેરસના રોજ ગુરુવારે રાત્રે આઠ અને ઓગણીસ મિનિટે (શક ૧૮૦૮) ઈ.સ. ૧૮૮૬, ૨૩ ડિસેંબરના રોજ ચિ.વામનનો જન્મ થયો.



તેઓ જ શ્રીગુળવણી મહારાજ તરીકે પ્રસિદ્ધ થયા. તેમના જન્માક્ષર નીચે પ્રમાણે છે.

૫ રાહુ
૩
૬ હર્ષલ
૪ શનિ
૨ ને
૭ ગુરુ
૧
ચંદ્ર
૮ બુધ
૧૦ મંગલ
૧૨
૯ શુક્ર રવિ
૧૧ કેતુ

પૂ.શ્રીગુળવણી મહારાજનું મૂળ વતન કુડુત્રી. શ્રીગુળવણી મહારાજના વંશ પર નૃસિંહવાડીના સંત શ્રીનૃસિંહસરસ્વતી તથા શ્રીનારાયણ સ્વામીની પૂર્ણ કૃપા હતી. તેઓશ્રીના પિતા તથા વડીલ બંધુ શ્રીશંકરશાસ્ત્રી અવારનવાર નૃસિંહવાડી યાત્રાર્થે જતા. શ્રીનારાયણ સ્વામીના દેહવિલય બાદ શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજના સત્સંગ તથા સહવાસનો લાભ તેમનાં કુટુંબીજનોને મળતો રહ્યો. શ્રીવાનમરાવ ગુળવણીને તો તેમનાં પ્રથમ દર્શન પહેલાં સ્વામી મહારાજે દત્ત ભગવાનનું ચિત્ર દોરવાની સેવા આપી હતી. દત્ત ભગવાનના ગળામાં પહેરાવેલો હાર પણ ચીતરવાનો કહ્યો હતો જેનાં વિવિધ પુષ્પોની પાંખડીઓમાં મંત્રાત્મક શ્લોકના અક્ષરોની ગૂંથણી કરવાની હતી. આ શ્લોક એટલે સ્વામી મહારાજપ્રણિત ત્રિશતી કાવ્યનો ૧૦૨ નંબરનો શ્લોક.



## (૨) સ્વામી મહારાજ સાથે પ્રથમ મુલાકાત :

શ્રીવામનરાવ ગુળવણીના મોટાભાઇ શ્રીશંકરશાસ્ત્રી નૃસિંહવાડીમાં સ્વામી મહારાજનાં દર્શન માટે ગયા હતા. શ્રીવામનરાવે મુંબઇમાં આવેલ ચિત્રકળાનું જ્ઞાન આપતી પ્રખ્યાત સંસ્થા જે.જે.સ્કૂલ ઓફ આર્ટસમાં વિદ્યાર્થી તરીકે પ્રવેશ મેળવ્યો હતો. મોટાભાઇ શ્રીશંકરશાસ્ત્રીને લાગ્યું કે ચિ.વામનને પણ સ્વામી મહારાજનાં દર્શન-સત્સંગનો લાભ મળે તો સારું. આથી તેમણે સ્વામી મહારાજને વિનંતી કરીને પૂછ્યું, “ચિ.વામનને ચિત્રકળા સારી રીતે હસ્તગત છે. હાલમાં તેણે મુંબઇની જે.જે.સ્કૂલ ઓફ આર્ટસમાં પ્રવેશ મેળવ્યો છે. વેકેશન નિમિત્તે તે કોલ્હાપુર આવ્યો છે. તેને આપનાં દર્શનની અભિલાષા છે. તેને પત્ર લખી બોલાવું?”

સ્વામી મહારાજે ઉત્તર આપ્યો કે પત્ર અવશ્ય મોકલ પરંતુ તેને જણાવ કે આવે ત્યારે પોતાની સાથે દત્તભગવાનનું સુંદર ચિત્ર લઇ આવે. દત્તભગવાનના ગળામાં પહેરાવેલ સુંદર હારમાં

“વન્દેડહં દેવદેવં ધૃતિમતિગતિદં સાંગયોગપ્રગમ્યં
પારાવારાભરણાદ્યરિ કરિ હરિ માહ્લાદકં દત્તદક્ષમ્ |
જ્ઞેયજ્ઞં યજવયજ્ઞં સુરવરપરદં પારદં રમ્યરમ્યં
પાતારં તારતારં ખલબલદલનં શ્રીવરં વક્રવક્રમ્ || ૩.૧૦૨ ||

**અર્થાત્ :**

(સૂર્ય, ચક્ષુ આદિ) દેવોના દેવ, ધીરજ, બુદ્ધિ અને ગતિ દેનાર, અષ્ટાંગ યોગથી સમજવા યોગ્ય, સમુદ્ર સમાન પાર ન જવાય એવા અને અગાધ એવા જે



રાગ વગેરે શત્રુને તત્ત્વરૂપી હાથીને સિંહની માફક ઘાતક, ભક્તોને આહ્લાદક, દાન આપવામાં દક્ષ (ચતુર), જ્ઞેય સ્વરૂપને જાણનાર, વિધિથી યાગ કરીને યજ્ઞરૂપ, ઇંદ્રાદિ દેવોને પરમ પદ આપનાર, અતિ રમ્ય, પોતાના સેવકોનું રક્ષણ કરનાર, યતિનું પ્રણવથી રક્ષણ કરનાર, દુર્જનોનું બલ ખંડન કરનાર, તે લક્ષ્મીપતિના (અથવા મોક્ષલક્ષ્મીના) વિલાસરૂપ, કુટિલ પ્રતિ કુટિલ એવા ભગવંતને હું નમસ્કાર કરું છું. (ત્રિશતી કાવ્યમ્). આ શ્લોક સુંદર રીતે ગૂંથવો. આમ પ્રથમ પ્રત્યક્ષ મુલાકાત પહેલાં જ સ્વામી મહારાજે ચિ.વામનરાવ ગુળવણીને કામ સોંપ્યું. રાજા, મહારાજા, ગર્ભશ્રીમંત, સરદાર, પંડિત, વ્યાખ્યાનકાર એવા અનેક મહાનુભાવો સ્વામી મહારાજના ભક્તો હતા. સ્વામી મહારાજે કોઇની પાસે ઇચ્છા વ્યકત કરી ન હતી કે યાચના કરી ન હતી. ચિ. વામન સાથે કોઇ પરસ્પર ઋણાનુબંધ હશે તેથી પ્રથમ મુલાકાત પહેલાં જ સ્વામી મહારાજે તેમને દત્તભગવાનનું ચિત્ર દોરી લાવવાની સેવા સોંપી.

કોલ્હાપુરમાં ચિ. વામનને વડીલબંધુ શંકરશાસ્ત્રીનો પત્ર મળ્યો. પત્રના મજકૂર વિશે વિચાર કરતાં તેમના હૃદયાકાશમાં એકમુખી દત્તાત્રેયના ઊભા સ્વરૂપનું દર્શન થયું. થએલાં દર્શન પ્રમાણે તે સ્વરૂપનું ચિત્રીકરણ કર્યું. તેમના ગળામાં પુષ્પહાર બનાવ્યો તથા ફૂલની દરેક પાંખડી તથા પરાગમાં શ્લોકના વિવિધ અક્ષરોની ગોઠવણી કરી.

ઇ.સ. ૧૯૦૭માં ગુરુદ્વાદશીના દિવસે ગુરુ-શિષ્યની પ્રથમ મુલાકાત થઇ. સ્વામી મહારાજને દંડવત્ પ્રણામ કરીને શ્રી વામનરાવે દત્તભગવાનનું ચિત્ર સાદર કર્યું. સ્વામી મહારાજે તે ચિત્ર પર દૃષ્ટિપાત કર્યો. તેઓશ્રીને અપાર સંતોષ થયો. સ્વામી મહારાજે નવા શિષ્ય પર આપાદમસ્તક કૂર્મદૃષ્ટિથી પ્રેમનો વર્ષાવ કર્યો.



દત્તભગવાનનું ચિત્ર જોઇને સંતુષ્ટ થઇ હાથમાં બાંધવા માટે યંત્રયુક્ત માદળિયું શ્રીવામનરાવને હાથે સ્વામી મહારાજે સ્વયં બાંધ્યું.

આમ પ્રથમ મુલાકાતમાં જ શ્રીવામનરાવને આવી દિવ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ. તે માંદળિયું ચાંદીનું હતું. પાછળથી તેને વામનરાવે સુવર્ણનો ઢોળ ચઢાવ્યો અને સાંકળ પણ કરી. સ્વામી મહારાજે સૂચના આપી હતી કે અસ્પૃશ્ય અવસ્થામાં ગુગળનો ધૂપ આપવો. સદ્‌ગુરુ દ્વારા સ્વહસ્તે બાંધેલ આ માદળિયાંએ ભવિષ્યમાં રક્ષાકવચનું કામ આપ્યું. ગુરુદ્વાદશીની સ્મૃતિ કાયમ રહે તે માટે શ્રી વામનરાવ દર ગુરુદ્વાદશીએ નૃસિંહવાડી જતા.

## (૩) યંત્ર દ્વારા પ્લેગ સામે રક્ષણ :

મુંબઇમાં શ્રીવામનરાવનું શિક્ષણ ચાલુ હતું. પરીક્ષા નજીક આવી તે જ સમય દરમ્યાન શ્રીવામનરાવને તાવ આવવો શરૂ થયો. ઇ.સ.૧૯૦૮નું વર્ષ હતું. તેમની સેવા કરનાર મુંબઇમાં કોઇ ન હતું. આથી તેઓ પોતાને ગામ કુડુત્રી પહોંચ્યા. ભાદરવો મહિનો હતો. ૨૦૦/૨૦૦ ઇંચ વરસાદ પડ્યો. ગામમાં પ્લેગ શરૂ થયો. રોજ ૧૫-૨૦ ઉંદર મરતા હતા. શ્રીવામનરાવને તાવ વધવા માંડ્યો. તેમાં વળી જાંઘમાં ગાંઠ દેખાઇ. ગામડામાં તેની કોઇ દવા ન હતી. ભિલામા માટે કોઇએ સૂચન કર્યું પરંતુ વામનરાવે તે માટે ના કહી.

સખત વરસાદમાં આખું ગામ ખાલી થયું અને ગ્રામજનો ગામબહાર નિવાસાર્થે ગયા. શ્રીવામનરાવનાં ભાભી તે જ સમય દરમ્યાન પ્રસૂત થયાં. બંને જણ ઘરમાં જ રહ્યાં. પાછળથી વામનરાવને હનુમાનજીના મંદિરમાં રાખવામાં આવ્યા. દસ દિવસ સુધી તેમને શૌચ ન થયું. પેટમાં અન્નનો દાણો ન હતો. તેમના હસ્તે



સ્વામી મહારાજે બાંધેલ યંત્ર હતું. તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી કે યંત્ર રોગ સામે રક્ષણ આપશે.

બાર દિવસ પછી કોઈ પણ દવા લીધા વગર ગુળવણી મહારાજનો તાવ મટી ગયો. કૃતજ્ઞતાની ભાવનાથી શ્રીગુરુચરિત્રની એક સપ્તાહ કરી. રોગ મટશે તો સપ્તાહ કરવાની માનતા માની ન હતી. "ઈશ્વરપ્રીત્યર્થ" સંકલ્પ હતો. બધાં જ કામો જિંદગીમાં ઈશ્વરપ્રીત્યર્થ કરવાં તેમ તેમના મનમાં હતું. તે પછીની ગુરુદ્વાદશીએ નૃસિંહવાડી ગયા ત્યારે ત્યાં શ્રીગુરુચરિત્રનાં સાત સપ્તાહ પારાયણ માધુકરી માગીને કર્યાં.

## (૪) શ્રીદત્તંભટ્ટનો દેહવિલય :

શ્રાવણ મહિનામાં સુદ ૧૦ના રોજ ગુરુવારે વામનરાવજીના પિતા શ્રીદત્તંભટ્ટ ઉર્ફે આબાનો દેહવિલય થયો. તેઓની ઉંમર તે સમયે ૮૦ વર્ષની હતી. ઉમામાતાને તે અંગે સૂચક સ્વપ્ન આવ્યું હતું. પતિની ઉંમર ૮૦ વર્ષ તથા તેમાં બીમારી. ઉમામાતાએ ભગવાનને પ્રાર્થના કરી હતી કે સૌભાગ્યમૃત્યુ તેને મળે અને વૈધવ્ય ન આવે. શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી મહારાજે ઉમામાતાને સ્વપ્નમાં દર્શન આપી જણાવ્યું કે "તારા પ્રારબ્ધમાં ૨૨ વર્ષ વૈધવ્યનો યોગ છે. આ જન્મમાં ભોગવીશ તો આવતા જન્મે મુકત થઈશ. આ જન્મે ભોગવવું ન હોય તો આવતા જન્મે વૈધવ્ય ભોગવવું પડશે. શી ઈચ્છા છે?" એમ પૂછતાં, ઉમામાતાએ જવાબ આપ્યો, "હું આપની ઈચ્છાને આધીન છું." આ સ્વપ્નની વાત ઉમામાતાએ દત્તંભટ્ટના નિધન પછી કરી હતી.



## (૫) સ્વામી મહારાજ સાથે સત્સંગ :

પિતાજી દત્તંભટ્ટજીનાં નિધન બાદ શ્રીશંકરશાસ્ત્રી ગુળવણીને સ્વામી મહારાજનાં દર્શનની તીવ્ર ઇચ્છા થઇ. તેઓએ સ્વામી મહારાજને આ અંગે પત્ર લખી આજ્ઞા માંગી. સ્વામી મહારાજે પત્ર દ્વારા જવાબ મોકલાવ્યો કે તેઓશ્રી સ્વયં નૃસિંહવાડી આવવાના હોવાથી પવની ગામે આવવાની તકલીફ ન ઉઠાવે. ગુરુદર્શનની તીવ્ર ઇચ્છા હોવાથી શંકરશાસ્ત્રી ગુર્વાજ્ઞાભંગ કરી પવની ગયા. ગુરુઆજ્ઞાના ઉલ્લંઘનને લીધે તેઓ સખત તાવમાં પટકાયા. સ્થાનિક વૈદે ૪૦ દિવસ સુધી તાવ રહેશે તેમ નિદાન કર્યું. શંકરશાસ્ત્રી ગભરાઇ ગયા. તેઓ સ્વામી મહારાજના શરણે ગયા તથા આજ્ઞાના ઉલ્લંઘન બદલ માફી માગી.

શંકરશાસ્ત્રીનું અંતઃકરણ શુદ્ધ હોવાથી સ્વામી મહારાજે ઉદારતાથી માફી બક્ષી તથા રોગનિવારણ માટે તીર્થ અને વિભૂતિ આપી. શરીરે તીર્થ અને વિભૂતિ લગાડતાં જ શરીરે પરસેવો થઇને તાવ જતો રહ્યો. શંકરશાસ્ત્રીએ સ્વામી મહારાજની સંમતિ લઇને કુડુત્રી ગામથી માતા ઉમાદેવી, બહેન ગોદાવરી તથા બંધુ વામનરાવને પવની બોલાવી લીધા. શ્રીવામનરાવ ગુળવણીને તેથી સમગ્ર ચાતુર્માસમાં સદ્‌ગુરુસાંનિધ્ય તથા સહવાસ પ્રાપ્ત થયાં.

પવની ગામ નાગપુરથી નજીક ભંડારા જિલ્લામાં આવેલું છે. આ ગામનું પુરાતન નામ પદ્માવતીપુરી છે અને તે વેનગંગા નદીના કિનારા પર વસેલું છે. પવનીમાં તે ચાતુર્માસ દરમ્યાન સ્વામી મહારાજના પૂર્વાશ્રમના બંધુ શ્રીસીતારામ મહારાજ, શ્રીગાંડાબુવા ઇત્યાદિ ભક્તો પણ ઉપસ્થિત હતા. તે ભક્તોનો સહવાસ પણ શ્રીવામનરાવ તથા શંકરશાસ્ત્રીને થયો. ચાતુર્માસ દરમ્યાન



શંકરશાસ્ત્રીએ શ્રીવામનરાવનાં લગ્ન અંગે સ્વામી મહારાજને પૂછ્યું. સ્વામી મહારાજે જણાવ્યું કે "પોતાને લગ્ન કરવું હશે તો થશે." જો કે વામનરાવ ગુળવણી આજીવન બ્રહ્મચારી રહ્યા.

પવનીમાં ચાતુર્માસ દરમ્યાન રોજ ઉત્સવ જેવું વાતાવરણ રહેલું. દરરોજ દસ થી પંદર હજાર ભક્તો મહાપ્રસાદ લેતા. બપોરના ૧૧ થી રાતના ૧૧ સુધી મહાપ્રસાદની વ્યવસ્થા હતી. આટલા મોટા પ્રમાણમાં જમણવાર થતો હોવા છતાં સ્વામી મહારાજ માત્ર માધુકરી માગીને ક્ષુધા શાંત કરતા.

આ ગામમાં ૧૦૮ ગણપતિ અને ૧૦૮ હનુમાનજીનાં મંદિરો આવેલાં છે. સવારે નદી પર સ્નાન માટે સ્વામી મહારાજ સાથે ઈતર ભક્તો સાથે શંકરશાસ્ત્રી અને વામનરાવ પણ રહેતા. સવારનું સ્નાન તથા આહ્નિક થયા પછી ભાષ્યપાઠ શરૂ થતો. તે પછી મહાપ્રસાદની વ્યવસ્થા હતી જે રાતના અગિયાર સુધી ચાલુ રહેતી. રાતના ૧૧ પછી જો કોઇ આવે તો તેણે પોતાની વ્યવસ્થા કરી લેવી પડતી. સ્વામી મહારાજ કોઇક ભક્તને મંત્ર, કોઇકને વિભૂતિ તથા કોઇકને યંત્ર આપતા. ભૂતબાધાનિવારણ માટે પણ તેઓશ્રી માર્ગદર્શન આપતા. આ કાર્યક્રમ રાતના ૧૧ સુધી ચાલતો.

ભાદરવા સુદ ૧૪ અનંત ચતુર્દશી, મંગળવાર તા. ૨૮ સપ્ટેંબર ૧૯૦૯ના રોજ ગુળવણી પરિવારમાં ત્રણ ભક્તોને તથા આજેગાંવપરિવારમાં ચાર ભક્તોને મંત્રદીક્ષા થઇ. શ્રીવામનરાવને પણ આ જ દિવસે મંત્રદીક્ષા થઇ. શંકરશાસ્ત્રીને આ પહેલાં દીક્ષા મળી હતી.

ભાદરવા સુદ ૧૫, (સંન્યાસીઓના) ચાતુર્માસસમાપ્તિદિવસે રાતના ૧૧-૧૨ સુધી દાનનો અવિરત પ્રવાહ ચાલુ હતો. ધોતી, ઉપરનું વસ્ત્ર (ખેસ) , શાલ, સાડી, દક્ષિણા એટલા મોટા પાયે વહેંચાયાં કે તેની ગણતરી કરવી



મુશ્કેલ હતી. કોથળા ભરીભરીને નાણાં દક્ષિણા તરીકે વહેંચાયાં. ઇંદ્રને શરમાવે તેવો મહોત્સવ જોઇને સૌ કોઇ આશ્ચર્યચકિત થયાં.

ચાતુર્માસસમાપ્તિ પછી શ્રીગુળવણી પરિવાર તથા શ્રીઆજેગાંવકરપરિવાર પોતપોતાના ગામ ગયા. શ્રીવામનરાવ કુડુત્રી થઇને કોલ્હાપુર અને તે પછી ગુરુદ્વાદશીના ઉત્સવ અંગે નરસોબાવાડી ગયા. નૃસિંહવાડીમાં શ્રીવામનરાવે શ્રીગુરુચરિત્રની સાત સપ્તાહ કરી. ત્યાંથી તેઓ દત્તક્ષેત્ર ગાણગાપુર આવ્યા અને સંગમ પર શ્રીગુરુચરિત્રની સાત સપ્તાહ કરી. તે પછી સદ્ગુરુદર્શનની તીવ્ર ઝંખના થતાં તેઓએ ૫૯ દિવસમાં રેલવેથી ૧૪૦૬ કિ.મી.નો પ્રવાસ અનેક કષ્ટો વેઠીને કર્યો. અંતે હાવનૂરમાં તેમને સ્વામી મહારાજનાં દર્શન થયાં.

## (૬) હાવનૂર :

હાવનૂરમાં શ્રીવામનરાવ ગુળવણીને સદ્ગુરુદર્શનનો લાભ મળ્યો. સ્વામી મહારાજે તેમને પૂછ્યું, “ભોજન માટે શી વ્યવસ્થા છે?” શ્રીવામનરાવે જણાવ્યું, “આપની સાથે માધુકરી માગીશ.” સ્વામી મહારાજે વળતાં પૂછ્યું, “માધુકરીનો પૂર્વાનુભવ છે?” શ્રીવામનરાવે જણાવ્યું, “હાલ ગાણગાપુરમાં શ્રીગુરુચરિત્રની સાત સપ્તાહ માધુકરી માંગીને કરી છે.” સ્વામી મહારાજ સંતુષ્ટ થયા અને સાથે રહેવા સંમતિ આપી.

શ્રીવામનરાવ ગુળવણીને ૫૯ દિવસના કુલ ૧૪૦૬ કિ.મી.ના રેલવે તથા પગપાળા પ્રવાસ પછી સ્વામી મહારાજનાં દર્શન થયાં. સદ્ગુરુનાં દર્શન તથા સત્સંગથી તેમને અપાર શાંતિ મળી. તેમનો આખો દિવસ નિત્યોપાસના, અનુષ્ઠાન, યોગાસનો તથા પ્રાણાયામમાં પસાર થતો.



હાવનૂરના ચાતુર્માસ પછી સ્વામી મહારાજ તુંગભદ્રાના કિનારે ગલગનાથ સ્થળે એક ભકતને ત્યાં ગયા. તે ભકતની સાચી ભાવના જોઈ તેના ઘરે ભિક્ષા પણ લીધી. આમ ચાતુર્માસસમાપ્તિ અંગે સ્થાનાંતર પણ થયું અને હાવનૂર પાછા આવ્યા. ભાદરવા વદ ૯ તા.૨૭ સપ્ટેંબર ૧૯૧૦ના રોજ ગુરુગ્રહ તુલા રાશિમાં આવતો હોવાથી ગંગાનદી તુંગભદ્રાને મળવા આવે છે તેવી માન્યતા છે. આથી આવા મંગલપર્વમાં સ્વામી મહારાજે ત્યાં સ્નાન કરી સુહાગણોને હળદર કંકુ, વસ્ત્ર તથા બ્રાહ્મણોને વસ્ત્રદાન અને બાળકોને ખાદ્યાન્ન વહેંચ્યું.

## (૭) હાવનૂરનો સહવાસ :

પવની મુકામે શ્રીવામનરાવ ગુળવણીને સ્વામી મહારાજ દ્વારા મંત્રદીક્ષા પ્રાપ્ત થઈ. તે પછી તેઓ પોતાને ઘરે ગયા. છતાં તેમનું મન સદ્‌ગુરુચરણ તરફ ખેંચાતું હતું. સ્વામી મહારાજ સતત પ્રવાસરત હોવાથી દર વખતે તેમના નિવાસ વિશે માહિતી દરેક ભકતને મળતી ન હતી. શ્રીવામનરાવે એક રમલ જ્યોતિષીને સદ્‌ગુરુમિલન વિશે પૂછતાં તેમણે જણાવ્યું કે મુલાકાત થશે તો છ મહિનામાં થશે, નહીં તો કયારેય નહીં થાય. આથી શ્રીવામનરાવ ગુળવણીએ ગૃહત્યાગ કરી સ્વામી મહારાજની શોધ આરંભી. કુલ ૫૯ દિવસની રઝળપાટને અંતે (૭૦૦ કિ.મી. પગપાળા તથા ૭૦૦ કિ.મી. ટ્રેન દ્વારા) તેમને સદ્‌ગુરુદર્શન હાવનૂરમાં થયું.

હાવનૂરમાં થયેલ સદ્‌ગુરુદર્શન એ ગુળવણી મહારાજ માટે પારમાર્થિક દૃષ્ટિએ પરમોચ્ચ તથા ઉત્તુંગ જીવન સાફલ્યનું પ્રત્યક્ષ પ્રમાણ છે. સ્વામી મહારાજનાં દર્શન કરીને તેમને એટલો આનંદ થયો કે તે વૈખરી દ્વારા વ્યકત થતો ન હતો. સ્વામી મહારાજ સર્વજ્ઞ હતા. તેઓશ્રીને ખબર હતી કે વામનરાવે ઘરે જાણ



કરી ન હતી. તેઓશ્રીએ શ્રીવામનરાવને પ્રશ્ન કર્યો : "ઘરે જાણ કરી છે?"
વામનરાવ : "ના જી".
સ્વામી મહારાજ : "ઘરે પત્ર લખી તરત જાણ કર."

બીજો સવાલ સ્વામી મહારાજે પૂછ્યો : "ભોજનની શી વ્યવસ્થા કરી છે?" શ્રીવામનરાવે જવાબ આપ્યો : "આપની સાથે માધુકરી માગીશ." સ્વામી મહારાજે પૂછ્યું, "આ પહેલાં કદી માધુકરી માગી છે?" શ્રીવામનરાવ : "ગાણગાપુરમાં શ્રીગુરુચરિત્રની સાત સપ્તાહ માધુકરી માંગીને કરી છે."

શ્રીવામનરાવ ગુળવણી અષાઢ વદ ૧૩ તા.૩ ઓગસ્ટ ૧૯૧૦ના દિવસે હાવનૂર આવ્યા. તા.૧૩ ઓગસ્ટ ૧૯૧૦ સુધી તેઓ હાવનૂરમાં રહ્યા. (શ્રાવણ વદ ૮) કુલ અગિયાર દિવસનો સહવાસ તેમને પ્રાપ્ત થયો. સ્નાન, માધુકરી ભોજન માટે તથા ફરવા ગુરુ-શિષ્ય બંને સાથે જતા. શયનસ્થળ પણ બંનેનું એક જ હતું. તે સમય દરમ્યાન શ્રીવામનરાવને સ્વામી મહારાજની જે અમૃતવાણી સાંભળવા મળી તે નીચે પ્રમાણે છે.

(૧) સ્વામી મહારાજે શ્રીવામનરાવને જણાવ્યું કે હાવનૂરમાં ચાતુર્માસ છે તેમ પત્ર દ્વારા કોઇને જણાવવું નહીં. સ્વામી મહારાજને એકાંત જોઇતો હશે તેથી તેઓશ્રીએ આમ કહ્યું હશે.

(૨) હાવનૂર તુંગભદ્રા નદીને કાંઠે આવેલું છે. નદીકિનારે ત્રિપુરાંતકેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે. સ્વામી મહારાજનો મુકામ મંદિરમાં હતો. શ્રી વામનરાવે પણ મુકામ ત્યાં જ રાખ્યો. સ્વામી મહારાજે તુંગભદ્રાની તથા ત્રિપુરાંતકેશ્વરની સ્તુતિ સંસ્કૃતમાં કરી.



(૩) સ્નાન માટે બંને ગુરુ-શિષ્ય સાથે જતા. શ્રીવામનરાવ, સ્વામી મહારાજને શરીર ચોળીને સ્નાન કરાવતા. સ્વામી મહારાજના સ્નાનનું તીર્થ તથા ચરણતીર્થ મેળવવા વામનરાવ ભાગ્યશાળી થયા.

(૪) ત્રિપુરાંતકેશ્વરનો પૂજારી સવારે તથા સાંજે એક એક વખત પૂજા માટે આવતો. તે સિવાય મંદિરમાં એકાંત હતું. સ્વામી મહારાજની છાટી, લંગોટી વામનરાવ રોજ ધોઇ નિચોવી લાવતા. સ્વામી મહારાજે પ્રથમ દિવસે જ સૂચના આપી હતી કે સંન્યાસીનાં કપડાં વધારે જોર દઇને નિચોવવાં નહીં કે (પથ્થર પર) પછાડવાં નહીં.

(૫) સંપૂર્ણ ગીતાનો પાઠ સ્વામી મહારાજે શ્રીવામનરાવને સંભળાવ્યો. એક એક શ્લોક ત્રણ ત્રણ વખત ઉચ્ચાર કરીને સંભળાવ્યો. શ્રીવામનરાવને ગીતા સાંભળવાની ઇચ્છા હતી પરંતુ પ્રગટપણે તેઓએ તે વિશે સ્વામી મહારાજને જણાવ્યું ન હતું. ક્રમશઃ ૧૮ અધ્યાય પૂરા થયા.

(૬) રોજ સવારે ૧૦ વાગ્યા સુધી સ્વામી મહારાજ ગીતા પર ટીકા કહેતા. શ્રોતાઓમાં શ્રીવામનરાવ તથા શ્રીવ્યંકટરાવ બે જ હતા. એક વૈષ્ણવ મંદિરની જાળી બહાર ઊભો રહીને ટીકા સાંભળતો. સ્વામી મહારાજ પ્રવચનની જેમ ટીકા કહેતા. મંદિર બહાર ઊભો રહેનાર વૈષ્ણવ શિવમંદિરમાં આવતો નહીં. તેમ છતાં તે સ્વામી મહારાજને પ્રશ્ન પૂછતો. સ્વામી મહારાજ તેને જવાબ આપતા નહીં. શ્રીવામનરાવે તે અંગે સ્વામી મહારાજને પૂછ્યું. સ્વામી મહારાજે જણાવ્યું કે જેને શિવમંદિરમાં આવવાની ઇચ્છા નથી તેનું સાંભળવાની કોઇ જરૂર નથી. દક્ષિણ ભારતમાં ઘણે સ્થળે શિવ-વિષ્ણુ ભક્તોમાં કટુતા છે જે સ્વામી મહારાજે ઘણે અંશે દૂર કરી હતી.



(૭) નિત્યપાઠ માટે ત્યાંના નિવાસી શ્રીવ્યંકટ ભટ્ટ ગોપાળીની ગીતા વામનરાવ દ્વારા મંગાવી હતી. છેલ્લે દિવસે સ્વામી મહારાજે શ્રીવામનરાવને પૂછ્યું : " ગીતા પાછી આપી આવ્યો?" શ્રી વામનરાવે જણાવ્યું કે શ્રીવ્યંકટ ભટ્ટે તે ગીતા તેમને ભેટ આપી છે. આ દ્વારા સ્વામી મહારાજે સૂચન કર્યું કે ઉછીની લીધેલી વસ્તુ જેની પાસેથી લીધી છે તે પાછી આપવામાં ચોકસાઇ રાખવી.

(૮) હાવનૂરમાં પહોંચ્યા પછી વામનરાવને સ્વામી મહારાજે પૂછ્યું : "સામાન વગેરે ક્યાં રાખ્યો છે?" શ્રીવામનરાવે જણાવ્યું કે મુંબઇમાં એક મિત્રને ત્યાં ટ્રંક મૂકી છે. સ્વામી મહારાજે તે સામાન હાવેરી સ્ટેશને મંગાવી લેવા સૂચન કર્યું. મુંબઇ પત્ર લખ્યા પછી બબ્બે દિવસે સ્વામી મહારાજ સામાન અંગે પૂછપરછ કરતા. શ્રાવણ સુદ ૮ ના દિવસે પાર્સલની ચિઠ્ઠી આવી. શ્રીવામનરાવ હાવેરી સ્ટેશને જઇને પોતાની ટ્રંક લઇ પોતાને ગામ ગયા.

(૯) સ્વામી મહારાજે શ્રીવામનરાવને એક દિવસ ચિત્ર દોરવા માટે જે સામગ્રી ગામમાંથી મળે તે લઇ આવવા જણાવ્યું. સ્વામી મહારાજે તુંગભદ્રાનું ચિત્ર દોરવાની આજ્ઞા કરી. શ્રીવામનરાવ એક શિક્ષક પાસેથી કાગળ, રંગ તથા પેન્સિલ લઇ આવ્યા. વામનરાવને ચિત્ર દોરતા જોઇ સ્વામી મહારાજ પ્રસન્નતા અનુભવતા હતા. સ્વામી મહારાજે એક શ્લોક ભીંત પર લખ્યો તથા વામનરાવને આજ્ઞા કરી કે તે શ્લોકનો હાર તુંગભદ્રાના ચિત્રને ગળામાં પહેરાવવો. વામનરાવે તેમ કરતાં સ્વામી મહારાજે સમાધાન વ્યકત કર્યું.

(૧૦) સ્વામી મહારાજે એક દિવસ જણાવ્યું કે, "કુંડલિની મેરુદંડમાં થઇને ઉપર ચઢે છે. તે પછી જમણા કાન પર થઇને ભ્રૂમધ્યમાં જઇને માથાને વીંટળાઇ બ્રહ્મરંધ્રમાં જાય છે."



(૧૧) સ્વામી મહારાજ ભિક્ષામાં છાશ લેતા. ભિક્ષામાં મળેલા પદાર્થના સ્વાદ કે સારા નરસા અંગે કોઈ પણ વિચાર કર્યા વગર તેઓ તેને આરોગતા. ભિક્ષામાં મળેલ પદાર્થ અંગે પશ્ચાત્ કોઈ પણ વાત ઉચ્ચારતા નહીં.

(૧૨) હાવનૂરમાં સ્વામી મહારાજે તુંગાષ્ટક, શ્રીચિદંબર દીક્ષિત પર સ્તુતિ અને ત્રિપુરાંતકેશ્વરસ્તોત્રની રચના કરી.

(૧૩) બપોરે સ્વામી મહારાજ સદાશિવબ્રહ્મેંદ્ર દ્વારા પ્રણીત "બ્રહ્મસૂત્રવૃત્તિ" લખી લેતા.

(૧૪) રાત્રે શયન સમયે દીવાના પ્રકાશથી ઊંઘમાં ખલેલ પડે તેવો વિચાર કરી શ્રીવામનરાવ દીવો ઓલવવા જતા હતા ત્યારે સ્વામી મહારાજે જણાવ્યું કે ભગવાન આગળ દીવો કોઈ દિવસ ઓલવવો નહીં.

(૧૫) શ્રીસદાશિવબ્રહ્મેંદ્ર અંગે સ્વામી મહારાજે જણાવ્યું કે તેમણે સમાધિ લીધા પછી ફરી પ્રગટ થયા હતા. આમ ત્રણ વખત બન્યું હોવાથી તેમની સમાધિ ત્રણ સ્થળે આવેલી છે. ત્રણે સ્થળ કાવેરી નદીના કિનારે આવેલાં છે.

(૧૬) સ્વામી મહારાજના શયન કર્યા પછી શ્રી વામનરાવ પણ શયન કરતા. પરંતુ તે પછી સ્વામી મહારાજ ઊઠીને સમાધિમાં બેસતા. આ સમાધિ સવાર સુધી ચાલતી. ગામના એક ગૃહસ્થે આ અંગે વાત કરતાં શ્રી વામનરાવે તેની ખાતરી કરી હતી. આમ સાથે જ નિવાસ કે શયન કરતા સંતોની કે ગુરુ મહારાજની દિનચર્યાનો સામાન્ય ભક્ત પાર પામી શકતો નથી.

(૧૭) સ્વામી મહારાજે ઘણાં આસનો તથા પ્રાણાયામ શ્રીવામનરાવને શીખવ્યાં. તે જ પ્રમાણે સૂર્યોદય પૂર્વે આચરવામાં આવતો "અજપા સંકલ્પ"



સમજાવ્યો તથા લખી આપ્યો.

(૧૮) નિત્યોપાસનામાં નિશ્ચિતપણે શું હોવું જોઇએ તે અંગે સ્વામી મહારાજે નીચે પ્રમાણે જણાવ્યું :

સ્વશાખોપનિષત્ ગીતા વિષ્ણુ નામ સહસ્રકમ્ ।
શ્રી રુદ્રં પૌરુષં સૌરં જપેન્મુચ્યેત્ બંધનાત્ ॥

ઋગ્વેદી માટે ઐતરેય ઉપનિષદ્, ગીતામાં ભગવદ્ ગીતા, સહસ્રનામમાં વિષ્ણુસહસ્રનામ, શ્રી સૂક્ત, રુદ્ર, પુરુષસૂક્ત, સૌરસૂક્ત આદિ નિત્ય ઉપાસનામાં હોય તો મનુષ્ય મુક્તિ મેળવે છે. ગીતા પછી શ્રીવિષ્ણુ સહસ્રનામની સંથા (શિક્ષણ) સ્વામી મહારાજે શ્રી વામનરાવ ગુળવણીને આપી.

(૧૯) એક દિવસ જ્યોતિષનો વિષય નીકળતાં નજીકના ભવિષ્યમાં સપ્તગ્રહી દશા આવતી હોવાથી શ્રી વામનરાવે પોતાના જન્માક્ષર સ્વામી મહારાજને બતાવ્યા. સ્વામી મહારાજે વામનરાવને તે દોષનિવારણાર્થે એક વૈદિક મંત્ર રોજ ૨૮ વખત જપવા માટે કહ્યો. તે મંત્રનો જપ સપ્તગ્રહી પહેલાં છ મહિના તથા પછી પણ છ મહિના ચાલુ રાખવાનો હતો.

(૨૦) જન્માક્ષરમાં ૧૧મે ગુરુનું સ્થાન જોઇને સ્વામી મહારાજે પૂછ્યું, "અગિયારમે ગુરુનો પ્રત્યક્ષ લાભ કોઇ જણાતો નથી." શ્રી વામનરાવે ઉત્તર આપ્યો, "આપની મુલાકાત તથા દર્શન કરતાં બીજો કયો મોટો લાભ પૃથ્વી પર ઉપલબ્ધ છે?" આ જવાબ સાંભળી સ્વામી મહારાજ કિંચિત્ પરંતુ પ્રસન્નતાથી હસ્યા.

(૨૧) દક્ષિણ ભારતમાં તે સમયે વૈષ્ણવો તથા શૈવસંપ્રદાયો વચ્ચે મૈત્રીનો અભાવ તથા વૈમનસ્ય જોતાં બંને વચ્ચે સુલેહ કરાવવા બનતો પ્રયત્ન કર્યો.



સંકટનિવારણ માટે સ્વામી મહારાજ વૈષ્ણવોને શિવઉપાસના કહેતા તથા શૈવોને વિષ્ણુઉપાસના કહેતા.

## (૮) હાવનૂરના અંતિમ દિવસો :

હાવનૂરમાં ચાતુર્માસ દરમ્યાન શ્રીવામનરાવજી ગુળવણીને દસ દિવસ સ્વામી મહારાજનો સહવાસ-સત્સંગ મળ્યો. શ્રીવામનરાવજીના પિતાજીનું શ્રાદ્ધ શ્રાવણ સુદ ૧૦ના રોજ હતું. સ્વામી મહારાજે શ્રાદ્ધ ક્યારે છે તેમ પૂછ્યું હતું. આથી પિતાજીનાં શ્રાદ્ધ માટે અવશ્ય ઘરે જવું તેવો સંકેત હતો. મુંબઇનો શ્રીવામનરાવજીનો સામાન ટ્રંકમાં હાવેરી સ્ટેશને મંગાવી લેવો તેમ સ્વામી મહારાજે જણાવ્યું હતું. તે ટ્રંક ન આવે તો તે બહાને સ્વામી મહારાજ સાથે વધારે રહેવાનો મોકો મળે તેમ હતું.

આજે શનિવાર શ્રાવણ સુદ આઠમ હતી. સ્વામી મહારાજે કહ્યું કે આજે સામાનની ટ્રંક આવશે. તે પ્રમાણે હાવેરી સ્ટેશનમાસ્તર તરફથી સંદેશો આવી ગયો. શ્રીવામનરાવને સ્વામી મહારાજ સદ્‌ગુરુથી દૂર જવું પડશે તેનું દુ:ખ હતું.

સ્વામી મહારાજ તથા શ્રીવામનરાવ માધુકરી માગવા સાથે જતા હતા. સ્વામી મહારાજે કહ્યું કે આજે માધુકરી માટે જલદી જઇશું. સ્નાન-આહ્નિક પછી માધુકરી માગીને બંને જણા મુકામે પાછા આવ્યા. ભોજન માટે બંને સાથે બેઠા. રોજ સ્વામી મહારાજ પ્રથમ બેસતા પછી વામનરાવજી ભોજન માટે બેસતા. સ્વામી મહારાજે પોતાના ભોજનમાંથી બે કોળિયા વામનરાવની થાળીમાં મૂક્યા અને કહ્યું "લે પ્રસાદ."

ભોજન લીધા પછી સદ્‌ગુરુની વિદાય લેવી પડશે તે વિચારથી વામનરાવજી વિષાદયુક્ત હતા. સ્વામી મહારાજે હાવનૂરના બ્રાહ્મણ આત્મારામ શાસ્ત્રી પાસે



શ્રીફળ મંગાવ્યું. કારણ કે હાવનૂરમાં કોઈ દુકાન ન હતી. સ્વામી મહારાજે કહ્યું, "વરસાદના દિવસો છે. સ્ટેશન પહોંચતાં વાર લાગશે. વરસાદની મોસમ હોવાથી જલદી નીકળવું સારું."

સ્વામી મહારાજ આસન ઉપર બિરાજમાન હતા. હંમેશાં સિદ્ધાસનમાં બિરાજમાન રહેતા. પાસે શ્રીફળ, વિભૂતિ અને પ્રસાદ હતાં. વામનરાવની આવવાની રાહ જોતા હતા. તેઓ આવ્યા. દંડવત્ પ્રણામ કર્યા. સ્વામી મહારાજે તેમના મસ્તક પર આશીર્વાદાત્મક હાથ મૂક્યો. પ્રસાદ, શ્રીફળ તથા વિભૂતિ આપ્યાં અને તેમના મુખમાંથી આશીર્વાદાત્મક શબ્દો સરી પડ્યા, "(સંસારમાં) સંભાળીને રહેવું, કલ્યાણ થાવ, નારાયણ."

શ્રીવામનરાવનાં નેત્રોમાંથી અશ્રુઓ વહી રહ્યાં હતાં. તેમણે વંદન કરી પૂછ્યું, "મહારાજ, ફરી દર્શન ક્યારે?" આ વાક્ય સાંભળતાં જ સ્વામી મહારાજે પોતાની ડોકને ઝાટકો મારી હાવભાવપૂર્વક ડોક ઊંચી કરી જણાવ્યું, "આ--- ધ્યાનમાં રાખજે એટલે બસ---."

આ વાક્ય સાથે જ સામે ઊભેલા વામનરાવને સ્વામી મહારાજના શરીરમાં વ્યાઘ્રાંબરધારી શ્રીદત્તપ્રભુની મૂર્તિ દેખાઈ. તે મૂર્તિનાં ચરણો સ્વામી મહારાજનાં હૃદય પાસે હતાં. સ્વામી મહારાજનું શરીર પારદર્શક થયું હોવાથી તેમાં જ બિરાજમાન દત્ત પ્રભુની મૂર્તિ હાસ્યવદનયુક્ત દેખાઈ રહી હતી. તે મૂર્તિને દંડવત્ પ્રણામ કરીને શ્રીવામનરાવે ઉપર જોયું તો તે દત્તમૂર્તિ ન હતી પરંતુ સ્વામી મહારાજનું મુખારવિંદ જણાયું. સ્વામી મહારાજે જણાવ્યું, "હવે વાર કરવી નથી." થોડાં ડગલાં સ્વામી મહારાજ પણ ચાલ્યા. પાછળ જોતાં જોતાં શ્રીવામનરાવ ગુળવણી હાવેરી સ્ટેશન તરફ ગયા.



સ્વામી મહારાજે શ્રી વામનરાવજી ગુળવણીને પોતામાં દત્તભગવાનનું સ્વરૂપ બતાવ્યું હતું અને તે સદા ચિત્તમાં રાખવા કહ્યું હતું. સમય મળતાં શ્રીવામનરાવ ગુળવણીએ પોતે શ્રેષ્ઠ કલાકાર હોવાથી તેનું ચિત્રીકરણ કર્યું અને તે સ્વરૂપ પોતાની પોથીમાં મૂક્યું.

ગરુડેશ્વરમાં સ્વામી મહારાજનો મુકામ હતો. શ્રીવામનરાવ ગુળવણી પણ સત્સંગ-સહવાસ માટે ત્યાં ગયા હતા. ગરુડેશ્વરમાં સ્વામી મહારાજે શ્રીવામનરાવને કહ્યું, "તારી પોથીમાં જે દત્તપ્રભુની છબી છે તેને ફ્રેમ કર." સ્વામી મહારાજ પાસે તે સમયે કોઇ દત્ત ભગવાનની છબી ન હતી. તે દત્તપ્રભુની છબીને વામનરાવજીએ ફ્રેમ કરીને તે છબી સ્વામી મહારાજના હાથમાં આપી.

દત્તપ્રભુના વ્યાઘ્રામ્બરધારી તે સ્વરૂપને સ્વામી મહારાજે બાજઠ પર મૂકીને ષોડશોપચારે પૂજા કરી. તે દિવસથી તે સ્વરૂપની ત્યાં નિત્ય પૂજા થવા લાગી. રાત્રે ભજન પછી સવામણ ગોળના શીરાનો પ્રસાદ થતો.

દત્તપ્રભુની તે છબી પોતાને મળે તે માટે ઘણા ભકતોને ઇચ્છા થતી. શ્રીવામનરાવ જયારે ગરુડેશ્વરથી પાછા જતા હતા ત્યારે સ્વામી મહારાજે તે છબી સ્વહસ્તે બાજઠ પરથી ઊંચકીને શ્રીવામનરાવને પાછી આપી. આ છબીના ઇતિહાસની સ્વામી મહારાજ તથા શ્રીવામનરાવ ગુળવણી સિવાય કોઇને ખબર ન હતી. તે છબી શ્રીવામનરાવ ગુળવણી મહારાજ પાસે હતી. હાલમાં તે પુનામાં શ્રીવાસુદેવનિવાસમાં છે.

## (૯) હાવનૂર પછી--- :

હાવનૂર પછી અગડી, રાણી બિન્નૂર નજીક કુપેલૂરમાં નવરાત્રી ઊજવી. શ્રુંગેરી, હરિહર અને પછી નૃસિંહવનમાં સ્વામી મહારાજે ૧૫ દિવસ નિવાસ કર્યો.



મકરસંક્રાતિના દિવસે ગોકર્ણમાં સવામણ તલ-ગોળનો પ્રસાદ વહેંચ્યો. (તા.૧૪ જાન્યુ. ૧૯૧૧) ત્યાંથી ગુર્લહસોર ગયા અને પછી બે મહિના ગલગલી ક્ષેત્રમાં વીતાવ્યા. ઇ.સ.૧૯૧૧નો ચાતુર્માસ શ્રીક્ષેત્ર કુરુગડ્ડીમાં કર્યો. ચાતુર્માસસમાપ્તિ પછી સ્વામી મહારાજે હિંગોલી ગામે મુકામ કર્યો. હિંગોલી ગામે પ્રથમ શંકરશાસ્ત્રી ગુળવણી ગયા. પછી તેમણે ત્યાં શ્રીવામનરાવને બોલાવી લીધા.

પિંપરી ગામે સ્વામી મહારાજનો મુકામ હતો. લીમડાનાં ઝાડ નીચે તેઓશ્રી આસનસ્થ હતા. શ્રીવામનરાવે દંડવત્ પ્રણામ કર્યા. સ્વામી મહારાજે પ્રશ્ન કર્યો, "ભાઇ(શંકર શાસ્ત્રી)ને મળ્યા?" શ્રીવામનરાવે જણાવ્યું કે હજુ અત્યારે જ આગમન થયું છે. આ નિવાસ દરમ્યાન સ્વામી મહારાજે બ્રાહ્મણોનો-વિદ્વાનોનો સત્કાર કર્યો. શ્રીગાંડાબુવા (શ્રી ગાંડા મહારાજ)એ શ્રીવામનરાવનો નાગપુરી રેશમી વસ્ત્ર આપીને સત્કાર કર્યો.

બીજા દિવસે સ્વામી મહારાજે બાકીના ભકતોને વિદાય આપી. ગોદાવરીસ્નાનમાં સ્વામી મહારાજ સાથે શ્રીગાંડાબુવા, શ્રીશંકરશાસ્ત્રી, શ્રીવામનરાવ, શ્રીદત્તોપંત આજેગાંવકર તથા શ્રીગાંડાબુવાના શિષ્ય શ્રીનથુરામ આમ પાંચ ભકતો હતા.

ઔંઢનાગનાથમાં શ્રીવામનરાવને ઇચ્છા થઇ કે તેઓ સ્વામી મહારાજને પોતાનાં યોગાસનો બતાવે. તે અંગે પૂછતાં સ્વામી મહારાજે તેમને જણાવ્યું કે એવી એકાંતવાળી જગ્યા ક્યાં છે? છેવટે નાગનાથમાં એકાંતવાળી જગ્યા મળતાં સ્વામી મહારાજે તેમને આસનો કરી બતાવવા કહ્યું. વામનરાવે સહેલાં આસનોથી શરૂ કરી કંદપીડનાસન અને પૂર્ણ મત્સ્યેન્દ્રાસન જેવાં અઘરાં આસનો કરી બતાડ્યાં. સ્વામી મહારાજે તે અંગે પ્રસન્નતા વ્યકત કરી જણાવ્યું કે સિદ્ધાસન અને પશ્ચિમોત્તનાસનનો સમય વધારવો. ઔંઢનાગનાથમાં શ્રીવામનરાવ તથા



શંકરશાસ્ત્રીને સ્વામી મહારાજનાં મુખકમળ દ્વારા ઐતરેય અને માંડુક્ય આ બે ઉપનિષદો સાંભળવા મળ્યાં.

આ પછીનો ચાતુર્માસ નર્મદાકિનારે ચિખલદા ક્ષેત્રે કર્યો હતો. તે સ્થળે સ્વામી મહારાજે શ્રી વામનરાવને આવવા આજ્ઞા આપી ન હતી. સ્વામી મહારાજે તેમને તે સમય દરમ્યાન શ્રીક્ષેત્ર ઔદુમ્બરમાં શ્રીદત્તમાલામંત્રનું અનુષ્ઠાન કરવા સૂચન કર્યું હતું. શ્રી વામનરાવ ગુળવણીએ તે પ્રમાણે શ્રીક્ષેત્ર ઔદુમ્બરમાં અનુષ્ઠાન કર્યું હતું.

## (૧૦) મંત્રાનુષ્ઠાનમાં સૂતક :

સ્વામી મહારાજનો ચાતુર્માસ નર્મદાકિનારે ચિખલદા ક્ષેત્રે હતો. શ્રીવામનરાવે પત્ર દ્વારા ત્યાં આવવા આજ્ઞા માગી. સ્વામી મહારાજે જણાવ્યું કે ચિખલદા આવવા ઘણું કષ્ટ પડે તેમ છે. તેના કરતાં શ્રીઔદુમ્બરક્ષેત્રે શ્રીદત્તમાલામંત્રનું અનુષ્ઠાન કરવું. સ્વામી મહારાજની આજ્ઞા પ્રમાણે શ્રીવામનરાવ ગુળવણી તેમની માતા સાથે શ્રી ક્ષેત્ર ઔદુમ્બર પહોંચ્યા.

શ્રીદત્તમાલામંત્ર એક પ્રભાવી તથા સિદ્ધ મંત્ર છે. તેના પુરશ્ચરણની સંખ્યા ૧૨,૦૦૦ છે. રોજની ત્રણ માળા (૩x૧૦૦) કરીએ તો ૪૦ દિવસમાં ૧૨૦૦૦ જપ પૂરા થાય છે. જેમને મંત્ર મુખોદ્ગત છે તેમને એક માળા માટે સાધારણત: એક કલાક લાગે છે. શ્રીવામનરાવ ગુળવણી રોજ ત્રણ કલાકમાં નિર્ધારિત જપ પૂરા કરતા. પુરશ્ચરણના જપ ઉપરાંત નિત્યકર્મ તો ખરું જ. નિત્યકર્મમાં ૧૨૦૦ ગાયત્રી જપ, સ્વામી મહારાજે હાવનૂરમાં કહેલાં પંચસૂક્ત અને રુદ્ર વગેરે હતાં. નિત્ય શ્રીગુરુચરિત્ર વાંચન, બ્રહ્મયજ્ઞ, તર્પણ, વૈશ્વદેવ પણ ખરાં જ.



પુરશ્ચરણ પૂરું થતાં પહેલાં એક વિલક્ષણ ઘટના બની. ઈશ્વર સર્વસાક્ષી છે તથા તેના પ્રત્યે અનન્ય નિષ્ઠા ધરાવનાર ભક્ત પ્રત્યે તે કેવી વિશેષ કાળજી લે છે તે આ પ્રસંગ પરથી ખબર પડે છે. નિત્યક્રમ પ્રમાણે શ્રીવામનરાવ નદી પર ગયા. સ્નાન, સંધ્યા, જપ, નિત્યકર્મ પૂરું થવા આવ્યું હતું. ત્યાં તેમને ઈસ્લામપુર ગામના શ્રીગાડગીળ મળવા આવ્યા. તેઓ બંને એકબીજાને ઓળખતા ન હતા.

શ્રીગાડગીળે શ્રી વામનરાવને જોઈને પૂછ્યું, "શ્રીવામનરાવ ગુળવણી આપ પોતે જ?"

શ્રીવામનરાવે "હા" કહી. તેમણે પૂછ્યું, "આપ ક્યાંથી આવ્યા? કોણે મોકલ્યા?"

શ્રીગાડગીળે જવાબ આપ્યો, "મને આજે વહેલી સવારે સ્વપ્નદષ્ટાંત થયો. સ્વપ્નમાં એક સુહાગણે આવીને કહ્યું, "શ્રીક્ષેત્ર ઔદુમ્બરમાં જવા અત્યારે પ્રસ્થાન કરો. ત્યાં શ્રીવામનરાવને કહેવું કે તેમના ૩૦૦૦ જપ ઓછા થયા છે. તે જપ પૂરા કરો. નદી પર મુલાકાત થશે." આથી આ સંદેશો કહેવા હું ખાસ અહીં આવ્યો છું."

શ્રીવામનરાવે શ્રીગાડગીળનો આભાર માન્યો તથા બંને છૂટા પડ્યા. અપરિચિત વ્યક્તિ દ્વારા સંદેશો મળ્યો. જપ ઓછા કેમ થયા તે અંગે તેમના મનમાં વિચાર શરૂ થયો. શ્રીગુળવણી મહારાજ જેવા સંતપુરુષ જપ ઓછા કરે તેમ ન હતું. તેઓ ચીવટથી રોજના જપની નોંધ કરતા. રોજના ૩૦૦ જપની નોંધ તેઓ જોઈ ગયા. ક્યાંય ભૂલ ન હતી. તે જ સમય દરમ્યાન તેમના મૂળગામ કુડુત્રીથી પત્ર આવ્યો : કૌલવ ગામના આપણા કાકા ઈશ્વરચરણે લીન થયા છે. અનુષ્ઠાનમાં વ્યત્યય ન આવે તે માટે સૂતકના ૧૦ દિવસ પછી જાણ કરી છે.

આમ અજાણતામાં સૂતક દરમ્યાન (૩૦૦x૧૦=૩૦૦૦) દસ દિવસ જપ કર્યા હતા છતાં અનુષ્ઠાનમાં સ્વીકારાયા ન હતા. સૂતક વિશે ખબર હોય કે



ન હોય, અનુષ્ઠાનમાં તે જપ અસ્વીકાર્ય હોય છે. આથી શ્રીવામનરાવે બીજા ત્રણ હજાર જપ પૂરા કર્યા. અનુષ્ઠાન સકામ હોય કે નિષ્કામ, સંકલ્પપૂર્વક કરેલ અનુષ્ઠાનમાં આ નિયમો લાગુ પડે જ છે. ગુરુકૃપા હોય, ઈશકૃપા હોય ત્યારે આવી અદશ્ય ભૂલ કે ન જાણી શકાય તેવાં વિઘ્નોની જાણ થાય છે અને વધારે જપ પૂરા કરીને અનુષ્ઠાન પૂર્ણ થાય છે.

શ્રીવામનરાવે સ્વામી મહારાજની આજ્ઞાથી અનુષ્ઠાન ઔદુમ્બર ક્ષેત્રમાં શરૂ કર્યું હતું. ચિખલદા જવા માટે સ્વામી મહારાજે તેમને મના કરી હતી. શ્રીવામનરાવે ગુરુવર્યની બંને આજ્ઞાનું પાલન કર્યું હતું. તેવા પ્રસંગે અનુષ્ઠાનની સફળતા માટે તેઓ શિષ્યને મદદ ન કરે? અવશ્ય કરે જ !

અનુષ્ઠાનમાં ઈરાદાપૂર્વકની ભૂલ તો ચાલે જ નહીં. અજાણતામાં થયેલ વિઘ્ન (સૂતક) અંગે ગુરુ મહારાજ કોઈ દ્વારા સૂચન કરાવે અને નિર્વિઘ્ને અનુષ્ઠાન સમાપ્ત થાય છે.

## (૧૧) શક્તિપાતદીક્ષા માટે દષ્ટાંત :

ગરુડેશ્વરમાં સ્વામી મહારાજને મળ્યા પછી શ્રીવામનરાવ ગુળવણી ઘણાં બધાં તીર્થક્ષેત્રોમાં ફર્યા અને અનેક સાધુ-સંન્યાસીઓને મળ્યા. તેઓએ સ્વામી મહારાજ પાસેથી મંત્રદીક્ષા લીધી હતી. પોતે યોગાસનો કરતા તથા પ્રાણાયામનો પણ અભ્યાસ કરતા. આમ છતાં શ્રીવામનરાવને યોગમાં કશું ખૂટતું હોય તેમ લાગ્યું. તેમણે ઘણાં શાસ્ત્રો પણ જોયાં. કુલાર્ણવ તંત્રમાં તેમણે વેધદીક્ષાનો ઉલ્લેખ જોયો. આ પ્રકારની મોટા ભાગની ગૂઢ વિદ્યાઓ બંગાળમાં



વિશેષ જોવામાં આવતી. આથી તેઓ કોઇ બંગાળી વ્યક્તિની શોધમાં હતા જેઓ તેમને વેધદીક્ષા આપી શકે.

શ્રીવામનરાવને એક દ્વિધા પણ હતી. સ્વામી મહારાજ પાસેથી મંત્રદીક્ષા તેમણે લીધી હતી તો હવે વેધદીક્ષા બીજા પાસેથી લઇ શકાય? તેઓએ સ્વામી મહારાજને આ અંગે પ્રાર્થના કરી. સ્વામી મહારાજે સ્વપ્નદષ્ટાંત દ્વારા જણાવ્યું કે "શક્તિપાત દીક્ષા (વેધદીક્ષા)એ દત્તસંપ્રદાયનું જ એક અંગ છે. તારા દ્વારા ઘણા મોટા પાયે ઈશ્વરી કામ થવાનું છે. તું આ વિદ્યા શીખી લે." આટલું કહીને સ્વામી મહારાજ અદશ્ય થયા.

થોડા જ દિવસો પછી હોશંગાબાદમાં શ્રીવામનરાવની શ્રીચિન્મયાનંદ સરસ્વતી (દંડ ગ્રહણ પછીનું નામ- સ્વામી લોકનાથતીર્થ) સાથે મુલાકાત થઇ. યોગ્ય સમયે તેમને શક્તિપાતદીક્ષા પ્રાપ્ત થઇ. તેમણે પ્રસિદ્ધ માસિક 'કલ્યાણ'ના યોગ-વિશેષાંકમાં એક લેખ આ દીક્ષા અંગે લખ્યો. જેથી તેમની સમગ્ર ભારતભરમાં પ્રસિદ્ધિ થઇ અને ઘણા જિજ્ઞાસુઓને તેમણે યોગપારંગત બનાવ્યા. ડૉ. અરુણોદય ન. જાનીને પણ તેમણે દીક્ષા આપી હતી.

શ્રીગુળવણી મહારાજે સ્વામી મહારાજની જન્મશતાબ્દી પર તેઓશ્રીના સમગ્ર વાઙ્મયના પ્રકાશનનું ભગીરથ કાર્ય કર્યું. તેમણે પુનામાં એરંડ વન, કર્વે રોડ પર વાસુદેવ નિવાસ નામે આશ્રમ સ્થાપ્યો જે હજુ પણ યોગશિક્ષણ આપે છે.

## (૧૨) ગરુડેશ્વરમાં અંતિમ મુલાકાત :

ચિખલદાક્ષેત્રના ચાતુર્માસ દરમ્યાન શ્રીગુળવણી મહારાજે ત્યાં આવવા માટે આજ્ઞા માગતો પત્ર લખ્યો હતો. સ્વામી મહારાજે તે માટે ના પાડી હતી અને



શ્રીઔદુંબરક્ષેત્રે શ્રીદત્તમાલામંત્રના અનુષ્ઠાન અંગે સૂચન કર્યું હતું. "માલામંત્ર"ના અનુષ્ઠાન પછી શ્રીવામનરાવે ગરુડેશ્વરમાં આવવા આજ્ઞા માગતો પત્ર લખ્યો. સ્વામી મહારાજે તે માટે સહર્ષ સંમતિ આપી.

સ્વામી મહારાજ ચૈત્ર વદ છઠના રોજ ગરુડેશ્વર પધાર્યા. શ્રીવામનરાવ વૈશાખ મહિનામાં ગરુડેશ્વર આવ્યા. સ્વામી મહારાજ નારદેશ્વરમાં અનુષ્ઠાન કરી મોટા પથ્થર પર રાત્રે શયન કરતા. સ્વામી મહારાજ સવારે સાડા ચાર વાગે શયનમાંથી જાગ્રત થતા. "શ્રીગુરુદેવ દત્ત" એમ કહી ઊઠતા. તેઓશ્રીને દાંત સાફ કરવા આંબાનાં પાંદડાં તથા માટી આપવાનું કામ શ્રીવામનરાવ કરતા. સ્વામી મહારાજ સ્નાન માટે જતા ત્યારે શ્રીવામનરાવ તેમની પર્ણકુટી સાફ કરી રાખતા તથા છાણથી બેઠક લીંપી નાંખતા.

નારદેશ્વર મહાદેવથી સ્વામી મહારાજ સ્નાન માટે જતા. એક બે વાર શ્રીવામનરાવને તેમની સાથે સ્નાન માટે લાભ મળ્યો હતો. સ્નાન પછી સ્વામી મહારાજ ઉપનિષદો શીખવતા. શ્વેતાશ્વતર, મૌક્તિક, કૈવલ્ય, ઈશોપનિષદ તથા બ્રહ્મસૂત્રવૃત્તિ ઉપર સ્વામી મહારાજે વિવેચન કર્યું. શ્રીવામનરાવે વેદશાસ્ત્રસંપન્ન શ્રીપરશુરામ ભટ્ટ (ડૉ. રણજીતભાઇ ભટ્ટના કાકા) પાસેથી પવમાનની સંથા લીધી.

સ્વામી મહારાજના ભોજન પછી બહેનો તેમના હાથ પર પાણી નાંખતાં. આગળ જતાં કોણ પહેલું પાણી નાંખે તે અંગે તકરાર થવા લાગી. આથી સ્વામી મહારાજે શ્રીવામનરાવને તે કામ સોંપ્યું. બપોરે થોડો સમય આરામ કર્યા પછી આવેલા પત્રોનો જવાબ આપવાનું કામ શરૂ થતું. કેટલાક જવાબો સ્વામી મહારાજ સ્વયં લખતા. બાકીના જવાબો શ્રીવામનરાવ લખતા.

એક દિવસ શ્રીવામનરાવને બપોરે ઊંઘ આવી અને તે સમય દરમ્યાન પત્રોત્તર લખવાનો સમય થયો તેની પૂર્વસૂચનારૂપે તેમને એક સ્વપ્ન પડ્યું.



એક અલમસ્ત સફેદ નંદી તેના તરફ દોડી આવતો હતો. તેના ગળામાં ઘુંઘરૂ બાંધ્યા હતા. તે ઘૂંઘરુનો અવાજ સાંભળી શ્રીવામનરાવ સફાળા જાગ્યા. તેમને લાગ્યું કે આજે પત્રોત્તર લખવામાં વિલંબ થયો છે. પરંતુ તેઓ સ્વામી મહારાજ પાસે પહોંચ્યા ત્યારે રોજનો જ સમય થયો હતો. ઈશ્વરે જ તેમને નંદીસ્વરૂપે ઊઠાડ્યા હતા. ત્યારથી શ્રીવામનરાવ બપોરે ઊભા ઊભા ઊંઘી લેતા.

સ્વામી મહારાજ પર પુષ્કળ પત્રો આવતા. ૧૦-૧૨ પત્રો ના ઉત્તરો આપવા સહજ હતું. તે પછી ૧૦૦-૧૦૦ પત્રો આવવા લાગ્યા. સ્વામી મહારાજે કહ્યું કે પોસ્ટવાળાને કહો કે માલિક પત્ર લેવાની ના કહે છે. તે સમય દરમ્યાન દક્ષિણ ભારતના શ્રીબ્રહ્માનંદતીર્થ સ્વામી ત્યાં આવ્યા હતા. તેમણે સ્વામી મહારાજને વિનંતી કરી, "મહારાજ, જિજ્ઞાસુઓને પત્રના જવાબો કેમ અપાતા નથી?" સ્વામી મહારાજે જણાવ્યું કે ૧૦-૧૨ પત્રો હોય તો ઠીક પરંતુ ૧૦૦-૧૦૦ પત્રો આવે તો આખો દિવસ તેમાં જાય. શ્રીબ્રહ્માનંદ સ્વામીએ પૂછ્યું, "જો ૧૦-૧૨ પત્રો આવશે તો જવાબ આપશો ને?" સ્વામી મહારાજે સહર્ષ સંમતિ આપી.

શ્રીબ્રહ્માનંદતીર્થ સ્વામીએ શ્રીવામનરાવને જણાવ્યું કે વધુ પત્ર આવે તો પણ તમારે ૧૦-૧૨ પત્રો જ સ્વામી મહારાજ પાસે મૂકવા. જે દિવસે ઓછા પત્રો આવે ત્યારે આગળના પત્રો રજૂ કરવા. આમ કરતાં જિજ્ઞાસુઓને માર્ગદર્શન મળવું શરૂ થયું. એક દિવસ સ્વામી મહારાજે પ્રશ્ન કર્યો :" રોજ ૧૦ જ પત્રો કેમ આવે છે?" શ્રીબ્રહ્માનંદ સ્વામીએ કહ્યું, "આપની અમોઘ વાણી." સ્વામી મહારાજે આછું સ્મિત કર્યું. તેઓ હકીકત જાણતા હતા. શ્રીબ્રહ્માનંદ સ્વામીએ વિનંતીના સ્વરમાં કહ્યું, " જિજ્ઞાસુઓ દૂર દૂરથી માર્ગદર્શન માગે છે. આપ આપો તો સારું." આથી ફરી પત્રોત્તરનું કામ પૂર્વવત્ શરૂ થયું.



ગરુડેશ્વરમાં તે સમયે બીજી કોઇ દેવપ્રતિમા હતી નહીં કે જેને લોકો પૂજાવંદન કરી શકે. આથી સ્વામી મહારાજે શ્રીવામનરાવને કહ્યું, "તારી પોથીમાં જે દત્તપ્રતિમા છે તેને ફ્રેમમાં મઢાવી ભક્તોનાં દર્શન માટે મૂક." શ્રીવામનરાવને હાવનૂરમાં સ્વામી મહારાજમાં વ્યાઘ્રામ્બરધારી એકમુખી દત્તનાં દર્શન થયેલાં. તેનું સ્વહસ્તે દોરેલુ ચિત્ર તેઓ પોતાની પોથીમાં રાખતા. તે દત્તસ્વરૂપને ફ્રેમ કરીને લોકોને દર્શન માટે સાદર કર્યું. સ્વામી મહારાજે સ્વયં તેનું ષોડશોપચાર પૂજન ક્ર્યું. લોકો તેનું પૂજન કરતા. શ્રીવામનરાવ વૈશાખથી આસો મહિના સુધી કુલ પાંચ મહિના સ્વામી મહારાજ સાથે ગરુડેશ્વરમાં રહ્યા. અહીંના મુકામ દરમ્યાન સ્વામી મહારાજે તેમને યોગની ધૌતીક્રિયા શિખવાડી. ભાદરવા મહિનામાં હરિતાલિકાવ્રત માટે મૂર્તિ બનાવવા સ્વામી મહારાજે શ્રી વામનરાવને આજ્ઞા કરી. ચિત્રકલા સાથે મૂર્તિકલા પણ તેમને આવડતી. બધી સ્ત્રીઓએ હરિતાલિકાવ્રત માટેની મૂર્તિની પૂજા કરી.

તે સમય દરમ્યાન શ્રીવામનરાવને ઠંડી ચઢીને તાવ આવવો શરૂ થયો. સ્વામી મહારાજે તેમને સ્નાન બંધ કરવા જણાવ્યું. તે સિવાય ધૌતી અને મયૂરાસન કરવા જણાવ્યું. લગભગ મહિનો સ્નાન બંધ હતું. વિજયાદશમીનો દિવસ હતો, શ્રીવામનરાવે પૂછ્યું, "મહારાજ, આજે સ્નાન કરું?" સ્વામી મહારાજે કમંડલુમાંથી જળપ્રોક્ષણ કરી વામનરાવને પૂછ્યું, "હવે સ્નાન થયું ને?" શ્રીવામનરાવને પણ સંતોષ થયો.

આસો મહિનામાં શ્રીવામનરાવે ઘરે જવાની વાત કરી. સ્વામી મહારાજે સૂચન કર્યું કે "હજુ વધુ રોકાઇ જા, માતાજીને પણ અહીં બોલાવી લે." પરંતુ શ્રીવામનરાવ ગુળવણીને લાગ્યું કે આટલે દૂર કોઇ સંગાથ વગર માતાજી એકલાં કેવી રીતે આવશે? એ સિવાય આર્થિક પ્રશ્ન પણ હતો જ. આથી વામનરાવે ગરુડેશ્વર છોડ્યું. બે-ત્રણ મહિના પછી અષાઢ મહિનામાં "કેસરી" વર્તમાનપત્રમાં સમાચાર



વાંચ્યા કે સદ્‌ગુરુ બ્રહ્મલીન થયા. અંતર ઘણું હોવાથી તેઓ ગરુડેશ્વર જઇ શકયા નહીં. ત્યાં જ તેઓ ગુરુસ્મરણ કરતા રહ્યા.

તે પછી થોડાં વર્ષો બાદ તેમને બંગાળી સંન્યાસી શ્રીલોકનાથતીર્થ દ્વારા શકિતપાતદીક્ષા મળી અને યોગદીક્ષા ગુરુનું પણ ઘણું સાંનિધ્ય મળ્યું. શ્રીવામનરાવ ગુળવણી મહારાજને પણ દીક્ષાગુરુનો અધિકાર મળ્યો. સમગ્ર ભારતમાં તેમના ભકતો વસે છે. પુનામાં તેમણે શ્રીવાસુદેવનિવાસ નામના આશ્રમની સ્થાપના કરી. અસંખ્ય યોગજિજ્ઞાસુઓને યોગપારંગત કરી તેઓ તા.૧૫ જાન્યુ. ૧૯૭૪, મંગળવાર પોષ વદ આઠમના રોજ બ્રહ્મલીન થયા.

●

**પૂના આશ્રમનું સરનામું :**
શ્રીવાસુદેવ નિવાસ, કર્વે રોડ,
પૂના- ૪૧૧૦૦૪ (મહારાષ્ટ્ર)

●



શ્રી ભૈયાસાહેબ, શ્રીમતી વહિની તરાણેક

પૂ. શ્રી નાના મહારાજ અને



શ્રી ધુંડા મહારાજ દેગલૂરકર શ્રી દત્ત મહારાજ કવીશ્વર શ્રી નાનામહારાજ તરાણેકર



## પ્રકરણ-૬

# પૂ.શ્રીનાના મહારાજ તરાણેકર (ઇ.સ.૧૮૯૬-૧૯૯૩)

સ્વામી મહારાજના પ્રમુખ શિષ્યોમાં ઇંદોરના પૂ.શ્રીનાના મહારાજ તરાણેકરનું સ્થાન પણ આગળ પડતું છે. સ્વામી મહારાજના જીવન ચરિત્રમાં તેઓશ્રીના પ્રમુખ શિષ્યોનાં પ્રકરણો લખવાનું કારણ એટલું જ કે શિષ્ય-સંપદા સિવાય સદ્ગુરુના યથાર્થ મહિમાનું વર્ણન થઇ શકતું નથી. પૂ.શ્રીકૃપાલ્વાનંદજીની ગુરુ પરંપરામાં એક વાર પ્રશ્નોત્તરીમાં પૂછવામાં આવ્યું કે સિદ્ધ કોને કહેવો? "સિદ્ધ તેને જ કહી શકાય કે તેના શિષ્યનો શિષ્ય પણ સિદ્ધ હોય (ફક્ત શિષ્ય સિદ્ધ હોય અને સિદ્ધપરંપરા (સિદ્ધશૃંખલા) ત્યાં જ ખંડિત થઇ હોય તો તે પૂરતું નથી.)"

નાના મહારાજ (બાળપણનું નામ માર્તંડ)ના પિતાજી શંકરશાસ્ત્રીનો જન્મ ઇ.સ.૧૮૫૧માં તરાણા ગામે થયો હતો. તેઓ ઉત્તમ વૈદિક કર્મકાંડી બ્રાહ્મણ હતા. તરાણામાં તેઓની પોતાની વેદશાળા હતી. વેદમૂર્તિ સખારામ ભટ્ટ વૈષ્ણવની માલિકીનું વિઠ્ઠલનાથનું મંદિર તેમને તા.૬-૮-૧૮૯૬માં દાનમાં મળ્યું. તે પછી તરત જ તા.૧૩-૮-૧૮૯૬ના રોજ નાના મહારાજનો જન્મ થયો. શંકરશાસ્ત્રી તાત્યા નામથી ઓળખાતા હતા. સ્વામી મહારાજ પોતાના સંન્યાસગ્રહણ પૂર્વે ઉજ્જૈન, તરાણા, સારંગપુર વગેરે ભાગોમાં આવ્યા હતા. ત્યારે શંકરશાસ્ત્રીને સ્વામી મહારાજે અનુગ્રહ આપ્યો. શંકરશાસ્ત્રીના મનમાં એક રામમંદિર બાંધવાની ઇચ્છા હતી. સ્વામી મહારાજે દત્તમૂર્તિ સ્થાપન કરી દત્તમંદિર બાંધવા જણાવ્યું. તાત્યા (શંકરશાસ્ત્રી)એ જગ્યા બતાવતાં સોનીની સ્ત્રી પાસેથી ૪૦૦/- રૂપિયામાં



જમીન ખરીદવામાં આવી.

સ્વયં સ્વામી મહારાજ જગ્યા જોવા પધાર્યા હતા. ત્યારે ગ્રામજનોએ તે જગ્યામાં બ્રહ્મરાક્ષસનો વાસ હોવાની જાણ કરી. પરંતુ સ્વામી મહારાજે તે જ જગ્યા માટે અનુમોદન આપ્યું. ઇ.સ.૧૮૮૦માં મંદિરનું બાંધકામ શરૂ થયું. જયપુરથી એક મૂર્તિ લાવવામાં આવી. પરંતુ તેને દાઢી અને મૂછ હોવાથી સ્વામી મહારાજે બીજી મૂર્તિ બનાવવા કહ્યું. ઇ.સ.૧૮૮૨ માગશર મહિનાની પાંચમના રોજ સ્વામી મહારાજના હસ્તે મૂર્તિની સ્થાપના થઇ. મૂર્તિસ્થાપના સમયે એક મહિનો નામસંકીર્તન થયું. નાના મહારાજનો જન્મ શ્રાવણ સુદ પાંચમને ગુરુવાર શક ૧૮૧૮, ઇ.સ.૧૩-૮-૧૮૯૬ના રોજ થયો. માતાનું નામ લક્ષ્મીબાઇ હતું.

## (૧) સ્વામી મહારાજનું તરાણામાં પુનરાગમન :

ઇ.સ.૧૮૮૨માં સ્વામી મહારાજ મૂર્તિપ્રતિષ્ઠા માટે દત્તમંદિરમાં આવ્યા. ફરી ઇ.સ.૧૯૦૨માં ઉજ્જૈન તરફ આવતાં તેઓએ તરાણા ગામમાં થોડા દિવસ મુકામ કર્યો. તે સમયે નાના મહારાજની ઉંમર છ વર્ષની હતી. દત્તમંદિરમાં નિવાસ દરમ્યાન તેઓ સ્વહસ્તે નાના મહારાજને સૂકી દ્રાક્ષનો પ્રસાદ આપતા. નાના માર્તંડને તેઓ સ્નાનસમયે તિળભાડેશ્વરમાં સાથે લઇ જતા.

આ મુકામ દરમ્યાન શ્રીલક્ષ્મણરાવ વડનેરકર નામના ગૃહસ્થ પોતાના ઘરે ભિક્ષા લેવા માટે સ્વામી મહારાજને વિનંતી કરતા. પરંતુ તેઓ વૈશ્વદેવ ઇત્યાદિ ન કરતા હોવાથી સ્વામી મહારાજ ના પાડતા. છેવટે સ્વામી મહારાજે તેમને સંધ્યા, વૈશ્વદેવ શિખવાડ્યાં અને પછી તેમના ઘરે ભિક્ષા માટે ગયા. આ સમયના નિવાસ દરમ્યાન એક વિનોદી ઘટના બની. એક સ્ત્રી સ્વામી મહારાજ પાસે આવી અને



કહેવા લાગી કે તેઓશ્રી જ તેનો નાસી ગયેલો પુત્ર છે અને તેઓશ્રીએ પોતાના ઘરે પાછા ફરવું. સ્વામી મહારાજે તે બાઈને કાર્તવીર્યનો મંત્ર આપ્યો તથા જણાવ્યું કે આ મંત્રનો જપ કરતાં સાત દિવસમાં તારો પુત્ર પાછો આવશે.

સાત દિવસ મંત્ર જપ થતાં તે સ્ત્રીનો ગૃહત્યાગ કરી ગયેલો પુત્ર પાછો આવ્યો. તેને લઈને તે બાઈ સ્વામી મહારાજનાં દર્શન કરવા આવી. ત્યારે સ્વામી મહારાજે કહ્યું કે બરાબર જોઈ લે. તે જ તેનો પુત્ર છે ને? તે બાઈ પણ પુત્ર મળતાં સંતુષ્ટ થઇ. તેના પુત્રમાં અને સ્વામી મહારાજમાં વિલક્ષણ સામ્ય હતું.

બાળ માર્તંડ નજીકની શાળામાં જવા લાગ્યો. બાળ મિત્રો સાથે રમતાં રમતાં કદીક તે સ્તબ્ધ થઇ જતો. કદી શૂન્યમાં જોતો. કદી રસ્તામાં કોકને પગે લાગતો. કોઇ પૂછે તો કહેતો કે દત્તભગવાન આવતા હતા, આથી નમન કરતો હતો. વિઠ્ઠલમંદિરમાં ત્રીજા માળ પર ધ્યાનમાં બેસતો. એક વખત તેની શોધાશોધ શરૂ થઇ. તેમનાં ફોઇ ત્રીજા માળે આવ્યાં. હવે જો ફરી ધ્યાનમાં બેઠો તો સોગંદ આપતાં હતાં ત્યારે બાળ માર્તંડે તેમને વચ્ચે જ અટકાવીને કહ્યું કે, "સોગંદ ન આપશો, હવે હું અહીં રાત્રે જ ધ્યાનમાં બેસીશ, જેથી તમારે દિવસે શોધ કરવી પડે નહીં."

આઠમે વર્ષે (ઇ.સ. ૧૯૦૪) માર્તંડનો યજ્ઞોપવીતસંસ્કાર થયો. બીજા જ દિવસથી ગાયત્રીના બારસો જપ શરૂ થયા. તેમના પિતાશ્રી નાના પાસેથી શ્રીમદ્ ભાગવત્, શ્રીગુરુચરિત્ર અને સાર્થ સત્યનારાયણ ઇત્યાદિ પોથીઓ વંચાવી લેતા. રોજ સવારે ત્રણ વાગે ઊઠતા. ઇ.સ. ૧૯૦૪માં મૌજીબંધન પછી સ્વામી મહારાજ તરાણા પધાર્યા હતા. ત્યારે તેમનાં ઘણાં બધાં પ્રવચનો થયાં. નાનાની ઉંમર નાની હતી છતાં તે જિજ્ઞાસાથી ધ્યાન દઇને સાંભળતા. નાનાએ



સ્વામી મહારાજ દ્વારા સાવિત્રી ઉપનિષદ પણ સાંભળ્યું. આજ મુકામ દરમ્યાન ઘી ઓછું પડતાં સ્વામી મહારાજે કૂવાના જળમાંથી ઘી બનાવ્યું હતું.

સ્વામી મહારાજ ખાંડ ખાતા નહીં. શ્રીકેશવરાવ લોણકર નામના ગૃહસ્થે સ્વામી મહારાજ આગળ ભોજનમાં ઘી તથા ખાંડની વાટકી મૂકી. સ્વામી મહારાજ દત્તમૂર્તિ સાથે વાર્તાલાપ કરતા ગયા, "હે પ્રભુ ! અહીંથી વિદાય લેવાની હોય તો સ્પષ્ટ કહો. આપની કોઈપણ આજ્ઞાનો અનાદર મારાથી આજ સુધી થયો નથી." આમ કહીને સ્વામી મહારાજે તરાણા છોડવાનો નિશ્ચય કર્યો. શ્રીલોણકરે ઘણી વિનંતી કરી પરંતુ સ્વામી મહારાજ તેમના નિર્ણયમાં અડગ રહ્યા. ભોજન લીધા વગર સ્વામી મહારાજ તરાણા છોડીને ગયા. સ્વામી મહારાજે વાયુવેગથી પ્રયાણ આદર્યું. તાત્યા (શંકરશાસ્ત્રી) પણ તેમની પાછળ દોડ્યા.

સ્વામી મહારાજે પાછળ જોયું તો તાત્યા આવતા હતા. સ્વામી મહારાજે પૂછ્યું, "તાત્યા, કેમ પાછળ પાછળ?" તાત્યાએ અતિ વિનયથી કહ્યું, પ્રભુ ભૂલ માટે માફી માગું છું. તરાણા ગામમાં પાછા આવવું ન હોય તો ભલે, રસ્તામાં શાજાપુરમાં મારી બહેનનું ઘર છે ત્યાં ભિક્ષા માટે પધારો. સ્વામી મહારાજે તે માન્ય કર્યું. આમ તાત્યાનાં બહેન શાળુબાઇ બિડવાલેને ત્યાં તાત્યાએ સ્વામી મહારાજ માટે ભિક્ષા બનાવીને અર્પણ કરી.

શાજાપુરમાં સ્વામી મહારાજનો ત્રણ દિવસ મુકામ હતો. તરાણાથી શાજાપુર અઠાવીસ માઇલ દૂર હતું. ત્રણે દિવસ તાત્યા તથા નાના પગપાળા શાજાપુર જતા. બપોરે અગિયાર વાગે તેઓ પિતાપુત્ર ત્યાં પહોંચી જતા. રાત્રીની શયનઆરતી સુધી રોકાઇ પગપાળા તરાણા પાછા આવતા. નાનાને રોજના ૨૮x૨=૫૬ માઇલ પગપાળા ચલાવીને સ્વામી મહારાજે ભવિષ્યની નર્મદાપરિક્રમા માટે તૈયારી જ કરાવી લીધી એમ કહેવામાં અતિશયોક્તિ નથી.



નાનાએ એક દિવસ પોતાના પિતાજીને અનુગ્રહ માટે પ્રાર્થના કરી. તાત્યાએ જણાવ્યું કે તેઓ તેમના આધ્યાત્મિક ગુરુ નથી. ગુરુ મળવા માટે શું કરવું એમ પૂછતાં એમણે "તપ" આચરવા કહ્યું. કયું તપ? એમ પૂછતાં શ્રીગુરુચરિત્રનાં પારાયણ કરવા કહ્યું.

## (૨) શ્રીગુરુચરિત્રનાં સાત પારાયણ :

આઠ વર્ષના બાળતપસ્વી નાનાએ શ્રીગુરુચરિત્રના પારાયણનો પ્રારંભ કર્યો. પ્રથમ સપ્તાહ પછી ગુરુદર્શન ન થયું. આથી તે જ આસન પર બીજા પારાયણની શરૂઆત કરી. સ્વામી મહારાજ માટે પોથીની બાજુમાં આસન રાખ્યું હતું. ખાવાપીવાના નિયમો કડક બનાવ્યા. એક વખત ફરાળ કરીને પારાયણ પૂર્ણ કર્યું. છતાં સદ્‌ગુરુદર્શનનો યોગ ન આવ્યો. ત્રીજું અને ચોથું પારાયણ પણ સંપન્ન થયું. પરંતુ ઈષ્ટપ્રાપ્તિ ન થઈ. તેમની માતા પણ દત્ત ભગવાનને પ્રાર્થના કરતી હતી. પાંચમું અને છઠ્ઠું પારાયણ પણ તે જ નિષ્ઠાથી સંપન્ન કર્યું. છેવટે સાતમા પારાયણનો પ્રારંભ થયો. છઠ્ઠા અને સાતમા પારાયણનો આહાર ફક્ત તુલસીદલનો હતો.

તે સમયે સ્વામી મહારાજનો મુકામ બ્રહ્માવર્તમાં હતો. આર્ત પ્રાર્થના સાંભળીને સાતમા સપ્તાહની સમાપ્તિવેળાએ સ્વામી મહારાજ તેમના માટે રાખેલા આસન પર દંડ કમંડલુ સાથે પ્રગટ થયા. દિવસ હતો કાર્તિક પૂનમ, સંવત ૧૯૬૧ (ઈ.સ. ૧૯૦૪). શંકરશાસ્ત્રી પણ ત્યાં આવ્યા. સ્વયં સ્વામી મહારાજે પૂજાવિધાન કહીને તેમની સ્વયંની પૂજા કરાવી. પોતાની છાટી સ્વામી મહારાજે નાના ઉપર આચ્છાદિત કરી. જાણે કે પોતાના તરફથી આપેલું રક્ષાકવચ કહો કે



કૃપાકવચ કહો. સ્વામી મહારાજે મંત્રોપદેશ કર્યો. મસ્તક પર હાથ મૂકીને અનુગ્રહ કર્યો. સ્વામી મહારાજે નાનાનું નામાભિધાન પણ કર્યું, ચૈતન્યાનંદ સરસ્વતી.

નાનાએ દંડવત્ પ્રણામ કર્યા. નિવેદ માટે ગોળ, નર્મદાજળ અને ગાયના દૂધની છાશ મૂકી હતી. સ્વામી મહારાજે ફકત છાશ લીધી. શિષ્યને ફરી વાર આલિંગન આપીને સ્વામી મહારાજ અદૃશ્ય થયા. શંકર શાસ્ત્રીને અજબ રીતે સંતોષ થયો. આ અનુગ્રહ સમયે નાનાની ઉંમર ફકત આઠ વર્ષ, ત્રણ મહિના અને ૧૦ દિવસ હતી. અનુગ્રહ પછી પણ નિત્ય ઉપાસના ચાલુ હતી. તેઓ ઔદુંબરની ચારસો પ્રદક્ષિણા કરતા.

નાનાને ભજન ખૂબ ગમતું. તાત્યા કર્મકાંડી હોવાથી રોજ ત્રણ-સાડા ત્રણે ઊઠતા. આથી મોડી રાત્રીનાં ભજનોમાં તેઓ જતા નહીં અને નાનાને પણ ઉત્તેજન ન આપતા. નાના અગિયાર વાગે પિતાજીના પગ દબાવીને નિદ્રાધીન થયા પછી ભજન માટે જતા તથા મોડેથી ઘરે પાછા આવે તોય સવારે સાડા ત્રણે અચૂક ઊઠી જતા. એક વખત નાના ભજનના ઉજાગરાને લીધે ઊઠી શકયા નહીં . તાત્યાએ બે-ત્રણ બૂમ મારી. છેવટે તાત્યાએ ઊંઘમાં તેમનું માથું થાંભલા સાથે પછાડ્યું. કપાળે ખાસ્સો સોજો આવ્યો. પૂછ્યા વગર ભજનમાં જવાની આ સજા હતી. તે પછી એક દિવસ નાના ઊંઘમાં જ ભજનધૂન ગાવા લાગ્યા, તાળીઓ પાડવા લાગ્યા તથા શ્વાસોચ્છ્વાસ સાથે તેમનું સંકીર્તન ચાલુ થયું. આ જોયા પછી તાત્યાએ નાનાને ભજનમાં જતાં અટકાવ્યા નથી.

બાળ માર્તંડે ગુરુવારનો ઉપવાસ કરવાનું શરૂ કર્યું. પરંતુ કોઇ કારણવશાત્ નિયમભંગ થયો. તેમને ખૂબ માઠું લાગ્યું. તે જ રાત્રે સ્વામી મહારાજે તેમને જણાવ્યું કે ઉપવાસ કરતાં ઉપાસના વધારવી. તાત્યા કર્મકાંડ માટે નાનાને સાથે લઇ જતા. ગ્રહ અને દેવતાસ્થાપના માટે પોથીમાં જોઇને કોઇ કરે તો તાત્યાને ગમતું નહી.



તેઓ પોથી છીનવી લેતા. બધું મુખોદ્ગત હોવું જોઇએ તેમ તેઓ માનતા. નાના નિત્ય ગીતાપાઠ સાથે અધ્યાત્મરામાયણનો એક સર્ગ રોજ વાંચતા.

તરાણામાં શ્રીકોંડો ગોવિંદ લોધેકરની ભત્રીજી બીમાર હતી. કોઇ દવા લાગુ પડતી ન હતી. વૈદ્યે તેમને કહ્યું કે દવા ઉપરાંત દૈવી ઉપાય પણ કરો. તાત્યાના કહેવાથી નાનાએ નવચંડીપ્રયોગ (પાઠાત્મક) શરૂ કર્યો. સ્વામી મહારાજનું સ્મરણ તથા ન્યાસ આદિ કરીને શાસ્ત્રોક્ત રીતે દરદી સાંભળે તેમ અનુષ્ઠાન શરૂ કરવામાં આવ્યું. ચાર દિવસ સુધી સામાન્ય પરિસ્થિતિ હતી. પાંચમા દિવસે દરદીની તબિયત બગડી. નાડી જોતાં પ્રાણ રહ્યો હતો કે કેમ તે વિશે શંકા હતી. નાનાને કહેતાં જ તેમણે કહ્યું કે અનુષ્ઠાન ચાલુ છે, કોઇ ભીતિ નથી. તેમણે દરદીને લગાડવા વિભૂતિ આપી, તીર્થ પણ આપ્યું. થોડી જ વારમાં દરદીની સ્થિતિ સુધરવા લાગી તથા ભય ટળી ગયો. નવેક વર્ષની ઉંમરે નાના પાસે આવું ઉપાસનાબળ હતું. તાત્યા પણ તેને જાણતા. ઇ.સ.૧૯૧૪માં નાનાનો વિવાહ સંપન્ન થયો. પત્નીનું નામ (પિયરનું ભીમાબાઇ) મ્હાળસાબાઇ હતું.

નાનાનાં લગ્ન પછી બે વર્ષે તાત્યાએ તા.૧૮-૬-૧૯૧૬ના જેઠ વદ ચોથના દિવસે દેહત્યાગ કર્યો. પિતાજીની યથોચિત અંત્યેષ્ટિક્રિયા કરી. વૃષોત્સર્ગપ્રયોગ પણ સંપન્ન કર્યો જેમાં દિવંગત આત્માના શ્રેય માટે સાંઢને છોડવાનો હોય છે. પિતાજીના સ્વર્ગવાસ પછી યાજ્ઞિકીમાં કયા પ્રસંગે કયા દેવતાનું આવાહન કરવું તેમાં સમજ ન પડે તો તેઓ આગલા દિવસે સ્વામી મહારાજને પ્રાર્થના કરતા. સ્વામી મહારાજ વિગતવાર તેમને તે પ્રયોગ કહેતા.

મુંબઇની એક ધનાઢ્ય વ્યક્તિ બીમાર પડી અને પછી તે ઇંદોરમાં નિવાસ કરતી. દંપતી પૈકી પુરુષને તાવ આવ્યો અને દવા લેવા છતાં કોઇ અસર થતી ન હતી. વૈદ્યરાજે દવા સાથે સાત્ત્વિક બ્રાહ્મણ દ્વારા શિવકવચનો પાઠ કરાવવા સલાહ



આપી. કોઈકે તેમને નાનાના નામનું સૂચન કર્યું. પ્રથમ તો નાનાએ ના પાડી. પરંતુ તે સ્ત્રીએ પોતાને સૌભાગ્યદાન આપો એવી કાકલૂદીભરી વિનંતી કરતાં નાનાએ બીજા દિવસે આવવા કહ્યું.

રાત્રે સ્વામી મહારાજ તથા દેવતાની પ્રાર્થના કરી. બીજા દિવસે નાનાએ પ્રયોગ માટે સંમતિ આપી. તે દંપતી તરાણા રહેવા આવ્યું. પાઠ શરૂ થયા તેના આઠમા-નવમા દિવસે રોગીની હાલત ભયજનક થઇ. નાનાએ વિભૂતિ તથા તીર્થ આપ્યું. તે પછી રોગીની તબિયત સુધરવા લાગી અને રોગીએ સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કર્યું. થોડા દિવસો પછી મધ્યરાત્રીએ નાનાને સ્વપ્ન પડ્યું. તેમની છાતી પર અસહ્ય ભાર જણાવા લાગ્યો. તેમણે જોયું તો ત્યાં ભૈરવ હાજર હતા અને તેમનું ત્રિશૂલ છાતી પર ખોસીને ગુસ્સામાં નાનાને કહેવા લાગ્યા, તે વ્યક્તિનું મૃત્યુ નિશ્ચિત હતું છતાં તારા અનધિકૃત કૃત્યને લીધે તે રોગી બચી ગયો. આ કામ માટે તેં પરવાનગી કેમ ન લીધી?

નાનાએ કૃત્ય માટે ક્ષમા પ્રાર્થી તથા જણાવ્યું કે કર્મ પહેલાં સ્વામી મહારાજનું તથા તેમનું સ્મરણ કર્યું હતું. પરંતુ પરવાનગી માગી ન હતી. હવે પછી ભવિષ્યમાં આવાં કામો પરવાનગી વગર ન કરવા દઢ નિશ્ચય કર્યો. ભૈરવે પણ ત્રિશૂળ છાતી પરથી ઉઠાવી લીધું અને પોતાનો હાથ ફેરવ્યો. ત્યારથી ભવિષ્યમાં આવાં કામો અંગે નાના જે તે દેવતાની અવશ્ય પરવાનગી લેતા.

તરાણા ગામે વિશ્વનાથ ભીડે નામના એક શિસ્તપ્રિય જજ રહેતા હતા. તેમનાં પત્નીની સોનાની અંગૂઠી ખોવાઇ. પતિના કડક સ્વભાવથી ગભરાઇને અંગૂઠી ક્યાં મળશે તે અંગે નાનાને પૂછ્યું. પ્રશ્નકુંડલીમાં જોઇને નાનાએ કહ્યું કે અંગૂઠી ઔદુંબરના ઝાડ નીચેથી મળશે. એ જ પ્રમાણે ગોદુતાઇ (શ્રીમતી ભીડે)ને અંગૂઠી મળી. તેમણે હર્ષાવિશમાં પતિને આ અંગે વાત કરી.



શિસ્તપ્રિય જજે સિપાહીઓને મોકલીને નાનાને ઓફિસે બોલાવ્યા તથા હસતાં હસતાં કહ્યું કે ખોવાયેલી કે ચોરી થયેલી વસ્તુ કયાં મળશે તે કહેવું પણ ગુનો છે. (અનુમાન ખોટું ઠરે તો? આથી) તેમણે જ નાનાને જણાવ્યું કે સિદ્ધાંત મુજબ ન કહેવું પરંતુ અનુમાન આધારે કહી શકાય.

આ પછી નાના મહારાજને સદ્ગુરુએ તીર્થયાત્રા માટે આજ્ઞા કરી. સંતપુરુષો તીર્થોમાં જાય તો પાપી લોકોને લીધે મલિન થયેલાં તીર્થો પુન: પવિત્ર થઇ જાય છે. આ અંગે નીચેનું દષ્ટાંત સરસ પ્રકાશ પાડે છે :-

## (૩) ખેડીઘારનાં સ્ત્રીસંત રામબાઇ :

સ્વામી મહારાજનાં સમકાલીન રામબાઇ નામે એક ઉચ્ચ કોટિનાં મહિલા સંત થઇ ગયાં. તેઓ રામભકત હતાં. રામનામ સિવાય મુખેથી કોઇ બીજો શબ્દ નીકળતો ન હતો. તા. ૧૬-૧૧-૧૯૨૯ના રોજ ૯૮મા વર્ષે નર્મદાકિનારે ખેડીઘારમાં કાર્તિક પૂર્ણિમાના દિવસે તેમણે સમાધિ લીધી. તેમના પિતાનું નામ રામચંદ્ર નાનાવટે તથા માતાનું નામ સાળૂતાઇ. કૌટુંબિક નામ રેવા. આઠમા વર્ષે વિવાહ અને બે મહિનામાં જ વૈધવ્ય પ્રાપ્ત થયું. કામલે બુવા નામના સિદ્ધે તેમના પર કૃપા કરી અને તેમનું જીવન રામમય થયું. તેમના જીવનનો નીચેનો પ્રસંગ જોઇએ તો ખબર પડે કે તીર્થ એટલે શું?

એક દિવસ ખેડીઘાટના રામબાઈના આશ્રમમાં કેટલાક વેદપાઠી બ્રાહ્મણો ચર્ચા માટે આવ્યા. રામબાઇએ તેમને આશ્રમમાં આદર સાથે રાખીને પ્રથમ પ્રેમથી જમાડ્યા. ત્યાર પછી બ્રાહ્મણો કોઇ પણ પ્રશ્ન પૂછે તો રામબાઇ “રામ” એ જ જવાબ આપતાં. બ્રાહ્મણોને અહંકાર થયો કે આ બાઈ કોઇ જ્ઞાની સંત નથી પણ સામાન્ય સ્ત્રી છે.



એટલામાં ગાયોનું એક ધણ તેમના આશ્રમમાં પ્રવેશ્યું, જેમાં બધી ગાયોનો રંગ કાળો હતો. થોડી જ ક્ષણોમાં કાળી ગાયો સફેદ થઈને આશ્રમ બહાર જવા લાગી. વેદપાઠી બ્રાહ્મણોને આશ્ચર્ય થયું. એક ગાયને વાચા ફૂટી તથા તે મનુષ્યની ભાષામાં બોલવા લાગી, "હે બ્રાહ્મણો, અમે ગાયો નથી. અમે ચોવીસ તીર્થો છીએ. તમારા જેવા પાપીઓનાં પાપથી અમે મલિન થઈએ છીએ. રામબાઈ જેવાં સંતના સ્પર્શથી અમે ફરીથી પૂર્વવત્ થઈએ છીએ."

સ્વામી મહારાજ સ્વયં રામબાઈને માતા પ્રમાણે માન આપતા. રામબાઈ આવતાં દેખાય તો સ્વામી મહારાજ આસન પરથી ઊભા થતા. માતાજી આવ્યાં તેમ કહીને આસન પર બેસાડતા. ખેડીઘાટના પુલ પાસે પીપળાના ઝાડ નીચે નિવાસ કરતા ચંદ્રશેખર પરમહંસ પણ રામબાઈને ખૂબ માન આપતા. તેમને કોઈ પણ નવી વસ્તુ મળે તો શિષ્યોને કહેતા, "મારી માતા રામબાઈને આ વસ્તુ અર્પણ કરો." આવો અધિકાર સંત રામબાઈનો હતો. તીર્થયાત્રામાં કાયા, વાચા અને મન દ્વારા સત્કર્મો થાય તે જરૂરી છે.

નાનાની પ્રથમ કાશીયાત્રા ૧૯૧૬માં વીસ વર્ષની ઉંમરે સંપન્ન થઈ. દેવીભાગવત્ પ્રમાણે મન:શુદ્ધિ અને ચિત્તશુદ્ધિ એ જ સર્વશ્રેષ્ઠ તીર્થ છે. વિવેક ચૂડામણિમાં (શ્લોક ૧૪ માં) શંકરાચાર્ય કહે છે, કે સાધક સાધનામાં આગળ વધે અને નીચેનાં પગથિયે ઊતરે, તો તે દોષ સાધના કે સદ્ગુરુનો નહીં પણ સાધકના અંત:કરણની અશુદ્ધિનો સમજવો. નાનાએ શ્રી ગુરુચરિત્રમાં લખ્યા પ્રમાણે કાશીયાત્રા કરી. આનંદવનમાં ભગવાન આશુતોષે દર્શન આપી કૃતાર્થ કર્યા. શિવમાયાએ વિવિધ રૂપો લઈને નાનાની પરીક્ષા પણ કરી. નાનાની સિદ્ધાવસ્થા જોઈને છેવટે પ્રેમરૂપિણી બની, આશીર્વાદ આપીને ગુપ્ત થઈ ગઈ. રોજની યાત્રા



પૂર્ણ ન થાય ત્યાં સુધી નાના અન્ન જળ લેતા ન હતા. કાશીમાં જઈને કોઈ એક વસ્તુનો ત્યાગ કરવાનો હોય છે. આથી તેમણે નાગરવેલનાં પાનનો ત્યાગ કર્યો.

કાશીયાત્રા પૂર્ણ કર્યા પછી નાના તરાણા આવીને રહ્યા. થોડા દિવસો પછી ગાણગાપુરયાત્રા કરવાનો આદેશ થયો. ગાણગાપુર એટલે સુપ્રિમ કોર્ટ એમ નાના કહેતા.

## (૪) ગાણગાપુર પ્રથમ યાત્રા :

નાનાએ એકવીસમે વર્ષે ગાણગાપુરની પ્રથમ યાત્રા કરી. ૨૧ વર્ષ થયાં હોવાથી શ્રીગુરુચરિત્રનાં ૨૧ પારાયણનો સંકલ્પ હતો. પ્રથમ પારાયણ પૂર્ણ થયું એટલે દત્ત ભગવાનનો આદેશ થયો. "પારાયણ કરવા કરતાં અમારી છાટી ધોવી, મઠ સ્વચ્છ કરવો તથા પૂજા માટે ગંગા પરથી પાણી લાવવું તે જ તમારું પારાયણ છે." બીજા દિવસથી દત્તાજ્ઞા અનુસાર નાનાનું પારાયણ શરૂ થયું. પૂજારીઓને પણ દત્તદષ્ટાંત થયો હોવાથી સેવામાં કોઈ વિરોધ ન હતો. દત્ત આજ્ઞા થતાં જ નાના તરાણા ગામે પાછા આવ્યા. આ પછીની યાત્રા ઈ.સ.૧૯૫૪, ઈ.સ.૧૯૫૭ (યતિપૂજન) અને ઈ.સ.૧૯૬૩ માં સંપન્ન થઈ.

## (૫) ગાયત્રીપુરશ્ચરણ (ઉજ્જૈન) :

નાના નાનપણથી રોજના ૧૨૦૦ ગાયત્રી જપ કરતા, પરંતુ ગાયત્રીપુરશ્ચરણ થયું ન હતું. આથી તેઓ ઉજ્જૈન આવ્યા. પાળી પરનું દત્તમંદિર કે જયાં સ્વામી મહારાજ ચાતુર્માસ દરમ્યાન રોકાયા હતા ત્યાં જ તેમણે ગાયત્રીઅનુષ્ઠાન શરૂ કર્યું. આ જ મંદિરમાં દત્તમાહાત્મ્યગ્રંથ પણ લખાયો હતો.



નાના પ્રાત:કાળમાં ક્ષિપ્રા નદીમાં સ્નાન, દત્તમંદિરમાં આવેલા ઔદુમ્બરની પાંચસો પ્રદક્ષિણા, મંદિરની સાફસફાઈ અને દેવની પૂજા કરતા. ભગવાન આગળ ભકતો દ્વારા મુકાતા પૈસા તેઓ ભૂલ્યા વગર વ્યંકટેશ પંત (પૂજારી)ને આપતા. વ્યંકટેશ પંતને યાજ્ઞિકીમાં સમય મળે તે માટે નાનાએ દેવપૂજા કરવાનું સ્વીકાર્યું. શુદ્ધ અન્ન મળે તે માટે નાનાએ મંદિરમાં જ ભાત રાંધીને ખાવાનું નક્કી કર્યું. પરંતુ તે જ સમય દરમ્યાન ત્યાં એક બ્રહ્મચારી ચાતુર્માસ માટે આવ્યો. તેણે નાનાને વિનંતી કરી, “પંડિતજી, મૈં તીન ઘર મેં માધુકરી માંગકર ભિક્ષા લેનેવાલા થા, અબ મૈં પાંચ ઘર માધુકરી માગુંગા. અપને દોનોં કા કામ હો જાયેગા.”

નાના મહારાજે સંમતિ આપી. માધુકરીને પાણીમાં પલાળવાનું તથા તેનો આસ્વાદ કરવાનું શરૂ થયું.

એક દિવસ નાના સવા બે-અઢી વાગ્યે ઊઠીને સ્નાન માટે જતા હતા. તે જ સમયે એક દરગાહમાંથી એક ફકીર પ્રગટ થયો અને બહાર આવ્યો. નાના સાથે ઘણા સમય સુધી સંભાષણ કર્યું અને પછી તે ફકીર ફરી દરગાહમાં જઈને ગુપ્ત થયો. આ રીતે ગાયત્રીપુરશ્ચરણ પૂરું કરીને નાના તરાણે ગામ પાછા આવ્યા.

## (૬) કૃષ્ણદર્શનની તીવ્ર ઈચ્છા :

નાનાનો પારમાર્થિક સાધનાનો રથ અવિરત પણે આગળ વધી રહ્યો હતો. તે સમય દરમ્યાન તેઓને કૃષ્ણદર્શનની પ્રબળ ઈચ્છા જાગી. તેમાં સદ્‌ગુરુનો પણ આદેશ થયો. નાનાએ વૃંદાવન તરફ પ્રયાણ આદર્યું. ભગવાનના એકંદરે છ પ્રકારના અવતાર થયા છે.

(૧) અંશાંશ અવતાર- મરીચિ ઈત્યાદિ (૨) અંશાવતાર- બ્રહ્મા વગેરે (૩) આવેશ અવતાર- પરશુરામ (૪) કલા અવતાર- કપિલમુનિ, કૂર્મ



(૫) પૂર્ણાવતાર- નરસિંહ, રામ, યજ્ઞનારાયણ (૬) પરિપૂર્ણતમ અવતાર-કૃષ્ણ.

આથી આ કૃષ્ણાઅવતારનું વૈશિષ્ટ્ય જ નિરાળું છે. નાના યશોદાનું વાત્સલ્ય, નંદનો આનંદ, ગોપીઓનું પ્રેમધન, સર્વ સાધનાનો સાર, ભક્તોનું સુખધામ, યોગીઓનું યોગધન જોવા માટે તલસતા હતા. ક્યારે યમુનાકાંઠે કૃષ્ણ દેખાય તે માટે નાના વ્યાકુળ હતા.

તેઓ થાકેલા શરીરે યમુનાકિનારાના ખડક પર બેસીને કૃષ્ણ કનૈયાની રોજ જ શોધ કરતા. તે શોધનો હવે અંત આવવાનો હતો. કેટલાય દિવસોનાં આતુર નયનોને ઠંડક આપનારું દૃશ્ય તથા કર્ણને મધુર લાગનારો ખળખળ અવાજ નાનાએ યમુનાજળમાં સાંભળ્યો. અવાજના સ્થળે એક તેજોવલય દેખાયું. તે શીતળ તેજમાં ભગવાન દેખાયા. ભરજરીનો (જરિયન) અંગરખો, પીતાંબર, ડાબા હાથે બાંસુરી અને માથા પર મોરપિચ્છવાળું સ્વરૂપ હતું.

નાના ઊઠવા લાગ્યા તો અવાજ સંભળાયો "ઠાડે પંડિતજી---" જેનું રૂપ જોવા તથા અવાજ સાંભળવા હજારો વર્ષની તપસ્યા કરવી પડે છે તે દર્શન આજે નાના સામે મૂર્તિમંત હતું. શ્રીકૃષ્ણની પૌંગડ અવસ્થા (છ થી નવ વર્ષની) હતી. (પાંચ વર્ષ સુધી કુમાર અવસ્થા- ૬ થી ૯ વર્ષ સુધી પૌંગડ અવસ્થા- ૧૦ થી ૧૬ વર્ષ સુધી કિશોર અવસ્થા- તે પછી યૌવન અવસ્થા). આ જ પ્રકારે વેણુ, મુરલી અને વંશી આ બંસરીના ત્રણ પ્રકાર છે. બાર આંગળ લાંબી તથા છ છિદ્રોવાળી વેણુ, બે હાથ લાંબી અને મુખ્ય છિદ્ર સાથે બીજાં ચાર છિદ્રો હોય તે મુરલી અને સત્તર આંગળ લાંબી તથા નવ છિદ્રોવાળી તે વંશી. ભગવાન કૃષ્ણ વેણુ, મુરલી તથા વંશી વિશારદ હતા.

કૃષ્ણ ભગવાને નાનાને કહ્યું, "પંડિતજી, આ લો તીર્થ." નાનાએ અતિભાવથી હાથ આગળ કર્યો. તીર્થના ત્રણ છાંટા મળ્યા જેનું નાનાએ અતિપ્રેમથી



પાન કર્યું. હજી શી ઇચ્છા છે એમ કૃષ્ણે પૂછતાં નાનાએ જણાવ્યું, "મારાં કર્મોને તારો તો તમારો ખૂબ આભાર." આ માગણી સાંભળીને ભગવાન કૃષ્ણના મુખારવિંદ પર હાસ્ય દેખાયું તથા તે રૂપ ત્યાંજ અંતર્ધાન થયું.

## (૭) પુત્રપ્રાપ્તિ તથા પત્નીનિધન :

ઈ.સ.૧૯૨૦માં નાનાને પુત્રરત્ન પ્રાપ્ત થયું. પુત્રને લોકો દાદા અથવા ભૈયા કહેતા. આ પછી ત્રણેક વર્ષ રહીને ૧૯૨૩માં પત્નીનો દેહાંત થયો. નાનાનાં નિત્યક્રમ કે ભક્તિમાં કોઇ પરિવર્તન ન હતું.

## (૮) નાનામહારાજની આધ્યાત્મિક શક્તિ અથવા અધિકાર :

તરાણા પાસે સુમરાખેડી સ્ટેશનમાં શ્રી લોઢેં નામના એક સાત્વિક ગૃહસ્થ આસિસ્ટંટ સ્ટેશન માસ્તર તરીકે નોકરી કરતા હતા. નિત્યકર્મ પત્યા સિવાય તેઓ ઓફિસે જતા ન હતા. તેઓ નાનાને ખૂબ માનતા. શ્રીગુરુચરિત્રના પારાયણનો સંકલ્પ હતો. સમાપ્તિ સાંગતા અંગે નાનાને ભોજન માટે આમંત્રણ હતું. પારાયણ પૂર્ણ થતાં પૂર્વે અડધા કલાકે યુરોપિયન ઓફિસરનું કહેણ આવ્યું કે તરત જ કચેરીએ હાજર થાઓ. શ્રીલોઢેંએ નિશ્ચય ક્ર્યો કે પારાયણ પૂર્ણ થયા પછી જ કચેરીએ જઇશ. બોલાવનારો ચપરાસી ઓફિસે પાછો જતો રહ્યો. આ બાજુ પારાયણ ચાલુ રહ્યું તથા તે પછી બ્રાહ્મણભોજનરૂપે નાનાનું ભોજન ચાલુ હતું. ત્યાં જ નાના શ્રીલોઢેંનું રૂપ લઇને ઓફિસમાં હાજર થયા. યુરોપિયન સાહેબ શ્રીલોઢેંનું કામ જોઇને ખુશ થયા. કાગળો પર સહી કરી પગારવધારા માટે સિફારસ ક્રી.

એક વખત મનમાં પાર્થિવપૂજાનો વિચાર આવ્યો એટલે તેનું સર્વ વિધાન શીખ્યા. રાત્રે સ્વામી મહારાજે સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે આવાં બંધનોમાં



પડશો નહીં. આવી જ રીતે સમશ્લોકી ગુરુચરિત્રનું પારાયણ શરૂ કર્યું. તો ત્રીજા દિવસે સ્વામી મહારાજે યતિસ્વરૂપે દર્શન આપ્યાં અને "ઘણું સરસ" એમ કહીને સાકરનો પ્રસાદ આપીને ગુપ્ત થયા.

નાના મહારાજની પોતાની વેદપાઠશાળા હતી. વિદ્યાર્થીઓ પુરાણ, યાજ્ઞિકી, જ્યોતિષ તથા વૈદક શીખીને તૈયાર થતા હતા. નાનાને ભજન ખૂબ ગમતું. આથી મહત્પુર, શાજાપુર ઇત્યાદિ સ્થળોથી ભજન મંડળ બોલાવીને ભજનોનો આનંદ લૂંટતા. આ જ રીતે પ્રવચન તથા કીર્તનોનું પણ આયોજન કરતા. એક વખત નાનાને મનમાં આવ્યું કે અગ્નિહોત્ર શરૂ કરવું. પરંતુ તેમને સ્વામી મહારાજે સ્વપ્નમાં જણાવ્યું કે આવાં કોઇ બંધનમાં પડશો નહીં.

## (૯) દ્વિતીય વિવાહ (ઈ.સ.૧૯૨૪) :

પ્રથમ પત્નીના નિધન પછી ઈ.સ.૧૯૨૪માં તરાણાના મલ્હારરાવ ભાલેની કન્યા અંબુ સાથે ફાગણ મહિનામાં નાનાનો દ્વિતીય વિવાહ સંપન્ન થયો. તેમનું નામ પણ સાસરીમાં નાનાએ મ્હાળસાબાઇ જ રાખ્યું. દ્વિતીય મ્હાળસાબાઇને કચરો કાઢતાં રોજ એક રૂપિયો મળતો. તે બધા રૂપિયા તેમણે સાચવી રાખ્યા હતા. બીજી વારનાં લગ્ન પછી નાનાએ તરાણાની ગ્રામપ્રદક્ષિણા શરૂ કરી. કુષ્માંડ નવમી (કાર્તિક સુદ-૯)થી આ પ્રદક્ષિણા શરૂ થતી.

ઈ.સ.૧૯૨૪માં કોજાગરી (શરદ)પૂર્ણિમાનો ઉત્સવ શરૂ કર્યો. ભગવાનને મસાલાવાળું દૂધ નૈવેદ્યરૂપે ધરાવીને ભક્તોને પ્રસાદ તરીકે આપવામાં આવતું. ઈ.સ.૧૯૨૫માં બે શરદ પૂર્ણિમા આવતી હતી. ભરવાડને આગલી પૂનમ પહેલાં



દૂધનો ઓર્ડર આપવો જોઇતો હતો. તે જ દિવસે રાત્રે આવીને એક યતિ દૂધ માગવા લાગ્યા. નાનાએ કહ્યું કે બીજા મંદિરમાં વ્યવસ્થા કરું છું પરંતુ યતિએ સ્પષ્ટ ના પાડી. "અહીં જ દૂધ જોઇએ." છેવટે નાનાને ખબર હતી કે આપદ્ધર્મે તરીકે દૂધને બદલે નાળિયેરનું પાણી આપી શકાય. પાંચ-છ નાળિયેર ફોડીને તેનું પાણી યતિને આપવામાં આવ્યું. યતિએ તે પાણી પ્રેમથી સ્વીકાર્યું.

## (૧૦) યોગદીક્ષા (ઇ.સ.૧૯૨૬) :

સ્વામી મહારાજે નાથસંપ્રદાયના એક અધિકારી પુરુષ વામદેવ બ્રહ્મચારીને નાનાને યોગદીક્ષા આપવાની પ્રેરણા કરી. તરાણામાં એક જટાધારી મહાત્મા નાના પાસે આવ્યા તથા પૂછ્યું, "મંદિરમાં થોડા દિવસો માટે આશ્રય મળશે?" તેઓએ કમરે ફક્ત એક લંગોટી ધારણ કરી હતી. નાનાએ સહર્ષ હા પાડી. દિવસે તેઓ નાના સાથે કોઇ વાર્તાલાપ કરતા નહીં.

ત્રીજે દિવસે એક વિલક્ષણ ઘટના બની. મધ્યરાત્રીએ નાનાએ "શિવોઽહં" એવો ધ્વનિ સાંભળ્યો. નાના ઊંઘમાંથી સફાળા જાગ્યા અને જોયું તો તેમની પાસે સૂતેલા બ્રહ્મચારીના શ્વાસોચ્છ્વાસ દ્વારા તે મંગલ ધ્વનિ સંભળાતો હતો. નાના તરત જ સમજ્યા કે આ એક અસાધારણ, ઉચ્ચકોટિના યોગી છે. તે જ ક્ષણે નાનાએ તેમના પગ પકડીને પ્રાર્થના કરી કે તેઓ નાનાને યોગસંપન્ન કરે. યોગીએ સહર્ષ હા પાડી.

તે દિવસથી રોજ રાત્રે તે યોગી નાનાને યોગમાર્ગના પાઠ રહસ્ય સાથે શિખવાડવા લાગ્યા. હવે નાના યોગમાં પરિપૂર્ણ થયા છે તેમ લાગતાં આઠમા



દિવસે તે યોગીએ રજા લીધી. તેઓએ એટલું જ કહ્યું કે, "કાલે અમે ૐકારેશ્વર જઈશું. ત્યાં આવીને ફરી મળજો." નાથસંપ્રદાયની યોગદીક્ષા મળવાથી નાનામહારાજની નમસ્કાર કરવાની પદ્ધતિમાં નાથસંપ્રદાયની છાંટ જોવા મળે છે.

નાના મહારાજ ગાણગાપુર, કારંજા તથા ઈતર મંદિરોમાં દર્શન કરવા જતા ત્યારે તેઓ બે હાથ જોડીને નમસ્કાર કરતા નો'તા, પરંતુ બે હાથની મુઠ્ઠીઓ વાળી બંને અંગૂઠા ઊભા રહે તેમ રાખતા. પછી તે બંને મુઠ્ઠીઓ હૃદય સામે ધરતા. તે પછી તે મુઠ્ઠીઓ ઉપર કરીને બંને અંગૂઠાઓનો સ્પર્શ ભ્રૂમધ્યને પછી કરતા. આમ ત્રણ વખત કરતા.

જેમને પ્રણામ કરવા હોય તેમની સામે પલાંઠી માર્યા વગર બેસવાનું. બંને હાથની મુઠ્ઠીઓ જમીન પર મૂક્વાની, અંગૂઠાઓ દીવાની જ્યોત પ્રમાણે ઊભા રાખવાના અને માથું નમાવીને તે અંગૂઠાઓ પર નમવાનું. આમ ત્રણ વખત કરવાનું. ત્રીજી વખત પ્રણામ કર્યા પછી તે વ્યક્તિની આંખો તરફ થોડી ક્ષણો જોવાનું તથા "આદેશ" એમ બોલવાનું. સામેની વ્યક્તિ "આદેશ" કહે અથવા સ્મિત વેરે એટલે નાથપંથીય નમસ્કાર પૂર્ણ થાય.

દિવાળીના દિવસોમા સાત જુદા જુદા ભક્તોએ નાનાને ભોજન માટે આમંત્ર્યા. સાતે સ્થળે એક જ સમયે જઈને નાનાએ ભક્તોની ઈચ્છા પૂરી કરી હતી.

તેમણે અનેક યજ્ઞો કર્યા અને દરેક યજ્ઞમાં ઘણા અલૌકિક પ્રસંગો પણ બન્યા. વિવિધ સંતોના ભક્તોને નાના મહારાજ તરાણેકરમાં જે તે સંતનાં દર્શન થયાં. તેમણે ક્રેલી અનેક યાત્રામાં પણ ઘણા અલૌકિક પ્રસંગો બન્યા છે. તેમાંથી ગાણગાપુરની બીજી યાત્રા (ઈ.સ.૧૯૫૭) દરમ્યાન બનેલ પ્રસંગો હવે જોઈશું.



## (૧૧) દ્વિતીય પત્નીનું નિધન (ઈ.સ.૧૯૩૩) :

ઈ.સ.૧૯૩૩, ચૈત્ર વદ ૧૩ ના દિવસે નાનામહારાજનાં દ્વિતીય પત્નીનું નિધન થયું. નાની દીકરી ચાર વર્ષની તથા શંકરની ઉંમર બાર વર્ષની હતી. આમ છતાં તેમને માતૃવિયોગનું દુ:ખ પડવા ન દીધું. ભૈયા (દીકરો) તથા કુસુમ (દીકરી) પર ગામની સ્ત્રીઓ મેલી વિદ્યા અજમાવી ત્રાસ આપતી. એકદમ તાવ આવતો. આખા શરીરે ખંજવાળ આવતી. યાજ્ઞિકી કરીને નાના આવે ત્યારે ઘરે બાળકોની સ્થિતિ આવી હોય ! નાનાં બાળકોને વિભૂતિ લગાવતાંની સાથે તાવ અને ખંજવાળ ગાયબ થતાં !!

તરાણામાં સ્વામી મહારાજે (ટેંબે સ્વામી) દત્તમૂર્તિની સ્થાપના કરી હતી. આથી અનેક સાધકો દત્તમંદિરમાં આવીને રોકાતા. એ બધા માટે નાના અબોટિયું પહેરીને રસોઇ બનાવતા. બાળકોને સુવાડીને ધ્યાનધારણા કરતા. રાત્રે સાડા દસ વાગે નાના પોતાની રસોઇ બનાવી જમતા. તે પછી અગિયાર વાગે નાના ભજન શરૂ કરતા. એકથી દોઢ કલાક માંડ નિદ્રા લેતા. સવારે સાડાત્રણ વાગે સ્નાન કરીને દત્તપૂજા માટે હાજર રહેતા.

બેબી કુસુમને વેણી ગૂંથતાં ફાવે તે માટે પોતાની ચોટલી વધારી હતી. તેના પરથી કુસુમ પોતાની વેણી ગૂંથતાં શીખી. બાળકો સૂઇ જાય તે પહેલાં રામરક્ષાસ્તોત્ર બોલીને બાળકોને વિભૂતિ લગાડતા. બાળકોને કોઇ મારે તો તે નાનાને ગમતું નહીં. શંકરને ટ્યુશન આપવા માટે માસ્તર આવતા. તે શંકરને મારતા. તેથી નાનાએ તેનું ટ્યુશન બંધ કર્યું. એક વાર નાનાની વહુએ બાબાને મારતાં તેઓ સ્વયં ઘર બહાર જતા રહ્યા અને રાત્રે આઠ વાગે પાછા આવ્યા.



નાના મહારાજને ચાર-ચાર કલાક સમાધિ લગાવવાનું ગમતું. નાનાં બાળકો શંકર અને કુસુમ સમાધિને યથાર્થ રીતે સમજી શક્તાં. બિલકુલ હિલચાલ ન હોય એટલે તેમને હલાવી જુએ અને છતાં નાના જાગ્રત ન થાય. એટલે છેવટે બાળકો રડવા લાગે કે નાનાનું મૃત્યુ થયું. છેવટે નાના જાગ્રત થાય. આમ ઘણી વાર બનતું. બાળકોને અતિ આત્મીયભાવે ઉછેરતા હોવા છતાં સદ્‌ગુરુનો આદેશ થતાં અનાસક્ત ભાવે યાત્રા માટે નીકળી જતા. જ્યારે પાછા ફરતા ત્યારે દાઢી જટા વધેલી રહેતી. કુસુમ પણ તેમને ઓળખી શકતી નહીં.

## (૧૨) હિમાલયની યાત્રા :

આ જ પ્રકારે નાના મહારાજને હિમાલયની યાત્રા માટે સદ્‌ગુરુનો આદેશ થયો. બદ્રીનાથ અને કેદારનાથ પછી નાના ગંગોત્રી તરફ વળ્યા. પરંતુ રસ્તો ભૂલી ગયા. ચાલી ચાલીને થાકી ગયા. ચારે બાજુ જંગલ જ જંગલ. સદ્‌ગુરુનું સ્મરણ ચાલુ હતું. થોડું આગળ ગયા પછી એક ગુફા દેખાઇ. હવે વિશ્રાંતિ મળશે તેમ માની નાના નજીક ગયા, તો તે ગુફાની બહાર બે વાઘ ચોકી કરતા હતા, એટલામાં ગુફામાંથી અવાજ આવ્યો, "કૌન માનવ યહાં તક આયા હૈ, અંદર આવ."

અવાજ સાંભળતાં જ વાઘ બાજુએ ખસ્યા. નાના બંને વાઘ વચ્ચેથી ગુફાની અંદર ગયા. અંદર એક અતિ વૃદ્ધ મહાત્મા વ્યાઘ્રાસન પર બેઠા હતા. ફીકા પીળા રંગનો જટાભાર જમીન પર આળોટતો હતો. આંખની પાંપણો છાતી સુધી લટકતી હતી. બંને હાથથી પાંપણોને ઉપર કરીને મહાત્માજી બોલ્યા, "બેટા, કહાંસે આયે હો?" નાના મહારાજે હકીકત રજૂ કરી.



હકીકત સાંભળીને સૌ પ્રથમ મહાત્માજીએ નાનાને ઠંડું પાણી આપ્યું. નાનાને ત્યાં જ બેસાડી મહાત્માજી ગુફા બહાર ગયા. ગુફામાં બે વાઘ તથા નાના એમ ત્રણ જ હતા. થોડી વારમાં મહાત્માજી બે કંદ લઇ આવ્યા. ધૂણીમાં કંદ શેકવા મૂકયા તથા નાનાને પૂછવા લાગ્યા, "શું ઇચ્છા છે?" નાનાએ જણાવ્યું કે ગંગોત્રીનો રસ્તો બતાવો તથા તે પૂર્વે સત્, ચિત્, આનંદનું સ્વરૂપ સમજાવો. મહાત્માજી પ્રશ્ન સાંભળી પ્રસન્ન થયા તથા 'બહોત અચ્છા' એમ કહીને સંસ્કૃતમાં સત્, ચિત્, આનંદ વિશે નિરૂપણ કરવા લાગ્યા.

તે મહાત્મા મહાભારત યુદ્ધના એક સૈનિક હતા. કૃષ્ણ ભગવાનની આજ્ઞાથી તેઓ અહીં રોકાયા હતા. નિરૂપણ પૂરું થયા પછી મહાત્માજીએ ધૂણીમાંથી કંદ બહાર કાઢ્યો તથા હાથમાં ચોળ્યો. તેમાંથી ખસખસ જેવા દાણા બહાર આવ્યા. તે નાનાના હાથમાં મૂકયા. મહાત્માજીએ જણાવ્યું કે આ ખોરાક આઠ દિવસની ભૂખ શાંત કરશે. તે દાણા ખાધા પછી મહાત્માજીએ નાનાને કહ્યું કે, "મારા પગ પકડીને આંખો મીંચી દો, હું કહું ત્યારે જ આંખો ખોલજો." એકાદ મિનિટ થઇ હશે. મહાત્માજીનો અવાજ સંભળાયો, "આંખો ખોલો." આંખો ખોલી તો સામે ગંગોત્રી ! અને મહાત્માજી અદશ્ય થઇ ગયા.

તરાણા પાછા આવ્યા પછી નાનાને દત્તદર્શનની તીવ્ર ઇચ્છા થઇ. આથી તેઓ ગિરનાર ગયા. ગિરનાર એટલે નવનાથોની તપોભૂમિ, દત્તાત્રેયનું નિવાસસ્થાન. તળેટીમાં દામોદર કુંડ, જેને સ્વયં બ્રહ્માજીએ નિર્માણ કર્યો હતો. ભકત નરસિંહ મહેતા અહીં જ રોજ સ્નાન માટે આવતા. ભર બપોરે દત્તપ્રભુએ દર્શન આપી નાનાને કૃતાર્થ કર્યા. તેમની જ કૃપાથી નાનાને નવનાથોની ધૂણી તથા આસનોનાં દર્શન થયાં. પર્વત ઊતરતી વખતે પણ અવધૂતમૂર્તિ તેમની સાથે હતી અને તળેટીમાં પહોંચતાં જ દત્ત ભગવાન અદશ્ય થયા.



દત્તદર્શન પછી અનસૂયા માતાનાં દર્શન કરવા જતાં સાક્ષાત્ અનસૂયા માતા સામે આવ્યાં અને કહ્યું, “બેટા, સદા તારો જય જયકાર થજો.” આમ કહીને અનસૂયા માતા અદશ્ય થયાં.

મધ્ય પ્રદેશમાં લાલગડ નામનું એક સંસ્થાન (રાજ્ય) હતું. તે રાજ્યના અધિપતિનાં દાદીને બાવીસ વર્ષથી ઊંઘ આવતી નહીં. ઢાબલા ગામના શિષ્ય બડાજી મારફત ખ્યાતિ સાંભળીને તેઓએ નાના મહારાજને આદર સાથે લાલગડ બોલાવ્યા. નાના મહારાજને લેવા તથા તેમનો સત્કાર કરવા ખૂબ મોટો સરંજામ મોકલ્યો હતો. પરંતુ એક છકડામાં બેસીને નાના સાદાઈથી લાલગડ પહોંચ્યા. નાના મહારાજની રહેવાની વ્યવસ્થા રાજમહેલમાં કરી હતી. પરંતુ નાના મહારાજે શ્રીકૃષ્ણમંદિરમાં નિવાસ કર્યો. એનું કારણ એક જ કે રાજમહેલમાં બધા ભકતોને પ્રવેશવા છૂટ હોતી નથી. તે સિવાય રાજમહેલનું વાતાવરણ રાજસિક હોય છે. નાના મહારાજે પોતે જ પોતાનો સામાન એક ખૂણામાં મૂક્યો અને પોતાની બેઠક લીધી.

ઘણા લોકો સ્વાગત માટે આવ્યા હતા. પરંતુ નાનામહારાજનો સાદો પહેરવેશ જોઈને તેઓ નિરાશ થયા. તેઓના મનમાં એમ કે રાજાના આમંત્રિત સંત એટલે જટાધારી, ગળામાં રુદ્રાક્ષની માળા ધારણ કરનાર તથા ભસ્મ ત્રિપુંડધારી મહાત્મા હોવા જોઈએ. રાજાનાં દાદી પણ ત્યાં આવ્યાં. તેઓ પણ નાના મહારાજને જોઈને નિરાશ થયાં. રાજસિક લોકો ઠાઠમાઠ તથા આડંબર જોઈને ખુશ થાય છે. સંતો આડંબરરહિત હોય છે.

દાદીમા નાના મહારાજને પૂછવા લાગ્યાં કે આવેલા પંડિતજી કયાં છે? નાના મહારાજે જણાવ્યું કે તેઓ સ્વયં પંડિતજી છે. દાદીમાએ નાનાને પોતાની આપવીતી સંભળાવી કે તેમને અનિદ્રાનો રોગ લાગુ પડ્યો છે અને બાવીસ વર્ષથી



ઊંઘ આવતી નથી. અનિદ્રાને લીધે ખોરાક પણ લેવાતો નથી. નાના મહારાજે કરુણા કરીને એક વિભૂતિની પડીકી આપી તથા જણાવ્યું કે રાત્રે પેટભર જમીને પછી ભસ્મની પડીકી લેજો. દાદીમાએ તે પ્રમાણે કરતાં તેમને ઘસઘસાટ ઊંઘ આવી. તેઓ સવારે સાડાસાત વાગે ઊઠ્યાં. દાદીમાને ખૂબ જ સ્ફૂર્તિ જણાઇ તથા શરીર હળવું ફૂલ જેવું લાગ્યું.

લાલગડમાં નાના મહારાજનો ઘણા દિવસ સુધી નિવાસ રહ્યો. આ નિવાસ દરમ્યાન રાણીસાહેબે નાના મહારાજ પાસેથી અનુગ્રહ લીધો. પાછા ફરતી વખતે રાણી તરફથી નાના મહારાજને ઘણી મૂલ્યવાન વસ્તુઓ, ગાદલું, ચાદર, ચોરસો ઇત્યાદિ ભેટમાં મળી. નાના મહારાજ કૃષ્ણમંદિરમાં પાછા આવ્યા. ત્યાં એક વૃદ્ધ માણસ બેઠો હતો. તેની મુખાકૃતિ વાનર જેવી હતી. શરીર પર બંડી (બારાબંદી) તથા કમર પર પંચિયું હતું. તે વૃદ્ધે નાના મહારાજને કહ્યું, "ચિત્રકુટ જાના હૈ. બહોત ઠંડ લગતી હૈ. કુછ ઓઢને કો દો." નાના મહારાજે રાજા પાસેથી મળેલી બધી જ વસ્તુઓ તે વૃદ્ધને આપી દીધી. તે વૃદ્ધ વસ્તુઓ લઇને ગયો અને થોડા જ અંતરે અદશ્ય થયો. નાના મહારાજ બોલ્યા, "વસ્તુઓ યોગ્ય સ્થળે પહોંચી. તે વૃદ્ધ એટલે સ્વયં હનુમાનજી હતા."

લાલગડના નિવાસ દરમ્યાન નાના મહારાજે રાજમહેલમાં સત્યદત્તની પૂજા કરાવી. લોકોને મરાઠી કે સંસ્કૃત ભાષામાં સમજ ન પડે તે માટે કિસાની ભાષામાં કથા કરી. જે કૃષ્ણમંદિરમાં  નાના મહારાજ રોકાયા હતા તે મંદિરના પૂજારીની સાતમી પેઢીના પૂજારી દ્વારા કૃષ્ણ ભગવાને દૂધ પ્રાશન કર્યું હતું.

નાના મહારાજના જમાઇ શ્રીખોચે સુરેન્દ્રનગરમાં રહેતા હતા. તે સમય દરમ્યાન તેઓ ધ્રાંગધ્રા મુકામે ગયા હતા. અહીં એક શાક્ત ૯૦ વર્ષનો હતો. તે પોતાના સરસ્વતી મંદિરમાં કાગળો, લેખિની તથા શાહીનો ખડિયો મૂકતો. દિવસ



દરમ્યાન લોકો જે પ્રશ્ન પૂછતા તેનો જવાબ સરસ્વતી માતા લખાવતાં તથા આ શાક્ત લખી લેતા.

## (૧૩) ગાણગાપુર યાત્રા (ઈ.સ.૧૯૫૭) :

ગાણગાપુરની બીજી યાત્રામાં નાના મહારાજે શ્રીગુરુચરિત્રનાં બાવન પારાયણ ગોઠવ્યાં. તે સમયે તેમનો નિવાસ મધુકર ભટ્ટજીને ત્યાં હતો. સપ્તાહપારાયણમાં બેસનાર એક બ્રાહ્મણને ચર્મરોગ હતો. ત્રીજા પારાયણ વખતે તેને થયેલ જખમમાં પરુ થયું તથા તેને ગુલબર્ગાની હોસ્પિટલમાં દાખલ કરવો પડ્યો. પગે સોજો પણ હતો. તે બ્રાહ્મણ નાના મહારાજને આજીજીભરી વિનંતી કરતો હતો કે મને પારાયણનો લાભ મળે એવું કરજો ! નાના મહારાજ બોલ્યા, "તે અમારા પર છોડો, અહીં બિરાજમાન મહારાજ (શ્રીનૃસિંહસરસ્વતી) તમને સાજા કરશે તથા સેવા માટે બોલાવી લેશે.

ગુલબર્ગામાં ઓપરેશનનો દિવસ નક્કી થયો ! તેના આગલે દિવસે બ્રાહ્મણનો જખમ તપાસવા ડૉક્ટરનો વેશ પરિધાન કરીને એક વ્યક્તિ આવી. તેમના પગે હાથ ફેરવીને બોલી કે, "હવે ઓપરેશનની જરૂર જણાતી નથી. સાંજે ગાણગાપુર પાછા જાવ." જોતજોતામાં તે વ્યક્તિ ગાયબ થઈ ગઈ. આ પ્રમાણે તેઓ સપ્તાહપારાયણ માટે ગાણગાપુર હાજર થયા.

એક સ્ત્રી ભકત ઇ.સ.૧૯૫૪થી ગોવાથી આવીને ગાણગાપુરમાં સેવા આપતી હતી. તે એક ઉત્તમ ગાયિકા હતી. તેના શરીર પર કોઢ થયો હોવાથી તેના નિરસન માટે તે ગાણગાપુર આવી હતી. લગભગ ત્રણ વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં. તેનો મોટા ભાગનો કોઢ મટી ગયો હતો. પરંતુ જાંઘ પર થોડો જ રહી ગયો હતો. તે સ્ત્રી ભકતે દત્ત ભગવાનને પ્રાર્થના કરી, "હે દત્ત ભગવાન, તમારી આજ્ઞાથી હું



અહીં ત્રણ વર્ષથી સેવા માટે આવી છું. લગભગ ૯૦ ટકા રોગ નાબૂદ થયો છે. તો આટલો નગણ્ય શા માટે રહેવા દીધો?" તે જ રાત્રે દત્ત ભગવાને દૃષ્ટાંત આપીને તે સ્ત્રી ભક્તને જણાવ્યું કે, "અહીં ઇંદોરના નાના મહારાજ તરાણેકર આવ્યા છે. તેમની પાસે જઇને સંગીતસેવા રજૂ કરો, તમારો કોઢ પૂર્ણત: જતો રહેશે."

તે સ્ત્રી ભક્તે નાના મહારાજ આગળ પોતાની સંગીત સેવા રજૂ કરી. તેનાથી તેનો કોઢ બિલકુલ જતો રહ્યો. તે અતિ પ્રસન્ન થઇને નાના મહારાજને જણાવવા લાગી, "મહારાજ, આપે મારા પર ઘણી કૃપા કરી." જો કે નાના મહારાજે નિરભિમાની થઇને જણાવ્યું કે દત્ત ભગવાને તમારા પર કૃપા કરી તેથી તમારો કોઢ સંપૂર્ણ મટી ગયો !

શ્રીગુરુચરિત્રની બાવન સપ્તાહો પૂરી થઇ. નાના મહારાજ પાછા ફરવાની તૈયારીમાં હતા. તે જ સમય દરમ્યાન દત્તભગવાને પૂજારીઓને દૃષ્ટાંત આપ્યો કે સાત દિવસનું અખંડ સપ્તાહપારાયણ કરવા નાના મહારાજને રોકો. દત્તાજ્ઞાથી નાના મહારાજ વધુ સાત દિવસ રોકાયા. અખંડ પારાયણ પછી નાના પાછા ફરતા હતા ત્યાં ફરી દત્તભગવાને પૂજારીઓને દૃષ્ટાંત આપ્યો કે યતિપૂજનમાં નાના મહારાજનું પણ પૂજન કરવું. ફરી નાના મહારાજનો મુકામ લંબાયો.

ઇ.સ.૧૯૫૭ના દત્તજયંતી ઉત્સવ પછી તરત જ નાના મહારાજ ગાણગાપુર આવ્યા હતા. મહાશિવરાત્રી નજીક આવતી હતી. દત્તભગવાને સ્વયં નાના મહારાજને દૃષ્ટાંત આપ્યો કે મહાશિવરાત્રી સુધી રોકાઇ જાવ. નાના મહારાજને તો દત્તાજ્ઞા એટલે શિરસાવંદ્ય ! તેઓ રોકાયા. લખનૌના એક મુસ્લિમ સંત (પીર) દર વર્ષે ગાણગાપુર આવતા. આવતી વખતે ગુલાબનો હાર તથા ઊંચા પ્રકારનું ખાસ અત્તર લઇ આવતા. એક વખત તેમણે પૂજારીઓને પૂછ્યું, "કોઇ મહાત્મા આયે હૈ ક્યા?" પૂજારીઓએ નાના મહારાજ વિશે જણાવ્યું. હાથમાં હાર તથા અત્તર લઇને તે



મુસલમાન પીર (સંત) મધુકર ભટ્ટજીને ત્યાં ગયા. નાના મહારાજને જોતાં જ તેઓ બૂમ પાડી ઊઠ્યા, "અરે ! યહી તો સાક્ષાત્ દત્ત ભગવાન હૈ !" નાના મહારાજને વંદન કરી, હાર તથા અત્તર અર્પણ કરી તે પીર પાછા લખનૌ ગયા.

હૈદરાબાદના નવાબનો એક હકીમ હતો. તેને દત્તભગવાને દૃષ્ટાંત આપ્યો કે, "તને જોઈતી માહિતી ગાણગાપુરમાં નાના મહારાજ તરાણેકર આપશે." તે હકીમ નાના મહારાજ પાસે આવ્યો. નાના મહારાજે તેને રસાયણ સંબંધી જોઈતી માહિતી આપી.

એક વખત સ્વામી મહારાજનો મુકામ સોલાપુરમાં હતો. ત્યરે એક ગાયકે સ્વામી મહારાજ આગળ પોતાની સંગીતસેવા રજૂ કરી. સ્વામી મહારાજે પૂછ્યું, "શું જોઈએ?" તે ગાયક બોલ્યો, "મારી કલાનું સન્માન થવું જોઈએ." સ્વામી મહારાજે (શ્રીવાસુદેવાનંદ સરસ્વતી) તે ગાયકની જીભ પર કંઈક અક્ષરો લખ્યા. તે પછી તે ગાયકને ખૂબ સન્માન મળ્યું. ઈ.સ.૧૯૫૭માં તે ગાયકની ઉંમર ૯૮ વર્ષની હતી. તેને સ્વામી મહારાજે ફરી દૃષ્ટાંત આપ્યો કે "ગાણગાપુર જા. ત્યાં તને નર્મદા મળશે."

તે ગાયક ગાણગાપુર આવ્યો. ત્યાં તો ભીમા અને અમરજા નદી ! નર્મદા ક્યાંથી હોય? તેમણે પૂજારીઓને દૃષ્ટાંત કહ્યો. પૂજારીઓએ તેમને જણાવ્યું કે, "ચિદાનંદ ધર્મશાળામાં ઇંદોરના નાના મહારાજ આવ્યા છે, તેમને મળો." તે ગાયક ચિદાનંદ ધર્મશાળામાં નાના મહારાજને મળ્યો તથા તેમના પગે પડ્યો. નાના મહારાજે પોતાની પાસે રહેલી બાટલીમાંથી પાંચ-છ ટીપાં જળ તે ગાયકને આપતાં કહ્યું, "નર્મદાજળ મળ્યું ને?" તે ગાયક સંતુષ્ટ થયો અને તેણે ત્યાંથી વિદાય લીધી. તે ભક્તને નાના મહારાજ પાસે દૃષ્ટાંત આપીને સ્વયં દત્ત ભગવાન



મોકલે તેનો હેતુ સ્પષ્ટ છે. નાના મહારાજના મહિમાને વધારવો. ભક્તનો મહિમા દેવ જ વધારે ને !

આ જ વર્ષે દેસાઇ નામે એક ગૃહસ્થ દત્તદર્શનની અભિલાષાથી ગાણગાપુર આવ્યા. તેઓ નદીમાં બેસીને શ્રીગુરુચરિત્રનું પારાયણ કરતા હતા. પાંચ પારાયણ પૂરાં થયાં છતાં દત્તદર્શન ન થયું. આથી તેમણે પારાયણ બંધ કર્યાં. નાના મહારાજે તેમને જણાવ્યું હતું કે ઇચ્છિત ફળપ્રાપ્તિ વગર સાધન છોડવું નહીં. પરંતુ બધામાં આવી નિષ્ઠા હોતી નથી. શ્રીદેસાઇ નામના આ જ ગૃહસ્થ વિષાદભર્યા અંતઃકરણથી પાપવિનાશીતીર્થ પર આવ્યા. સ્નાન કરીને પાછા ફરી રહ્યા હતાં ત્યાં જ તેમણે અવાજ સાંભળ્યો, "અરે દેસાઇ ! મારાં દર્શન કરવાં છે ને? પાછળ ફરીને જો." અંતરિક્ષમાંથી એકાએક અવાજ આવવાથી શ્રીદેસાઇ એકદમ ગભરાઇ ગયા. બીતાં બીતાં પાછળ જોયું તો એકદમ અલૌકિક તેજ ! અલૌકિક તેજને જોવા લૌકિક નયનો કયાં કામ આવવાનાં? તે તેજ સહન ન થવાથી શ્રીદેસાઇ ડરના માર્યા દોડવા લાગ્યા. ગાણગાપુરમાં આવીને નાના મહારાજના પગ પકડ્યા. નાના મહારાજે સાંત્વન આપતાં કહ્યું, "દેસાઇ, ઇશ્વરને જોવા અને અનુભવવા નિર્ભયતા જોઇએ. નિર્ભય થઇને પાછા ફરીને જોયું હોત તો દર્શનનો આનંદ મળત."

## (૧૪) ત્રીજી ગાણગાપુર યાત્રા ઈ.સ.૧૯૬૩ :

ઈ.સ.૧૯૬૩માં નાના મહારાજનો મુકામ ચિદાનંદ ધર્મશાળામાં હતો. એક દિવસ નાના મહારાજે ભક્તોને જણાવ્યું કે આજે આરતી માટે મઠમાં કોઇએ જવું નહીં. પરંતુ કોઇ પણ ભક્ત ત્યાં રોકાયા નહીં અને મઠમાં ગયા. બધા મઠમાં આરતી માટે ગયા અને દત્ત ભગવાન ચિદાનંદ ધર્મશાળામાં નાનાને દર્શન આપવા



આવ્યા. એક કલાક સુખસંવાદ કરીને દત્તપ્રભુ મઠમાં ગયા. આશ્ચર્યની વાત એ હતી કે આરતી એક કલાક મોડી શરૂ થઈ. કારણ કે થાળ તૈયાર ન હતો. પણ મઠમાં ગયેલા ભક્તોને દત્ત ભગવાનનાં દર્શન ન થયાં. નાના મહારાજનું કહ્યું સાંભળ્યું હોત તો કદાચ દત્ત ભગવાનનાં સાન્નિધ્યનો લાભ મળ્યો હોત ! જો કે અનધિકારી ભકત ભગવાનને ઓળખી શકતો નથી તથા શ્રીદત્ત ભગવાન શ્રીકૃષ્ણ કરતાં ય વધારે નટખટ નાટકીય લીલા કરે છે.

## (૧૫) નાગપુરના સંત શ્રીમોતીવાળા જામદાર :

નાગપુરના સંત શ્રીમોતીવાળાને પ્રત્યક્ષ શ્રીનૃસિંહસરસ્વતીએ જાતે અનુગ્રહ કર્યો હતો. શરીરની અત્યંત અસ્વસ્થ પ્રકૃતિ હોવા છતાં ઈ.સ.૧૯૨૫ના પોષ મહિનામાં ગાણગાપુર જવા પ્રયાણ કર્યું. તે સમયે ભારતી સ્વામી નામે એક અધિકારસંપન્ન યતિ ગાણગાપુરમાં સેવા માટે નિવાસ કરતા હતા. રોજ સાંજે તેઓ ભગવાનને ભાગવતશ્રવણ કરાવતા. તે દિવસે પણ તેઓ ભાગવત સંભળાવવા ભગવાન સમક્ષ હાજર થયા. પોથી પરનું વસ્ત્ર ખસેડી કથાનો પ્રારંભ કરતા હતા, તે જ ક્ષણે દત્ત મહારાજે ભારતી સ્વામીને કાનમાં કહ્યું, "આજે ભાગવત સાંભળવા હું મઠમાં હાજર નથી. નાગપુરથી મારો ભક્ત મોતીવાળા અત્યારે જ સ્ટેશન પર ઊતર્યો છે. તેને લેવા સામે જાઉં છું. આથી આજનું ભાગવત બંધ."

ભારતી સ્વામીએ વસ્ત્રમાં ફરી પોથી બાંધી. શ્રોતાઓ પૂછવા લાગ્યા, "કેમ, મહારાજ, આજે કથા નથી?" ભારતી સ્વામી એટલું જ બોલ્યા કે, "આજે ભગવાન મઠમાં નથી." શ્રોતાઓ બબડવા માંડ્યા, "આ કથાકારનું માથું ભમી ગયું લાગે છે ! અત્ર-તત્ર-સર્વત્ર ભગવાન છે એવું કથામાં વારંવાર આવે છે ને આ તો કહે છે કે આજે મઠમાં ભગવાન નથી !"



આવી લીલા દ્વારા ભગવાન પોતાના અપ્રસિદ્ધ ભક્તોનો મહિમા વધારે છે. આ એક પ્રકારની ભગવાનની લીલા જ છે. આ પુસ્તકના લેખક પોતાના પિતાજી સાથે પંચમહાલ જિલ્લા (ગુજરાત)ના મલાવ આશ્રમમાં યોગદીક્ષા ગુરુ પૂ.શ્રીરાજર્ષિમુનિનાં દર્શને જતા હતા. તે સમયે પિતાજીને પૂ.શ્રીરાજર્ષિમુનિ તથા તેમના ગુરુ પૂ.શ્રીકૃપાલ્વાનંદજી સામેથી (આશ્રમથી) સામૈયું કરવા જાણે પધારી રહ્યા હતા એમ દેખાયું. એક સમયે તો પરમ ગુરુના હાથમાં (પૂ.શ્રીકૃપાલ્વાનંદજી) પુષ્પમાળા હતી. બીજી ક્ષણે તેઓ હાથી પર બેસીને જાણે કે આવી રહ્યા હતા. આપણે માનીએ છીએ કે ભક્ત ભગવાનને લેવા કે સામૈયું કરવા અવશ્ય જાય. તેમ ભગવાન પણ પોતાના ભક્તનું સામૈયું કરવા જાય છે. સ્વયં ગુરુતત્ત્વ પણ શિષ્યતત્ત્વના સન્માનમાં બિલકુલ પાછું પડતું નથી. તે શિષ્યતત્ત્વને પોતાનું જ અભિન્ન અંગ ગણે છે. જો કે શિષ્ય આવાં બધાં દશ્યો જોઇને ફુલાતો નથી. પરંતુ મનમાં એક પ્રકારનો ક્ષોભ અનુભવે છે. અપરાધભાવની લાગણી થાય છે. ક્યાંક મારી ભૂલ તો નથી થઇ ને? ગુરુની પૂજા કરવાને બદલે આ હું કેવું વિરુદ્ધ દશ્ય જોઉં છું !

## (૧૬) ગાણગાપુરનું જાગૃત દેવસ્થાન :

સંકટનિરસન માટે કેટલાક ભક્તો સતતધાર અનુષ્ઠાન બ્રાહ્મણ દ્વારા કરાવે છે. આમાં કોઇ ભૂલ થાય તો દત્ત ભગવાન તરત જ પરચો આપે છે. એક વખત સતતધાર અનુષ્ઠાનમાં ગુંડ ભટ્ટજીને રુદ્રીનાં આવર્તનો બોલતાં ઝોકું આવી ગયું. તેમને એવી થપાડ પડી કે તેઓ ઓટલા પરથી નીચે ગબડી પડ્યા. ભીમા-અમરજા સંગમ પર સંગમેશ્વર ઉપર પણ સતતધાર અનુષ્ઠાન થઇ શકે છે. મંત્રોચ્ચારમાં કોઇ ભૂલ થાય તો ત્યાં એક મોટો ભુજંગ પ્રગટ થાય છે.



ગુલબર્ગાના એક કલેક્ટરે ગાણગાપુરના પૂજારીઓને સંદેશ કહેવડાવ્યો કે તેઓ દર્શન કરવા આવે છે. આથી જલદી પાદુકાઓ અંદર ન મૂકવી. કલેક્ટરને આવતાં મોડું થયું. ૧૨:૩૦ સુધી રાહ જોઇને પાદુકાઓ મંદિરના ગર્ભગૃહમાં મૂકી દેવાઇ તથા પૂજારીઓ પોતપોતાના ઘેર જતા રહ્યા. કલેક્ટર ઘમંડમાં આવીને પૂજારીઓને ગમે તેમ બોલવા લાગ્યા. ૧૦-૧૫ મિનિટ પછી કલેક્ટરના નામનો ત્યાં તાર આવ્યો. તેમાં હુકમ હતો કે તેમને ડિસમિસ કરવામાં આવ્યા છે !

તારની હકીકત વાંચીને કલેક્ટર ગભરાઇ ગયા. એક પૂજારીના ઘરે જઇને તેમણે આ હકીકત જણાવી. “હવે હું શું કરું?” આમ પૂછતાં પૂજારીઓએ જણાવ્યું કે, “અભિષેક કરાવો.” કલેક્ટરે સંમતિ આપી. અભિષેકની સમાપ્તિ સમયે જ કલેક્ટરના નામનો બીજો તાર આવ્યો કે, “તમારી નોકરી ચાલુ છે.”

ગુલબર્ગાના એક સરકારી અધિકારીએ ઘમંડી બની ગાણગાપુરમાં મંદિરની શુચિતા-પવિત્રતામાં દખલ કરવા પ્રયત્ન કર્યો. તેના બે સાથીદારો પણ સાથે હતા. તેઓ મંદિરનાં પગથિયાં ચઢવા જતા હતા ત્યાં જ લોહીની ઊલટીઓ થઇ. તેમના કાનમાં અવાજ સંભળાયો કે, “પાછા વળો નહિતર નોકરી અને પ્રાણ બંને ખોશો.” છેવટે પશ્ચાત્તાપ કરીને તેઓ પાછા વળ્યા તો બચી ગયા !

## (૧૭) ઇંદોરનાં મહારાણી અને નાના મહારાજ :

ઇંદોરનાં મહારાણી ઇંદિરાબાઇ સ્વામી મહારાજની કૃપાથી ઇંદોરનાં મહારાણી થયાં હતાં. તેઓ નાના મહારાજને ગુરુબંધુ માનતાં તથા માન પણ આપતાં. તેઓ તરાણામાં દત્તમંદિરમાં બે-ત્રણ દિવસ રોકાઇ જતાં. મંદિરનિવાસ દરમ્યાન પોતાની વ્યક્તિગત સેવા દાસીઓને કરવા દેતાં નહિ. મંદિરના કૂવામાંથી પાણી તેઓ



સ્વયં દોરી ખેંચીને કાઢતાં. પોતાની ઉપાસનાની જગ્યા ગાયનાં છાણથી લીંપતાં. ૧૧-૩૦ સુધી તેમનું આહ્નિક ચાલતું. પ્રસાદ તેઓ મંદિરમાં જ લેતાં. પૂજા માટે દત્તમંદિરમાં આવ્યા પછી નાના મહારાજ કહે નહીં ત્યાં સુધી નીચે બેસતાં નહીં.

ઇંદોર પાછાં જતી વખતે નાના મહારાજ તેમને ચોળી માટે કીમતી વસ્ત્ર આપતા તો તેઓ કહેતાં કે, "નાના મહારાજ, કીમતી વસ્ત્રો તો હું હંમેશાં જ પહેરું છું. તમારા હાથે પ્રસાદ તરીકે આઠ આનાની કીમતનું સાદું જ વસ્ત્ર આપજો. હું તેને પ્રેમથી પહેરીશ" અને તે જ પ્રમાણે તેઓ વર્તતાં.

એક વખત રાણીસાહેબ ગ્વાલિયરથી ખાનગી વાહનમાં તરાણામાં આવ્યાં. તેમની સાથે બીજાં ત્રણ-ચાર વાહનો હતાં. રાણીસાહેબ તરાણા પહોંચ્યાં પરંતુ તેમની સાથે નીકળનારાં ત્રણ-ચાર વાહનો સાંજ સુધી પણ તરાણા ન પહોંચ્યાં. ઇંદિરાબાઇ ચિંતામાં પડ્યાં. નાના મહારાજે આશ્વાસન આપતાં જણાવ્યું કે, અરિષ્ટ છે પરંતુ ચિંતા કરશો નહીં. આવતી કાલથી શ્રીગુરુચરિત્રનાં સાત સપ્તાહ બેસાડો. ત્રીજા દિવસે બધાં સુખરૂપ આવશે.

બીજા દિવસથી જ બ્રાહ્મણો દ્વારા સપ્તાહપારાયણ શરૂ થયું. ત્રીજા દિવસે પાછળ રહેલાં વાહનો તરાણા આવી પહોંચ્યાં. તે લોકોએ જણાવ્યું કે ડાકુઓ અમારી પાછળ પડ્યા હતા. ખરેખરી લડાઇ થવાની હતી પરંતુ પછી શું થયું તેની ખબર નથી. તેઓએ અમારો પીછો છોડી દીધો. શ્રીગુરુચરિત્રની સપ્તાહ સમાપ્તિ પછી રાણીસાહેબે આખા ગામને જલેબી અને બુંદીનું જમણ કરાવ્યું.

આ જ મહારાણીસાહેબ ગાણગાપુર ચાત્રા માટે ગયાં હતાં. તેઓએ જાતે ૪-૫ ઘરે માધુકરી માંગી. કોકને લાગ્યું કે ઇંદોરનાં મહારાણી એટલે સાદી ભિક્ષા ન ચાલે. તેમણે શિખંડની વાટકી તેમને આપી. રાણી સાહેબ પણ શિખંડ આંગળીથી લઇને મુકામ પર આવ્યાં તથા માધુકરીનો પ્રસાદ ગ્રહણ કર્યો. રાત્રે જોરથી થપ્પડ



મારીને દત્ત ભગવાને ક્રૂર સ્વરે કહ્યું, "શિખંડ ખાવા અહીં આવી છે? કાલે ને કાલે જ પાછી જા." રાણીસાહેબે પશ્ચાત્તાપપૂર્વક દત્ત ભગવાનની માફી માંગી. ત્યારે તેમને ગાણગાપુર રહેવાની પરવાનગી મળી.

નાના મહારાજે એકવીસમે વર્ષે પ્રથમ ગાણગાપુરની યાત્રા કરી. નાના મહારાજે સંગમ પર સ્વહસ્તે એક ઝૂંપડી બાંધી હતી. આ નિવાસ દરમ્યાન એક વ્યક્તિ કહેવા લાગી કે, "ગાણગાપુરમાં દત્ત ભગવાન નથી." આને માટે કોઇ કારણ કે તર્કસંગત દલીલ ન હતી. પરંતુ પજવણી માટે કે કનડગત માટે ગમે તે કારણને લીધે આવું વર્તન તે વ્યક્તિનું હતું. રાત્રે તે વ્યક્તિ તેની પોતાની ઝૂંપડીમાં શયન કરી રહી હતી. તે દરમ્યાન છાપરા પરથી એક પાંચફેણયુક્ત નાગ લટકતો હતો. ફુસ ફુસ એમ અવાજ આવ્યો એટલે તે વ્યક્તિ સફાળી જાગી ગઇ. નાગનું મોઢું તેની છાતીએ લાગેલું હતું. બાજુની ઝૂંપડીમાંથી નાના મહારાજે કહ્યું, "હવે તો માનીશ ને કે અહીં દત્ત મહારાજ છે?" તે વ્યક્તિ ભયથી થથરવા લાગી અને પોતાની ભૂલ તરત જ કબૂલી લીધી. તે બચી પણ ગયો. નાગ ક્યાંક ચાલ્યો ગયો.

## (૧૮) એકી સાથે પાંચ સ્વરૂપ :

ઇ.સ.૧૯૪૦માં આ ઘટના બની હતી. નર્કચતુર્દશીના દિવસે પોતાના જ ઘરે અભ્યંગસ્નાન માટે નાનાએ આવવું એમ પાંચ ભક્તોએ પ્રાર્થના કરી. આ પાંચ ભક્તો એટલે શ્રીહરદેકર, શ્રીભાવે, શ્રીબેદરકર, શ્રીખરગોણકર અને શ્રીગંજીવાલે. અભ્યંગસ્નાન માટે શાસ્ત્રોમાં નિયમો બતાવ્યા છે. શનિવારે અભ્યંગ કરવું હોય તો પાણીમાં ફૂલ, રવિવારે પાણીમાં ધરો (દુર્વા), મંગળવારે અભ્યંગ માટે પાણીમાં માટી તથા શુક્રવારે અભ્યંગ માટે પાણીમાં ગાયનું છાણ નાંખીને



અભ્યંગસ્નાન કરવામાં આવે તો તે વારનો દોષ લાગતો નથી. શ્રીનાના મહારાજે પાંચેય ભક્તોના ઘરે જઇ અભ્યંગસ્નાન કર્યું.

એક દિવસ એક ચોર તરાણાના મંદિરમાં ચોરી કરવા આવ્યો. અંદર આવ્યા પછી તે આંધળો થઇ ગયો. તેને દેખાતું બંધ થયું. તે ત્યાં જ મંદિરમાં બેસી રહ્યો. સવારે ૩-૩૦ વાગે નાના ત્યાં આવ્યા. તેમણે પૂછ્યું, "તું કોણ છે?" "હું ચોર છું, ચોરી કરવા આવ્યો હતો. પરંતુ મને દેખાતું નથી. હું આંધળો થયો છું. મારા પર કૃપા કરો તથા મને કારાવાસમાં મોકલશો નહીં." નાના મહારાજે તે ચોરને કહ્યું, "ગભરાઇશ નહીં, મારી પીઠ પર ચઢીને દીવાલ ઓળંગીને જતો રહે." તે ચોરે તે પ્રમાણે દીવાલ બહાર ભૂસકો મારતાં જ તેને દેખાવાનું શરૂ થયું.

## (૧૯) અતૃપ્ત જીવનો ઉદ્ધાર :

તરાણા નજીક ઢાબલા નામનું એક ગામ છે. ત્યાં એક સ્ત્રીને ભૂત વળગ્યું હતું. ઘણા ઉપાયો છતાં તેને મુક્તિ મળી ન હતી. નાના સ્વયં ઢાબલા ગામે ગયા. તેમની સામે તે બાઇ આવતાં જ તે બાઇ બબડવા લાગી. "મને મુક્તિ દો." "શું જોઇએ?" તેમ પૂછતાં તે સ્ત્રી બોલી, "ખાવાની ઇચ્છા છે, ખારી સેવ દો." નાનાએ ખારી સેવ બનાવવા કહ્યું. લગભગ આઠ શેર બેસનની સેવ બનાવવામાં આવી, જે પેલી ભૂતગ્રસ્તબાઇએ સ્વાહા કરી. તે પછી તે બાઇ બોલી, "પંડિતજી, આપને બડી મહેરબાની કી હૈ, મેરી ખાનેકી ઇચ્છા અબ તક કીસીને પૂરી નહીં કી, અબ મૈં જાતી હું." નાનાએ વિભૂતિ તે બાઇ પર ફેંકતાં જ તે સ્ત્રી સામાન્ય થઇ અને અતૃપ્ત આત્માને મુક્તિ મળી.



## (૨૦) કર્મકાંડમાં મત્સરબુદ્ધિ :

ઇંદોરમાં એક વ્યક્તિને નવચંડી કરાવવી હતી. હંમેશાં જે ઉપાધ્યાય તે કરાવતા હતા તેને બદલે નાના દ્વારા કરાવવાની તે વ્યક્તિની ઇચ્છા હતી. તેમના હંમેશના ઉપાધ્યાય બ્રાહ્મણને લાગ્યું કે આપણી દક્ષિણા ગઇ. આ વાતની ખબર પડતાં નાનાએ તે ઉપાધ્યાયને જણાવ્યું કે, યજમાનની વિનંતી જોઇને મેં નવચંડી માટે હા પાડી છે. દક્ષિણા માટે તમારો જ અધિકાર છે. પરંતુ ઉપાધ્યાયને તે ગળે ન ઊતર્યું.

તે ઉપાધ્યાયે મુખસ્તંભનનો પ્રયોગ નાના મહારાજ પર દ્વેષબુદ્ધિથી કરાવ્યો. નાના મહારાજે તે પ્રયોગ પાછો વાળ્યો નહીં પરંતુ મંત્રશક્તિનું માન રાખવા થોડો સમય મોઢું બંધ રાખ્યું. પરંતુ જે પાટલા પર તેઓ બેઠા હતા તે પાટલો થરથર ધ્રૂજતો હતો. બધાને આશ્ચર્ય થયું. નાના મહારાજે સર્વને "ચૂપ" રહેવા જણાવ્યું. તેઓએ સ્વયં જળથી મંત્રયુક્ત યંત્ર જમીન પર દોર્યું અને તે શક્તિને શાંત કરી. આ રીતે તેમણે પાઠની શરૂઆત કરી જે નિર્વિઘ્ને પૂરી થઇ.

ઇ.સ.૧૯૨૯માં સાક્ષાત્ દત્તમૂર્તિ નાના મહારાજને ઘરે રહેવા આવી. અંગુષ્ઠમાત્ર ચાંદીની દત્તમૂર્તિની એક બ્રાહ્મણે ચાલીસ વર્ષો સુધી સેવા કરી. તે બ્રાહ્મણને સ્વપ્નદૃષ્ટાંત દ્વારા દત્તપ્રભુએ આજ્ઞા કરી કે, "મને તું તરાણા ગામના માર્તંડ ગુરુ (નાના મહારાજ)ને ત્યાં મૂકી આવ." ત્રણ-ચાર દૃષ્ટાંત થવા છતાં તે બ્રાહ્મણ નાના મહારાજને મૂર્તિ આપવા ન ગયો. આથી દત્તભગવાને અતિ ક્રુદ્ધ થઇને તે બ્રાહ્મણને ચેતવણી આપી. આથી તે બ્રાહ્મણે છેવટે તે મૂર્તિ નાના મહારાજને આપી.



એક વખત ભક્તો સાથે નાના મહારાજ શિનોરમાં હતા. નર્મદાસ્નાન તેઓ કરી રહ્યા હતા. માઈ મેટાવલકરે નાનાને વિનંતી કરી કે દત્તમૂર્તિ તેમને આપે જેથી તેઓ દ્વારા સ્નાન કરાવી શકાય. નાના મહારાજે જણાવ્યું કે "તમે સંભાળી નહીં શકો." પરંતુ માઈ મેટાવલકરે તે મૂર્તિ સ્નાન કરાવવા માટે લીધી. સ્નાન કરાવતી વખતે તે મૂર્તિ નર્મદાજળમાં અદશ્ય થઈ.

નાના મહારાજે જણાવ્યું કે તેમણે પ્રથમથી જ કહ્યું હતું કે મૂર્તિને સાચવી નહીં શકો. "હવે શું કરીશું?" એમ પૂછતાં નાના મહારાજે જણાવ્યું કે હવે તપશ્ચર્યા કરવા બેસી રહો. માઈ મેટાવલકર નર્મદાજળમાં પલાંઠી વાળી બેસી ગયા. પછી નાનાને દયા આવી અને તેમણે નર્મદાજળમાં હાથ નીચે નાંખતાં જ તેમના હાથમાં તે મૂર્તિ આવી.

નાના મહારાજના એક સગા જેમને મંત્રદીક્ષા શ્રીસીતારામ મહારાજે આપી હતી, જેમનું નામ શ્રીદત્તાત્રેય બેર્ગે હતું; તેમને સીતારામ મહારાજે દષ્ટાંત આપ્યો કે ત્રણ સપ્તાહ ગાણગાપુરમાં કરવી. તે સમયે નાના મહારાજ પણ ગાણગાપુરમાં જ હતાં.

નાના મહારાજે શ્રીબેર્ગેને પૂછ્યું, "અરે દત્તુ, તું અહીં ક્યાંથી?" તેમણે જણાવ્યું કે સીતારામ મહારાજના દષ્ટાંત પ્રમાણે શ્રીગુરુચરિત્રના ત્રણ સપ્તાહ અનુષ્ઠાન માટે આવ્યા છે. નાના મહારાજે કહ્યું કે, મને લાગે છે કે એક જ સપ્તાહ પછી તમે ઉજ્જૈન પાછા જાવ. શ્રીબેર્ગેને લાગ્યું કે ત્રણ સપ્તાહનો દષ્ટાંત હોવા છતાં એક જ સપ્તાહ પછી કેમ પાછા જવું?

શ્રીબેર્ગેનો એક સપ્તાહ પૂરો થયો. રાત્રે સીતારામ મહારાજનો દષ્ટાંત થયો કે તને નાના મહારાજે એક જ સપ્તાહ કહ્યો છે ને? તે જ પ્રમાણે કર. હવે શ્રીબેર્ગે ઉજ્જૈન પાછા ગયા ત્યારે તેમનાં ધર્મપત્નીએ જણાવ્યું કે, "તમે આવ્યા તે સારું થયું,



હવે હું શાંતિથી દેહત્યાગ કરીશ." આમ કહીને તે સાધ્વીએ પ્રાણત્યાગ કર્યો. આના માટે જ નાના મહારાજે શ્રીબેર્ગેને પાછા જવા કહ્યું હતું.

## (૨૧) નાના મહારાજ દત્તસ્વરૂપે :

રતલામ પાસે બાંગરોદ નામે એક ગામ છે. ત્યાં વિષ્ણુપંત દુબેડકર નામના એક ભક્ત રહે. તેઓ વારંવાર શ્રીગુરુચરિત્રનાં પારાયણ કરતા. તેમની નજીક જ શ્રીમનોહરલાલ રહેતા જેમનું એક લોખંડનું કારખાનું હતું. મનોહરલાલ શ્રીવિષ્ણુપંતને રોજ પૂછે કે કોઇ દૃષ્ટાંત થયો?

વિષ્ણુપંતનાં પત્નીને એક સ્વપ્ન પડ્યું. તેમાં નાના મહારાજના હાથમાં કમંડલુ, પગમાં ચાખડીઓ, ખભા પર ઉપરણું તથા સાથે એક કૂતરું હતું. શ્રીમતી દુબેડકરે નાના મહારાજને આ પહેલાં જોયા ન હતા. તેમણે નાનાને કહ્યું, "ઘરની અંદર પધારો." નાના મહારાજ બોલ્યા, "અમારે ગંગાસ્નાન માટે જવાની ઉતાવળ છે. ત્યાં સુધી આ કૂતરો અહીં રહેશે." શ્રીમતી દુબેડકરે સ્વપ્નની વાત પતિને કરી. પ્રભાતસમયે પડેલું સ્વપ્ન ! કચરો વાળતાં તેઓ આંગણામાં આવ્યાં તો સ્વપ્નમાં જોયેલો કૂતરો તેમણે જોયો ! તેઓ આશ્ચર્યચકિત થયાં તથા આ વાત તેમણે પતિરાજને કરી. શ્રીદુબેડકરે આ વાત મનોહરલાલને જણાવી. મનોહરલાલે શ્રીદુબેડકરને જણાવ્યું કે "સ્વપ્ન પ્રમાણે કૂતરાને આંગણામાં છોડનાર કોઇ મોટા મહાત્મા હોવા જોઇએ. તમે તપાસ કરાવો. ખર્ચ થાય તે હું આપીશ."

શ્રીમતી દુબેડકરનાં એક બહેનપણી તાઇ ખરગોણકર ઇંદોરમાં જ રહેતાં હતાં જેઓ નાના મહારાજનાં ભક્ત હતાં. તાઇ ખરગોણકર તેમને નાના મહારાજ પાસે લઇ ગયાં. નાના મહારાજને જોતાં જ તેઓ મોટેથી બોલી ઊઠ્યાં, "તાઇ,



આ જ મહાત્મા કૂતરો છોડી ગયા છે." તે પછી નાના મહારાજ બાંગરોદ ગામે પોતાના ૧૦-૧૫ ભક્તો સાથે ગયા. ત્યાં તેમણે સ્વહસ્તે એક ઔદુમ્બર વૃક્ષ વાવ્યું. ત્યાં નાના મહારાજે પણ એક સપ્તાહ કરી. શ્રીદુબેડકરનો દીકરો સુરેશ ચાર વર્ષનો હતો. તે ખૂબ રડતો. નાના મહારાજની તેમના ઘરે પધરામણી થયા પછી તે રડતો બંધ થયો.

## (૨૨) નાના મહારાજ શંકરસ્વરૂપે :

નાના મહારાજ સદાપુરમાં શ્રીકાંબલે નામના ભક્તને ઘરે ઈ.સ.૧૯૬૨માં આવ્યા. અહીં બે દિવસ મુકામ હતો. શ્રીકાંબલેને ઈચ્છા થઈ કે બ્રાહ્મણો દ્વારા લઘુરુદ્રાભિષેક નાના મહારાજનાં ચરણો પર કરાવીએ. બ્રાહ્મણોને બોલાવ્યા તથા પોતાની ઈચ્છા શ્રીકાંબલેએ રજૂ કરી. સર્વ બ્રાહ્મણોએ ચરણો પર રુદ્રાભિષેક માટે ના કહી. નાના મહારાજે પણ પોતાના પગ પાછા લઈ લીધા. તેમણે જણાવ્યું કે "શિવલિંગ પર અભિષેક થવા દો." બ્રાહ્મણોએ શિવલિંગ પર અભિષેક કર્યો અને પોતપોતાનાં ઘરે ગયા.

બીજે દિવસે સવારે ચાર વાગે સર્વ બ્રાહ્મણો નાના મહારાજ પાસે પાછા આવ્યા. "પંડિતજી, અમારા અજ્ઞાન માટે ક્ષમા માગીએ છીએ. અમને સ્વયં શંકર ભગવાને જણાવ્યું કે, પંડિતજીનાં ચરણો પર કરેલ રુદ્રાભિષેક અમને પહોંચ્યો હોત." "હવે ગઈકાલે કરેલ ભૂલને આજે અમે સુધારવા ઈચ્છીએ છીએ." નાના મહારાજે સ્પષ્ટ ના કહી. છેવટે બ્રાહ્મણો બોલ્યા, "અમને ચરણતીર્થ આપો." ત્યારે નાના મહારાજે તે સર્વને ચરણતીર્થ લેવા દીધું.



માઉન્ટ આબુમાં ભક્તો સાથે નાના ગયા હતા. વશિષ્ઠ આશ્રમનો રસ્તો જડતો ન હતો. તેટલામાં એક કૂતરું તેમની આગળ ચાલવા લાગ્યું. નાના મહારાજ કહે, "આ આપણો માર્ગદર્શક છે." તે કૂતરાએ બરાબર રસ્તો બતાવ્યો. આશ્રમમાં તેઓ બેઠા તો તે કૂતરો પણ નાના જોડે બેઠો. પૂજારીએ તેને દૂર હડસેલવા પ્રયત્ન કરતાં જ તે કૂતરો અદૃશ્ય થયો.

## (૨૩) અનસૂયા માતાનું આતિથ્ય :

એક સમયે નાના મહારાજ અનસૂયા સ્થળે હોડી દ્વારા ગયા. સામાન હોડીમાં જ રાખ્યો હતો. મંદિરમાં દર્શન કરીને પાછા વળતા હતા ત્યારે સખત તાપ હતો. ખાદ્ય સામગ્રી સાથે લાવ્યા હતા પરંતુ તે હોડીમાં હતી. બધાને કકડીને ભૂખ લાગી હતી. તે જ સમય દરમ્યાન એક ઝૂંપડી જેવી હોટલમાં એક વૃદ્ધ સ્ત્રીએ બધાને ભજિયાં ખવડાવ્યાં. તેનું બિલ પૂછતાં છ રૂપિયા અને છ આના થયા. બધાં પાસેથી પૈસા ઉઘરાવતાં ફક્ત છ આના ભેગા થયા. કારણ કે બીજા પૈસા હોડીમાં રહી ગયા હતા. એક ભક્તે બાકીના પૈસા પછી આપીએ છીએ એમ કહ્યું. તે ભક્ત હોડીમાં જઇ પૈસા પાછા આપવા આવે છે તો તે ઝૂંપડી જેવી હોટલ તથા ત્યાંનાં માજીનું કોઇ નામોનિશાન ન હતું. હોડીમાં જઇને નાના મહારાજને વાત કરતાં તેઓ બોલ્યા, "આપણે સ્વયં અનસૂયા માતાનું આતિથ્ય માણ્યું."

## (૨૪) અષ્ટ ભૈરવ :

કેસરબાગ ખાતે નાના મહારાજની માલિકીનાં શિવમંદિર તથા રામમંદિર હતાં. તેમનું હરસિદ્ધિ પાસેનું મકાન અને કેસરબાગ વચ્ચે ૪-૫ કિ.મી.નું અંતર



હતું. નાના કેસરબાગમાં રોજના નિયમ પ્રમાણે પૂજા માટે જતા હતા. એક કાળો કૂતરો વારંવાર તેમના પગમાં આવતો હતો. રસ્તામાં તેમનાં એક ભક્ત ગંગુબાઇનું ઘર આવતું હતું. તેમણે તે કૂતરાને ઉદ્દેશીને કહ્યું, "આજે બાર વાગ્યે ગંગૂબાઇને ઘરે પ્રસાદ માટે આવજે." આ સાંભળીને કૂતરો અદશ્ય થયો. નાના મહારાજે ગંગૂબાઇને બૂમ મારી. તેઓ ઘર બહાર આવ્યાં. નાના મહારાજે ગંગૂતાઇને કહ્યું, "આજે તારે ઘરે મહેમાન જમવા પધારવાના છે. આઠ જણ માટે રસોઇ બનાવજે." "જેવી આજ્ઞા, પરંતુ તમે પણ પ્રસાદ માટે અવશ્ય આવજો." નાના મહારાજે સંમતિ આપી.

નાના મહારાજે જણાવ્યું કે વિવિધ પ્રકારની રસોઇની જરૂર નથી. ફક્ત મોટા આઠ રોટલા બનાવજો. ગંગૂતાઇએ પણ "ભલે" કહ્યું. નાના મહારાજ પૂજા માટે કેસરબાગ સિધાવ્યા. આ ગંગૂતાઇ પણ યોગાભ્યાસી હતાં. તેમણે કશી પૃચ્છા ન કરી કે કોણ આઠ જણ? શા માટે રોટલા જ બનાવવાના?

ગંગૂતાઇએ રોટલા બનાવ્યા તથા નાના મહારાજની પ્રતીક્ષા કરવા લાગ્યાં. બપોરના બાર વાગે નાના મહારાજ આવ્યા. તેમણે ગંગૂબાઇને જણાવ્યું કે "ભાખરી (રોટલા) બહાર લઇ આવો." ગંગૂતાઇ આઠ રોટલા બહાર લઇ આવ્યાં. તે જ સમય દરમ્યાન આઠ કાળા કૂતરાઓ નાના મહારાજને વીંટળાઇ વળ્યા. નાના મહારાજ બોલ્યા, "ગંગૂતાઇ મહેમાન પધાર્યા છે, દરેકને રોટલો આપો."

દરેક કૂતરાને એક-એક રોટલો આપતાં તે તે કૂતરો રોટલો લઇને અદશ્ય થઇ ગયો. આઠે કૂતરાઓ અદશ્ય થઇ ગયા. પછી નાના મહારાજ બોલ્યા, "ગંગૂબાઇ, આજે અષ્ટભૈરવ જમીને સંતુષ્ટ થયા."



## (૨૫) બીજા સ્વરૂપે ઓફિસમાં હાજરી આપી (ઇ.સ.૧૯૭૮) :

નાના મહારાજનો મુકામ વડોદરામાં દાંડિયાબજારમાં હતો. વૈદ્યરાજ પટવર્ધનના ઘરે નાના મહારાજની પાદ્યપૂજાનો કાર્યક્રમ હતો. વૈદ્યરાજના પુત્રોને બહારગામ કામનિમિત્તે જવાનું થયું. આથી શ્રીનાના મહારાજને લેવા તેમણે પાડોશી વ્હેસ્પારકરને વિનંતી કરી. શ્રીવ્હેસ્પારકર નાના મહારાજને દાંડિયાબજારથી વૈદ્યરાજના ઘરે લઇ આવ્યા. પાદ્યપૂજા થઇ તેમાં લગભગ ત્રણેક કલાક ગયા. નાના મહારાજને ફરી પાછા દાંડિયાબજાર મૂકીને તેમણે નાના મહારાજને પૂછ્યું, "આજે ઓફિસ જઉં?" નાના મહારાજે "હા" કહી.

શ્રીવ્હેસ્પારકર ઓફિસ ગયા. મનમાં હતું કે સાહેબ પૂછે તો અડધી છુટ્ટી લેવી અને તે પ્રમાણે અરજી સાથે લઇ ગયા હતા. ઓફિસ જતાં જ કલાર્કે કહ્યું, "સવારથી આવ્યા છો ને હજુ સહી કરી નથી? જલદી કરો, સાહેબ હવે આવશે."

શ્રીવ્હેસ્પારકરે મસ્ટરમાં સહી કરી તથા મનમાં આશ્ચર્ય થયું કે સવારે તેઓ સ્વયં ઓફિસમાં ગયા ન હતા તો બીજું કોણ ગયું હશે? "નાના મહારાજ?" નિ:સ્વાર્થભાવે સંતની કરેલી સેવા કોઇ કાળે નિષ્ફળ જતી નથી.

## (૨૬) યજુર્વેદની સંથા નાનાએ આપી :

અમરાવતીના શ્રીજોષી એક અધિકારસંપન્ન સંત હતા. તેમણે ઘણાં વર્ષો સુધી ગાણગાપુરના સંગમમાં નિવાસ કર્યો હતો. શ્રીનૃસિંહસરસ્વતીએ તેમને દૃષ્ટાંત આપ્યો કે તમારા મુખેથી યજુર્વેદની સંહિતા સાંભળવી છે. શ્રીજોષી ચિંતામાં પડ્યા



કે યજુર્વેદ કોની પાસેથી શીખવો? આ માટે તેઓ વિવિધ સ્થળે ફર્યા ત્યારે ગિરનારમાં તેમને એક જૂની યજુર્વેદની પોથી મળી.

યજુર્વેદની પોથી લઇને તેઓ ઇંદોરના ટીલ્લુ શાસ્ત્રી પાસે ગયા. તેઓએ જણાવ્યું કે ઘણાં વર્ષો શીખતાં લાગશે. શ્રીજોષી ચિંતાતુર થયા. બીજા પંડિતોને પૂછતાં તેઓએ પણ ટીલ્લુ શાસ્ત્રીની જેમ જ જવાબ આપ્યો. શ્રીજોષી ઇંદોરના બાલાજીમંદિરમાં રોકાયા. એક દિવસ નાના મહારાજ બાલાજી મંદિરમાં ગયા. તેમણે શ્રીજોષીને જણાવ્યું કે ચિંતા શા માટે કરો છો? દત્ત ભગવાન ચિંતામુક્ત કરશે.

થોડા દિવસો પછી નાના મહારાજને દત્ત પ્રભુનો દષ્ટાંત થયો કે તેમણે શ્રીજોષીને ચિંતામુક્ત કરવા. નાના મહારાજ બાલાજીમંદિર ગયા. તથા જોષીબુવાને જણાવ્યું, "હું યજુર્વેદ સંહિતા મુખોદ્ગત બોલીશ. તમે તમારી પોથીમાં દરેક મંત્ર જો જો." આમ કહીને નાના મહારાજ યજુર્વેદ સંહિતા બોલવા લાગ્યા. શ્રીજોષી દરેક મંત્રને પોથીમાં જોતા ગયા. બે-ત્રણ દિવસમાં જ શ્રીજોષી આખી સંહિતા ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યા. બીજા જ દિવસે તેમણે ઇંદોર છોડ્યું તથા ગાણગાપુર પહોંચ્યા. ત્યાં જઇને તેમણે સમગ્ર યજુર્વેદસંહિતા દત્ત ભગવાનને સંભળાવી. દત્ત ભગવાન પણ તે શ્રવણ કરીને સંતુષ્ટ થયા. દેવોને વેદ-ગાન પ્રિય છે. પરંતુ દેવોની આજ્ઞા પ્રમાણે જેઓ પરિશ્રમ લઇને વેદની સંથા બોલે છે અને પછી પ્રભુને સંભળાવે છે તેઓ વધારે ધન્ય છે.

## (૨૭) શ્રીફળ સંદેશાવાહક તરીકે :

શ્રીબોદ્રે જળગાંવના નિવાસી. ઇ.સ.૧૯૭૪માં નાના મહારાજ જળગાંવ પધાર્યા હતા. ત્યારે તેઓશ્રીએ શ્રીબોદ્રેને એક શ્રીફળ આપ્યું તથા જણાવ્યું કે,



તમને કોઇ સંકટ જેવું લાગે તો આ શ્રીફળને સંદેશો કહેજો. અમને ઇંદોરમાં ખબર પડી જશે.

ઇ.સ.૧૯૮૮માં શ્રીબોદ્રેને લાગ્યું કે શ્રીફળ મળે ૧૪ વર્ષ થયાં છે, હજુ પણ સંદેશાવાહક તરીકે શ્રીફળ સક્ષમ છે? મનમાં એક શંકા થઇ. તેમણે સંદેશો કહ્યો કે "આવતી કાલે સવારે પોણા દસથી દસ દરમ્યાન મને નાના મહારાજની વિભૂતિ મળવી જોઇએ." આટલું કહીને તેઓ નાગપુરમાં ડૉ.મુકુંદ શાસ્ત્રી પાસે દવા લેવા ગયા.

આ જ સમય દરમ્યાન શ્રીવૈદ્ય ઇંદોરથી કોઇ કામ નિમિત્તે નાગપુર આવ્યા. તેમની પાસે નાના મહારાજે આપેલી વિભૂતિની ૫-૬ પડીકી હતી. હાઇકોર્ટ રોડ તરફ જતાં તેમને લાગ્યું કે અહીં ડૉ. શાસ્ત્રીનું દવાખાનું છે. તેમને મળીને આગળ જવું. તેઓ બીજા માળે ડૉ.શાસ્ત્રીના દવાખાને પહોંચ્યા. તેમણે એક પડીકી ડૉ.શાસ્ત્રીને તથા બીજી શ્રીબોંદ્રેને આપી તથા જણાવ્યું કે આ વિભૂતિ નાના મહારાજે આપી છે. તે જ ક્ષણે ઘડિયાળમાં ૧૦ના ટકોરા પડ્યા. નાના મહારાજ જાણે કહેતા ન હોય કે સંત-પુરુષોએ આપેલું વચન તેઓ કદી ભૂલતા નથી. કેટલાંય વર્ષો કેમ ન થયાં હોય? શિષ્યો ભૂલી જાય છે અથવા તેમની શ્રદ્ધા કોઇક-કોઇક વાર ડગમગે છે. પોણા દસથી દસ વચ્ચે નાના મહારાજની વિભૂતિ માટે જે સંદેશ શ્રીફળને આપ્યો હતો તે નાના મહારાજ સુધી પહોંચ્યો હતો. નાના મહારાજે જવાબમાં વિભૂતિ પણ મોકલાવી.

## (૨૮) પૂ.શ્રીનાના મહારાજ અને પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ:

પૂ.શ્રીનાના મહારાજ પૂ.શ્રીરંગ અવધૂત મહારાજને મળવા નારેશ્વર ગયા હતા. આ પહેલાં શ્રીસચ્ચિદાનંદ સ્વામી ઉર્ફે મૌની સ્વામીનાં દર્શન કરવા પણ



બંને સંતો શિનોર પધાર્યા હતા. ઈ.સ.૧૯૬૩માં પૂ.શ્રીરંગ અવધૂત મહારાજનો મુકામ ઉદેપુરમાં ડૉ.બી. એન. શર્માને ઘરે હતો. આ જ સમય દરમ્યાન પૂ.શ્રીનાના મહારાજનો મુકામ ઉદેપુરમાં શ્રી રોડેને ત્યાં હતો.

શ્રીમતી શર્માને ખબર હતી કે પૂ.શ્રીરંગ અવધૂત અને પૂ.શ્રીનાના મહારાજ બંને ગુરુબંધુઓ છે. શ્રીમતી શર્માએ શ્રીરોડેને ત્યાં જઇને નાના મહારાજને પોતાને ત્યાં પધારવા આમંત્રણ આપ્યું. દિવસ નક્કી થયો. લૌકિક દૃષ્ટિએ આ બંને સંતોનું પ્રથમ મિલન હતું. પૂ.શ્રીનાના મહારાજને શ્રીશર્માના ઘરે પહોંચતાં અડધો કલાક મોડું થયું.

પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ અડધા કલાક સુધી નાના મહારાજની પ્રતીક્ષામાં ઊભા જ હતા. શ્રીમતી જાનકી શર્માએ પૂ.શ્રીરંગ અવધૂતજીને વિનંતી કરી; "બાપજી, ક્યાં સુધી ઊભા રહેશો? કૃપા કરી આસન પર બિરાજમાન થાઓ." પૂ.શ્રીરંગ અવધૂત (પૂ.બાપજીના નામે ભક્તોમાં વધુ ઓળખાય છે.) મહારાજે જણાવ્યું કે, "મારા ગુરુબંધુ આવવાના છે. ઘણા દિવસો પછી મળવાના છે. તેમનો અધિકાર ખૂબ મોટો છે, તેઓ આવે પછી જ નીચે બેસીશ."

નક્કી થયા મુજબ નાના મહારાજ શ્રીશર્માના ઘરે પધાર્યા. નાના મહારાજ આવતાં જ પૂ.બાપજીએ તેમને ગાઢ આલિંગન આપ્યું. તેમણે નાના મહારાજને આદર સાથે પોતાની પાસે બેસાડ્યા. બંને સંતોએ ખૂબ ભજનો ગાયાં. શ્રીમતી શર્મા ખૂબ આશ્ચર્યચકિત થયાં. પૂ.બાપજીએ કહ્યું, "આવી સુવર્ણ સંધિ ફરી ક્યારેય નહીં મળે." પૂ.બાપજી સામાન્યત: ચરણસ્પર્શ કરવા દેતા નહીં. પરંતુ તે દિવસે બધા ભક્તોએ નાના મહારાજ તથા બાપજીના ચરણસ્પર્શનો લાભ લીધો.

નાના મહારાજે શ્રીમતી શર્માને ગીતાના ૧૫મા અધ્યાયનો પાઠ કરવા જણાવ્યું, જે નિયમ તેમણે આજીવન પાળ્યો.



ઇંદોરમાં શ્રીવાઘમારે નામના વકીલે ઇ.સ.૧૯૮૧માં નર્મદાકાંઠે ખેડીઘાટમાં રાજરાજેશ્વરી મંદિરમાં યજ્ઞ શરૂ કર્યો. પૂ.શ્રીનાના મહારાજનો પણ ત્યાં બે-ત્રણ દિવસ મુકામ હતો. એક દિવસ નાના મહારાજ પોતાના ભક્તો સાથે આશાતાઇની ઝૂંપડીએ ગયા. નાના મહારાજને જોતાં જ આશાતાઇને ખૂબ જ આનંદ થયો. તેમણે નાના મહારાજને અત્યંત જીર્ણ દર્ભાસન બેસવા માટે આપ્યું. તે આસન જીર્ણ કપડામાં વીંટાયેલું હતું.

સાથે આવેલ ભક્તોને લાગ્યું કે આવું જૂનું આસન નાના મહારાજને કેમ આપ્યું? આશાતાઇએ ગળગળા અવાજે જણાવ્યું કે પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ પોતાનાં માતુશ્રીની ક્રિયા માટે ખેડીઘાટ (મોરટક્કા) આવ્યા હતા. તે સમયે પાછા જતી વખતે તેમણે આ આસન આપ્યું હતું. તે સમયે આસન સારી સ્થિતિમાં હતું. આસન આપતી વખતે તેઓશ્રીએ જણાવ્યું કે થોડા સમય પછી મારા ગુરુબંધુ આ ઝૂંપડીમાં પધારશે ત્યારે તેમને આ આસન બેસવા આપજે. આ પછી થોડા જ મહિના પછી આશાતાઇએ દેહત્યાગ કર્યો.

ઇ.સ.૧૯૬૩માં શ્રીરોડેએ પોતાના ઘરે પૂ.બાપજી તથા પૂ.નાના મહારાજની પાદપૂજા કરી હતી. તે પછી શ્રીમતી રોડેએ વ્યંકટેશસ્તોત્રનું અનુષ્ઠાન શરૂ કર્યું હતું. તેના ઉદ્યાપન નિમિત્તે પૂ.બાપજી પધારે તે માટે તેમણે તેમના પતિને બાપજી પાસે મોકલ્યા તથા આ વાત પૂ.નાના મહારાજને પણ કરી. પૂ.બાપજીના નિવાસે આવતાં શ્રીરોડેને ખબર પડી કે એક વાર ઘરે પધાર્યા પછી ફરી બાપજી બીજી વાર તે ઘરે જતા નથી. આ સાંભળી તેઓ નિરાશ થયા. પરંતુ દર્શન તો થશે એમ સમજી બાપજીનાં દર્શન માટે ઓરડીમાં પ્રવેશ કર્યો.



બાપજીએ શ્રીરોડેને જોતાં જ કહ્યું, ડૉક્ટર સાહેબ, હું તમારા ઘરે આવીશ. વ્યંકટેશ ભગવાને બોલાવ્યો છે. તે પ્રમાણે સાડા ચાર વાગ્યે બાપજી શ્રીરોડેને ઘરે ગયા તથા પ્રસાદ ગ્રહણ કર્યો. જતાં જતાં બાપજીએ શ્રીરોડેને શ્રીટેંબેસ્વામીના ચરિત્રની પોથી તથા દત્તબાવની પ્રસાદ તરીકે આપી.

તા.૨-૫-૮૫ના રોજ નિત્યવાંચન માટે ધાર્મિક પુસ્તકમાં પૂ.શ્રીરંગ અવધૂત મહારાજનાં પ્રવચનોનું પુસ્તક હતું. વિષય હતો, "દત્તઉપાસના." પુસ્તકનું નામ હતું "શ્રીરંગવિચારધારા." આ પુસ્તકમાં પૂ.શ્રીરંગ અવધૂત મહારાજનાં બધાં જ પ્રવચનોનું મરાઠી ભાષાંતર મારા પિતાશ્રીએ મરાઠીમાં કર્યું હતું. તે પુસ્તક ડોંબીવલીના અવધૂત પરિવાર દ્વારા પ્રસિદ્ધ થયું હતું.

## (૨૯) મંદિરના દરવાજા આપોઆપ ઊઘડ્યા :

ચિતોડના કિલ્લામાં આવેલ કાલિકા માતાનાં દર્શન કરવા નાના મહારાજ ભકતો સાથે ગયા હતા. બપોરનો સમય થયો હોવાથી પૂજારીઓએ જણાવ્યું કે હવે દરવાજા બંધ છે, દર્શન નહીં થાય. નાના મહારાજ પાછા ફરીને સભામંડપમાં આવ્યા. ત્યાં ટાળ, મૃદંગ, ઢોલક જોઈને નાના મહારાજે ભજન શરૂ કર્યું.

માંડ અડધો કલાક ભજન શરૂ થયે થયો હશે. બધા જ પૂજારીઓ આમતેમ દોડતા હતા. નગારાં શરૂ થયાં. દરવાજા ઊઘડ્યા. દેવીની આરતી શરૂ થઈ. બધા ભકતો સાથે નાના મહારાજે કાલિકા માતાનું દર્શન કર્યું. દેવીની આરતી પછી બધા પૂજારીઓ નાના મહારાજના પગે પડ્યા તથા ક્ષમા માગવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે તમને પાછા જવાનું કહેતાં જ દેવીના શબ્દો અમારા કાનમાં ગુંજવા લાગ્યા, પટ ખોલો, પટ ખોલો. (દરવાજા ખોલો) બધા લોકોએ પ્રસાદ લીધો તથા પાછા



જવા તૈયાર હતા ત્યાં જ નાના મહારાજ કહે થોભો, હજુ દેવીનો પ્રસાદ બાકી છે. એક માણસ મોટું તડબૂચ લઈ આવ્યો. તેણે તે તડબૂચ નાના મહારાજના હાથમાં મૂક્યું તથા ત્યાં જ અંતર્ધાન થયો. આવો હતો દેવીનો પ્રેમ નાના પર અને નાનાનો પ્રેમ દેવી પર !

## (૩૦) ગરુડેશ્વરની યાત્રા :

અનુગ્રહ સમયે નાના મહારાજને સ્વામી મહારાજનાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. તે પછી ગરુડેશ્વર જવા નાના મહારાજને તક મળી ન હતી. સદ્‌ગુરુની આજ્ઞા પણ ન હતી. છેવટે ઘણા સમય પછી નાના મહારાજને ગરુડેશ્વર જવા આદેશ થયો. તરાણા ગામેથી નાના મહારાજ ઇંદોર આવ્યા. ત્યાં તાંબે સ્વામીને મળવા ગયા. ત્યાં ભજનોની રમઝટમાં સમયનો ખ્યાલ ન રહ્યો.

પ્રથમ ગાડી ચૂકી ન જવાય તે માટે તેઓ રતલામ આવ્યાં. ત્યારે ખબર પડી કે તે ટ્રેન હાલમાં ઊપડી ચૂકી હતી. હવે ફક્ત ફ્રન્ટિયર મેલ બાકી હતો. આ ગાડીથી નીકળીએ તો જ પુણ્યતિથિએ ગરુડેશ્વર પહોંચી શકાય. ટ્રેન સ્ટેશન પર આવી. પરંતુ પુષ્કળ ગિરદી, ડબામાં પગ મૂકવા જગ્યા ન હતી. છેવટે નાના મહારાજ પ્રથમ વર્ગના ડબામાં ચઢ્યા અને એક ખૂણામાં ઊભા રહ્યા. તરત જ ગાડીએ પ્રયાણ શરૂ કર્યું.

એક મદ્રાસી જેવા દેખાતા યાત્રાળુની દૃષ્ટિ નાના પર પડી. "ગરુડેશ્વર જવા વડોદરા સુધી ટ્રેન દ્વારા જવું પડે છે," એમ ખબર પડતાં તે મદ્રાસી વ્યક્તિએ નાનાને પોતાની પાસે બેસાડ્યા. થોડા સમય પછી ટિકિટ ચેકર આવ્યો. મદ્રાસી વ્યક્તિએ પોતાનો પાસ બતાવ્યો તથા નાના વિશે જણાવ્યું કે તેઓ તેના પિતા છે.



વડોદરા સ્ટેશન આવ્યા પછી નાના જેવા ડબામાંથી ઊતર્યા કે તે વ્યક્તિ દરવાજા સુધી મૂકવા આવી તથા અંગ્રેજીમાં કશુંક કહ્યું જેથી તે ચેકરે નાનાને બહાર જવા દીધા. નાનાને તેણે જણાવ્યું કે બહાર રામરાવ નામે એક ટાંગાવાળો છે જે તેમને પ્રતાપનગર સ્ટેશને પહોંચાડશે.

સ્ટેશન બહાર નાના પહોંચતાં જ ટાંગાવાળો તેમને શોધતો આવ્યો તથા "હું જ રામરાવ ટાંગાવાળો છું, તમને પ્રતાપનગર સ્ટેશને લઈ જઈશ" એમ કહ્યું. તેના ટાંગામાં બેસીને નાના પ્રતાપનગર રેલવે સ્ટેશન આવ્યા જ્યાં નેરોગેજ રેલવે દ્વારા ચાણોદ જવાનું હતું. પ્રતાપનગરથી નેરોગેજ રેલવે દ્વારા નાના ચાણોદ પહોંચ્યા. નર્મદામાં સ્નાન કર્યું ત્યાં જ એક હોડી આવી. નાના તેમાં બેઠા. તે હોડીમાં મુંબઈના પણ કેટલાક ભક્તો હતા. હોડી આગળ ચાલવા લાગી. તિલકવાડા પાસે નાવડી ભમરામાં ફસાઈ અને ગોળ ગોળ ફરવા લાગી. બધા યાત્રાળુઓ ભયભીત થયા. નાના મહારાજે બધાને સાંત્વન આપતાં જણાવ્યું કે ગભરાશો નહીં. સ્વામી મહારાજ આપણને બચાવશે, બધાં "દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા" આ મંત્રનો જપ શરૂ કરો.

"દિગંબરા" નો જપ શરૂ થતાં નાવડી ભમરામાંથી બહાર આવી તથા ગરુડેશ્વર પહોંચી. નાનાએ ફરી સ્નાન કર્યું. ઘાટ ચઢીને ઉપર આવ્યા. રાત્રિનો સમય હતો. બે દિવસના ઉપવાસ હતા. નાના થાકીને લોથપોથ થઈ ગયા હતા. એક ઝાડ નીચે નાના બેઠા. અચાનક એક ભરવાડના સ્વરૂપમાં સ્વામી મહારાજ નાનાને દેખાયા. તેમણે દૂધ આપ્યું તથા અદશ્ય થયા.

આ પછી ફરી એક વાર નાના મહારાજ ગરુડેશ્વર આવ્યા ત્યારે સંસ્થાના માણસો દ્વારા નાના મહારાજનું માન ન સચવાયું. નાના કાંઈ પણ બોલ્યા વગર કે ગુસ્સો લાવ્યા વગર નર્મદાકિનારે આવીને બેઠા. તે જ રાત્રે સ્વામી મહારાજે સર્વ



પૂજારીઓને દૃષ્ટાંત આપ્યો કે, "નાના મહારાજની પાદ્યપૂજા કરો તથા અમારી સમાધિનું વસ્ત્ર તેમને પ્રસાદરૂપે અર્પણ કરો." સંતુષ્ટ થઇને નાના મહારાજ ઇંદોર પાછા ફર્યા.

ઈ.સ.૧૯૪૭માં નાના મહારાજ પુણ્યતિથિ નિમિત્તે ગરુડેશ્વર આવ્યા હતા. તે જ સમયે નાના મહારાજને પૌત્ર થયો. આથી વૃદ્ધિ આવી. તે દિવસે નાના મહારાજે બધાને કહ્યું કે તેમનું પાત્ર (થાળી) અલગ પીરસજો. આ તેમના પ્રથમ પૌત્ર (અશોક)ના સમયની વાત છે. નાનપણમાં જ તે દેવશરણ થયો હતો.

## (૩૧) સ્વયં રુદ્ર રુદ્રાવર્તનમાં હાજર ! :

ડકબડોદગામથી થોડા માઇલ દૂર ઝરણેશ્વર નામનું પ્રસિદ્ધ મહાદેવનું મંદિર છે. તે મંદિર સામે જ એક કુંડ આવેલો છે. તેમાં સ્નાન કરવાથી કોઢ મટી જાય છે તેવી માન્યતા છે. જનમેજય રાજાનો કોઢ આ કુંડમાં સ્નાન કરવાથી મટ્યો હતો. જૈમિની ઋષિનું આ સ્થાન છે. કુંડમાં સ્નાન કરવા રાજાની પરવાનગીની જરૂર હોય છે. ડોલ દ્વારા પાણી લઇ દૂર સ્નાન કરવા કોઇ પરવાનગીની જરૂર નહીં. શંકર ભગવાને રાજાને દૃષ્ટાંત આપ્યો કે નાના મહારાજને કુંડમાં સ્નાન કરવા દો. આથી રાજાએ તે પ્રમાણે પરવાનગી આપી. બાકીના ભક્તોએ ડોલ દ્વારા પાણી લઇ સ્નાન કર્યું.

રાજાને ઇચ્છા થઇ કે નાના મહારાજ દ્વારા મહાદેવ પર રુદ્રાભિષેક કરાવવો. નાના મહારાજે કહ્યું કે જો અગિયાર બ્રાહ્મણો મળે તો જ રુદ્રાભિષેક થશે. ઘણા પ્રયત્નો પછી દસ જ બ્રાહ્મણો ભેગા થયા. રુદ્રાભિષેક થયા વિના નાના મહારાજ જમવા આવતા ન હતા. બપોરના ચાર વાગ્યા હતા. નાના મહારાજ કહે કે હજુ



અડધો કલાક રાહ જુઓ.

સાડાચાર વાગે એક વિશાળકાય બ્રાહ્મણ સફેદ પહેરણ તથા માથે ફેંટો પહેરીને ત્યાં આવ્યો. અગિયાર બ્રાહ્મણ થતાં જ રુદ્રાભિષેક શરૂ થયો. નવા આવનાર બ્રાહ્મણે કહ્યું કે તેઓ દક્ષિણા નહીં લે. "પંડિતજી સાથે ભોજન અવશ્ય લઇશું." ભોજન પછી તે બ્રાહ્મણ અદશ્ય થઇ ગયો. નાના મહારાજ કહે, "રુદ્રાવર્તન માટે સ્વયં રુદ્ર પધાર્યા !"

આવી અનેક લીલા કરતાં તથા ઈશ્વરીય મિશન પાર પડતાં નાના મહારાજ તા.૧૬-૪-૧૯૯૩ ચૈત્ર વદ દશમના રોજ પોતાના મૂળ સ્વરૂપમાં વિલીન થઇ ગયા. સ્વામી મહારાજના ચરિત્રમાં તેમના શિષ્યોની વાતો આપવાથી સ્વામી મહારાજની લીલા પરિપૂર્ણ લાગે છે તથા સાચો સિદ્ધ એટલે કે શિષ્યનો પણ શિષ્ય સિદ્ધ કક્ષાએ પહોંચે તે પુરવાર થાય.

●

**ઈંદોરનું સરનામું :**

**ત્રિપદી પરિવાર, ડૉ.પ્રદીપ તરાણેકર**
**૮૧/૧, સ્નેહલતા ગંજ,**
**પહેલે માળ, ઈંદોર (મધ્યપ્રદેશ)**
**ફોન નં. : ૦૭૩૧- ૫૪૫૦૨૪, ૫૩૧૮૪૭.**

●



# પ્રકરણ-૭

## પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ

પૂ.શ્રીરંગ અવધૂત મહારાજનું મૂળ નામ પાંડુરંગ વિઠ્ઠલ વળામે. વળામે તેમની અટક અને પિતાનું નામ વિઠ્ઠલ. તેમનો જન્મ ઈ.સ.૨૧-૧૧-૧૮૯૮ કારતક સુદ નોમના દિવસે ગોધરા (ગુજરાત) ગામે થયો હતો. તેમની માતાનું નામ રુકિમણી.

તેમના પિતા રત્નાગિરી જિલ્લા (મહારાષ્ટ્ર) ના દેવળેં ગામના રહીશ. પત્નીનું નિધન થતાં તેઓ પંઢરપુરમાં અનુષ્ઠાન અર્થે ગયા. ત્યાં તેમને સ્વયં પંઢરીનાથે સ્વપ્ન દષ્ટાંત આપ્યો કે "હું તમારા ઘરે જન્મ ધારણ કરવાનો છું. પાલી ગામના મોંઘે કુટુંબની કાશી નામની કન્યા સાથે લગ્ન કર." વિઠ્ઠલપંતને સંન્યાસ લેવો હતો ત્યારે ભગવાન તેમને ગૃહસ્થાશ્રમમાં પાછા મોકલે છે. દેવળેં ગામ પાછા આવીને પાલી ગામમાં તપાસ કરાવી તો ત્યાં કાશી નામની કન્યા હતી. પરંતુ તેની ઉંમર નાની હતી. પોતાના પિતાને દષ્ટાંતની વાત જણાવતાં જયરામ ભટે આગળ પડતો ભાગ ભજવી વિઠ્ઠલપંતનાં બીજાં લગ્ન કાશી સાથે કરાવ્યાં. લગ્ન પછી નામ બદલવાની પ્રથાને કારણે સાસરીમાં તેમનું નામ રુકિમણી રાખવામાં આવ્યું.

વળામે કુટુંબ સાથે આત્મીય સંબંધ ધરાવતા પણ ગોધરામાં નિવાસ કરતા વિઠ્ઠલમંદિરના માલિક શ્રીસરપોતદાર દેવળેં ગામ આવ્યા હતા. તેમને વિઠ્ઠલમંદિર માટે એક પૂજારીની જરૂર હતી. તેમણે જયરામ ભટને વિનંતી કરી કે વિઠ્ઠલપંતને



ગોધરા મોકલો. આ ઘટના ઈશ્વરીય યોજનાનો ભાગ હોવાથી જયરામ ભટે તે માટે સંમતિ આપી અને વિઠ્ઠલપંત સપત્નીક ગોધરા રહેવા આવ્યા.

વિઠ્ઠલપંતના ઉપાસ્ય દેવ વિઠ્ઠલનાથ હતા. વિઠ્ઠલનાથે તેમને કહ્યું હતું કે સ્વયં તેમના ઘરે પુત્રરૂપે અવતરશે. તે પ્રમાણે તા. ૨૧-૧૧-૧૮૯૮ નો દિવસ આવ્યો. પ્રદોષ સમયે વિઠ્ઠલમંદિરની પાસેના મકાનમાં એકાએક આગ દેખાઇ. બધા લોકો આગ ઓલવવા મદદ કરવા લાગ્યા. સતી રુકિમણીના છેલ્લા દિવસો જતા હતા છતાં તેઓ પણ હોંશભેર આગ ઓલવવા મદદ કરવા લાગ્યાં. બધાના સહિયારા પ્રયાસથી આગ ઓલવાઇ ગઇ. આ બાજુ આગ શમી ગઇ અને રુકિમણી માતા પ્રસૂત થયાં. પાંડુરંગનો જન્મ થયો. જન્મ સમયે જે રીતે આગને ઠારીને શીતળતા ફેલાવી તે જ રીતે સમગ્ર જીવન દરમ્યાન પાંડુરંગે ત્રિવિધ તાપોથી લોકોને બચાવ્યા.

પાંડુરંગ પાંચ વર્ષનો હતો ત્યારે વિઠ્ઠલ પંત પ્રભુને પ્યારા થયા. નાનો ભાઇ નારાયણ માંડ ત્રણ વર્ષનો હતો. ૨૪મા વર્ષે માતા રુકમામ્બાને અકાળે વૈધવ્ય આવ્યું. આમ પણ સંતપુરુષોનાં કુટુંબીજનોને વધારે દુ:ખ સહન કરવાનું આવે છે. હૈયું કઠણ કરીને માતા રુકિમણીએ બંને પુત્રરત્નોને સંસ્કારસિંચન કરી ઉછેર્યા અને કુળદૈવત ખડ્ગેશ્વરના સાન્નિધ્યમાં યજ્ઞોપવીત સંસ્કાર આપવા જનોઇ નિમિત્તે દેવળેં ગામ ગયાં.

મૂળ વતન દેવળેંમાં બંને બાળકોને યજ્ઞોપવીત સંસ્કાર કરવામા આવ્યા. તે પછી પ્રસિદ્ધ દત્તક્ષેત્ર નરસોબાવાડીમાં દર્શન કરવા માતા રુકમામ્બા તથા બંને બાળકો ગયાં. ત્યાં દત્તાવતારી સંત શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનો મુકામ હતો. બાળ પાંડુરંગને જોતાં જ સ્વામીજી બોલ્યા, આ બાળક અમારો છે. તેઓશ્રીએ પાંડુરંગને પૂછ્યું, “મુલા, તું કોણાચા?” પાંડુરંગે તરત જ જવાબ આપ્યો,



"તુમચા." પાંડુરંગ દોડીને સ્વામી મહારાજના ચરણસ્પર્શ માટે જતો હતો. પરંતુ સ્વામી મહારાજ દરેકને ચરણસ્પર્શ કરવા દેતા નહીં. આથી પાંડુરંગનાં માસીએ પાંડુરંગને પકડી રાખ્યા. પાંડુરંગે દૂરથી જ નમસ્કાર કર્યા.

આ પ્રસંગ વિશે પૂ.શ્રીઅવધૂતજી કહેતા, મેં મારું મસ્તક ગુરુના ખોળામાં મૂક્યું તે પાછું લીધું નથી. તમે મને જુઓ છો તે ફક્ત મારું ધડ જ છે. મસ્તક સદ્‌ગુરુના ખોળામાં જ છે. તે નાની ઉંમરે બાળ પાંડુરંગે સદ્‌ગુરુને આર્તભાવે સંસારના ત્રિતાપમાંથી બચાવવા પોકાર કર્યો. તેના જવાબમાં "પોથી વાંચ, પોથી વાંચ" એમ દૈવી સંકેત સંભળાયો. જેમણે આ આજ્ઞા આપી તે શ્રીવાસુદેવાનંદ સરસ્વતી ન હતા. અનુમાન કરતાં સમજાય કે તેઓ શિરડીના શ્રીસાંઇબાબા અથવા અન્ય સંત હોઇ શકે. કઇ પોથી ક્યાંથી મળશે, કોણ આપશે તેનો કોઇ ઉલ્લેખ ન હતો.

નરસોબાવાડીથી રુક્મિણી માતા બંને દીકરાને લઇને ગોધરા આવ્યાં. પાંડુરંગના મોંઘે મામા એક દિવસ ગોધરા આવ્યા. તેઓ જંગલખાતામાં નોકરી કરતા. તેઓ નિત્ય શ્રીગુરુચરિત્રની પોથીનું વાંચન કરતા. તે પોથી તેમને સંત શ્રીસાંઇબાબા પાસેથી પ્રાપ્ત થઇ હતી. તે પોથીના નિત્યવાંચનથી તેમને ત્યાં પુત્રસંતાન પ્રાપ્ત થયું હતું. પુત્રપ્રાપ્તિ પછી પણ તેઓ કૃતજ્ઞભાવથી પોથીનું નિત્ય વાંચન કરતા. હવે તેમની ઉંમર થઇ હતી અને જંગલખાતાની નોકરીમાં પોથીના નિયમો સચવાશે કે નહીં તે અંગે તેમને ચિંતા હતી. જો કોઇ યોગ્ય વ્યક્તિ તેના નિત્ય પઠન માટે મળી આવે તો તેને પોથી સોંપવાની વાત મોંઘે મામા રુક્મિણી માતા સાથે કરતા હતા.

પાંડુરંગને "પોથી વાંચ" દૃષ્ટાંતની યાદ આવી અને પોતે નિયમપૂર્વક પોથી વાંચશે એમ ખાતરી આપી ત્યારે મામાએ ભાણાને તે પ્રસાદમાં મળેલી પોથી આપી. પાંડુરંગ તેનું નિત્ય વાંચન કરતો. ભવિષ્યમાં શ્રીરંગ અવધૂત મહારાજ



તરીકે શ્રીગુરુલીલામૃત ગ્રંથની રચના કરી ત્યારે આ શ્રીગુરુચરિત્રની પોથી એ કર્મકાંડના આધારરૂપ બની.

આગળ જતાં તેઓએ મેટ્રિકની પરીક્ષા પાસ કરી. વડોદરામાં બી.એ. ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરતા હતા. તે સમયે દેશની સ્વતંત્રતા માટે ગાંધીજીએ નવયુવાનોને દેશસેવા માટે હાકલ કરી. ઘરની અત્યંત ગરીબી હોવા છતાં પાંડુરંગ કોલેજશિક્ષણ છોડીને સ્વાતંત્ર્યચળવળમાં જોડાયા. દારુના પીઠાનું પિકેટીંગ કર્યું, લોકોને દેશ પ્રત્યેની ફરજ પ્રત્યે સભાન કરવા લેખમાળા શરૂ કરી, રાષ્ટ્રીય શાળામાં શિક્ષક તરીકે પણ તેઓશ્રીએ ઘણું યોગદાન આપ્યું. છેવટે આત્મોન્નતિ એ જ જીવનનું સર્વશ્રેષ્ઠ લક્ષ્ય છે તેમ માની પારમાર્થિક કલ્યાણ માટે તેઓશ્રીએ આંતરિક સાધનાને મહત્ત્વ આપ્યું. તેઓ તપસ્યા માટે નર્મદાકિનારે નારેશ્વરમાં આવ્યા.

## (૧) સંકલ્પસિદ્ધ બ્રહ્મચારી :

પાંડુરંગ સાધકાવસ્થામાં હતા ત્યારે એક સંન્યાસી પાંડુરંગને જોઈને ખૂબ પ્રભાવિત થયા. તેમણે બ્રહ્મચારી પાંડુરંગને વિનંતી કરી. “મારી એક વિનંતી છે તે માન્ય કરશો?” પાંડુરંગ વળામે કશું સમજ્યા નહીં. તેઓએ અતિ નમ્રભાવે કહ્યું, “હું તમારા ચરણ પાસે બેસવા પણ લાયક નથી. આથી મને વિનંતી કરી ન શરમાવો.”

છેવટે સંન્યાસીએ પોતાની ઈચ્છા વ્યકત કરી કે તેમની મહત્ત્વાકાંક્ષા દ્વારકાપીઠના શંકરાચાર્ય થવાની છે. તે માટે નારદવિરચિત શ્રીદત્તાત્રેય સ્તોત્રના સશ્રદ્ધ દસ હજાર પાઠ કરવાના છે. જો તેઓ (પાંડુરંગ વળામે) પોતાના હસ્તાક્ષરમાં



તે સ્તોત્ર લખીને આશીર્વાદ સાથે આપે તો ભગવાન તેમની મનોકામના પૂરી કરશે તેવી ખાતરી છે.

પાંડુરંગે તરત જ સ્વહસ્તે સ્તોત્ર લખી આપ્યું અને તેને માથે ચઢાવી અંતરના આશિષ સાથે સંન્યાસીને આપ્યું. દિનશુદ્ધિ જોઇ સશ્રદ્ધ પાઠ કરતાં જ તે સંન્યાસી દ્વારકાના શંકરાચાર્ય થયા. તેઓશ્રીનું નામાભિધાન શ્રીચંદ્રશેખરાશ્રમ હતું. શંકરાચાર્યની ગાદી શોભાવતા હતા ત્યારે તેઓશ્રી ભરુચ પધારેલા અને તે વખતે પાંડુરંગ વળામે નર્મદાપરિક્રમા કરી નારેશ્વર જવાના હતા. શંકરાચાર્યજીએ પાંડુરંગ બ્રહ્મચારીને અતિ માન આપી પોતાની નજીક બેસાડ્યા તથા “તમને અત્યારે પ્રભાસપાટણની ગાદી આપું તથા મારા પછી જગદ્‌ગુરુની ગાદી માટે ભલામણ કરું” એમ કહ્યું. તે સમયે તો પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે કહ્યું કે હાલ તો મારે નારેશ્વર જવું છે. પરંતુ પાછળથી તેઓએ મત વ્યક્ત કર્યો હતો કે પીઠની કિંમત અવધૂતને પીઠ- (એટલે મરાઠીમાં લોટ અર્થ થાય છે તે) ચપટીભર લોટ જેટલી છે. કશાનું પણ મોહ-મમત્વ નહીં.

સદ્‌ગુરુ સ્વામી મહારાજે પાંડુરંગને દત્તપુરાણનાં ૧૦૮ પારાયણ કરવા દૃષ્ટાંત આપ્યો. તે પુરાણ શ્રીવાસુદેવાનંદ સરસ્વતીએ રચેલું છે. તેનાં પારાયણ કર્યા પછી ઉદ્યાપનનિમિત્તે ફક્ત ૧૦૮ દિવસમાં નર્મદાની પરિક્રમા કરી. તે પણ મુખ્યત્ત્વે ફક્ત ગોળ અને પાણી પીને. પૈસા પોતાની પાસે રાખતા નહીં.

નર્મદાપરિક્રમા શરૂ કરે તે પહેલાં સદ્‌ગુરુ સ્વામી મહારાજનો બીજો દૃષ્ટાંત થયો કે દક્ષિણમાં “ગાંડો” તારી રાહ જુએ છે. “ગાંડો” એટલે સ્વામી મહારાજના શિષ્ય પ.પ.શ્રી યોગાનંદ સરસ્વતી. પૂર્વાશ્રમમાં તેઓ ગાંડાબુવા તરીકે ઓળખાતા હતા. ગાંડાબુવાને અવધૂતજી ઓળખતા ન હતા. ભરુચમાં તેમના પૂર્વાશ્રમના બનેવી



શ્રીકલ્યાણજીભાઇ રહેતા હતા. તેમની પાસેથી મહારાષ્ટ્રનું સરનામું લઇ શ્રીરંગ અવધૂતજી તેમને મળવા ગયા.

ગાંડા મહારાજે શ્રીવાસુદેવાનંદ સરસ્વતીનું મરાઠી ભાષામાં ચરિત્ર લખ્યું હતું. તેઓની માતૃભાષા ગુજરાતી હોવાથી કોઇ ભાષાની અશુદ્ધિ રહી ન જાય તે માટે મરાઠીભાષી કોઇ જાણકારને મોકલવા પોતાના સદ્ગુરુને પ્રાર્થના કરી હતી. તેના જવાબમાં સ્વામી મહારાજે તેમને આશ્વસ્ત કર્યા કે, "બ્રહ્મચારીને મોકલું છું." આ બાજુ શ્રીરંગ અવધૂતજીને પણ દૃષ્ટાંત આપ્યો કે "દક્ષિણમાં ગાંડો તારી રાહ જુએ છે."

મહારાષ્ટ્રમાં વાકડી ગામે ગાંડા મહારાજનો મુકામ હતો. પરંતુ ત્યાં વાકડી નામનાં બે ત્રણ ગામો હતાં. વરસાદની ઋતુ હતી. ઘણો ત્રાસ વેઠીને અવધૂતજી બ્રહ્મવાકડી પહોંચ્યા. ત્યાં ગાંડા મહારાજ તેમની રાહ જોતા હતા. અવધૂતજીએ જણાવ્યું કે તેઓ નર્મદાપરિક્રમા પૂરી કરીને ગ્રંથસંશોધનનું કામ હાથ પર લેશે. તેમની આજ્ઞા લઇ નર્મદાપરિક્રમા પૂરી કરી.

ગ્રંથસંશોધન પૂર્ણ કરીને તે છાપવાની જવાબદારી પણ અવધૂતજી પર આવી. આ કામ તેમણે ભરુચમાં ગાંડા મહારાજના પૂર્વાશ્રમના બનેવી શ્રીકલ્યાણભાઇના સહકારથી પૂરું કર્યું. તેનું શ્રવણ કરવાની ઇચ્છા કલ્યાણજીભાઇને હોવાથી અવધૂતજીએ તેમને સમગ્ર પોથીનું શ્રવણ કરાવ્યું. પોથીપ્રકાશનનું કામ પૂર્ણ કરી તેની નકલ તેમણે ગાંડા મહારાજના હાથમાં મૂકી. ગાંડા મહારાજ ખૂબ જ પ્રસન્ન થયા. આ પોથી સંશોધન દરમ્યાન શ્રીરંગ અવધૂત મહારાજે પોતાના નિત્ય પાઠ માટે શ્રીસ્વામી મહારાજનું ચરિત્રાત્મક ૧૦૮ શ્લોક્વાળા સ્તોત્ર- "શ્રીવાસુદેવનામસુધા" ની સંસ્કૃતમાં રચના કરી. આ શ્રીગુરુમૂર્તિચરિત્ર



એ શ્રીરંગ અવધૂત મહારાજ દ્વારા રચાયેલ શ્રીગુરુલીલામૃતના ઉપાસનાકાંડનો આધાર બન્યું.

સાહિત્યક્ષેત્રે પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે નીચે પ્રમાણે યોગદાન આપ્યું છે.

(૧) શ્રીગુરુલીલામૃત ગ્રંથ : આ ગ્રંથ ત્રણ ભાગમાં ૧૯૦૦૫ દોહરામાં લખાયેલો છે. જ્ઞાનકાંડમાં શ્રીદત્ત ભગવાનની લીલાનું વર્ણન છે. કર્મકાંડમાં શ્રીપાદશ્રીવલ્લભ અને શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી મહારાજની લીલાઓ વર્ણવી છે. ઉપાસનાકાંડમાં શ્રીવાસુદેવાનંદસરસ્વતી સ્વામી મહારાજની લીલા વર્ણવી છે.

(૨) દત્તનામસંકીર્તન : નમસ્કાર ગર્ભિત ૧૦૦૮ વાર "શ્રીદત્ત" નામનું ઉચ્ચારણ થાય તેવું સ્તોત્ર.

(૩) દત્તનામસ્મરણ : મનને પ્રતિશ્વાસે દત્તનામ લેવા બોધ આપતું ૧૦૮ પદોવાળું સ્તોત્ર. સમર્થ સ્વામી રામદાસના "મનાચે શ્લોક" ઉપરથી આ સ્તોત્રની રચના થઇ છે.

(૪) દત્તબાવની : પર પદોવાળું સંકટવિમોચન સ્તોત્ર. ગુજરાતમાં અને ગુજરાતની બહાર વિદેશમાં પણ વસતા ભકતજનોના ઘરે ઘરે ગવાય છે.

(૫) શ્રીવાસુદેવસપ્તશતી : સાતસો મરાઠી ઓંવીઓનો ગ્રંથ. તેમાં સ્વામી મહારાજની લીલાઓ વર્ણવી છે. ઓંવીનો ક્રમશ: ત્રીજો અક્ષર લેતાં ગીતાનો પંદરમો અધ્યાય વંચાય છે.

(૬) અવધૂતી આનંદ (ભજનસંગ્રહ)

(૭) રંગતરંગ (મરાઠી પદો)

(૮) અમર આદેશ : પ્રસંગોપાત આપેલાં પ્રવચનોનો સંગ્રહ.

(૯) રંગહૃદયમ્ : સંસ્કૃતમાં રચાયેલાં સ્તોત્રોનો સંગ્રહ.



આ સિવાય ઘણાં સ્તોત્રો, અભંગો, ભજનો પૂ.શ્રીએ લખ્યાં છે. ગુજરાતમાં ગામે ગામ અને વિદેશમાં પણ તેઓશ્રીએ દત્ત ભકિતનો પ્રસાર કર્યો. શક્તિઉપાસનાની યથાર્થતા જાણી તેઓશ્રીએ નારેશ્વરમાં રાઈફલ કેમ્પ યોજયો હતો. વિવિધ રોગોથી પીડિત લોકો માટે નારેશ્વરમાં તેઓશ્રીની ઉપસ્થિતિમાં સર્જીકલ કેમ્પનું આયોજન કરેલું. અન્નસંતપર્ણ નારેશ્વરમાં મુકત મને થાય છે. ભકતોના નિવાસ માટે ધર્મશાળા છે. નારેશ્વરમાં વિવિધ યજ્ઞોનું આયોજન વખતોવખત કરવામાં આવે છે.

## (૨) દત્તયાગનું પુન:પ્રાગટ્ય :

કાર્તવીર્ય સહસ્રાર્જુનના સમયમાં દત્તયાગ થતા. કાળે કરીને તે પરંપરા લુપ્ત થઈ. પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે તે પરંપરાને પુનર્જીવીત કરવા ભારે જહેમત ઉઠાવી હતી. તે માટે જરૂરી યંત્ર, આવરણ દેવતા, આહુતિ માટે મંત્ર (દત્તમાલામંત્ર-પૂ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી પ્રદત્ત) ઈત્યાદિનું સંકલન કરીને તે પદ્ધતિનું પુન:પ્રાગટ્ય કર્યું. તેમની હાજરીમાં કેટલાય દત્તયાગો સંપન્ન થયા. હવે તો તે સંખ્યા સેંકડોમાં થવા જાય છે.

## (૩) માતૃભકત પાંડુરંગ :

પૂ.શ્રીરંગ અવધૂત મહારાજનાં માતુશ્રી નારેશ્વરમાં રહેવા આવ્યાં પછી તેમની આજ્ઞા સિવાય તેઓશ્રીએ કોઈ પણ કામ કર્યું નથી. માજીના દેહવિલય બાદ તેમની સ્મૃતિમાં નારેશ્વરમાં માતૃશૈલની સ્થાપના કરી છે. તેઓ પોતાના માતુશ્રીને સર્વોચ્ચ અદાલત (**Supreme Court**) કહેતા.

## (૪) શરણાગતના તારણહાર :

અનેક ભકતોનાં સંકટોને તેમણે દૂર કર્યાં છે. અસંખ્ય ભકતોની મનોકામના તેમણે પૂરી કરી છે. અનેકની જ્ઞાનપિપાસા તેમણે છિપાવી છે.



## (૫) હરિદ્વારમાં મહાનિર્વાણ :

જીવનલીલા સમેટી લેવા જીવનના ઉત્તરાર્ધમાં તેમણે હરિદ્વાર તરફ પ્રયાણ કર્યું. તે વખતે ભક્તોએ તેઓશ્રીને પૂછ્યું, "બાપજી, હરિદ્વારથી ક્યારે પાછા આવશો?" શ્રીરંગ અવધૂતજીએ સૂચક જવાબ આપ્યો, "ભલા, હરિનાં દ્વારે ગયેલો કોઇ પાછો આવ્યાનું સાંભળ્યું છે?" એક બાજુ તેઓશ્રીના ગુરુબંધુ પૂ.શ્રીગાંડા મહારાજની જન્મ શતાબ્દી ઉજવણીનો દિવસ તા. ૨૯-૧૧-૬૮નો નક્કી થયો હતો. આ દિવસે તેઓ ગુંજમાં ઉપસ્થિત રહેવાના હતા. હરિદ્વાર તરફ પ્રયાણ કરતી વેળાએ "ગુંજથી કોઇ આવ્યું?" એમ વારંવાર પૂછતા. પરંતુ કપડવંજ સુધી કોઇ તેમને મળવા ન આવ્યું. પૂ.શ્રીગાંડા મહારાજની પ્રશસ્તિ તેમણે રચી હતી અને તેની નકલો બારોબાર ગુંજમાં પહોંચે તેવી વ્યવસ્થા કરી હતી.

છેવટે શ્રીરંગ અવધૂત મહારાજ કપડવંજથી જયપુર ગયા અને જયપુરથી હરિદ્વાર પહોંચ્યા. ત્યાં તા.૧૯-૧૧-૬૮ના રોજ તેઓશ્રીની આત્મજયોતિ પરમાત્મામાં વિલીન થઇ ગઇ.

તા.૧૯-૧૧-૬૮ના રોજ બ્રહ્મલીન થયા હોવા છતાં પૂ.શ્રીગાંડા મહારાજની જન્મશતાબ્દી પ્રસંગે તા.૨૯-૧૧-૬૮ના રોજ ઘણા ભાવિક ભક્તોએ શ્રી રંગ અવધૂત મહારાજના દર્શન કર્યા હતાં. પૂ.શ્રીરંગ અવધૂતજીના પાર્થિવ દેહને હરિદ્વારથી નારેશ્વર લાવીને ત્યાં તા.૨૧-૧૧-૬૮ના રોજ અંત્યેષ્ટિક્રિયા કરવામાં આવી. પાછળથી ત્યાં રંગમંદિરની સ્થાપના કરવામાં આવી.

નારેશ્વરમાં હાલમાં નવી જ યજ્ઞશાળા ઊભી કરાઇ છે. સવારે ૫.૩૦થી પ્રભાતિયાંથી શરૂ થઇ સાંજના ૭.૩૦સુધી પૂજન, ભજન ઇત્યાદિ કાર્યક્રમ હોય છે. અનુષ્ઠાન, પારાયણ માટે અગ્રતા આપવામાં આવે છે. બોધિવૃક્ષ શો લીમડો જેની નીચે પૂ.શ્રીરંગ અવધૂતજીએ તપસ્યા કરી હતી તે ભક્તોની રાહ જોતો હજી ઊભો છે!

●

## શ્રીવાસુદેવાનંદસરસ્વતી (ટેંબે) સ્વામી મહારાજ



श्रीवासुदेवानंदसरस्वती भगवान स्वये श्रीदत्तमूर्ती ।।
समर्थ श्रीसद्‌गुरु पावनकीर्ती । चक्रवर्ती योग्यांचे ।।



# વિભાગ - ૩

# પ.પૂ.સ્વામી મહારાજનો નામયોગી શ્રીરામચંદ્ર કૃષ્ણ-કામતજી સાથે સત્સંગ





મહારાષ્ટ્રના સાહિત્યમાં શ્રીરામચંદ્ર કૃષ્ણ કામતજીનું અપૂર્વ યોગદાન છે. તેઓએ વેદતુલ્ય ગણાતા ગ્રંથ શ્રીગુરુચરિત્રનું સંશોધન કાર્ય કર્યું હતું. તેમાં તેમને ઘણાં વર્ષો લાગ્યાં હતાં. એક વાર તો મરણતોલ બીમારી આવી હતી. પહેલાં લોકો તેઓની સત્યશોધક વૃત્તિની કદર ન કરી શકયા. ઘણા તેમની મજાક ઉડાવતા. આમ છતાં તેઓએ પ્રયત્ન છોડ્યો નહીં અને અનેક વર્ષો સુધી મહેનત ચાલુ રાખી.

પહેલાંના જમાનામાં પ્રિન્ટિંગ પ્રેસની સગવડ ન હોવાથી ગ્રંથો હસ્તલિખિત રહેતા. હાથથી તેની નકલ કરતી વખતે લખાણ કરનારા લહિયાઓના સીમિત જ્ઞાનની અસર નવી નકલમાં પડતી. કેટલીક વાર લહિયાઓ પોતાની અલ્પબુદ્ધિથી કેટલાક શબ્દો ઉમેરતા તથા કેટલાક કાઢી નાંખતા. સંસ્કૃત, વેદ, ઉપનિષદ, વૈદકશાસ્ત્ર આદિનો તેમને અલ્પ પરિચય હોવાથી ઘણી વાર અર્થનો અનર્થ પણ થવાની શકયતા રહેતી. આ બધાનો વિચાર કરીને શ્રીકામતજીએ શ્રીગુરુચરિત્ર ગ્રંથના સંશોધનનું કામ હાથ પર લીધું. તેમણે તપાસેલી ઘણી આવૃત્તિઓમાં નીચેની આવૃત્તિઓ ગણનાપાત્ર છે.

(૧) પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતીના દાદા હરિભટ્ટ દ્વારા લખાયેલી હસ્તલિખિત પ્રત.

(૨) પીઠાપુરમાં શ્રીપાદશ્રીવલ્લભના વંશમાં સચવાયેલી વંશપરંપરાગત પ્રત.

(૩) દત્તાવતારી સંત શ્રીપંત મહારાજ બાળેકુંદ્રીકરની વંશપરંપરાગત સાચવેલી હસ્તલિખિત પ્રત.

(૪) કુરવપુરમાં સચવાયેલી જૂની હસ્તલિખિત પ્રત.

ઘણી વાર તેમને ગ્રંથ આપવામાં આનાકાની થતી. ત્યારે સ્વયં દત્ત ભગવાન



તે પોથીના માલિકને દૃષ્ટાંત આપતા. આમ સ્વયં દત્ત ભગવાને આ સંશોધન કાર્ય માટે પ્રેરણા આપી હતી.

શ્રીકામતજીએ 'નામચિંતામણિ' અને 'નામજપાચે મહત્ત્વ' આ બે ગ્રંથો લખ્યા છે. બંને ગ્રંથોમાં નામસ્મરણનો મહિમા વર્ણવ્યો છે. આ બંને ગ્રંથોનો આધાર પ.પ.શ્રીવાસુદેવાનંદ સરસ્વતી દ્વારા કથીત નામજપની મીમાંસા તથા પ્રક્રિયામાં છે. નામયોગી શ્રીકામતજી તથા સ્વામી મહારાજની મુલાકાત બેળગાંવ જિલ્લાના મુરગોડ ગામે થઇ હતી. તેનું રસપ્રદ વર્ણન આપણે જોઇશું.

સ્વામી મહારાજ શ્રીચિદંબર ક્ષેત્રનાં દર્શન કરવા પધાર્યા. સ્વામી મહારાજની ખ્યાતિ સમગ્ર ભારતમાં ફેલાયેલી હોવાથી લોકોનાં ટોળેટોળાં તેમનાં દર્શન કરવા આવ્યાં. તેઓશ્રીને મળવા ગુર્લહસોરના પ્રસિદ્ધ સંત શ્રીકૈવલ્યાશ્રમ ઉર્ફે બોહે સ્વામી પણ આવ્યા હતા. દર્શનાર્થી ભક્તોમાં અર્થાર્થી, આર્ત, જિજ્ઞાસુ તથા સાધકોનો સમાવેશ થતો હતો. પ્રણિપાત કરીને પ્રશ્નોની હારમાળા શરૂ થઇ. કોઇક ચર્મરોગ માટે, તો કોઇ પેટપીડા માટે આવ્યા હતા. કોઇ ભક્ત દીકરીનું યોગ્ય ઠેકાણે લગ્ન થાય તે માટે વિનંતી કરવા આવ્યા હતા, જ્યારે બીજા કોર્ટકેસમાં પોતાને વિજય મળે તે માટે સ્વામી મહારાજનાં માર્ગદર્શન માટે આવ્યા હતા. દર્શનાર્થીઓમાં નિ:સંતાન દંપતીનો પણ સમાવેશ થતો હતો.

સ્વામી મહારાજ સર્વને શાંત ચિત્તે સાંભળી ટૂંકાણમાં માર્ગદર્શન આપતા હતા. તેઓશ્રીની વૈદકશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, અષ્ટાંગયોગ, ભક્તિ, વેદાન્ત આદિ સર્વશાસ્ત્રોમાં ઉત્તમ જાણકારી હતી. આર્ત અને અર્થાર્થી ભક્તોની સંખ્યા ઓછી થઇ અને શ્રીરામચંદ્ર કૃષ્ણ કામતજીનો વારો આવ્યો. તેમણે જિજ્ઞાસાયુક્ત પ્રશ્ન કર્યો : "સગુણ ભક્તિ અને નિર્ગુણ ભક્તિમાં કઇ સુલભ અને શ્રેષ્ઠ?" પ્રશ્ન સાંભળીને સ્વામી મહારાજને આનંદ થયો તથા તેમના ચહેરા પર પ્રસન્નતા દેખાઇ.



હવે તેઓશ્રીએ મિતભાષણ છોડીને નર્મદાના પ્રવાહની જેમ અસ્ખલિત વાણીનો પ્રવાહ ચાલુ કર્યો.

સ્વામી મહારાજે જણાવ્યું કે જેમને દેહાભિમાન છે તેવા ભક્તોને નિર્ગુણ ભક્તિ અસાધ્ય છે. ત્વરિત સાધ્ય થાય તેમ નથી. સગુણ ભક્તિ જ સુલભ અને સાધ્ય છે. નામસ્મરણ તેનું સુલભ સાધન છે. દરેકને ઈષ્ટ કે પ્રિય દેવ હોય તેના નામનો સંકલ્પ કરી તેનું નામસ્મરણ કરવું. આથી તે જલદી ફલપ્રદ થાય છે. નામસ્મરણના પણ સકામ અને નિષ્કામ એમ બે પ્રકાર છે.

સ્વામી મહારાજ જેવા અવતારી સંત સગુણ અને નિર્ગુણ ભક્તિ સમજાવી રહ્યા છે. શ્રોતાઓમાં શ્રીકામતજી જેવા જિજ્ઞાસુ છે. વિષય છે સગુણ ભક્તિનું સહેલું સાધન-નામસ્મરણ. પછી સ્વામી મહારાજની વાણી અસ્ખલિત જ હોય ને?

## (૧) સકામ નામસ્મરણનો પહેલો પ્રકાર :

ઈશ્વરના નામના જેટલા અક્ષરો હોય તેટલા લાખ જપ નિત્ય સ્નાન કરી, ધોત વસ્ત્ર પહેરીને જમ્યા પહેલાં કરવા. દા.ત. "રામ" મંત્રમાં બે અક્ષરો છે. આથી બે લાખ જપ નિશ્ચિત સમયમાં શુચીર્ભૂતપણે પૂરા કરવા. બે લાખમાંથી એક મીંડું ઓછું કરતાં ૨૦,૦૦૦ તે જ મંત્રથી માર્જન (જળ શરીર પર છાંટવુ) કરવું. માર્જન પૂરું થતાં વધુ એક મીંડું ઓછું કરીએ એટલે ૨૦૦૦ મંત્રથી હોમ કરી અવદાન આપવું. તે પછી હજુ એક મીંડુ ઓછું કરતાં ૨૦૦ વાર મંત્રથી તર્પણ કરવું. તર્પણ પછી એક શૂન્ય ઓછું કરતાં ૨૦ બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપવી. આમ કરવાથી મનોકામના પરિપૂર્ણ થાય છે.



## (૨) સકામ નામસ્મરણનો બીજો પ્રકાર :

બે અક્ષરનો મંત્ર હોય (દા.ત. રામ) તો બે લાખ જપ (સ્નાન કર્યા પછી તથા જમ્યા પહેલાં) કરીને તેનો દસમો ભાગ (૨૦,૦૦૦) આહુતિ આપી હોમ કરવો. તેનો દસમો ભાગ એટલે ૨૦૦૦ બ્રાહ્મણોને ભોજન કરાવીને દક્ષિણા આપવી. આ ઉત્તમ પ્રકાર છે. આ પ્રકારથી એક જ કામના સિદ્ધ થઇ શકે છે. અલગ અલગ કામના માટે અલગ અલગ જપપૂર્વક અનુષ્ઠાન કરવું પડે. મંત્ર (નામમંત્ર) આપણને ગમે તે લેવો અથવા બ્રાહ્મણને પૂછીને આજ્ઞા લઇ જપ શરૂ કરવો.

## (૩) નિષ્કામ જપસિદ્ધિનો પહેલો પ્રકાર :

સ્વામી મહારાજની અસ્ખલિત વાણી ચાલુ જ હતી. મંત્રના જેટલા અક્ષરો તેટલા કરોડ જપ કરવા. તેમ કરવાથી મંત્ર સિદ્ધ થશે. આ પ્રકારનાં અનુષ્ઠાનમાં એક સ્થળે, જમ્યા પહેલાં, ધોત વસ્ત્ર, એવા કોઇ નિયમ નથી. પરંતુ આ નિયમો પાળવા જ નહીં તેવું પણ નથી. અનુષ્ઠાનનો હેતુ નિષ્કામ (એટલે કે પ્રભુપ્રીત્યર્થ) હોય તો જ આ પ્રમાણે જપસિદ્ધિ મળે છે. શિવાજીના ગુરુ સમર્થ સ્વામી રામદાસે "શ્રીરામ જયરામ જય જયરામ" આ તેર અક્ષરના રામમંત્રના તેર કરોડ જપ પૂરા કર્યા હતા. આથી તેમને પ્રભુ રામચંદ્રજીનાં દર્શન થયાં હતાં. પ્રભુ રામચંદ્રજીએ વરદાન માગવાનું કહેતા સમર્થ સ્વામીએ વિનંતી કરી, "જે કોઇ ભક્ત આ રીતે તેર કરોડ જપ કરે તેને આપ દર્શન આપજો."



સમર્થ સ્વામી રામદાસ કહે છે કે કરોડની સંખ્યા સાંભળીને ગભરાવાની જરૂર નથી. અનુષ્ઠાનની સુલભતા આ પ્રમાણે છે.

(૧) જપ માટે એક આસન જરૂરી નથી. (૨) અન્નત્યાગ જરૂરી નથી. (૩) જતાં-આવતાં, ઊઠતાં-બેસતાં, વ્યવસાય કરતાં જપ કરવા. (૪) જપસંખ્યા ગણવાની જરૂર નથી. ઇશ્વર તેની ગણતરી કરશે. (૫) જપસંખ્યા પૂરી થતાં જન્મજન્માંતરનાં પાપ નષ્ટ થાય છે. (૬) ઇષ્ટનાં દર્શન થાય છે અને ભકત તત્કાળ પાપ મુકત થાય છે.

## (૪) નિષ્કામ જપસિદ્ધિનો બીજો પ્રકાર :

મંત્રના અક્ષરો ગમે તેટલા હોય, અમુક કરોડ જપનો કોઇ સંકલ્પ ન કરવો. જપ (સંખ્યાની ગણતરી કર્યા વગર) અવિરત ચાલુ રાખવો. એક એક કરોડ જપ પૂરા થતાં જન્મકુંડળીનાં એક એક સ્થાન અનુક્રમે શુદ્ધ થશે. તેના પરિણામે વિવિધ અનુભવો થશે.

(૧) નવ કરોડ જપ પૂરા થતાં સગુણ સાક્ષાત્કાર થાય છે.

(૨) બાર કરોડ જપ પૂરા થતાં ગુરુ દ્વારા પ્રત્યક્ષ કે સ્વપ્નમાં અનુગ્રહ પ્રાપ્ત થાય છે. આથી કરીને મુમુક્ષુ દશા સમાપ્ત થઇને ઉત્તમ સાધક દશા પ્રાપ્ત થાય છે. જન્માક્ષરનાં દ્વાદશ સ્થાન શુદ્ધ થતાં જીવ ગ્રહકક્ષામાંથી મુકત થઇને પરમાત્માકક્ષામાં જાય છે. આમ યથાર્થ રીતે આધ્યાત્મિક ઉન્નતિ થાય છે. સગુણ સાક્ષાત્કાર તથા ગુર્વાનુગ્રહ આ બે મહત્ત્વની સિદ્ધિઓ નિષ્કામ અનુષ્ઠાનમાં પ્રાપ્ત થાય છે.



## (૫) જન્માક્ષરનાં બાર સ્થાનોની માહિતી :

નિષ્કામ જપથી જન્માક્ષરનાં બાર સ્થાનો કેવી રીતે શુદ્ધ થાય છે તે સ્વામી મહારાજ સમજાવે છે.

(૧) એક કરોડ જપ પૂરા થતાં લગ્નસ્થાન અથવા પ્રથમ સ્થાન કે જે તનુ અથવા શરીરસ્થાન ગણાય છે તે શુદ્ધ થાય છે. શરીરના રજોગુણ, તમોગુણ નષ્ટ થઇ સત્ત્વગુણ વૃદ્ધિ પામે છે, રોગબીજોનો નાશ થાય છે, કલ્પના પ્રવાહ ઓછો થાય છે, શુભ સ્વપ્નો પડે છે, સ્વપ્નમાં દેવ, દેવી કે તેમની મૂર્તિનાં દર્શન થાય છે. પરિચિત-અપરિચિત સાધુસંતોનાં દર્શન થાય છે. દેવતા, મૂર્તિ સાથે સંભાષણ કે વાર્તાલાપ શરૂ થાય છે. આવા અનુભવો થવા લાગે એટલે સમજવું કે સત્ત્વગુણ વૃદ્ધિ પામે છે અથવા સત્ત્વશુદ્ધિ થઇ રહી છે.

(૨) બે કરોડ જપ પૂરા થતાં ધનસ્થાન શુદ્ધ થાય છે. આને કુટુંબ કે પરિવારસ્થાન પણ કહે છે. જૂનાં લેણાં વસૂલ ન થતાં હોય તો તેનો નિકાલ આવી તે પૈસા પ્રાપ્ત થાય છે. દેવું હોય તો તે ભરપાઇ થઇ જાય છે. કુટુંબની વ્યક્તિ વિદેશ ગઇ હોય તો તે પાછી આવીને તેનું મિલન થાય છે તથા કુટુંબના સુખની વૃદ્ધિ થાય છે.

(૩) ત્રણ કરોડ જપ પૂરા થતાં પરાક્રમસ્થાન અથવા સહજસ્થાન (સાથે જન્મનાર-ભાઇ બહેન વગેરે) અથવા ભાતૃસ્થાન શુદ્ધ થાય છે. પૂર્વે અસાધ્ય કે અશક્ય લાગતાં કામો સહજ સિદ્ધ થાય છે. ભાઇભાઇમાં અણબનાવ હોય તો વૈમનસ્ય દૂર થઇ પ્રેમભાવ વધે છે.

(૪) ચાર કરોડ જપ પૂરા થતાં માતૃસ્થાન અથવા સુખસ્થાન શુદ્ધ થાય છે.



માતા સાથે સંબંધો વધુ સારા થાય છે. વારંવાર દુ:ખ આવી પડતું હોય તો સુખ મળવાની શરૂઆત થાય છે. શારીરિક અને માનસિક આઘાત ઓછા થતા જાય છે.

(૫) પાંચ કરોડ જપ પૂરા થતાં પુત્રસ્થાન અથવા વિદ્યાસ્થાન શુદ્ધ થાય છે. નિ:સંતાન હોય તો સંતાનપ્રાપ્તિ થાય છે. પુત્ર હોવા છતાં વિપરીત વર્તન કરતો હોય તો અનુકૂળ વર્તન કરે છે. સાધક અવિદ્વાન હોય તો કોઈ પણ નવી વિદ્યામાં તે પ્રવેશ કરે કે પ્રવેશ કરવા ઇચ્છા કરે તો તેની બુદ્ધિ તીવ્ર થાય છે. ધારણાશક્તિ કે ગ્રહણશક્તિ વધે છે.

(૬) છ કરોડ જપ પૂરા થતાં છઠ્ઠું સ્થાન શત્રુ અથવા રોગસ્થાન શુદ્ધ થાય છે. બાહ્ય શત્રુઓ હોય તો તે શત્રુતા છોડી દે છે. આંતરિક કામ ક્રોધાદિક શત્રુઓ પણ નિ:શેષ થાય છે. અસાધ્ય રોગો સંપૂર્ણત: નાશ પામે છે. એક કરોડ જપ પૂરા થતાં તનુસ્થાન શુદ્ધિસમયે રોગો નિર્બળ થાય છે. જ્યારે છઠ્ઠા સ્થાનની શુદ્ધિ થતાં અસાધ્ય રોગો નિ:શેષ થાય છે.

(૭) સાત કરોડ જપ પૂરા થતાં પત્ની અથવા જાયાસ્થાન શુદ્ધ થાય છે. સાધક અવિવાહિત હોય તો તેના વિવાહ થાય છે. વિધુર હોય તો પણ પુનર્લગ્નની સંભાવના રહે છે. પત્ની પ્રતિકૂળ હોય તો અનુકૂળ થાય છે. સ્ત્રીસુખ પ્રાપ્ત થાય છે. સ્ત્રીસાધકોને પતિસુખ પ્રાપ્ત થાય છે.

(૮) આઠ કરોડ જપ પૂરા થતાં મૃત્યુ અથવા અપમૃત્યુસ્થાન શુદ્ધ થઈ અકાળ મૃત્યુ-અપમૃત્યુ ટળે છે.

(૯) નવ કરોડ જપ પૂરા થતાં ધર્મસ્થાન શુદ્ધ થઇને મંત્રદેવતાનો સગુણ સાક્ષાત્કાર થાય છે. તેનો અવર્ણનીય આનંદ હોય છે.

(૧૦) દસ કરોડ જપ પૂરા થતાં કર્મસ્થાન અથવા પિતૃસ્થાન શુદ્ધ થાય છે. દુષ્કર્મો નષ્ટ થાય છે. સાધક દ્વારા સત્કર્મો જ થતાં રહે છે. પિતા સાથે કોઈ કારણને



લીધે અણબનાવ હોય તો સખ્ય થાય છે. સાધુસંતોનાં દર્શન સહજ થાય છે.

(૧૧) અગિયાર કરોડ જપ પૂરા થતાં લાભસ્થાન શુદ્ધ થાય છે. પ્રાપંચિક ધન-ધાન્ય, ગૃહ-ભૂમિ વગેરેનો લાભ થાય છે. સત્ત્વગુણની પૂર્ણવૃદ્ધિ થાય છે.

(૧૨) બાર કરોડ જપ પૂરા થતાં વ્યયસ્થાન શુદ્ધ થાય છે. રજોગુણ, તમોગુણનો સંપૂર્ણ નાશ થાય છે. ગુરુ દ્વારા પ્રત્યક્ષ કે સ્વપ્નમાં અનુગ્રહ થાય છે.

## (૬) નવમાંશ :

દરેક સ્થાનના નવ ભાગ પાડીએ તો તેને નવમાંશ કહે છે. પ્રત્યેક બાર લાખ જપ પૂરા થતાં નવમાંશની શુદ્ધિ થાય છે. બાહ્ય અથવા આંતરિક પરિસ્થિતિમાં ફેરફાર અનુભવવા મળે છે. આમ પ્રત્યેક બાર લાખ જપની ગણતરી રાખીએ તો તે પ્રમાણે અનુભવ થઇને જન્માક્ષર શુદ્ધ રીતે બનાવી શકાય.

આ પ્રમાણે સ્વામી મહારાજ નામયોગરહસ્યકથન કરી રહ્યા હતા ત્યારે સકામ ભક્તો ક્યારના ય પોતપોતાને ઘરે જવા તૈયાર થઇ ગયા હતા. શ્રીકામતજી જેવા બે-ચાર જિજ્ઞાસુઓ સ્થળ છોડવા તૈયાર ન હતા. કેટલીક શંકા થતાં કામતજીએ તે સ્વામી મહારાજને પૂછી. સ્વામી મહારાજે તરત જ તે શંકાઓ નિર્મૂળ કરી. સ્વામી મહારાજ ધર્મશાસ્ત્રોની બાબતમાં જ્ઞાનકોશ (ENCYCLOP(A)EDIA) જેવા હતા. સ્વામી મહારાજે નીચે પ્રમાણે શંકાનિરસન કર્યું.

## (૭) (ઇશ્વરનું) નામ એ પંચમહાભૂતથી પણ વધુ સૂક્ષ્મ :

પૃથ્વી તત્ત્વ કરતાં આપ તત્ત્વ વધારે સૂક્ષ્મ છે. આપ કરતાં તેજ, તેજ કરતાં વાયુ, વાયુ કરતાં આકાશ તત્ત્વ વધારે સૂક્ષ્મ છે. આકાશ કરતાં મનસ્તત્ત્વ,



મન કરતાં બુદ્ધિ તત્ત્વ વધુ સૂક્ષ્મ છે. બુદ્ધિ કરતાં પ્રકૃતિ તત્ત્વ અને પ્રકૃતિ તત્ત્વ કરતાં પરમાત્મા તત્ત્વ અત્યંત સૂક્ષ્મ છે.

"સા કાષ્ઠા સા પરા ગતિ:" એમ જે શાસ્ત્રોમાં કહે છે તે આ જ. આ પ્રકારની ગતિ ગુર્વાનુગ્રહથી પ્રાપ્ત થાય છે. ગુર્વાનુગ્રહ સત્ત્વ ગુણથી સુલભ થાય છે. ધ્વનિરૂપ નામ આકાશ તત્ત્વનું હોવાથી આ સાધન વડે પરમાત્મા સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે છે.

## (૮) રોગબીજનો નાશ :

પ્રથમ એક કરોડ જપ પૂરા થતાં કલ્પનાપ્રવાહ બંધ થાય છે અને રોગબીજનો નાશ થાય છે. રોગબીજ પ્રથમ મનમાં પ્રસરે છે. પછી તેની અસર શરીર પર થાય છે. પ્લેગનો રોગ ફાટી નીકળે (એપિડેમિક થાય ત્યારે) ત્યારે બિલકુલ ભય ન રાખીએ તો પ્લેગનો ચેપ લાગતો નથી. તેનું કારણ એ છે કે રોગ બીકને લીધે પ્રથમ મનમાં પ્રવેશે છે અને પછી તેની અસર શરીર પર થાય છે. મન શુદ્ધ થતાં મનને આરોગ્ય તથા અભય આ બે ગુણો આપોઆપ પ્રાપ્ત થાય છે.

"મનોવૃત્તિ જેમની ઉત્પન્ન થઇ નથી એવાં નાનાં બાળકોને ચેપી રોગ લાગુ પડે છે તેનું શું કારણ?" એમ સ્વામી મહારાજને પૂછતાં, તેઓશ્રીએ નીચે પ્રમાણે તેનો ખુલાસો કર્યો. રોગબીજ પ્રથમ માતાની મનોભૂમિકામાં પ્રવેશે છે. તેનું દૂધ બાળકો લેતાં હોવાથી તે રોગ બાળકોમાં પ્રવેશે છે. આ તદ્દન કુદરતી છે.

બીજી એ વાત ધ્યાનમાં લેવાની કે પરમ તત્ત્વ નિર્વિકલ્પ છે જ્યારે કલ્પના સ્વયં અવિદ્યા છે. અવિદ્યામાંથી ત્રિવિધ તાપ અને જન્મમરણના ફેરામાં જોતરાવું પડે છે. સત્ત્વશુદ્ધિ થાય એટલે કલ્પનાનો હ્રાસ થાય છે. એટલે કે સ્વરૂપ



સાક્ષાત્કારનો મુખ્ય પ્રતિબંધ લય અને પ્રતિબંધ નાશ પામે છે. લય એટલે નિદ્રા અને પ્રતિબંધ એટલે ચિત્તચાંચલ્ય. એટલે કે કલ્પના કે વૃત્તિની દોડાદોડ ઓછી થાય ત્યારે હરિગુરુકૃપાથી સ્વરૂપાવિર્ભાવ થાય છે.

ઉપર પ્રમાણે સ્વામી મહારાજની વાણી દ્વારા નામસ્મરણના મહિમાનો અવિરત પ્રવાહ ચાલુ હતો. સકામ ભક્તિથી આવેલા ભક્તો ધીમે ધીમે વીખરાવા લાગ્યા. સ્વામી મહારાજ પાસે ભક્તોએ જે કાંઇ કેળાં, મીઠાઇ, શ્રીફળ, સૂકો મેવો, ફળ-ફળાદિ મૂક્યું હતું તે તે સર્વ સ્વામી મહારાજ જે તે ભક્તને પ્રસાદ તરીકે પાછું આપતા હતા. શ્રીકામતજીની પોતાની વાડીમાંથી લાવેલી પાકી કેરી સ્વામી મહારાજે પ્રેમથી સ્વીકારી. શ્રી કૈવલ્યાશ્રમ સ્વામીએ તેવી કેરીઓ ગુર્લહસોર લઇ જવા મંગાવી. તે કેરી સાથે લઇ જઇને સ્વામી મહારાજની ભિક્ષામાં ઉપયોગ કર્યો.

## (૯) નિષ્કામ જપમાં સંખ્યા કે ગણતરીની શી જરૂર? :

નિષ્કામ બુદ્ધિથી જપ એટલે કે નામસ્મરણ કરવા માટે સંખ્યાની ગણતરી શા માટે? એમ સ્વામી મહારાજ આગળ શંકા રજૂ કરતાં તેઓશ્રીએ આ પ્રમાણે તેનો ખુલાસો કર્યો.

મનને કોઇ પણ બંધન ગમતું નથી. તેને સ્વચ્છંદથી દોડવા કૂદવા જોઇએ. સંખ્યાગણતરીનું લાકડું તેના ગળામાં લટકાવીએ તો તે આમ તેમ ધમપછાડા ઓછા મારશે અને તેને સોંપેલું કામ વ્યવસ્થિત કરશે. જોઇએ તો આનો પ્રયોગ કરી જોવો.



સૌ પ્રથમ સંખ્યા તરફ વધુ દયાન જાય છે અને નામજપ તરફ ઓછું. આગળ જતાં નામજપ તરફ વધુ અને સંખ્યા કે ગણતરી તરફ ઓછું જાય છે. પછી તો સંખ્યા, ગણતરી એકદમ સહજ થવા લાગે છે. સંખ્યાયુક્ત જપથી મનની સ્મરણશક્તિ વધે છે. બીજા બધા વ્યવહારો પણ સહજ ચાલ્યા કરે છે. અમુક સંખ્યા પૂરી થતાં મન ઉત્તેજના અનુભવે છે. પછી હરીફાઇ જાગે છે. મનની એકાગ્રતા વધતી જાય છે. એકાગ્રતાથી તન્મયતા પ્રાપ્ત થાય છે. વેદાન્તમાં જે જ્ઞાનની સાત ભૂમિકા કહેલી છે તેમાંથી પાંચ ભૂમિકા મન સહજ રીતે પાર કરે છે. આ ભૂમિકાઓનાં નામ આ પ્રમાણે છે. (૧) શુભેચ્છા (૨) વિચારણા (૩) તનુમાનસા (૪) સત્વાપત્તિ (૫) અસંસક્તિ (૬) પદાર્થાભાવિની (૭) તૂર્યગા.

સ્વામી મહારાજે આગળ જતાં જણાવ્યું કે નામજપની મહત્તા કહેતી વખતે ફલશ્રુતિનો વિસ્તાર ન કરતાં નામજપની સલાહ આપવી. જેની ભૂમિકા પૂર્વ પુણ્યાઇથી શુદ્ધ હશે તેને નાસ્મરણ તરત જ ગમશે તથા તે તેમાં તરત જ પ્રવેશ કરશે. (નામયોગ-જપયોગ). આ એક પ્રયોગપ્રદ્ધતિ છે તેમ પણ સ્વામી મહારાજે જણાવ્યું. પરંતુ નિરક્ષેપભાવે નામસ્મરણ કરનાર ઓછા મળે છે. સકામ બુદ્ધિથી કરનારા વધુ મળે છે. તેમને ફલશ્રુતિ સંભળાવવી જોઇએ. સાંભળ્યા પછી પણ તેને આત્મસાત્ કરનારા ઓછા હોય છે, તેમ સંતોનો અનુભવ છે.

સકામ બુદ્ધિથી પણ કોઇ નામસ્મરણની શરૂઆત કરે તો તે સાધકને આગળ જતાં નિષ્કામ તરફ લઇ જવાની શક્તિ નામસ્મરણમાં છે.

ધર્માર્થ કામ વાસના | હોવા છતાં મગ્ન મારા ભજનમાં |
તે તે કામના પૂર્ણ કરાવીને | સાયુજય મુક્તિ હું આપું ||

એકનાથી ભાગવત. ૨૯/૬૧૬



નામ અને નામીમાં અભેદ છે પ્રથમ દર્શને |
અનુભવવા મળતું નથી, પશ્ચાત્ તેવો અનુભવ થાય છે ||
દેવનો મંત્ર લેવો | તે મંત્રને જ દેવ જાણવો ||

શ્રીરમાવલ્લભદાસ.

તુકા કહે નામ | ચૈતન્ય નિજધામ ||

સંત તુકારામ.

ઉપર પ્રમાણે પરમ જ્ઞાની, પરમ ભક્ત, પરમ વિદ્વાન, યોગચૂડામણિ પરમહંસ પરિવ્રાજક શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ દ્વારા નામયોગરહસ્ય શ્રીરામચંદ્ર કૃષ્ણ કામતજીના કાનમાં પડ્યું. તેમણે તે ઉપર મનન, નિદિધ્યાસન કરી તે ઉપદેશને આચરણમાં મૂક્યો. સંખ્યાયુક્ત જપ વિશે તેમના મનમાં વિકલ્પ ઊઠતા હતા. તે છોડીને તેમણે સંખ્યાયુક્ત જપ શરૂ કર્યો. તેમનું અનુષ્ઠાન પૂરું થયું. તે પછી તેમણે બીજા ભક્તોને પણ નામસ્મરણ માટે પ્રોત્સાહિત કર્યા.

ઘણા ભક્તોએ કામતજીની સલાહ માની. તેઓમાં એક શ્રીભીમરાવ ચરઝરવીકર હતા. તેમણે ૨૪ કરોડ જપ પૂરા કર્યા. તે પછી શ્રીકામતજીને નામસ્મરણનો પ્રચાર કરવા ઈશ્વર તરફથી આજ્ઞા થઈ. તે પ્રમાણે તેમણે પ્રવચન, કીર્તન, લેખ, વિદ્વત્ સભા દ્વારા નામસ્મરણનો મહિમા લોકોમાં ફેલાવ્યો. તેમની ડાયરીમાં પોતાના નામસ્મરણ અંગેના અનુભવો સંગ્રહિત કર્યા છે. તેમાંથી આપણે થોડા લઈશું.

(૧) એક કરોડ જપ પૂરા થતાં વિક્ષેપ નાશ પામ્યો. નિરર્થક કલ્પનાઓ આવતી બંધ થઈ. ઘણાં વર્ષોથી કોર્ટમાં એક કેસ ચાલતો હતો. તેની હકીકતનો ઉલ્લેખ તેઓ વારંવાર તેમના વાર્તાલાપમાં કરતા. જપ પૂરો થતાં આ બધું બંધ થયું.



વિચારોને લીધે તેમને ઊંઘ આવતી ન હતી. હવે ઊંઘ આવવા લાગી. હૃદયનો તાપ ઓછો થયો. આ અનુભવ તનુસ્થાનશુદ્ધિનો હતો.

(૨) બે કરોડ જપ પૂરા થતાં દેવામાંથી મુક્ત થયા. પિતાજીએ લોકોને પૈસા આપ્યા હતા. તે પૈસા વસૂલ થયા. તે પહેલાં તેમને દર અઠવાડિયે બીજા પાસે પૈસા માગવા પડતા. આ પરિણામ ધનસ્થાનશુદ્ધિનું હતું.

(૩) કરડી ગુદ્દી નામના એક લાખોપતિ શાહુકાર સાથે એક ભાઇને જમીન બાબત ૧૨ વર્ષથી એક દાવો ચાલતો હતો. પૂરતા પુરાવાના અભાવે ૧૬ વખત તે દાવો કાઢી નાખવામાં આવ્યો હતો. છેલ્લા પ્રયત્ન તરીકે તેમણે ફરી દાવો દાખલ કર્યો. આ બાજુ ત્રણ કરોડ જપ પૂરા થયા હતા. કોર્ટે કોઇ પણ સાક્ષીને તપાસ્યા વગર આપેલા પુરાવાઓને આધારે તેમના તરફી નિકાલ આપ્યો. ત્રીજું પરાક્રમસ્થાન શુદ્ધ થવાનું આ પરિણામ હતું. એક ભાઇ સાથે અણબનાવ બન્યો હતો. તે વૈમનસ્યથી દૂર રહેવા ગયો હતો. તે પાછો આવ્યો તથા ભાઇચારાથી રહેવા લાગ્યો. ભ્રાતૃસ્થાન (ત્રીજું) શુદ્ધ થવાનું આ પરિણામ હતું.

(૪) ચાર કરોડ જપ પૂરા થતાં ઉપર નિર્દિષ્ઠ જમીનનો કબજો લેવા જતાં ત્રાહિત વ્યક્તિએ વાંધો લીધો. પરંતુ કોર્ટમાં જતાં તે વાંધો રદ થયો અને સુખપૂર્વક જમીનનો કબજો મળ્યો. જેના માટે ઘણાં વર્ષો સુધી કડાકૂટ કરી હતી તે મહેનત સાર્થક થઇ. ચતુર્થ સુખસ્થાન શુદ્ધ થવાનું આ ફળ હતું.

(૫) પાંચ કરોડ જપ પૂરા થતાં એક દીકરો જે તેમની ઇચ્છા મુજબ વર્તન કરતો ન હતો તે હવે અનુકૂળ વર્તન રાખતો થયો. તદ્‌ઉપરાંત તેમને પોતાને અધ્યાત્મગ્રંથ શ્રવણ કરવાની પ્રબળ ઇચ્છા થઇ. પુત્ર કે વિદ્યાનું પાંચમું સ્થાન શુદ્ધ થયાનો આ અનુભવ હતો.



(૬) છ કરોડ જપ પૂરા થતાં જમીનના કબજા માટે કેટલાક લોકોએ વિરુદ્ધ થઇ દુશ્મનાવટ ઊભી કરી હતી. તેઓ એવા તો સંકટમાં ફસાયા કે તેમને દુશ્મનાવટ છોડવી પડી. તેઓ અનુષ્ઠાનકર્તાને શરણે આવ્યા. અનુષ્ઠાનકર્તાએ પણ ક્ષમા આપીને શત્રુઓને પણ મિત્ર બનાવ્યા. આમ કરવાથી શત્રુઓ ગમે ત્યારે શું કરશે તે ભય દૂર થયો. શત્રુસ્થાન શુદ્ધ થવાનું આ પરિણામ હતું.

(૭) કોર્ટ કજિયાથી ખૂબ ખર્ચ થતો હતો. પરિણામે ઘરમાં પૂરતો પૈસો વાપરી શકાતો નહીં. આથી પત્નીનું વર્તન પ્રતિકૂળ હતું તે સાત કરોડ જપ પૂરા થતાં તે વર્તન હવે અનુકૂળ થયું હતું. આ અસર સપ્તમ પત્નીસ્થાન શુદ્ધ થવાને લીધે હતી.

(૮) પીઠ પર એક મોટી ગાંઠ થઇ હતી. તે ફૂટીને મૃત્યુતુલ્ય વેદના થતી હતી. તે વેદના આઠ કરોડ જપ પૂરા થતાં દૂર થઇ. ગાંઠના સ્થળનો ઘા કોઇપણ ઔષધોપચાર વગર રુઝાઇ ગયો હતો. આ અનુભવ આઠમું મૃત્યુ કે અપમૃત્યુ (ગંડાંતર) સ્થાન શુદ્ધિનો હતો.

(૯) નવ કરોડ જપ પૂરા થતાં એક જાપકનું ધર્મસ્થાન શુદ્ધ થયું. તેમને સગુણ સાક્ષાત્કાર થયો, તેની વિગત નીચે પ્રમાણે છે.

જપ કરનારની એક ગાય ચરવા ગઇ હતી. તે પાછી આવી ન હતી. આથી તેઓ ગાયને શોધવા જંગલમાં ગયા. પરંતુ તે ન મળી. આથી કંટાળીને તેઓ ગામમાં પાછા વળતાં હનુમાનજીના મંદિરે ગયા. હનુમાનજીને પ્રાર્થના કરતાં જ ગાય અંગે વિસ્મૃતિ થઇ. હનુમાનજીની ભક્તિમાં મન તન્મય થતાં અષ્ટ સાત્ત્વિક ભાવો જાગૃત થયા. વાણી ગદ્‌ગદ્ થઇ અને પછી બંધ થઇ. દેહભાન લુપ્ત થવા



લાગ્યું. શ્વાસોચ્છ્શ્વાસ ક્ષીણ થતો ગયો. અંધકારની જગ્યાએ તેજસ્વી પ્રકાશ જણાયો. તે તેજસ્વી પ્રકાશમાં શ્યામસુંદર, રાજીવલોચન, સર્વાલંકારમંડિત પરમાનંદઘન પ્રભુ રામચંદ્રજીનાં દર્શન થયાં. તે દર્શન અતિ દિવ્ય હતું. દર્શનનો આનંદ ઈંદ્રિયગમ્ય કે મનોગમ્ય ન હતો. આવું યોગીઓને પણ દુર્લભ દર્શન દસમું ધર્મસ્થાન શુદ્ધ થતાં નામયોગીને પ્રાપ્ત થયું.

(૧૦) દશ કરોડ જપ પૂરા થતાં વિજાપુર જિલ્લાના ચગલૂર ગામના શ્રોત્રિય તથા તપસ્વી પ્રસિદ્ધ બ્રાહ્મણ અડવી આચાર્ય સાધકના ઘરે પોતે પધાર્યા. દર્શન આપીને બોધદાયક ઉપદેશ પ્રદાન કર્યો. આ દર્શન તથા સત્સંગ તેમને અનાયાસે પ્રાપ્ત થયાં. આનું કારણ એ જ કે તેમનું દસમું કર્મસ્થાન શુદ્ધ થયું હતું.

(૧૧) અગિયાર કરોડ જપ પૂરા થતાં શ્રીચિદંબર ક્ષેત્રે સાધકને ગૃહલાભ થયો. પડતર જમીનમાં ઘણાં વર્ષો પછી વાવણી થઇ તથા સારો પાક થઇ આર્થિક લાભ થયો. અગિયારમા લાભસ્થાનની શુદ્ધિનો આ અનુભવ હતો.

(૧૨) નામસ્મરણ દરમ્યાન લોકોનાં સેવાકાર્યોમાં ધનનો વિનિયોગ કરવા સ્વપ્નદષ્ટાંત થયો. બારમા વ્યયસ્થાનની શુદ્ધિનો આ અનુભવ હતો.

આ નામયજ્ઞ માટે જાતિ, વર્ણ, ધર્મ કશું આડે આવતું નથી. નામમંત્રોમાં દ્વાદશાક્ષરી વાસુદેવ મંત્ર, ત્રયોદશાક્ષરી, ચતુરક્ષરી, ત્ર્યક્ષરી, દ્વ્યક્ષરી રામમંત્ર, ષડક્ષરી "રામકૃષ્ણહરિમંત્ર", ષડક્ષરી કે પંચાક્ષરી શિવમંત્ર, દત્ત, ગુરુ, વિઠ્ઠલ, વેંકટેશ, નારાયણ, મારુતિ, ગજાનન, વીરભદ્ર, મલ્લિકાર્જુન, કાલિકા, ભગવતી, રેણુકા, નવદુર્ગા, કૃષ્ણ બસવેશ્વર, અરિહંત, અલ્લા ઇત્યાદિ કોઇ પણ એક નામમંત્રનો જપ કરી શકાય.



જપ; માળાથી કે આંગળીના વેઢાથી પણ કરી શકાય. ભક્ત કવિ સાવંતા માળીએ કહ્યું છે :

નામના આધારે કોઇ ભય નથી,

કલિકાળને પણ માથે (નામરૂપી) લાકડી ફટકારીશું.

"વિઠ્ઠલ" "વિઠ્ઠલ" કરીને વૈકુંઠના ભગવાનને સંકીર્તન દ્વારા પૃથ્વી પર લાવીશું.

આ પ્રકરણ વાંચીને દરેક વાચક નામસ્મરણ કરવા લાગે તેવી વિનંતી.

પૂ.શ્રીરંગ અવધૂત મહારાજને કેટલાક ભક્તો શ્રીગુરુચરિત્રની કઇ પોથીનાં પારાયણ કરવાં તે અંગે પૂછતા. પૂજ્યશ્રીએ શ્રીકામતજી દ્વારા સંશોધિત શ્રીગુરુચરિત્રની પોથી વાંચવા ભલામણ કરી હતી. શ્રીકામતજી ડાકોરમાં ઊજવાયેલી ૬૧મી રંગજયંતી સમયે ઉપસ્થિત રહેલા. પૂ.શ્રી પ્રણીત શ્રીદત્તનામસ્મરણને તેમણે દૈનિક નિત્યક્રમમાં સ્થાન આપ્યું હતું. ભક્તોના પત્રોના જવાબમાં પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે "દત્ત" નામનો વિશાળ અર્થ તેમને પત્ર દ્વારા જણાવ્યો હતો.

## (૧૦) શ્રીગુરુચરિત્રનો મહિમા : સ્વામી મહારાજના સ્વમુખે :

શ્રીસ્વામી મહારાજે સ્વમુખે આ પ્રમાણે પોતાના એક વિદ્વાન શિષ્યને મહિમા સંભળાવ્યો હતો. "એક વિદ્વાન દશગ્રંથી બ્રાહ્મણના શરીરે કોઢ થયો હતો. દવા લેવા છતાં તે મટ્યો નહીં. આથી તે નરસોબાવાડી દત્તભગવાનને શરણે આવ્યો. તે દશગ્રંથી બ્રાહ્મણ સ્નાનોપરાંત મધ્યાહ્ન સુધી ઋગ્વેદની પોથી સાથે રાખી વેદપઠન કરતો. ઘણા દિવસો સુધી તે બ્રાહ્મણનો ક્રમ આ પ્રમાણે ચાલુ રહ્યો.



એક દિવસ વેદપાઠ ચાલુ હતો ત્યારે એક બાળક તેમની પાસે આવ્યું અને પૂછવા લાગ્યું, "શાસ્ત્રીજી, શું વાંચો છો? વેદ? શ્રીગુરુચરિત્ર વાંચો." શાસ્ત્રીજીને લાગ્યું કે અહીંના લોકોને શ્રીગુરુચરિત્ર સિવાય બીજા કશાની ખબર નથી. શાસ્ત્રીજીએ વેદપઠન ચાલુ રાખ્યું. બીજા દિવસે પણ તે જ બાળક આવ્યું અને આગલા દિવસે કહ્યા પ્રમાણે કહીને જતું રહ્યું. ત્રીજા દિવસે પણ બાળકનો તે જ પ્રમાણે ક્રમ રહ્યો. શાસ્ત્રીજીએ પોતાનું વેદપઠન ચાલુ રાખ્યું.

ત્રીજા દિવસે સાંજે શાસ્ત્રીજીનું ગળું સૂજી ગયું. આચમનનું પાણી પણ તેમનાથી પીવાતું નહીં. વૈદ પાસે દવા લીધી પરંતુ કોઇ ફાયદો ન હતો. જે પૂજારી બ્રાહ્મણને ઘરે શાસ્ત્રીજી ઊતર્યા હતા તેમને ચિંતા થઇ. તેમને આકસ્મિક પ્રેરણા થઇ અને તેમને લાગ્યું કે આ કોઇ દૈવી સંકટ લાગે છે. પૂજારીએ શાસ્ત્રીજીને પૂછ્યું, "તમને કોઇ સ્વપ્નદષ્ટાંત થયો છે?"

શાસ્ત્રીજીએ જણાવ્યું કે દૃષ્ટાંત તો થયો નથી પરંતુ વેદપઠન સમયે એક બાળક છેલ્લા ત્રણ દિવસથી આવીને કહે છે કે વેદપઠન છોડી શ્રીગુરુચરિત્ર વાંચો. પૂજારીએ તેમને જણાવ્યું કે તે બાળકસ્વરૂપે દત્તભગવાન જ તમને આજ્ઞા કરવા આવ્યા હતા. તમે તેમની આજ્ઞા ન માની એટલો તમારો અપરાધ છે. અપરાધની ક્ષમા માંગવી હોય તો દત્ત ભગવાનની સામે નાક ઘસીને ક્ષમા પ્રાર્થો તથા વિનંતી કરો કે જો બાળકસ્વરૂપે આપ આવ્યા હો અને આપની આજ્ઞાભંગને લીધે મારું ગળું સૂજી ગયું હોય તો આપની વિભૂતિ હું શરીરે લગાડીશ. તેને લીધે મારી પ્રકૃતિ સારી થવી જોઇએ. તેમ થાય તો આવતી કાલથી હું વેદપઠન થંભાવીને શ્રીગુરુચરિત્રનાં પારાયણ શરૂ કરીશ. તેના વડે મારો કોઢ દૂર થાય તેવી પ્રાર્થના છે.



ત્યાર બાદ દશગ્રંથી બ્રાહ્મણે તે પ્રમાણે સળંગ શ્રીગુરુચરિત્રનાં સાત સપ્તાહપારાયણો કર્યાં. સાત સપ્તાહ પૂર્ણ થતાં જ બ્રાહ્મણનો કોઢ મટી ગયો અને તેનું શરીર દિવ્ય થયું.

ઉપર પ્રમાણે શ્રીગુરુચરિત્રનો મહિમા કહીને શ્રીસ્વામી મહારાજે તે વિદ્વાન શિષ્યનાં પત્નીનું અનિષ્ટ દૂર કરવા શ્રીગુરુચરિત્રનાં સાત સપ્તાહપારાયણ કરવા જણાવ્યું. સાત સપ્તાહપારાયણ પૂર્ણ થતાં જ તે ભક્તની પત્નીનો અપમૃત્યુમાંથી બચાવ થયો. જાલવણમાં પણ દાસનવમીનિમિત્તે સ્વામી મહારાજે દાસબોધગ્રંથ (સમર્થ સ્વામી રામદાસ કૃત) ઉપર નિરૂપણ કરેલું. એક વિદ્વાન પંડિત દાસબોધ ગ્રંથને તુચ્છ સમજતો હતો. સ્વામી મહારાજે દાસબોધ ગ્રંથની એક એક ઓંવી સંભળાવી અને તેની સમકક્ષ શ્રુતિવાક્યોને ટાંક્યાં.

શ્રીસ્વામી મહારાજે તે વિદ્વાન પંડિતને જણાવ્યું હતું કે ગ્રંથની ભાષા તરફ ધ્યાન ન આપો. તેમાં જ્ઞાનભંડાર ભર્યો છે કે નહીં તે જુઓ. વેદપઠન કરવા છતાં તે પંડિતના ઘરે બ્રહ્મરાક્ષસનો ત્રાસ હતો. શ્રીસ્વામી મહારાજે કહ્યું, શ્રીગુરુચરિત્રનું પારાયણ કરો, તેથી બ્રહ્મરાક્ષસને મુક્તિ મળશે. તે વિદ્વાને શ્રીસ્વામી મહારાજના કહ્યા પ્રમાણે પ્રાકૃત શ્રીગુરુચરિત્રનું પારાયણ કર્યું, જેનાથી બ્રહ્મરાક્ષસને મુક્તિ મળી અને વિદ્વાનને બ્રહ્મરાક્ષસના ત્રાસમાંથી મુક્તિ મળી.





# વિભાગ - ૪

# પ.પૂ.શ્રીસ્વામી મહારાજના ઉપદેશનો સાર





શ્રીસ્વામી મહારાજે ગરુડેશ્વરમાં એક દિવસ ભાષ્યપાઠ પછી કહ્યું, "આજ સુધી જે પ્રત્યક્ષ ઉપદેશ આપ્યો તથા ગ્રંથો લખ્યા તેનો સાર કહેવાનો છે.

(૧) મુક્તિનો લાભ લેવો તે મનુષ્યજન્મનું મુખ્ય કર્તવ્ય છે.

(૨) તે માટે પ્રથમ મન સ્થિર થવું જોઈએ જેના માટે વર્ણાશ્રમવિહિત ધર્મનું યથાશાસ્ત્ર આચરણ કરવું જોઈએ.

(૩) વેદાંતનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન નિત્ય કરવું જોઈએ.

(૪) ખાસ કરીને શ્રવણ તરફ વિશેષ ધ્યાન આપવું. તેને લીધે મનની આસક્તિ ઓછી થશે.

(૫) સાત્ત્વિકપ્રવૃત્તિને લીધે જ મનુષ્યની ઉન્નતિ થાય છે. સાત્ત્વિક પ્રવૃત્તિ માટે આહાર હિત, મિત અને મેધ્ય એટલે પવિત્ર હોવા તરફ ધ્યાન આપવું જોઈએ.

(૬) આપણી પ્રકૃતિ સાત્ત્વિક થઈ છે કે નહિ તેને ઓળખવાનાં લક્ષણો આ પ્રમાણે છે. (અ) સ્વધર્મ માટે દૃઢ શ્રદ્ધા. (આ) સ્નાનસંધ્યા, દેવપૂજા, પંચમહાયજ્ઞ યોગ્ય સમયે કરવાં.

(૭) અતિથિસત્કાર, ગો-સેવા, કથા-કીર્તન, ભજન તથા પુરાણ-શ્રવણ કરવું.

(૮) બધા જોડે મધુર ભાષણ કરવું.

(૯) બીજાને નુકસાન ન થાય તેવું વર્તન રાખવું.

(૧૦) માતા-પિતાની સેવા કરવી. સ્ત્રીઓએ વિવાહ પછી સાસુ-સસરા તથા ઈતર વડીલ માણસોની આજ્ઞામાં રહેવું. પતિની દૃઢ નિષ્ઠાથી સેવા કરીએ એટલે આપણી વૃત્તિ સાત્ત્વિક થાય છે એમ માનવું.

(૧૧) ઉદરનિર્વાહ માટે વેપાર, ખેતી, નોકરી કે કોઈ પણ વ્યવસાય કરો પણ વેદવિહિત કર્મ તથા ગુર્વાજ્ઞાપાલન અવશ્ય કરવું.



(૧૨) સ્વકર્મ કરીએ ત્યારે જ અંતઃકરણ શુદ્ધ થાય છે. અંતઃકરણ શુદ્ધ થાય એટલે ઉપાસના સ્થિર થાય છે. ઉપાસના સ્થિર થાય એટલે મનને શાંતિ મળે છે અને મનની ગરબડ અટકે એટલે આત્મજ્ઞાન થઈને મોક્ષનો લાભ થાય છે."

ઉપર પ્રમાણે ઉપદેશ કરીને શ્રીસ્વામી મહારાજે સાત જ્ઞાનભૂમિકા પણ સુંદર રીતે સમજાવી અને અંતમાં કહ્યું, "આ બધું ટૂંકાણમાં કહ્યું છે. આ પ્રમાણે જે આચરણ કરશે તે પૂર્ણ સુખી થશે."





# વિભાગ - ૫

# ગ્રંથ-સ્તોત્રનાં નિર્માણ સ્થળ
# અને
# સંદર્ભ ગ્રંથની સૂચિ



(ઇ) શ્રીસ્વામી મહારાજ દ્વારા રચાયેલ ગ્રંથો અને સ્તોત્રો :

| ક્રમ | સમય | સ્થળ | રાજ્ય | ગ્રંથ-સ્તોત્રનાં નામ |
|---|---|---|---|---|
| ૧. | ૧૮૮૯ | માણગાંવ | મહારાષ્ટ્ર | દ્વિસાહસ્રી-મૂળ ગ્રંથ સંસ્કૃત |
| ૨. | ૧૮૯૨ | બ્રહ્માવર્ત | ઉત્તરપ્રદેશ | શ્રીદત્તપુરાણ (સંસ્કૃત) |
| ૩. | ૧૮૯૩ | હરિદ્વાર | ઉત્તરપ્રદેશ | ગંગાસ્તુતિ ૫ શ્લોક |
| ૪. | ૧૮૯૬ | નેમાવર | મધ્યપ્રદેશ | નર્મદાસ્તુતિ, નર્મદાલહરી |
| ૫. | ૧૮૯૭ | પેટલાદ | મધ્યપ્રદેશ | શ્રીદત્તલીલામૃતાબ્ધિસાર (પ્રાકૃત-મરાઠી) |
| ૬. | ૧૮૯૭ | ચિખલદા | મધ્યપ્રદેશ | મિત્ર મિત્ર જરિ ભાંડતી (અભંગ) (દિવાળી) |
| ૭. | ૧૮૯૮ | તિલકવાડા | ગુજરાત | કૂર્મપુરાણ (તેલુગુમાંથી દેવનાગરી) |
| ૮. | ૧૮૯૮ | બરકાલ | ગુજરાત | અનસૂયાસ્તોત્ર (અત્રિઆશ્રમ) |
| ૯. | ૧૮૯૯ | પ્રભાસ પાટણ | ગુજરાત | દ્વિસાહસ્રી પર ટીકા અધ્યાય ૧થી ૯ |
| ૧૦. | ૧૮૯૯ | દ્વારકા | ગુજરાત | દ્વિસાહસ્રી ટીકા: અધ્યાય ૧૦ થી ૨૩, બોધ રહસ્ય-યોગ રહસ્ય-ટીકા, ગ્રંથની ચૂર્ણિકા |
| ૧૧. | ૧૮૯૯ | સિદ્ધપુર | ગુજરાત | સિદ્ધસરસ્વતીસ્તુતિ |
| ૧૨. | ૧૯૦૦ | ચિખલદા | મધ્યપ્રદેશ | માઘમાહાત્મ્ય(પ્રાકૃત,મરાઠી) |



| | | | | |
|---|---|---|---|---|
| ૧૩. | ૧૯૦૦ | મંડલેશ્વર | મધ્યપ્રદેશ | કૃષ્ણાવેણી પંચગંગા યુતિસ્થંસ્તોત્ર,વેદસ્તુતિ અને બ્રહ્મસ્તુતિ |
| ૧૪. | ૧૯૦૧ | મહત્પુર | મધ્યપ્રદેશ | દત્તપુરાણ ગ્રંથ પરથી પ્રાકૃતમાં દત્તમાહાત્મ્ય અને ત્રિશતી ગુરુચરિત્ર |
| ૧૫. | ૧૯૦૧ | આલોટ | મધ્યપ્રદેશ | અનાદિ કલ્પેશ્વરસ્તોત્ર |
| ૧૬. | ૧૯૦૨ | બ્રહ્માવર્ત | ઉત્તરપ્રદેશ | સમશ્લોકી ગુરુચરિત્ર (સંસ્કૃત) |
| ૧૭. | ૧૯૦૩ | બ્રહ્માવર્ત | ઉત્તરપ્રદેશ | લઘુ મનનસાર |
| ૧૮. | ૧૯૦૪ | બ્રહ્માવર્ત | ઉત્તરપ્રદેશ | સપ્તશતી ગુરુચરિત્ર સાર-પ્રાકૃત |
| ૧૯. | ૧૯૦૪ | ગાણગાપુર જતાં કૃષ્ણાતીરે | મહારાષ્ટ્ર | શ્રીકૃષ્ણામાએ દર્શન આપ્યું- એ ૫૧શ્લોકનું કૃષ્ણાલહરી સ્તોત્ર |
| ૨૦. | ૧૯૦૪ | ગાણગાપુર | કર્ણાટક | ગુરુસ્તુતિ 'અખંડ આત્મા અવિનાશી દત્ત' |
| ૨૧. | ૧૯૦૫ | નરસી | મહારાષ્ટ્ર | દત્તચંપૂ અને કરુણાત્રિપદી |
| ૨૨. | ૧૯૦૭ | મલિકવાડ | મધ્ય પ્રદેશ | શતશ્લોકી |
| ૨૩. | ૧૯૦૭ | બઢવાઇ | મધ્ય પ્રદેશ | સાકારતા તારકા સ્તોત્ર |
| ૨૪. | ૧૯૦૭ | હંપી | કર્ણાટક | કુમારશિક્ષા |
| ૨૫. | ૧૯૦૭ | તંજાવર | તામિળનાડૂ | સમશ્લોકી પર ચૂર્ણિકા |



| | | | | |
|---|---|---|---|---|
| | | | | કૃષ્ણાલહરી પર ટીકા. |
| ૨૬. | ૧૯૦૮ | મુકિતશ્વરપૂર ઉર્ફે મુકત્યાલા | આંધ્ર | યુવાશિક્ષા વૃદ્ધશિક્ષા-સ્ત્રીશિક્ષા, ગોદાવરી સ્તુતિ |
| ૨૭. | ૧૯૦૯ | પવની | મહારાષ્ટ્ર | વૈનગંગા સ્તુતિ |
| ૨૮. | ૧૯૧૦ | ગુર્લેહોસુર | કર્ણાટક | 'ભૂતપ્રેત પિશાચાદ્યા' સર્વરોગ-બાધાનિવારક સ્તોત્ર (શાંતિસ્તોત્ર) |
| ૨૯. | ૧૯૧૦ | હાવનૂર | કર્ણાટક | તુંગભદ્રાસ્તુતિ અને ત્રિપુરાન્તકેશ્વર સ્તુતિ |





## સંદર્ભ ગ્રંથની સૂચિ


(૧) શ્રીગુરુલીલામૃત (ગુજરાતી) પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ કૃત.

(૨) શ્રીગુરુદેવચરિત્ર (મરાઠી) શ્રીવાસુદેવનિવાસ, પૂના-૪.

(૩) શ્રીગુળવણી મહારાજનું ચરિત્ર શ્રીવાસુદેવનિવાસ, પૂના-૪.

(૪) શ્રીસીતારામ મહારાજ ચરિત્ર (મરાઠી) લેખક : ડૉ.કેશવરાવ જોષી.

(૫) શ્રીશિવાનંદ ટેમ્બે લેખક : શ્રીધર દત્તાત્રેય આગાશે. (મરાઠી) સંતકૃપા પ્રકાશન.

(૬) નામ-જપાચે મહત્ત્વ (મરાઠી) લેખક : નામયોગી શ્રીરામચંદ્ર કૃષ્ણ કામત.

(૭) શ્રીયક્ષિણીમાહાત્મ્ય (મરાઠી) લેખક : વૈદ્યરાજ શ્રીજનાર્દન શ્રીપાદ ગણપત્યે, માણગાંવ.

(૮) શ્રીચરિત્રસુધા (મરાઠી) લેખક : શ્રીમધુકર ગજાનન સુળે.
(પૂ.શ્રીબ્રહ્મચારી મહારાજ ઉર્ફે શ્રીલંગડે મહારાજનું ચરિત્ર.)

(૯) સુમનાંજલિ ચા સુવાસ (મરાઠી) સંકલનકર્તા શ્રીપાદ ર. ફળણીકર.

(૧૦) ચૈતન્યા ચા આનંદ (મરાઠી) પૂ.શ્રીનાના મહારાજ તરાણેકર ચરિત્ર લેખક : શ્રીઅરવિંદ આગાશે, ખામગાંવ (જિ. બુલઢાણા).

(૧૧) પ.પ.શ્રીયોગાનંદ સરસ્વતી ઉર્ફે શ્રીગાંડા મહારાજ ચરિત્ર (મરાઠી) લેખક : સંજય દત્તોપંત દેશમુખ. (અંબડકર)

(૧૨) નારેશ્વરનો નાથ (ગુજરાતી) લેખક : શ્રીઅમૃતલાલ નાથાભાઇ મોદી, નારેશ્વર.

(૧૩) વૈદ્ય ગંગાધર અણ્ણાજી મહંમદપુરકર, નિસરપૂર અને વાસુદેવ રાજારામ નાયક, (ઉજ્જૈન)ની હસ્તલિખિત પ્રત.

(૧૪) શ્રીદત્તસંપ્રદાયાચા ઈતિહાસ લેખક : શ્રીઢેરે.

# ભગવાન શ્રી દત્તાત્રેય



बालार्कप्रभमिन्द्रनीलजटिलं भस्माङ्गरागोज्ज्वलं।
शान्तं नादविलीनचित्तपवनं शार्दूलचर्माम्बरम् ।।
ब्रह्मज्ञै: सनकादिभि: परिवृतं सिद्धै: समाराधितं।
दत्तात्रेयमुपास्महे हृदि मुदा ध्येयं सदा योगिभि: ।।



## આરતી

જય જય શ્રીમદ્ ગુરુવર સ્વામિન્ પરમાત્મન્ હંસા ॥
વાસુદેવાનંદસરસ્વતી આરતી તદ્ હંસા ॥ધ્રુ॥
સોઽહં હંસઃ પક્ષાભ્યાં સંચરસિ હ્યાકાશે।
વાસસ્તે ખલુ લોકે સત્યે ક્રીડા તવ માનસે ॥જય૦॥૧॥
મુક્તાહારો બ્રહ્મવાહકો વૈરાગ્યરૂપધર।
ભક્તરાજહૃદ્ધ્વાંતતમોહર સ્વગુરુ માં ચ હર ॥જય૦॥૨॥
પક્ષસ્યૈકૈર્વાતૈર્નૈતે ભીતાઃ કાકાદ્યાઃ।
પલાયિતાસ્તે દ્રુતં ત્રાણાય દ્રવન્તિ યાદશ્યાઃ ॥જય૦॥૩॥
એવં સતિ ખલુ બાલસ્સોઽહં ગ્રસિતઃ કામાદ્યૈઃ।
માતસ્તારય મોદ્ધર કૃપયા પ્રેષિતશાંત્યાદ્યૈઃ ॥જય૦॥૪॥
દાસસ્તે નરસિંહસરસ્વતી યાચે શ્રીચરણમ્।
ભક્તિપ્રદે વાસસ્તે હૃદિ સતતં મે શરણમ્ ॥જય૦॥૫॥

(મહર્ષિ શ્રીરંગ અવધૂત ગુરુમહારાજના હસ્તાક્ષરમાં)

